वर्ष १९ मुं
ग्रंथांक
२२६–२२८

विविध ग्रंथमाला

सं० १९८५
आश्विनथी
भा.सो

વાર્ષિક રૂ. ૪) પાકાં પૂંઠાં ૫) પો૦ માફ.
તંત્રી ભિક્ષુ—અખંડાનંદ.

# महान साध्वीओ

## १५ साध्वीओनां वृत्तांत

અનુવાદકો:—
શિવપ્રસાદ દલપતરામ પંડિત. મુ. કોટા;
કાસમ હીરજી ચારણિયા. મુ. ફરલા
અને સ્વ૦ નારાયણ હેમચંદ

प्रसिद्धिस्थान—सस्तु साहित्य वर्धक कार्यालय

अमदावाद
ભદ્રપાસે

છુટક રૂ. ૧ા સાદુ ૧ પે. જુદું

मुंबई—२
કાલબાદેવી

વિવિધ ગ્રંથમાળા, ગ્રંથાંક ૨૨૬ થી ૨૨૮, વર્ષ ૧૯ મું—સં० ૧૯૮૫

# महान साध्वीओ

(૧૫ સાધ્વીઓનાં વૃત્તાંત)


अनुवादको:—

શિવપ્રસાદ દલપતરામ પંડિત. મુ. કોટા;

હાસમ હીરજી ચારણિયા. મુ. કુરલા

અને સ્વ० નારાયણ હેમચંદ્ર



सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ—અખંડાનંદ

અમદાવાદ અને મુંબઈ—૨

પૃષ્ઠ ૪૩૨, પ્રત ૫૩૦૦, પ્રસિદ્ધિ વૈશાખ—૧૯૮૬માં

પાકું પૂંઠું ૦|, સાદું ૦|,

# प्रकाशकना बे बोल

“વિવિધ ગ્રંથમાળા”ના અંક ૨૨૬ થી ૨૨૮ તરીકે સં. ૧૯૮૫નું આ છેલ્લું પુસ્તક હોઈ તેમાં ૧૫ મહાન સાધ્વીઓનાં ચરિત્ર છે. ૧૨ ચરિત્ર શ્રીયુત શિવપ્રસાદ દલપતરામ પંડિતે નિષ્કામભાવે અનુવાદિત કરી આપ્યાં હતાં. બાકીનાં ત્રણ ચરિત્ર પૈકી કેરોલીન હર્શેલનું ચરિત્ર “બુદ્ધિપ્રકાશ” માં છપાયલું તે લીધું છે; બહેન દોરાનું ચરિત્ર સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્રે ૩૦–૪૦ વર્ષપર પ્રસિદ્ધ કરેલું તે બનતા સંશોધનપૂર્વક લીધું છે; અને જોન ઑફ આર્કવાળું ચરિત્ર શ્રીયુત હાસમ હીરજી ચારણિયાને હાથે યોજાઈ સોળ વર્ષપર “ચરિત્રમાળા” દ્વારા નીકળેલું તે લીધું છે. આમાંની સાધ્વીઓ હિંદ બહારની હોવા છતાં વર્તમાન ભારતીય બહેનો માટે, તેમજ બંધુઓ માટે પણ એમનાં વૃત્તાંત કેવાં અસરકારક, પ્રેરક અને ઉપકારક છે; તે સમજવામાં આ પછી પ્રસ્તાવનાદિ અપાયું છે તે પણ મદદગાર તો થશેજ. આ સેવક અહીં એક ખાસ ભિક્ષા યાચે છે કે, પ્રત્યેક વાંચનાર પોતે આમાંનું દરેક ચરિત્ર વાંચીને તરતજ પોતાનું જીવન અત્યારે કેવું છે, અને તેને કયી તરફ વાળીને કેવું બનાવી શકાય તેમ છે; તે તરફ પણ પૂરેપૂરું ધ્યાન આપે. જે કોઈ આ પ્રમાણે કરશે, તેમને પોતાની અંધશ્રદ્ધા અને ઘેટાંચાલ અને સ્વાર્થવૃત્તિ માટે શરમ આવી આ ઉથલપાથલના સમયમાં જ્યાં ત્યાં સાચા સન્માર્ગ મેળવી શકશે એમાં શક નથી. ૐતત્સત્

રામનવમી
સં. ૧૯૮૬ } ભિક્ષુ–અખંડાનંદ

# विविध ग्रंथमाळानो संवत १९८५ नो पृष्ठमेळ

| ગ્રંથાંક | ગ્રંથનું નામ | મૂલ્ય | સાદું | પૃષ્ઠ |
|---|---|---|---|---|
| ૧૭ થી ૨૨૦ | શુભસંગ્રહ–ભાગ ૫મો | ૧ાા | ૧ા | ૪૦૦ |
| | ઉપલા ગ્રંથના મોટા કદ બદલ ઉમેરવાનાં | | | ૨૦૦ |
| ૧ થી ૨૨૨ | શ્રીસુબોધ રત્નાકર | ૦ાાા | ૦ાાા= | ૨૭૬ |
| ૩ થી ૨૨૫ | સ્વામી વિવેકાનંદ–ભાગ ૧૧. | ૧ાા= | ૧ા | ૪૮૦ |
| ૨૬ થી ૨૨૮ | મહાન સાધ્વીઓ | ૧ા | ૧) | ૪૨૦ |
| | કુલ | ૫)= | ૪)= | ૧૭૭૬ |

# अनुक्रमणिका



# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૭ | બ | બહુ |
| ૧૦૬ | ૧ | गेया | गेयॉं |
| ૧૦૯ | ૧૬ | દુઃખાશ્રથીજ | દુઃખાશ્રુથીજ |
| ૧૨૫ | ૧૧ | ડબવાને | ડુબવાને |
| ૨૦૨ | ૩૪ | સન્યવ્યૂહને | સૈન્યવ્યૂહને |
| ૨૦૬ | ૧૭ | છે તો | તો |
| ૨૫૮ | ૧૨ | ાસ્પિટલમાં | હૉસ્પિટલમાં |
| ૨૭૦ | ૩૩ | ચિ્ન | ચિહ્ન |
| ૨૭૧ | ૧૧ | કેવા | કેવી |
| ૨૮૯ | ૧ | આર્ક | આર્ક |
| ૨૯૫ | ૪ | ઉ શ | ઉદ્દેશ |
| ૩૨૦ | ૧૩ | ૂમી | ઝૂમી |
| ૩૪૫ | ૧૨ | છટાં | છૂટાં |
| ૩૪૯ | ૫ | ૂજતી | ધ્રૂજતી |

# અનુવાદકની પ્રસ્તાવના

આજથી સોળેક વર્ષ પૂર્વે "ભારતનાં સ્ત્રીરત્નો"ના ત્રણ ભાગ લખ્યા, ત્યારથીજ મારા હૃદયમાં અભિલાષ હતો કે, અન્ય દેશનાં સ્ત્રીરત્નોનાં પુણ્ય ચરિત્રનો એકાદ ગ્રંથ ગુર્જરી માતા માટે લખું. એજ ઉદ્દેશ્યથી પ્રેરાઇને દશ બાર વર્ષ ઉપર આમાંનાં સાત ચરિત્રો લખ્યાં હતાં. શ્રીયુત અમૃતલાલ ગુપ્તના 'તાપસી' નામના ગ્રંથમાંથી 'સેઇન્ટ ટેરેસા' 'સાધ્વી ઇલિઝાબેથ' 'સાધ્વી કેથેરિન' 'મેડમ ગેયોં' અને 'બ્રહ્મવાદિની કુમારી કૉબ'નાં ચરિત્રોનો અનુવાદ એમની રજા મેળવી કર્યો હતો. રાબેયાનું ચરિત્ર શ્રીયુત ચારુચંદ્ર બંદોપાધ્યાયના એક નાનકડા બંગાળી ગ્રંથનું ભાષાંતર છે. કલકત્તા વિશ્વવિદ્યાલયમાં ઈ. સ. ૧૯૦૯ના વર્ષમાં એન્ટ્રન્સની પરીક્ષાના અભ્યાસક્રમમાં એ પુસ્તકને પાઠ્ય પુસ્તકતરીકે સ્વીકારવામાં આવ્યું હતું. મેરી કાર્પેન્ટરનું ચરિત્ર પ્રસિદ્ધ ગ્રંથકાર સ્વર્ગસ્થ શ્રીયુત રજનીકાંત ગુપ્તના લઘુ ગ્રંથનો અનુવાદ છે. 'ઝુબેદા ખાતુન'નું ચરિત્ર મુસ્લીમ લેખક મૌલવી શેખ અબ્દુલ જબ્બારના 'આદર્શ રમણી' નામક ગ્રંથમાંથી ભાષાંતર કરીને લેવામાં આવ્યું છે. 'એનિટા'નું ચરિત્ર શ્રીયુત યોગેશચન્દ્ર વસુના લેખનો અનુવાદ છે, અને બીજાં ચરિત્રો 'ભારત–મહિલા' આદિ માસિકોમાંના લેખના અનુવાદરૂપે છે.

આ ગ્રંથનું નામ મેં તો 'વિદેશી સ્ત્રીરત્નો' રાખ્યું હતું, પરંતુ પ્રકાશક મહોદયે 'મહાન સાધ્વીઓ' નામથી એનો પરિચય કરાવવાનું યોગ્ય ધાર્યું છે. આ પુસ્તકમાં વર્ણવેલી સન્નારીઓ સાધ્વી અવશ્ય છે અને એમનાં પવિત્ર ચરિત્રો જગપ્રસિદ્ધ થવા યોગ્ય છે, એ પણ નિર્વિવાદ છે. પરંતુ શોક સાથે સ્વીકારવું પડશે કે, સ્વદેશાભિમાન અને સ્વધર્મપ્રેમની આડમાં રહેલાં પ્રાદેશિક સંકીર્ણતા અને ધર્માંધતાના દોષને લીધે ભારતના કેળવાયલા વર્ગમાંથી પણ ઘણા થોડાઓજ અન્યધર્મી મહાપુરુષો અને મહાન સન્નારીઓની જીવનકહાણી સાંભળવા પ્રયત્ન કરે છે. ભિન્ન ભિન્ન ધર્મ અને દેશનાં સ્ત્રીપુરુષો એકબીજાની મહાન વ્યક્તિઓનો પરિચય મેળવી અન્યોન્ય ભક્તિભાવ પોષે તો સંસારમાંથી અનેક કલહ નાશ પામે. ભક્તોનાં જીવનચરિત્ર માનવજાતિને માટે ઘણા આદરની વસ્તુ છે. મોહમાયાનાં બંધનોથી જકડાયલા અને ષટ્–વિકારોથી પીડાતા મનુષ્યોને માટે એવાં ચરિત્રો ઉપકારક નીવડે છે. આ ચરિત્રોના અભ્યાસથી સહૃદય વાચકોને ખાત્રી થશે કે, સર્વ ધર્મોમાં નીતિ, પવિત્રતા અને ત્યાગનાં અનેક સામાન્ય તત્ત્વો રહેલાં છે. પાર્થિવ ધનસંપત્તિ તથા યશ, માન, કીર્તિ વગેરેને લાત મારી સાદું જીવન ગાળનારા ભાગ્યશાળી જીવોજ સાચા ઈશ્વરભક્ત અને સાધુ–સાધ્વી ગણાવા ભાગ્યશાળી નીવડે છે. આવાં ચરિત્રોનું અવ-

લોકન અને મનન કરનારને વિધર્મીઓની નિંદા કરવામાં સમયનો દુરુપયોગ કરવાનું મન નહિ થાય; પણ આત્મસંયમ, ત્યાગ અને તપસ્યાદ્વારા પ્રભુના ચરણમાં આશ્રય લેવાની ઇચ્છા ક્ષણભરને માટે પણ અવશ્ય ઉપજશે. આવાં ચરિત્રોના અભ્યાસથીજ આ જડવાદના યુગમાં પ્રતીતિ થાય છે કે "આ પૃથ્વીમાં ધર્મજ દુર્લભ પદાર્થ છે, ધર્મને સારૂજ માણુસનો જન્મ છે, અને ઇશ્વરના ચરણમાં આત્મ-સમર્પણ કરી શકાય તોજ જીવનનું સાર્થક છે." પ્રભુપ્રેમની સાર્થકતા માત્ર એકાંતમાં બેસીને પ્રભુનું ધ્યાન ધરવામાંજ રહેલી નથી, પણ પ્રભુએ સર્જેલાં માનવો, પશુપક્ષીઓ અને વનસ્પતિની સેવામાં પણ રહેલી છે; એનું ભાન આવાં ચરિત્રો કરાવે છે. ભારત-વર્ષનાં ધર્મપ્રેમી સ્ત્રીપુરુષોએ સ્વધર્મ અને સેવાભાવના એ અભેદપ્રત્યે પણ બહુ લક્ષ આપવાની આવશ્યકતા છે. પ્રહ્લાદાદિની કૉબ તથા કુમારી કાર્પેન્ટરનાં ચરિત્રો ઉપરથી જણાશે કે, સ્ત્રીઓ સારાં કાર્યમાં મનને પરોવે અને પોતાનું જીવન ભોગવિલાસ કે કાથાકુથલીમાં ગાળવાને બદલે માનવબંધુની સેવાના સત્કાર્યમાં પરોવે તો એ વિષયમાં તો જરૂર તેઓ પુરુષોને હંફાવે. કોમળ હૃદય, દીનજનો-પ્રત્યે દયા, ધર્મભીરુતા, એ એમના સ્વાભાવિક ગુણો છે. પ્રત્યક્ષ-રૂપે કર્મક્ષેત્રમાં ન ઉતરનાર સ્ત્રી આદર્શ ગૃહિણી બની પતિને સન્માર્ગમાં કેવી રીતે પ્રોત્સાહિત કરી શકે છે એનું દૃષ્ટાંત એનિટાના ચરિત્રમાંથી મળી આવશે.

આ ચરિત્રો વાંચ્યા અને લખ્યાથી મને પોતાને તો ઘણો લાભ થયો છે અને આ ગ્રંથ વાંચવાથી સહૃદય બંધુઓ અને ભગિની-ઓને આધ્યાત્મિક ઉન્નતિમાં લેશ પણ સહાયતા મળશે, તો તો હું મારા એ પ્રયાસને સફળ સમજીશ.

સ્ત્રીઓનાં જીવનચરિત્ર તો સ્ત્રીઓજ વાંચે એવી એક ભૂલ-ભરેલી માન્યતા આપણા દેશમાં સાધારણ રીતે પ્રવર્તેલી જોવામાં આવે છે. એને લીધે સ્ત્રીઓની પુણ્યગાથા સાંભળવાથી આપણે કમ-નસીબ રહીએ છીએ. આ ગ્રંથને પુરુષો પણ આદરથી વાંચે અને વિચારે એવી અભિલાષા રાખવી એ શું અનુચિત ગણાશે ?

ઉપર જે જે લેખકોના ગ્રંથ અથવા લેખ ઉપરથી આ ચરિત્રો લખવામાં આવ્યાં છે, તેમનો હું ખરા અંતઃકરણપૂર્વક ઋણી છું.

ભાષા, શૈલી તથા જોડણી વગેરે માટે (પ્રકાશક સંસ્થાએ પણ યથાશક્ય યત્ન કરવા છતાં) કાંઇ ભૂલચૂક રહી હોય તો તે માટે ઉદારહૃદય વાચકોની ક્ષમા યાચી વીરમું છું.

મકરસંક્રાન્તિ—૧૯૮૬<br>
મંગળવાર તા. ૧૪—૧—૧૯૩૦ } શિવપ્રસાદ દલપતરામ પંડિત

# જોન ઑફ આર્ક વિષે પ્રસ્તાવના અને નિવેદન

## ૧—અનુવાદકની પ્રસ્તાવના

જેનો ઇતિહાસ વાંચી લોકોનાં રોમેરોમ ખડાં થાય, સ્ત્રી-શક્તિના ઉચ્ચ આદર્શનો કંઇક ખ્યાલ આવે અને સ્વદેશાભિમાનના સમુદ્રમાં હૃદય ઝોલાં ખાય, એવી હિંદુસ્તાનના ઇતિહાસમાં શું કોઇ વીરબાળા નથી ? હા, ઘણી છે. રજીઆ બેગમ, ચાંદબીબી, અહલ્યાબાઈ વગેરે. પણ આ વીરબાળાઓને ઇતિહાસમાં સોનાના અક્ષરથી પોતાનાં નામ અમર કરવા ઘણી અનુકૂળતા હતી; તેથીજ દૂરના યૂરોપખંડની એક ફ્રેન્ચ બાળાનો પાંચ સૈકા પહેલાંનો અદ્દભુત ઇતિહાસ પસંદ કરવામાં આવ્યો છે. આવી શૂરવીર જગવિખ્યાત બાળા એકજ થઇ છે—અને તે ફ્રાન્સમાંજ. વિદેશી કે વિધર્મી વિભૂતિનો સ્વીકાર કરતાં કોઇએ લાજવાનું નથી. અન્ય દેશના ગૌરવનો સ્વીકાર એ સ્વીકાર કરનારના હૃદયની મહત્તા દર્શાવે છે. આ બાળાના સમયમાં અંગ્રેજો ફ્રાન્સના શત્ર હતા, અને તે વખતે તે પણ અંગ્રેજોની વિરોધી હતી; છતાં પાછળથી તેઓ પણ તેને એક દેવીસ્વરૂપ લેખે છે; કેમકે તેઓ વીરપૂજા કરી જાણે છે.

જોન ઑફ આર્કના જમાનાની સ્થિતિ, વિઘ્નો અને સાધનોનો વિચાર કરીએ તો આ વીરબાળાએ જે મહાભારત કાર્ય કર્યું છે, તે ઇતિહાસના કોઇ પણ મહાન્ કાર્યથી ઉતરે એવું નથી. સીઝરે જગતને જીત્યું હતું, પણ તેની પાસે રોમના યુદ્ધપ્રવીણ અને શૂરવીર યોદ્ધાઓ હોવા ઉપરાંત તે પોતે પણ મહાન યોદ્ધો હતો. નેપોલિયને યૂરોપને ધ્રૂજાવ્યો, પણ તેની સાથે દેશદાઝ જાણનારા યુવકો અને સ્વતંત્રતાનો પાનો પામેલા વિજયવંત લડવૈયા હતા. જોન ઑફ આર્ક તો બાળક હતી, અશિક્ષિત હતી, ગામડાની રહેનાર હતી; છતાં વિદેશીય રાજ્યસત્તા નીચે આવી પડેલી કંગાળ, ઉત્સાહરહિત, ત્રાસથી નિરાશ થઈ ગયેલી અને વિધિને આધીન બનેલા કાયર સરદારવાળી મુરદાલ જેવી ફ્રેન્ચ પ્રજાને તેણે સજીવન કરી; એટલુંજ નહિ પણ શત્રુપર વિજય ઉપર વિજય અપાવ્યા.

કોઇ વ્યક્તિના ચારિત્રની તુલના કરવા માટે માણસે તે વ્યક્તિના જમાના તરફ દૃષ્ટિ કરવી જોઇએ; પરંતુ જોન ઑફ આર્કનું પ્રમાણ એથી વિલક્ષણ છે. એકને બદલે સઘળા જમાનાને દૃષ્ટિમાં રાખી તેના ચારિત્રની તુલના કરીએ, તોપણ તે નિષ્કલંક લાગશે; આદર્શતરીકે લેખીએ તોપણ તે સંપૂર્ણ છે.

જોન ઑફ આર્કના જમાનાનો વિચાર કરીએ, તો તે અદ્-

ભુત વીરબાળાના ચમત્કારથી આપણે આશ્ચર્યચકિત થઈ જઇએ છીએ. દિવસ અને રાત્રિમાં જેટલી ભિન્નતા છે, તેટલીજ ભિન્નતા જોન અને તેના જમાનાનાં માણસો વચ્ચે હતી. દેશમાં સર્વત્ર અસત્યની પ્રબળતા હતી, ત્યારે તે સત્યથી ભરપૂર હતી; પ્રમાણિકતાનું કોઈ નામ ન જાણતું, ત્યારે તે પ્રમાણિક હતી; સત્યનિષ્ઠાની આશા કોઈ તરફથી ન રખાતી, ત્યારે તે સત્યનિષ્ઠ હતી; જ્યારે લોકો પોતાની ક્ષુદ્ર આકાંક્ષાઓ પરિપૂર્ણ કરવા મથી રહ્યા હતા, ત્યારે તે પોતાનો મહાન આત્મા ઉચ્ચ કાર્યવ્યવસાયમાં રોકતી; જ્યારે પ્રજા અસભ્ય હતી, ત્યારે તે સભ્ય રહેતી; જ્યારે ઘોર ક્રૂરતા પ્રચલિત હતી, ત્યારે તે દયા રાખતી; ઉત્સાહ જ્યારે ભાગી પડયો હતો, ત્યારે તે ઉત્સાહી અને ઉત્સાહદાતા હતી; જ્યારે અશ્રદ્ધાનો વાયુ વાતો હતો, ત્યારે તે ભાવિક હતી; ગુલામીના જમાનામાં તે માની હતી; પ્રજાના હૃદયમાંથી આશા અને નિર્ભયતા જ્યારે નાશ પામ્યાં હતાં, ત્યારે તે આશાવંત અને નિર્ભય હતી.

જોન નિઃસ્વાર્થી હતી. તેના કોઇ પણ કાર્ય અથવા શબ્દમાં સ્વાર્થ અથવા તો આત્મલાભની આકાંક્ષાનું ચિહ્ન જણાયું નથી. જ્યારે પોતાના રાજાને તેણે પરતંત્રતામાંથી છોડવી સ્વતંત્ર કર્યો અને તેના શિર ઉપર રાજમુકુટ શોભાવ્યો, ત્યારે માન–અકરામ અને ખિતાબો ધારણ કરવાનું પ્રલોભન તેને દર્શાવવામાં આવ્યું; પણ તે એકની બે થઇ નહિ. પોતાના ગામડામાં જઈ ઘેટાં ચારવાં અને માતૃપ્રેમનો લહાવો લઈ માતાની સેવા કરવી; એજ–જો રાજા રજા આપે તો–તેની ઇચ્છા હતી.

આ ચરિત્ર અક્ષરશઃ અનુવાદરૂપે નથી. એમાં જોનના આત્માના ગૌરવનુંજ બહુધા આલેખન કરવામાં આવ્યું છે. સ્ત્રી અને પુરુષ, બાળક અને યુવાન વાંચી શકે એવી સરળ ભાષા પસંદ કરવામાં આવી છે. જોન ઑફ આર્કના જીવન સાથે સંબંધ નહિ ધરાવનારી મૂળ ગ્રંથની કેટલીક બાબતો છોડી દેવામાં આવી છે; તેમજ રાજ્યકારભાર અને યુદ્ધકળાને લગતી કેટલીક ચર્ચાઓ પણ લેવામાં આવી નથી. ટૂંકમાં આ જોન ઑફ આર્કના ચારિત્રની દિવ્યતાને કરવામાં આવેલું નાનું જેવું નમનજ છે.

**આ ઐતિહાસિક કથાની સત્યતાના પ્રમાણ**
**માટે નીચેના ગ્રંથ જોવા.**

"કૉન્ડેમનેશન એટ રેહેબીલીટેશન ડી જીને ડી આર્ક." કર્તા:—જે. ઈ. જે કવીચેરેટ.

"પ્રોસીસ ડી કૉન્ડેમનેશન ડી જીને ડી આર્ક" કર્તા:—જે ફેબ્રે.

"જીને ડી આર્ક" કર્તા:—એચ. એ. વૉલન.

"જીને ડી આર્ક" કર્તા:—એમ. સેપેટ.

"જીને ડી આર્ક" કર્તાઃ—જે. મીચેલેટ.
"લા ફેમીલી ડી જીને ડી આર્ક" કર્તાઃ—એરિયટ ડી સેઇન્ટ પ્રિક્સ.
"લા વર્જે લોરેન કર્તાઃ—લા કાન્ટેસી એ. ડી કેબેનસ.
"જીને ડી આર્ક' લા વેનરેબલ" કર્તાઃ—મોન્સ્કીન્યુર રીકાર્ડ.
"જોન ઑફ આર્ક" કર્તાઃ—લૉર્ડ રોનાલ્ડ ગાવર એફ. એસ. એ.
"જોન ઑફ આર્ક" કર્તાઃ—જહૉન ઑ હેગન.
"જોન ઑફ આર્ક ધી મેઇડ" કર્તાઃ—જેનેટ ટકી.

હાસમ હીરજી ચારણિયા.

## ૨—પ્રકાશકનું નિવેદન

આમાં એક એવી મહાન કુમારિકાનું જીવનચરિત્ર સાદર થાય છે, કે જેને થઈ ગયાને પાંચસો વર્ષ થયા છતાં જેનું નામ હજી પણ યૂરોપમાં એક દેવીતરીકે વંદન પામે છે. વર્તમાન ભારતવાસીઓની પેઠે તેના સમયનું ફ્રાન્સ પણ માંહોમાંહેના ક્લેશકુસંપાદિ અવગુણોને આધીન હોઇ, તેના ફળરૂપે અનેક દુર્દશાઓ ભોગવતું હતું. આવા સમયમાં ગાઢ અંધકારમાં જેમ એકાએક જ્યોતિનો ઉદય થાય, તેમ કુમારિકા જોન ઑફ આર્ક પ્રકટી નીકળી હતી. અંતરની વિશેષ ઉન્નતિવાળા મહાત્માઓ પાછળથીજ અધિક ઓળખાય છે, કે જ્યારે સમાજના હાથમાં માત્ર તેમની કબરના પથ્થરોને નમન કરવાનુંજ અવશેષ રહ્યું હોય છે ! તેમની હયાતીમાં તેમના અતિ ઉન્નત ઉદ્દગારો અને કાર્યો તરફ થોડાઓજ ધ્યાન આપીને સમજી—સ્વીકારી શકે છે. જ્યાંત્યાં દંભપ્રપંચનાજ હાથમાં રમી રહેલો જનસમાજ, અને તેને તેવી રમતથી આંજી નાખી સ્વાર્થસાધનમાં મચી રહેલા બાજીગરોથી ઉભરાઈ જતા જમાનામાં, એ સમજવું—સ્વીકારવું તો દૂર રહ્યું; પણ ઉલટું એવા મહાજનોપર તેજ દેશકાળનાં મનુષ્યોએ દ્વેષ ધારણ કરી હૃદયવિદારક જુલમ ગુજાર્યાના દાખલા પણ જગતના ઇતિહાસમાં નોંધાયા છેજ. જોન ઑફ આર્કનો દાખલો પણ એજ પ્રકારનો છે. પોતાના દેશના રાજાને અને તેની સમગ્ર પ્રજાને પરતંત્રતાની બેડીમાંથી અનેક વાર પોતાના જીવને જોખમે તથા શસ્ત્રોના ઘા ખમીને જે દિવ્ય કુમારિકાએ મુક્ત કર્યા હતા, અને હજી પણ જેના યોગે દેશના હકમાં મોટા લાભો થનાર હતા; તેજ દિવ્યમૂર્તિ સ્વદેશને ખાતર લડતાં કેદ પકડાયા પછી તેને છોડાવવા માટે કેટલાક હજારની રકમ ખર્ચનાર આખા દેશમાંથી કોઈપણ નીકળ્યું નહોતું ! પરંતુ સ્વાર્થત્યાગ અને દેશસેવાની વાતો વખતે ધૂમાડાની પેઠે ફૂલાઇ જઈ અમલ કરવા સમયે બાર ગાઉ ભાગી જનાર કંઇએક યુવકો જેવી

કાંઇ જોન ઑફ આર્ક નહોતી. યુવાન છતાં તે પરમ આસ્તિક અને અડગ શ્રદ્ધાવાન હતી. તેના ઉપર શત્રુઓ તરફથી ગુજરેલો સીતમ વાંચતાં કોઇ પણ માનવપ્રાણીનું હૃદય કંપી ઉઠયા વિના રહે તેમ નથી; છતાં તે અપાર વેદનાને અડગ શ્રદ્ધાથી ખમનાર દેવી જોન આર્ક! તમારૂં જીવન સર્વ દેશ અને કાળમાં વંદનીય છે. તમારા જેવાં સ્વાર્થત્યાગના અતિ દુર્લભ આદર્શભૂત જીવનોને "વિદેશી" કહી અનાદરની દૃષ્ટિએ જોનાર જીવાત્માઓપર પ્રભુ કૃપા કરે.

વાચક ! શું આવાં અસામાન્ય જીવનો તને પસંદ છે ? ભારતવર્ષમાં અનેકવિધ અસામાન્ય ગુણસંપન્ન માનવરત્નો પેદા થવાની આવશ્યકતા શું તું સમજી શકે છે ? જો હા, તો તે વિચારને તાજા રાખનાર આવાં દેશ વિદેશનાં જીવનચરિત્રોને હમેશાં વંદન અને પઠન કરતાં શીખ અને તારાં બચ્ચાંઓને શીખવ. વળી ભવિષ્યમાં પણ એવાં અસામાન્ય સંતાનો પેદા થવાની આકાંક્ષા તું પોતે ધારણ કરજે; અને ઘરની સ્ત્રીને પણ ધારણ કરાવજે. તારા પ્રત્યેક સંતાનની ગર્ભાવસ્થામાં તેની માતાને આવાં આવાં ઉત્તમોત્તમ જીવનો વંચાવવાં અથવા શ્રવણ કરાવવાં અને તેમાંથી તે સ્ત્રીને જે ચરિત્ર અત્યંત પસંદ પડે તેનું વાચન-શ્રવણ નિત્યનિયમની પેઠે રખાવવું જોઇએ; તેમજ પોતાને ત્યાં તેવું બાળક અવતરવા શ્રદ્ધાપૂર્વક નિત્યપ્રતિ પ્રભુપ્રાર્થના કરવી જોઇએ.

આ ખાતા તરફથી નીકળતાં પુસ્તકોમાં એક મુસ્લીમ બંધુને હાથે લખાઇને નીકળતું પુસ્તક આ પહેલુંજ છે. તેના લેખક રા. હાસમ હીરજી ચારણિયા એક સારા ખોજા કુટુંબના હોઇ સારી ઉમેદોથી ભરેલા ઉછરતા યુવક છે. આ પુસ્તક તેમણે અંગ્રેજી ઉપરથી શ્રમપૂર્વક તૈયાર કરીને આ સંસ્થાને પ્રકટ કરવા આપ્યું, તે બદલ આ સંસ્થા તેમજ વાચકવર્ગ તરફથી તેમને સપ્રેમ ધન્યવાદ છે.

| | |
|---|---|
| વિ. સં. ૧૯૭૧ કાર્તિક.<br>ઈ. સ. ૧૯૧૪ નવેમ્બર. | ભિક્ષુ-અખંડાનંદ |

# ग्रंथस्वीकार

નીચેનાં પુસ્તકોનો સાભાર સ્વીકાર કરી જણાવવાનું કે, આ સંસ્થા તરફ આવતાં પુસ્તકો વાંચી–વંચાવી અભિપ્રાયાદિ છાપવાનું ધોરણ રખાયું નથી; પરંતુ યોગાનુયોગ નીચે પ્રમાણે માત્ર પુસ્તકોનાં નામ, ઠામ, કદ, મૂલ્ય વગેરેજ જણાવાય છે.

**૧–શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર–ભાવનગર તરફનાં બાળસાહિત્યમાળાનાં પુસ્તકો:–**

**બુદ્ધચરિત્ર, ગુજરાત–મહારાષ્ટ્ર, જોડકણાં, કહેવતસંગ્રહ, હરિશ્ચંદ્ર, એમ કેમ ? સાજા રહીએ, વ્યાકરણપોથી, વરતસંગ્રહ, રમત–જોડકણાં.** સંપાદકો:–ગિજુભાઇ અને તારા બહેન. દરેક ચોપડીનું કદ ૪ા×૫ાા, પૃષ્ઠ ૪૦, સાદાં પૂંઠાં, યોજનાના ગ્રાહકો-માટે મૂલ્ય એકેક આનો અને છૂટક ૦)–ાા છે.

**ઓતરાતી દિવાલો–ભા. ૧ લો તથા બીજો**–લેખક:–કાકા સાહેબ. દરેક ભાગનું કદ ૪ા×૫ાા, પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦)–ાા

**બાલરામાયણ**–સંપાદક:–લીલાવતી બહેન. કદ ૫×૭, સાદું પૂંઠું, મૂલ્ય ૦ાા≈

**૨–ગીતા પ્રેસ–ગોરખપુર તરફનાં હિંદી પુસ્તકો:–**

**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–પદચ્છેદ અને હિંદી અન્વય વગેરે સાથે. કદ ૫ાા×૭ા, પૃષ્ઠ ૪૭૨, સાદુ પૂંઠું, મૂલ્ય ૦ાા≈

**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–ભાષા. કદ ૫ા×૭ા, પૃષ્ઠ ૧૯૨, રૂ. ૦ા

**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–મૂળમૂળ. સ્થૂલાક્ષર. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૦૬, સાદુ પૂંઠું, મૂલ્ય ૦ા–

**માનવધર્મ**–લેખક:–હનુમાનપ્રસાદ પોદ્દાર. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૦૮, સાદુ પૂંઠું, મૂલ્ય ૦)≈

**સાધનપથ**–લેખક:–હનુમાનપ્રસાદ પોદ્દાર. કદ ૫×૭, પૃષ્ઠ ૭૨, સાદું પૂંઠું, મૂલ્ય ૦)≈ાા

**પ્રેમયોગ**–લેખક:–વિયોગી હરિ. કદ ૫×૭, પૃષ્ઠ ૪૦૪, સાદુ પૂંઠું, મૂલ્ય ૧ા

**૩–સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર–રાણપુરનાં પુસ્તકો:–**

**મિસરનો મુક્તિસંગ્રામ**–લેખક:–ઝવેરચંદ મેઘાણી. કદ ૫ા×૮ા, પૃષ્ઠ ૧૬૦, સાદું પૂંઠું, મૂલ્ય ૦ાાા

**૪–પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, વડોદરા તરફનાં પુસ્તકો:–**

**પ્રહ્‌લાદ** (બાલોપયોગી નાટક)—લેખકઃ—જુગતરામ દવે. કદ ૫×૭, પૃષ્ઠ ૫૪, સાદું પૂંઠું, મૂલ્ય ૦ા

**૫—સોરાબજી મંચેરજી દેસાઈ મુ. નવસારી તરફનાં પુસ્તકોઃ—**

**ખુદાનામું**—કદ ૬ાા×૯ાા, પૃષ્ઠ ૨૦૪, પાકું પૂંઠું, મૂલ્ય ૧ાા

**પારસી વિષયો**—કદ ૬ાા×૯ાા, પૃષ્ઠ ૨૫૦, સાદું પૂંઠું, મૂલ્ય ૧)

**સૉબ્ઝ ઍન્ડ થ્રૉબ્ઝ**—(અંગ્રેજી) કદ ૫ા×૮, પૃષ્ઠ ૧૭૦, સાદું પૂંઠું, મૂલ્ય ૧)

**૬—અન્ય સજ્જનો તરફનાં પુસ્તકોઃ—**

**આધ્યાત્મિક ભજનપદ પુષ્પમાળા**—સંપાદકઃ—મુનિશ્રી નાનચંદ્રજી. મુ. લીંબડી. કદ ૫ાા×૬ાા, પૃષ્ઠ ૫૭૬, મૂલ્ય ૧ાા

**વેદમાધુર્ય અથવા રુદ્રાષ્ટાધ્યાયી**—સંપાદકઃ—પુરુષોત્તમ જોગીભાઈ ભટ્ટ—માંડવી. કદ ૪ાા×૭, પૃષ્ઠ ૪૫૦, મૂલ્ય ૨ાા

**કઠોપનિષદ્**—સંપાદકઃ—જેશંકર વિઠ્ઠલજી ભટ્ટ—અમદાવાદ. કદ ૩ાા×૫ા, પૃષ ૧૦૦, મૂલ્ય લખ્યું નથી.

**પરમાર્થમાર્ગપ્રદીપ અને ભજનઃ**—પ્રકાશકઃ—ત્રિભુવન હીરાલાલ અને દેવીદાસ પરસોતમદાસ. મુંબાઈ. કદ ૪ાા×૭, પૃષ ૯૬, મૂલ્ય ૦ાા

**કરેમિ ભન્તે—સૂત્ર** અથવા **ભગવાન મહાવીરનું જીવનરહસ્ય**—ભા.૧ લો—પ્રકાશકઃ—પ્રભુદાસ બહેચરદાસ પારેખ—મુ. રાધનપુર. કદ ૪ાા×૭, પૃષ ૨૨૮, મૂલ્ય ૦ાા

**પ્રણવાનંદલહરી** યાને **ગુરુ ગોવિંદની સમાલોચના**—લેખકઃ—પાગલ (સ્વામી પરમાનંદજી). પ્રકાશકઃ—રેવાશંકર બાળાશંકર મુ. ખેડા. કદ ૪ાા×૬, પૃષ્ઠ ૧૭૬, મૂલ્ય ૦।–

**ગીતામર્મ**—લેખકઃ—અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી. પ્રકાશકઃ—અરવિંદ મંદિર—નડીઆદ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૮૩, મૂલ્ય ૦ાા

**ચમારવંશનો ઉદય**—લેખકઃ—પં૦ ગણેશરામ છગનરામ વરતીઆ મુ. કડી. કદ ૫×૮, પૃષ્ઠ ૩૪, મૂલ્ય લખ્યું નથી.

**સચિત્ર યોગાસન** (હિંદી)—લગભગ ૪૦ આસનોનાં ચિત્ર, ફાયદા ૪૦ છે. લેખકઃ—બ્રહ્મચારી 'રામ' પ્રકાશકઃ—અંજની બ્રધર્સ—આગ્રા. પૃષ ૧૨૦, કદ ૫×૭ા, પાકુ પૂંઠું, ચિત્રો શુમારે ૩૫. મૂલ્ય રૂ. ૧ાા

**પ્રેકટીસ ઑફ યોગ**—(અંગ્રેજી પુસ્તક) લેખકઃ—સ્વામી શિવાનંદજી. પ્રકાશકઃ—ગણેશ ઍન્ડ કંપની. મદ્રાસ. સાદુ પૂંઠું, કદ ૫ાા×૮ાા, પૃષ ૨૫૦, મૂલ્ય ૨)

**યોગ ઍન્ડ વેદાન્તસાધન**—(અંગ્રેજીમાં) લેખક અને પ્રકાશકઃ—ઉપર પ્રમાણે. કદ ૫×૭ાા, પૃષ ૪૦, મૂલ્ય ૦ાા, સાદુ પૂંઠું.



# महान साध्वीओ

## साध्वी राबेया

હિંદુ સન્નારીઓમાં ગાર્ગી, મીરાંબાઈ, કરમેતીબાઇ આદિ સાધ્વીઓ અને ખ્રિસ્તી રમણીઓમાં સેઇન્ટ સિસીલિયા, મેડમ ગેંયો વગેરે જે પ્રમાણે ધર્મજીવનમાં ઉન્નતિ પ્રાપ્ત કરીને જગતના ઇતિહાસમાં સ્થાયી નામ રાખી ગઈ છે તથા ભવિષ્યની પ્રજાદ્વારા શ્રદ્ધા અને ભક્તિ પ્રાપ્ત કરતી રહી છે; તેજ પ્રમાણે મુસલમાન રમણીઓમાં રાબેયા, જુલેખા, જુબેદા, ઝેબઉન્નિસા આદિ બુદ્ધિશાળી નારીઓએ પોતાના દૃષ્ટાંતદ્વારા ઘણાં ભક્ત-હૃદયોને પીગળાવી નાખ્યાં છે.

મુસલમાનોમાં મુખ્ય સંપ્રદાય બેજ છે. શિયા અને સુન્નિ. પરંતુ એ બે સંપ્રદાયોની શાખા–પ્રશાખાઓ હિંદુ ધર્મની પેઠે અસંખ્ય છે. એ બધી શાખાઓમાં સૂફી સંપ્રદાય મુખ્ય અને પ્રસિદ્ધ છે. એ સંપ્રદાયમાં દાખલ થઇને અનેક ભક્ત તથા જ્ઞાનીઓએ તેની ઉજ્જ્વલતા અને કીર્તિમાં જે વધારો કર્યો છે, તે જગતના કોઇ પણ ધર્મ કરતાં ઓછો નથી. વૈષ્ણવ ધર્મસાથે એ ધર્મની પૂરતી સરખામણી થઇ શકે છે.

સૂફી પંથની બે *શાખાઓ છેઃ–(૧) મુહત કહલમ–અર્થાત સંરક્ષક સંપ્રદાય, કે જેઓ બહારનાં ક્રિયાકર્મો તથા અનુષ્ઠાનના પક્ષપાતી છે; અને (૨) સૂફી–અર્થાત્ જેઓ આત્મનિગ્રહ અને દેહદમનદ્વારા મનઃસંયમ કરવાને યત્ન કરે છે. ×

---

*'ગિયાસ ઉલલુગાત' નામના કોષમાં ત્રણ સંપ્રદયાનો ઉલ્લેખ છે.

× કાઝી નુરૂલ્લાહ સાહેબે લખેલા શિયા સંપ્રદાયને લગતા 'મજલિસ-ઉલ–મોમિનિન' નામના ગ્રંથને આધારે બીલ સહેબની ઓરિએન્ટલ બાયોગ્રાફીકલ ડિક્ષનેરી જુઓ.

એ સૂફી ધર્મનો પ્રચાર ઇરાન દેશમાં અધિક થયો હતો. એ સંપ્રદાયના લોકો કુરાનને ઈશ્વરની વાણી માનીને તેના ઉપર શ્રદ્ધા રાખે છે ખરા, પરંતુ ધર્મપાલનમાં તેઓ પીર કે ગુરુનો ઉપદેશ અને પોતાના વિજ્ઞાનતથા વિચારનું અનુસરણ કરે છે. એ સાધનના ત્રણ ઉત્તમ ઉપાય અર્થાત્ પગથીઆં છેઃ—(૧) પાર્થિવ વિષયચિંતાનો ત્યાગ; (૨) બહારના પઠનપાઠનનો પરિત્યાગ કરીને એકાંતમાં એકાગ્રચિત્તે ઈશ્વરનું ધ્યાન અને ઉપાસના તથા રાતદહાડો 'અલ્લાહ' 'અલ્લાહ'ના નામનો જપ; જ્યાંસુધી સૂતાં કે જાગતાં, હાલતાં કે ચાલતાં એ નામ અનાયાસે મોંમાંથી નીકળતું રહે ત્યાંસુધી એનો જપ કર્યા કરવો; અને (૩) ત્યારપછી વાક્યનો લોપ થઇને ચિત્ત કેવળ અર્થાકાર અને આકુળવ્યાકુળ ન થઇ જાય ત્યાંસુધી માનસજપ. એને પરિણામે ઈષ્ટસામીપ્ય પામે છે.

જે લોકો એ પ્રકારે ઈષ્ટસામીપ્ય મેળવે છે, તેમને 'ઇલહામિયા' કહે છે. ત્યારપછીની સાયુજ્યની દશાએ પહોંચેલા સૂફીઓ ઇત્તિહાદિયા કહેવાય છે.

વિચાર અને વાદવિવાદથી મનનાં બધાં આવરણ ખસી જતાં ધ્યાન—ચિંતનદ્વારાજ અનંતની ધારણા ફૂટી નીકળે છે. નદીના પાણીમાં પરપોટા ઉઠીને જેમ એમાં ને એમાંજ પાછા લય પામી જાય છે, તેવી રીતે પરમાત્મામાં આત્માને લય પમાડવો એમાંજ માનવજીવનની સાર્થકતા છે; 'હું'પદનું વિસર્જન કરવું એજ સૂફીની મોટામાં મોટી વાસના છે. આત્મા પરમાત્માનો અંશમાત્ર છે, માટે પરમાત્મામાં આત્માને મેળવી દેવાને સૂફીલોકો પ્રયત્ન કર્યા કરે છે. જળથી ભરેલા ઘડાને જળની વચમાં ડૂબાડી રાખ્યો હોય તેવી રીતે દુનિયામાં ઉત્પન્ન થયેલી દરેક વસ્તુમાં ઈશ્વરનો વાસ છે અને બધા પદાર્થ ઈશ્વરમાં રહેલા છે; એ ઇશ્વરજ એકમાત્ર સત્ય, શિવ અને સુંદર છે; એના ઉપર પ્રેમ રાખવો એ સાર છે, બાકી બધું મિથ્યા માયા છે. મહાકવિ સાદિ કહી ગયા છે કે "હું સત્યસ્વરૂપ ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે, જ્યારે તેણે પોતાની વિભૂતિ મારી આગળ પ્રગટ કરી, ત્યારે હું બીજી બધી વસ્તુઓને મિથ્યા માયાતરીકે ગણવા લાગ્યો." તુચ્છ પદાર્થોમાં ફસાઇ રહેલા મનને પ્રાકૃતિક સૌંદર્ય, સંગીત, શિલ્પકળા આદિ પાછાં પ્રિયતમાની તરફ દોરવે છે. એ પ્રેમનું મનુષ્યે કાળજીપૂર્વક રક્ષણ કરવું જોઇએ અને સંયમ તથા ધ્યાનચિંતન-

પૂર્વક પોતાની બધી ચિંતા ઈશ્વરને સોંપી દેવી જોઈએ; અને એ પ્રમાણે ધીમે ધીમે તેનું સાન્નિધ્ય પ્રાપ્ત કરીને એક થઈ જવું જોઈએ. હિજરીના બીજા સૈકામાં સૂફી ધર્મ અદ્વૈતવાદનો આશ્રય લઈને અનેક લોકોની આંખે રહસ્યમય થઇ પડયો. એ કારણને લીધે એ સંપ્રદાયને મુસલમાન સમાજમાં વિશેષ અપમાન સહન કરવું પડયું. એને લીધેજ એ લોકો પોતાના મતને છુપાવી રાખવાનો યત્ન કરે છે. "હું સત્યસ્વરૂપ છું, જેને હું ચાહું છું તેજ હું છું અને હું તે તેજ છે. અમારા બન્નેમાં અભેદ છે." એવા મતનો પ્રચાર કર્યાથી હિજરી સંન ૩૦૯માં બગદાદના અલહલ્લાજ નામના ગૃહસ્થે પ્રાણ ખોયો હતો.

મુસલમાન જગતમાં જેટલા ભક્ત થયા છે તેમનાં જીવનવૃત્તાંત અને ઉપદેશનો સંગ્રહ કરીને સૂફી સાહિત્ય આપણા વૈષ્ણવ સાહિત્યની પેઠે અવનવા મધુર રસોથી પરિપૂર્ણ થઈ રહ્યું છે. એ સૂફી લેખકોમાં મહાકવિ સાદિ, હાફિજ, અમીર ખુશરો અને વાર્તાલેખક નિઝામી, સનાઇ, ફરિદુદ્દીન અત્તાર તથા મૌલાના જલાલુદ્દીન રૂમી મુખ્ય છે. ખુશરો તો એટલે સુધી કહે છે કે "પ્રભુપ્રેમજ મારી પૂજાની સામગ્રી છે. ઇસ્લામની મારે શી પરવા છે?"× એ બધા કવિ અને લેખકોના ગ્રંથો સૂફી લોકોના આદર અને પૂજાની સામગ્રી છે. જલાલુદ્દીનની 'મસનવી' એ ધર્મનો મુખ્ય શ્રદ્ધાપાત્ર ગ્રંથ છે.

એ સૂફી ભકતોની ઉપાસનાપદ્ધતિ જુદી જુદી છે. તેઓ કુરાનશરીફમાં નિષેધ કરેલી વસ્તુઓનો કાંઈ અવનવો કલ્પિત અર્થ શોધી કાઢીને તેનેજ ઉપાસનાનું અંગ બનાવી દે છે. જેમકે મદ્ય=ઈશ્વરપ્રેમ; સાકિ=ગુરુ; પ્રેમિકાનો અલકદામ=ગુરુનો પ્રશંસાવાદ ઈત્યાદિ. ઉપાસનાને તેઓ સુલૂક (યાત્રા) કહે છે અને ઉપાસકને સાલિક (યાત્રાળુ) કહે છે. એ યાત્રાના માર્ગની આઠ અવસ્થા છેઃ—(૧) આબૂદિયતઃ—અર્થાત્ સેવા; (૨) ઇશ્ક અથવા પ્રેમ; (૩) જુહદ—અર્થાત્ નિવૃત્તિ કે એકાંતવાસ; (૪) મારિફત—અર્થાત્ જ્ઞાન; (૫) વાજ્દ કે હાલ—અર્થાત્ મત્તતા; (૬) હકીકત—અર્થાત્ સત્ય; (૭) વસ્લ—અર્થાત્ મેળાપ કે સાયુજ્યલાભ; (૮) ફના—અર્થાત્ નિર્વાણ.

---

× ખુશરો કહે છે—

કાફિરે ઇશ્કમ મુસલમાની મરા દરકાર નેસ્ત,
હર રગે મન તાર ગત હાજતે જન્નાર નેસ્ત.

હાફેઝના જીવનમાં મસ્તી, સાદિના જીવનમાં જ્ઞાન અને જુલેખાના જીવનમાં પ્રભુપ્રેમ અધિક ખીલ્યાં હતાં. પરંતુ રાબેયાના જીવનમાં તો એ બધી અવસ્થાઓ આશ્ચર્ય પમાડે એવી રીતે વિકાસ પામી હતી.

રાબેયા ગરીબ પિતાની પુત્રી હતી.× તેના પિતાનું નામ ઇસ્માઈલ હતું. એ આદિ કુટુંબનો હતો. એને લીધે ઉત્તરાવસ્થામાં રાબેયાને 'રાબેયા અલ આદાબિંયા' એ નામથી લોકો ઓળખતા હતા.* અરબસ્તાનની મરુભૂમિમાં એક નાનાસરખા ગામડામાં રાબેયાનો જન્મ થયો હતો. રાબેયા બચપણથીજ માવગરની થઈ હતી. ઇસ્માઈલને એથી કરીને તેનાં બાપ અને મા બંનેની ગરજ સારવી પડતી. વૃદ્ધ ઇસ્માઇલ પેટને અર્થે મજુરી કરવા બહાર જતો, ત્યારે બાલિકા રાબેયા એકાંત ઝુંપડીમાં એકલી બેઠી બેઠી ક્યારે સાંજ પડે અને પિતાજી ઘેર પાછા આવે તેની વાટ જોયા કરતી. થાકયાપાકયા પિતાને સારૂ એ રેતાળ ભૂમિમાં મહામુસિબતે મળી આવતું જળ ભરીને તૈયાર રાખતી અને પિતા ઘેર આવે ત્યારે સ્નેહ અને પાણીવડે તેમને શીતળ કરતી.

એવી દશામાં ઉછર્યાથી બચપણમાંજ રાબેયા પોતાના બળ ઉપર ભરોંસો રાખનારી, મહેનતુ, સેવાપરાયણ અને ગંભીર બની હતી; અને આઠ–દશ વર્ષની વયમાં તેણે ઠાવકી, થોડાબોલી અને મહેનતુ રમણીની પેઠે પોતાની ગૃહકુશળતાથી એ ઝુંપડીમાં કાંઈક અવનવુંજ તેજ આણ્યું હતું.

રાબેયાના ગામડાની ચારે તરફ 'બદૂ' જાતના લૂંટારાઓનો વાસ હતો. તેઓ વખતોવખત ગામ ઉપર ધાવો નાખીને આવતા. સ્ત્રી પુરુષ જે હાથ આવે તેને પકડીને લઈ જતા અને ગુલામતરીકે વેચતા અથવા તો પોતાને ઘેરજ રાખીને ગુલામગીરી કરાવતા. રાબેયાની ઉંમર બાર–તેર વર્ષની હતી. એ વખતમાં એક દિવસ લૂંટારાઓની એક ટોળીએ એના ગામ ઉપર હુમલો કર્યો અને બીજાં સ્ત્રીપુરુષોની સાથે રાબેયાના પિતા વૃદ્ધ ઇસ્માઈલને પણ પકડીને લઈ ગયા. રાબેયા હવે દુનિયામાં એકલવાઇ પડી. જાત-

× કેટલાક કહે છે કે, એના પિતાનું ચોથું સંતાન હતી. રબ્બી એટલે ચાર; પણ રબ્બા ધાતુમાંથી નીકળેલું રાબેયા નામ હોવાથી એ ચોથું સંતાન હોવુંજ જોઇએ, એવું માનવાને કાંઈ કારણ નથી.

* જુઓ:–ઇબ્ન ખાલી ખાનિસ બાયોગ્રાફિકલ ડીક્ષનેરી.

મહેનત કરીને પોતાના ગુજરાનજોગું કમાવા જેટલી તેની ઉંમર કે શક્તિ નહોતી. ગામના ઘરડા માણસોએ એકઠા થઇને રાબેયા-ની દુર્દશાનો વિચાર કરીને એવો નિર્ણય કર્યો કે, રાબેયાએ દરરોજ એક એક ઘરમાં મહેમાનતરીકે રહેવું અને પોતાનાથી બની શકે તેટલી મદદ ઘરધણીને ઘરના કામકાજમાં કરવી; કારણ કે એ ગામડાના બધા રહેવાસીઓ એના જેવા દરિદ્રજ હતા. અરબસ્તાનના ગામડીઆ લોકો ગરીબ હોવા છતાં પણ પરોણા-ચાકરી કરવામાં લાંબા વખતથી પ્રસિદ્ધ છે.

આ પ્રમાણે રાબેયાના દિવસ વીતવા લાગ્યા. એ આખો દિવસ કોઇના ઘરમાં જઇને કામકાજ કરી આવીને ભોજન કરતી તથા સંધ્યાકાળે પોતાની બાલ્યાવસ્થાનાં સ્મરણો સાથે સંબંધ ધરાવતા પિતાના શીતળ ખોળા જેવા ઝુંપડામાં જઇને આશ્રય લેતી. ગામની ડોશીઓ કોઈ કોઇ વખત દયા લાવીને રાત્રે બિચારી રાબેયાની સાથે તેની ઝુંપડીમાં જઇને સૂતી. રાબેયા રાત્રે પડી પડી પિતાનીજ ચિંતા કર્યા કરતી, ઉંડા નિસાસા નાખતા છતાં પણ તેના હૃદયની વેદના ઓછી થતી નહિ.

આ સ્થિતિમાં એકાદ વર્ષ નીકળી ગયું. એક દિવસ સાંજે આખા દિવસની થાકીપાકી રાબેયા ઝુંપડાના બારણા આગળ બેસીને રેતાળ રણનો વિશાળ વિસ્તાર નીરખી રહી હતી; વૃદ્ધ પિતાનું સ્મરણ થઇ આવવાથી તેનું મન આકુળવ્યાકુળ થઈ જતું હતું; એવામાં એક દુબળો પાતળો વૃદ્ધ પુરુષ તેની સામે આવીને ખડી ગયો તથા સૂકાઈ ગયેલા ક્ષીણ અને દયા ઉપજાવે એવા સ્વરે બોલ્યો કે "રાબેયા! હું લૂંટારાની છાવણીમાંથી નાસી આવ્યો છું, મને ઘણીજ તરસ લાગી છે, થોડુંક પાણી પા." રાબેયાએ તે વૃદ્ધ પુરુષને તરત ઓળખ્યો, એ તો તેનો પિતા હતો.

રાબેયાની ઝુંપડીમાં એ વખતે પાણી નહોતું. ઝુંપડીમાં પોતે થોડોજ વખત રહેતી, એટલે મહામુસીબતે મળતા પાણીને પોતાને ત્યાં ભરી રાખતી નહિ. પિતાએ પાણી માગતાંની સાથેજ એ હાથમાં ઘડો લઇને પાણી લાવવા માટે દોડી. દોડીને જવાઆવવામાં પણ તેને અડધા કલાક કરતાં વધારે વખત લાગ્યો. પાણી લઇને જે વખતે એ પિતાની પાસે પહોંચી તે વખતે તેનો દુઃખી જીવ તેના હાડપિંજર જેવા શરીરમાં રહ્યો નહોતો. ઘણે દિવસે અણધાર્યે વખતે પિતાજીનું દર્શન થયું અને એ પાણીથગર પોતાનાજ દ્વાર

આગળ સૂકાયલે ગળે મરણ પામ્યા, એ વિચારથી રાબેયાના મનમાં
અત્યંત ખેદ થવા લાગ્યો. જે પિતાએ કેટલાં બધાં વર્ષોસુધી
આદરથી તેનું લાલનપાલન કર્યું હતું, તે પિતાની સેવાચાકરી
એક દિવસ પણ કરી શકાઇ નહિ એ વિચારથી રાબેયાના હૃદયના
ચૂરેચૂરા થવા લાગ્યા. તેણે ભોંય ઉપર ધૂળમાં પડેલા પિતાના
મસ્તકને પોતાના ખોળામાં લીધું અને તેના ફિક્કા હોઠ, ચક્ષુ તથા
છાતીને શીતળ જળ સિંચવા લાગી. જે પિતા પોતાના દુઃખની
કહાણી કહેવાને એક શબ્દ પણ બોલી શકયા નહોતા, તેમના શબ
ઉપરથી તેમણે બંદીવાનતરીકે ભોગવેલા દુઃખોની કહાણી રાબેયા
વાંચવા લાગી. સૂકા અને લેવાઇ ગયેલા મુખ ઉપરથી તેમણે
કેટલા દિવસ ભૂખ્યાતરસ્યા ગાળ્યા હશે, તેનો ભાવ સ્પષ્ટ જણાઇ
આવતો હતો. તેમણે કેટલીએ રાતના ઉજાગરા વેઠયા હતા, એ
તેમની આંખોની નીચેના ભાગ ઉપરની કાળાશ ઉપરથી જણાતું
હતું. અને હાય ! તેમની સૂકાઇ ગયેલી પીઠ ઉપર નેતરના કેટલા
બધા સોળ પડયા હતા ! થોડી કિંમત ઉપજે એવા વૃદ્ધ બંદીવાન-
ને ખરીદનાર કોઇ નહિ મળે એમ ધારીને લૂંટારાઓએ તેમને
પોતાનીજ ગુલામગીરી કરવા રાખ્યા હશે ! આજ એ બિચારા
મને મળવાની આશામાં કોઇ ને કોઇ લાગ મળતાં એમના પંજા-
માંથી છટકી આવ્યા હતા. આજ એમને લૂંટારાઓના હાથમાંથી
મુક્તિ મળી, પણ સાથેસાથે એજ દિવસ આ દુનિયામાંથી સદાને
માટે મુક્તિ મેળવનારો દિવસ થઇ પડયો. આ વિચારથી રાબેયાનું
મગજ ભમવા લાગ્યું. હાય ! હાય ! મેં અભાગણીએ શા માટે
એક ઘડો પાણી ભરી ન રાખ્યું ? આજ પિતાના મૃત્યુનું કારણ
પોતેજ થઇ પડી એવું ધારીને એ ઘણોજ પસ્તાવો કરી રહી હતી.
ગામના લોકોને રાબેયાના પિતાના મૃત્યુના સમાચાર મળ્યા અને
તેઓ તેને અવલમંજલ પહોંચાડવાને સારૂ તેને ઘેર જઇ પહોંચ્યા.
તે વખતે પણ રાબેયા મૃતપિતાને ગરમ આંસુ અને શીતળ જળ
ધીમે ધીમે સિંચી રહી હતી.

પિતાના મૃત્યુ પછી કેટલાક દિવસ ચાલ્યા ગયા. શોક અને
દુઃખમાં પણ રાબેયા ધીમે ધીમે મોટી થવા લાગી. હવે એણે
જુવાનીમાં પગ મૂકયો. સદ્‌ભાગ્યે રાબેયા આરબ રમણીઓના
સૌંદર્યથી બેનસીબ રહી હતી. તે કેવળ કાળી હતી એટલુંજ
નહિ, પણ ઘણીજ કદરૂપી હતી. આવી અવસ્થામાં પરણીને ઘર

માંડવાનું સ્વપ્ન પણ તેને આવ્યું નહિ. તેણે એજ નિશ્ચય કર્યો કે, મહેનત–મજુરી કરીને પેટ ભરીશ અને પિતાજીની ઝુંપડીમાં મારૂં આ નિરર્થક અને નીરસ જીવન પૂરૂં કરીશ. એ વિચારથી એ નિશ્ચિંત બની હતી.

આ પ્રમાણે કેટલાંક વર્ષ વીતી ગયાં. પાછા એક દિવસ એ ગામ ઉપર બ લુંટારાઓ ચઢી આવ્યા અને બીજા બધાની સાથે રાબેયાને પણ પકડીને લઈ ગયા.

હજરત મહમદ સાહેબ (સલ)ના ફરમાન મુજબ ગુલામગીરીના રિવાજને દોષવાળો ગણીને મના કરવામાં આવ્યો છે, તોપણ એ વખતમાં અરબસ્તાનમાં સઘળે ઠેકાણે એનો વિશેષ પ્રચાર હતો. ધનવાન લોકો સુંદર સ્ત્રીઓને ખરીદ કરીને તેમની સાથે લગ્ન કરતા, કાં તો વિલાસની સામગ્રીતરીકે ઘરમાં રાખતા; વારતહેવારે મજલિસોના ઉત્સવમાં એ દાસદાસીઓ પોતાના માલિકને ત્યાં એકઠા થયેલા મહેમાનોને સૌંદર્ય નાચ, ગાયન તથા સેવા–ચાકરીથી તૃપ્ત કરતાં. રૂપગુણવતી દાસીઓ નગરના બજારમાં મોટી કિંમતે વેચાતી. રાબેયા બસરાના બજારમાં એક વિલાસી શેઠીઆને ત્યાં વેચાઈ તો ખરી, પણ તેનો કાળો રંગ તથા કુબડું શરીર જોઇને તેને ભાગે વૈતરાનાં કામ આવી પડયાં. શેઠના પ્રમોદભવનમાં તેને પીરસવાનું કામ કરવું પડતું, એને લીધે એ મકાનમાં જે અધમ લીલાઓ થતી તે તેને પ્રત્યક્ષ જોવી પડતી; એટલુંજ નહિ પણ પોતાના માલિકને ભોગવિલાસમાં મદદ પણ કરવી પડતી.

એ વખતમાં એવો રિવાજ હતો કે, ધનવાનોને ઘેર વિદ્વાનોનો સમાગમ થતો. ધનવાનતરીકે પ્રખ્યાત થવા સારૂ ઘણા લોકો સારા સારા પંડિતોને રાત્રે પોતાને ઘેર જમવાનું આમંત્રણ આપતા. આ તે સમયની એક ફેશન થઈ પડી હતી એમ કહીશું તો ચાલશે. રાબેયાના શેઠના ઘરમાં પંડિતોની એવી મજલિસો વારે ઘડીએ થતી; એટલે બિચારી રાબેયાના પરિશ્રમનો પાર રહેતો નહિ. અતિશય મહેનત–મજુરી કર્યાથી એ ઘરમાં દરવર્ષે કેટલાંએ દાસ–દાસી માંદાં પડીને મૃત્યુદ્વારા અનંત વિશ્રામ મેળવતાં અને બીજા હતભાગી નવા ગુલામો આવીને તેમનું સ્થાન લેતા. ગુલામ–ગુલામડીઓને જરા પણ વાંક પડતાં નેતરનો માર અને દરરોજ અપમાન સહન કરવાં પડતાં. રાબેયા બાલ્યાવસ્થાથી ઘરકામમાં કુશળ હતી તેમજ દાડકાંની પણ આખી નહોતી, એટલે તેની

તંદુરસ્તી બીજાઓની પેઠે નાશ પામી નહિ; તેમજ અપમાન ભોગવવાનો વારો પણ બહુ ઓછો આવ્યો.

રાત્રે ભોજન કરી રહ્યા પછી શરાબમાં મસ્ત થઇને શેઠ તથા મહેમાનો બેહોશ પડયા રહેતા. એવે વખતેજ માત્ર ગુલામોને આરામ લેવાનો લાગ મળતો. એ વખતે શેઠીઆ તથા તેમના મિત્રોએ છાંડેલા મદ્યમાંસ ઉપર હાથ ફેરવીને તેઓ આખા દિવસના પરિશ્રમ તથા અપમાનનો બદલો વળી ગયેલો માનતાં. રાબેયા તેમના ટોળામાં ભળતી નહિ. એ આત્મસંયમવાળી અને ગંભીર હતી. બીજા નોકરો મોજમજાહ ઉડાવવામાં પડતા ત્યારે એ એકલી પોતાની ઓરડીમાં જઇને પડતી. એની એ ટેવને લીધે બીજાઓ તેના ઉપર મમતા રાખતા નહિ. આથી તેનું ઠાવકું ગંભીર મોં જોઇને કોઇને તેની મશ્કરી કરવાની કે તેને પજવવાની હિંમત ચાલતી નહિ.

આ પ્રમાણે કેટલાએ દિવસ નીકળી ગયા. એક રાત્રે રાબેયાના શેઠના ઘરમાં તેની ઇજ્જતને માન આપીને ઘણાક કવિઓ, તત્ત્વવેત્તાઓ, જ્યોતિષીઓ અને હકીમો જમવા આવ્યા હતા. તેઓમાં વાદવિવાદ ચાલી રહ્યો છે, રાબેયાનો શેઠ એની કાંઇ પણ પરવા કર્યા વગર શરાબનો શીશો હાથમાં લઇને મસ્ત થઇને બેઠો છે, એ સમયની ફેશન પ્રમાણે જે જે વિષયોની ચર્ચા ચાલી રહી છે તે ઉપર તેનું જરા પણ ધ્યાન નથી. રાબેયા એક પછી એક ભોજનની સ્વાદિષ્ટ વાનીઓ લાવી રહી છે, શીશાઓમાં ઉપરાઉપરી દારૂ આવે છે અને જોતજોતાંમાં ખલાસ થતો ચાલે છે. એક મહેમાન હાડકાંની ગાંઠમાંથી માંસ ચૂસતી વખતે એ ગાંઠનું બંધારણ જોઇને બોલ્યો કે 'વાહ! આ ગાંઠ આવી કેવી? માણુસના શરીરમાં પણ શું આવી ગાંઠ હશે?' એક હકીમ સાહેબ બોલી ઉઠયા "હાં, જનાબ! માણુસના શરીરમાં પણ આવી ગાંઠ છે; પરંતુ ચોપાયાં જાનવરો અને માણુસના ચાલવાની રીતમાં જે ફરક છે તેને લઇને એમાં પણ થોડીક ભિન્નતા છે." પેલા સદ્‌ગૃહસ્થ બોલી ઉઠયા કે "મનુષ્યની સાથે ચોપાયાંના પગની આ ગાંઠ સરખાવી જોવાની મારી ઇચ્છા થાય છે." આ શબ્દો શરાબમાં મસ્ત બનેલા રાબેયાના શેઠના કાને પડયા. એ અશુભ ક્ષણે—અથવા શુભ ક્ષણે જે કહો તે—રાબેયા ભોજન લઇને ત્યાં આવી પહોંચી. એને જોતાંજ શેઠ બોલી ઉઠયા કે "એમાં તે શી મોટી

વાત છે! આ દાસીનો પગ કાપી જુઓ." આજ્ઞા થતાંજ કેટલાકોએ રાબેયાને પકડી રાખી અને એક હકીમે છુરી વડે તેની જાંઘમાંથી એક પછી એક માંસની પેશીઓ કાઢયા બાદ પેલી ગાંઠ ખેંચી કાઢી. રાબેયા અચળ હતી. મનુષ્યના પગની ગાંઠની રચના જોઇને એક જણ બોલી ઉઠયો કે "વાહ! વાહ! પ્રભુની કેવી અદ્‌ભુત લીલા છે!" અસહ્ય વેદનામાં પણ ઇશ્વરનું દુઃખને શમાવનારૂં નામ રાબેયાના કાને પડયું. હકીમોએ માંસની પેલી પેશીઓને પાછી ઠેકાણાસર ગોઠવી દઈને ઔષધ ચોપડીને પાટો બાંધી દીધો અને નોકરો રાબેયાને તેની ઓરડીમાં મૂકી આવ્યા.

રાબેયાનું જીવન દુઃખમય હોવા છતાં પણ હાલનું આ શારીરિક દુઃખ તેને નવાજ પ્રકારનું લાગ્યું. આખી જીંદગીના દુઃખે તેને સંયમવાળી અને સદ્‌ગુણી બનાવી હતી, પરંતુ ઈશ્વરપ્રેમનો દિવ્ય પ્રકાશ તેના અંધકારમય જીવનમાં કદી પડયો નહોતો. આજની આ અતિશય વેદનામાં જે મધુરૂં નામ તેના કાનમાં અમૃત રેડી ગયું તે એના જીવનમાં વ્યર્થ ગયું નહિ. તેણે ઘણીજ કાળજીથી એ પવિત્ર નામને પોતાના મનોમંદિરમાં સ્થાપન કર્યું. તેના મુખમાંથી પહેલી ઉપાસના નીકળી કે "શુક્ર ખુદા" ઇશ્વરનો ઉપકાર.

ત્યારપછી તે બોલી "આજના દુઃખવડે ઇશ્વરે મને સમજાવ્યું કે, આટલા બધા દિવસ તેણે મને કેટલા સુખમાં રાખી હતી! હે પ્રભુ! આજે શરીરના એક અંગને દુઃખી કરીને તેં જણાવ્યું છે કે, કેટલા યત્નપૂર્વક સેંકડો પ્રકારે તું મારી રક્ષા કરી રહ્યો છે; મારી હરઘડીની રક્ષાને સારૂ તારે કેટલી બધી કાળજી રાખવી પડે છે; એ બધી વાતોનો વિચાર કરતાં હું તો લાજી મરૂં છું. હવે હું શું મોં લઇને તારી પ્રાર્થના કરૂં?"

તેના હૃદયમાં આજે નિષ્કામ પ્રેમ ફૂટી નીકળ્યો, દિવસે દિવસે તે વધતોજ ગયો. એક માસ કરતાં વધારે વખત એ પથારીવશ રહી, નોકરો ફક્ત ખાવાપીવાનું આપવા જતી વખતે તેની ખબર લઇ જતા. એ સમયમાં નિરંતર ઇશ્વરનું સાન્નિધ્ય અનુભવીને એ ઘણીજ સુખી થઈ હતી.

એ મંદવાડમાંથી સાજી થયા પછી તે પાછી પોતાને કામે લાગી. બહારથી એ ઘરના કામકાજમાં ગુંથાયલી રહેતી, પણ તેનું ચિત્ત રાતદિવસ ઇશ્વરની ઉપાસનામાં નિમગ્ન રહેતું. ઇશ્વર ઉપર નિઃસ્વાર્થ પ્રેમ રાખીને એ તૃપ્ત થતી હતી; કોઇ દિવસ પ્રભુ

પાસે કોઇ બાબતની પ્રાર્થના કરતી તો તે પોતાને સારૂ નહિ પણ બીજાને ખાતર કરતી.

એ કહેતી કે "દુઃખ પડે છે ત્યારે હું રોઉં છું; પણ પોતાને સારૂ નહિ. હું વિચારૂં છું કે આજકાલ એવી વેદના બીજા કેટલા બધા લોકો ભોગવી રહ્યા છે! હાય! કયારે એ બધું દુઃખ મને આપી દઈને લોકો પ્રસન્નચિત્તે તારૂં નામ ગાવા માંડશે?"

"મારૂં બધું લોહી સિંચવાથી પણ કોઈ ધગધગતા રણમાં એક જણને ઉભા રહેવા જેટલી જગા શીતળ થાય તો તેમ કરાવ!"

આ પ્રમાણે ઈશ્વરના સાન્નિધ્યનો અનુભવ થયા પછી કોઇએ રાબેયાને કદી દુઃખી કે ઉદાસ જોઇ નહિ. પણ સઘળાં દુઃખોને ઈશ્વરના પ્રસાદરૂપ ગણીને માથે ચઢાવવા લાગી. તેણે કહ્યું છેઃ—"હે પ્રભુ! તેં જયારથી મારા સામું ઝાંખ્યું છે, ત્યારથી મારો હર્ષ માતો નથી. સૂર્યે શું કદી પણ કમળનું મલિન મુખ દીઠું છે? આશકનું મોં નીરખ્યા પછી દુઃખ ટકી શકે વારૂ?"

આ પ્રમાણે દિવસો વીતવા લાગ્યા. એક દિવસ રાબેયાના શેઠને ત્યાં નિમંત્રેલા મહેમાનો આવ્યા નહિ. તેમની રાહ જોતા શેઠ અધીરા થઈ ગયા. રાત પડી, ભાણાં તથા શરાબના પ્યાલાઓ પીરસેલા પડયા રહ્યા, પણ કોઇ આવ્યું નહિ. અતિથિના આવ્યા પહેલાં ઘરધણીથી પણ ભોજન કરાય નહિ. મોડી રાત થઇ એટલે શેઠે દાસદાસીઓને વિદાય કરીને પોતેજ તેમની વાટ જોવા માંડી. સૂર્યોદય સુધી અતિથિની રાહ જોવાની તેની ફરજ હતી. મદલાલસા તેને પીડવા લાગી, એટલે તેને ટાળવા ધીમે ધીમે ઘરની બહાર નીકળી પડયો. આખી જીંદગીમાં મદરહિત સાદી આંખે કુદરતની અદ્દભુત લીલાનાં દર્શન કરવાનો આ તેની જીંદગીમાં પ્રથમ પ્રસંગ હતો. ચાંદનીના પ્રકાશથી ઝગમગતું રણ, ખજૂરોના વનની શોભા, એ બધાના અપૂર્વ સૌંદર્યથી તેનું ચિત્ત પીગળી ગયું. એ વખતે અપૂર્વ સંવાદ સંભળાવતો એક મધુર સ્વર તેણે સાંભળ્યો. અવાજની દિશામાં આગળ જઈને એ નોકરોની ઓરડીઓ આગળ પહોંચતાં જુએ છે તો બધા નોકરો સૂઈ ગયા છે; કેવળ રાબેયા જાગે છે અને તેના કંઠમાંથી આ સ્વર્ગીય સંગીત નીકળી રહ્યું છેઃ—

"હે પ્રભુ! હે ઈશ્વર! તને સેંકડો ધન્યવાદ છે. હે મારા આશ્રયદાતા દુનિયાઇ માલિક! તારી પાસે મેં જે આશ્રય અને સુખ મેળવ્યું છે તેને માટે તને પણ ધન્યવાદ છે. અને તારી

પાસેથી જે દુઃખ ભોગવ્યું છે તેને માટે એથી પણ વધારે ધન્યવાદ છે. કેમકે તારી એવી સહાયથીજ હું જગતના સ્વામીને ઓળખી શકી છું. હે જગદીશ્વર! એથી વધારે તારી પાસેથી હું બીજા કયા સુખની ઇચ્છા રાખું?"

"હે પ્રભુ! શામાટે તમે જગતને દુઃખી કરીને દુનિયામાં તમારી નિંદા કરાવો છો? તમારી નિંદા મારાથી સહન નથી થતી. સમુદ્રમાં જેમ બધી નદીઓ આવીને મળે છે, તેમ આખા જગતનું દુઃખ આવીને મારામાં પડો. હું દુર્બળ છતાં પણ તમારૂં નામ લઇને એ બધું સહન કરીશ."

ત્યારપછી પોતાના માલિક અને બીજાં દાસદાસીઓના કલ્યાણને માટે પ્રાર્થના કરીને તથા જાણ્યે—અજાણ્યે તેમણે આપેલાં દુઃખો માટે માફી આપવાની પ્રભુને વિનતિ કરીને રાબેયા નિદ્રાવશ થઇ.

પોતે જેને આટલું બધું કષ્ટ દીધું છે, તે દાસીએ આજે પોતાના કલ્યાણને સારૂ પ્રાર્થના કરીને, ઈશ્વરપ્રેમનો અદ્ભુત પરિચય આપ્યો છે. અહા! આજે આ દીન દાસીએ કેવા અવનવા ભાવની અને તદ્દન અવનવા જીવનની મને ઝાંખી કરાવી! એવા એવા તરંગો રાબેયાના શેઠના મનમાં ઉઠવા લાગ્યા અને તે રાબેયાના ઉચ્ચ વિચાર તથા ઉમદા ભાવોને પોતાના હૃદયમાં ઠસાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આખી રાત્રિ એમ ને એમ ચાલી ગઈ. બીજો દિવસ પણ ચિંતામાં ને ચિંતામાં ખાધાપીધા વગર ગાળ્યો. ઘોર રાત્રિએ પાછો એ મધુર સ્વરથી ખેંચાઇને રાબેયાનો શેઠ તેની ઓરડીના બારણા આગળ જઇ ઉભો. એ વખતે પણ રાબેયા ઉપાસના કરવામાં નિમગ્ન હતી.

"અહા! કયો અભાગીઓ આખી રાત્રિ ઘરની બહાર ગાળી રહ્યો છે? અલ્યા તું કોણ આ બંધ કમાડ આગળ ઉભો રહીને ખેદ કર્યા કરે છે? તારી આંખોમાં આંસુ કેમ નથી? તારા હૃદયમાં આગ શેની સળગી રહી છે? હે દુઃખિયા! તારૂં હૈયું બળી ગયું એટલે તારાં નેત્રમાં જળ ન રહ્યું? હે તરસ્યા, હે ધૂળમાં આળોટેલા, હે ભિખારી! તું ઘણો દુઃખી છે. આવ મારા દુઃખીઆરા ભાઇ! મારા હૃદયમાં આવ, તારા હૃદયનો તાપ મને આપ, મારા નયનનાં આંસુડાં હું તને આપીશ. હે તરસ્યા! એક વાર મન મૂકીને રોઇ લે અને પછી જો કે, તને કેટલી શાંતિ મળે છે! તું દુઃખીમાં દુઃખી છે છતાં એક પણ દિવસ ભરાઇને રોઈ શક્યો નથી! આવ,

આજ તને રોવડાવું. જો રોવા માગતો હોય તો મારી શીતળ શાંતિમાં માથું મૂક. તારાં નયનોમાંથી ઝરો વહેવા માંડશે.”

“હે સખા! જ્યાંસુધી તમે આખી પૃથ્વીના પતિત લોકોને હાથ પકડીને ઉઠાડો નહિ ત્યાંસુધી મારો હાથ ન પકડશો. જ્યાંસુધી તમે બધાં દુઃખીઓનાં આંસુ ન લૂછો ત્યાંસુધી મારાં આંસુ ભણી ઝાંખશો પણ નહિ. જ્યાંસુધી બધાનાં હૃદય ઉપર તમારૂં અમૃત ન છાંટો ત્યાંસુધી મારૂં હૃદય પણ ભલે રેતાળ મરુભૂમિ બન્યું રહે; તમારી કરુણાની જરૂર નથી. હે પ્રભુ! એ પતિતો શું નહિ ઉઠવા પામે? એ આંસુ ઢાળનારાઓને ધીરજ નહિજ મળે? એ દુઃખીઆં અને દિલગીર મનુષ્યો શું નવો પ્રાણ નહિ પામે? મારે તો પ્રભુ તું છે, પણ હે નાથ! એ બિચારાંઓને કોણ છે?”

“હે પ્રભુ! મને અતિશય ઉંચું ગગનને અડકે એવું ઉજ્જડ પર્વતનું શિખર બનાવીશ નહિ; પણ મને નીચેનું હર્યુંભર્યું સપાટ ખેતર બનાવજે, કે જેથી ભૂખ્યાઓ મારી પાસેથી અન્ન મેળવે. મને અપાર ખારો સમુદ્ર બનાવીશ નહિ; પણ તપી ગયેલી ધરણીમાંનું નાનું ઝરણું બનાવજે, કે જેથી તરસ્યાં પ્રાણીઓ મારૂં જળ પીએ. વીર પુરુષના હાથમાં ઝગમગતી પાણીદાર તલવાર મને બનાવીશ નહિ પણ સાધારણ લાકડી બનાવજે, કે જેથી અંધ અને દુર્બળ મારો ટેકો મેળવે.”

રાબેયાના શેઠે બીજો દિવસ પણ ભૂખે ગાળ્યો. રાત્રે સ્વપ્નવશ, મંત્રમુગ્ધ થયેલા મનુષ્યની પેઠે તે પાછો રાબેયાની કોટડી પાસે જઇને ઉભો. રાબેયા એ વખતે પણ એકાગ્રચિત્તે પ્રાર્થના કરતી હતી. શેઠે કાન માંડીને સાંભળવા માંડયું:—

“હે પ્રભુ! જો હું તને સ્વર્ગના લોભથી પુકારતી હોઉં તો એ સ્વર્ગ મારે માટે હરામ હોજો. જો નરકના ડરથી તને પુકારતી હોઉં તો હે પ્રભુ! એ નરકજ મને મળજો.”

“જો તું સ્વર્ગ હોય તો હે પ્રભુ! હું સ્વર્ગની ભિખારી છું. જો તું નરક હોય તો હે પ્રભુ! હું સદાકાળમાટે એ નરકના દ્વારમાં પ્રવેશવાની ભીખ માગીશ.”

“જે વખતે લાલચ આવીને મને મોહમાં નાખવા ચાહે છે તે વખતે હું રડી દઉં છું. દુઃખથી નથી રડતી, પણ અપમાનથી રડું છું. કારણ કે એ લાલચને શું ખબર નથી કે, મારો દોસ્ત તો પ્રભુ પોતે છે.”

બીજે દહાડે સવારે રાબેયાના શેઠે બધાં દાસદાસીઓને

બોલાવીને ઈનામ તથા સરપાવ આપીને વિદાય કરી દીધાં. ગુલામો-ને તેણે કહ્યું કે "આજથી તમે ગુલામગીરીમાંથી છૂટાં થયાં છો." રાબેયાને તેણે કહ્યું કે "રાબેયા! તારો નિષ્કામ ઈશ્વરપ્રેમ અને આ દુનિયાના જીવો તરફની શુભેચ્છા જોઇને મારા ચિત્તની ભ્રાન્તિ દૂર થઇ છે. હું તારી કૃપાથી સંયમી જીવનની મધુરતા કેવી હોય તે સમજવા પામ્યો છું. આજથી તને મેં ગુલામીમાંથી મુક્ત કરી છે. તારે હવે બીજું શું જોઇએ છે તે મને કહે. તને ન આપું એવું મારી પાસે કશું પણ નથી."

રાબેયા શરમાઈ જઇને બોલી "શેઠ સાહેબ! હું નિરાધાર છું. આપના મકાન અને મદદથી જે કલ્યાણ પામી છું તે જોતાં હજી પણ મને એજ આશ્રય અને ખિદમત કરવાનો અવસર આપો, કાઢી મૂકશો નહિ. એજ વિનતિ છે."

એ દિવસથી રાબેયા બસરામાંજ સ્વતંત્રતાથી રહેવા લાગી. તેનું નામ "રાબેયા-ઈ-બસરી" પડયું. ત્યારથી એ જ્ઞાન અને પવિત્રતા તથા વિનય અને નિષ્કામ ભક્તિને માટે વિશેષ પ્રસિદ્ધિમાં આવવા લાગી. નિરંતર ઉપાસના એ એનો એક અદ્ભુત ગુણ હતો. લોકસેવા કરવાને પણ એ તૈયાર રહેતી હતી. એમ કહેવાય છે કે, પોતાના પિતાને મૃત્યુ વખતે એક પ્યાલો પાણી નહિ પાઇ શકયાથી તેના મનમાં જે વિષમ વેદના થઈ હતી, તેનું પરિણામ એ આવ્યું કે દેશનાં તરસ્યાં પ્રાણીઓની તરસ છીપા-વવા સારૂ તેણે પોતાની જાતમહેનતના પૈસામાંથી બગદાદથી મદિનાસુધી એક નહેર ખોદાવી હતી. એ પ્રસિદ્ધ મુસલમાન સાધુ સરિ સકતીની સમકાલીન હતી. હિજરી સન ૧૮૫ ઇ૦ સ૦ ૮૦૧ માં તેનું મૃત્યુ થયું. (જુઓ બીલ સાહેબની ઓરિયેન્ટલ બાયોગ્રાફિકલ ડીક્ષનેરી)

ઇબ્ન-અલ-જોજીએ લખેલા શુજરૂ-અલ્-અકુદ ગ્રંથમાં રાબેયાનું મરણ હિજરી ૧૩૫માં ઈ. સ. ૭૫૨-૫૩ માં થયાનું લખ્યું છે. નામદાર સર અમીર અલી સાહેબે પણ તેમના સરસેં-નોની તવારીખ નામના અમૂલ્ય ગ્રંથમાં એજ તારીખ માની છે.

ઇબ્ન-અલ-જોજીએ તેના 'સાફાત-અસ-સાફાત' ગ્રંથમાં રાબેયા સંબંધી એક લેખ લખ્યો છે. આબ્દા નામની એક સ્ત્રી રાબેયાની દાસી અને ભગવદ્ભક્ત હતી. તેણે રાબેયા સંબંધે નીચે પ્રમાણે લખ્યું છે:-"રાબેયા આખી રાત્રિ ઉપાસનામાં ગાળીને

પ્રભાતે અજવાળું નીકળી આવતાં સુધી એજ ઉપાસનામંદિરમાં થોડુંક સૂઇ જતી હતી. દિવસનો પ્રકાશ આંખ ઉપર પડતાંવાર એબાકળી થઇને પથારીમાંથી ઉઠતી અને બોલતી કે 'હે પ્રાણુ! તું ક્યાંસુધી નિદ્રામાં બેભાન પડયો રહીશ? તારી મોહનિદ્રા ક્યારે ભાગશે? તારો અનંત કાળની નિદ્રાનો વખત પાસે આવી રહ્યો છે, પછી કિયામતના દિવસ સુધી તારે ઉંઘવાનુંજ છે. માટે હમણાં તો જરા ચેતન રાખ! દેહાંતનો સમય આવતાં રાબેયાએ આબ્દાને પાસે બોલાવીને કહ્યું કે "આબ્દા! મારા મરણના સમાચાર કોઇને કહીશ નહિ. મરણ પછી આ બુરકો મને ઓઢાડી દેજે." એ બુરકો ઉનનો હતો. બધા સૂઇ જાય તે વખતે તેને ઓઢીને રાબેયા એકાંતમાં ઈશ્વરની આરાધના કરતી. મૃત્યુના એક વર્ષ પછી આબ્દા સ્વપ્નામાં રાબેયાને જોવા પામી હતી. એ વખતે રાબેયા એવા ઉત્તમ કપડાથી ઝગમગી રહી હતી કે જેની સાથે સરખાવી શકાય એવું કોઈ કાપડ આબ્દાએ આ દુનિયામાં આખી જીંદગીમાં દીઠું નહોતું. પછી આબ્દાએ તેની ખબરઅંતર પૂછયા બાદ અબુ કાલ્લાબેની કન્યા ઉબેદાની રાજીખુશીના સમાચાર પૂછયા. રાબેયાએ ઉત્તર આપ્યો કે "તેમના સુખનો તો પારજ નથી. એનું વર્ણન મારાથી થઇ શકે એમ નથી. અલ્લાહની મહેરબાનીથી એ મારાથી આગળ વધીને સૌથી ઉંચા લોકમાં ગઇ છે." આબ્દાએ પૂછયું કે "એવું શાથી થયું? આ દુનિયામાં તો બધા લોકો તમને ઘણી બાબતોમાં સૌથી સારાં ગણતા હતા?" રાબેયા બોલી "એનામાં મોટો ગુણ એ હતો કે, એને ભવિષ્યની ચિંતા નહોતી. પરમાત્મામાં એને એટલી બધી શ્રદ્ધા હતી કે ઘડી પછી શું થશે તેની ફિકર એને કદી પણ થઇ નથી. એને લીધેજ એણે શ્રેષ્ઠતા મેળવી છે." *ત્યારે આબ્દા બોલી "મને ઈશ્વરપ્રાપ્તિનો રસ્તો બતાવો." રાબેયાએ કહ્યું "નિષ્કામભાવે (કોઇ પણ પ્રકારની દુનિયાઇ ઇચ્છા નહિ રાખતાં માત્ર પ્રભુની કૃપા માટેજ) હમેશાં પ્રભુનું સ્મરણચિંતન કર્યા કરજે. એથી તને પરમકલ્યાણ મળશે."

---

* ચૈતન્યદેવનો સંન્યાસ પણ એવાજ પ્રકારની ભવિષ્યની ચિંતાથી બચેલો હતો. તેમના સેવક ગોવિંદ ઘોષે આવતી કાલને સારૂ એક હરડે સંઘરી રાખી હતી. એ સંચયબુદ્ધિને સારૂ ચૈતન્યદેવે તેને ઠપકો દઇને પાછો ગૃહસ્થાશ્રમ માંડવાની ફરજ પાડી હતી.

(બંગ ભાષા અને સાહિત્ય—૨૫૬ પૃષ્ઠ)

રાબેયાના નિષ્કામપણા માટે અબુલ્ કાસમ અલ્ કુશાયરી કહે છે કે, એ ઇશ્વરમાં ચિત્ત પરોવી હરરોજ કહેતી કે "અલ્લાહ! જે ચિત્ત કોઇ પણ દુનિયાઇ ફાયદાની આશાથી તને ચાહતું હોય તે ચિત્તને તું બાળીને ખાક કરી નાખજે."

એક દિવસ સોફિયા–અસ–સૌરીએ રાબેયાની આગળ જઇને એવા શબ્દો કાઢ્યા કે, હાય! મારે કેટલું બધું દુઃખ છે? રાબેયાએ તેને કહ્યું "એવું જૂઠું બોલીશ નહિ. ઉલટું એમ કહેવું જોઇએ કે મારી નાલાયકી જોતાં મારે કેટલું થોડું દુઃખ છે! તું જો ખરેખરી દુઃખી હોત તો ગમે તેટલા ઉંડા નિસાસા નાખ્યા છતાં તને જરા પણ શાંતિ મળત નહિ."

રાબેયા ઘણી વખત કહેતી કે "મારા જે કામકાજની લોકોમાં વાહવાહ થાય છે તે કામકાજને તો હું ઘણુંજ તુચ્છ ગણું છું." એ બધાને એવોજ ઉપદેશ આપતી કે "જેવી રીતે તમે પાપને છુપાવો છો, તેવીજ રીતે સારાં કામો પણ છુપાં રાખજો."

અવારિફ્–અલ્–મારિફ્ નામના ગ્રંથમાં શેખ સાહેબુદ્દિન અસ–સૂહાવરદીએ રાબેયાની વાણીનો એક સંગ્રહ કર્યો છે તેમાં એક વચન એવું છે કેઃ–"હે પ્રભુ! મારા ચિત્તને તો તેં તારાજ સ્મરણચિંતન સારૂ અલગ રાખ્યું છે. એટલે હવે જેઓ મારા સત્સંગની ઇચ્છા રાખતા હોય તેમને સારૂ મારો દેહ છે. મારા અંતરનો સાથી તો મારો પ્રીતમજ છે." આથી રાબેયાનો ઇશ્વર ઉપર કેવો નિરંતરનો પ્રેમ હતો તે જણાઇ આવે છે.

રાબેયા રિવાજ મુજબની ઉપલકિયા પ્રાર્થના કરવાની વિરુદ્ધ હતી અને મનના ખરા ઉમળકાથી ઇશ્વરનું સ્મરણપૂજન કરતી હતી. બંદગી કરતી વખતે તે કહેતી કે "હે પ્રભુ! તારી ખાતર હું જગતની દિવાલો તોડીને આવી છું. પાછી એવી બાહ્ય ઉપાસનાની દિવાલોમાં ન ફસાઇ પડું એમ કરજો. એ દિવાલો તોડવી ઘણી વસમી છે; પણ પ્રભુ! એ તોડયાથી સુખ પણ ઘણું છે."

રાબેયાની કબર જેરૂસલેમના પૂર્વભાગમાં જેબેલ–એત–તૌર (ઓલાઇવના પહાડ) ઉપર આજ પણ મોજુદ છે. એ સ્થાન હવે તીર્થ બની ગયું છે. એ જગ્યાએ દરવર્ષે ઘણા ભક્તોનો મેળો ભરાય છે. ઉમ–અલ–ખૈર રાબેયા એટલે કે મંગલકારી–માતા રાબેયા હજી પણ અનેક ભકતોને હાથે પૂજાય છે.

મુસ્લીમ સાધુ ફરીદુદ્દીન અત્તારે 'તઝકરાત–ઉલ–ઓલિયા'

નામનો ગ્રંથ સાધુઓના જીવનચરિત્ર વિષેનો લખ્યો છે. તેમાં એમણે રાબેયાના પવિત્ર જીવનનો યશ ગાયો છે. એ ગ્રંથનો ગુજરાતી અનુવાદ 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી 'મુસ્લીમ મહાત્માઓ' નામથી પ્રગટ થયો છે. એ ગ્રંથમાંથી અમે સાધ્વી રાબેયાના જીવનના થોડાક બોધજનક પ્રસંગો ઉતારવા ઉચિત ધારીએ છીએ. કારણકે એ પ્રસંગો જાણ્યા વગર રાબેયાનો પરિચય અધુરો રહે એમ અમારૂં માનવું છે.

(૧)

મહર્ષિ હુસેન નામના એક પહોંચેલા સાધુ એમના સમયમાં હતા. અઠવાડીઆમાં એક દિવસ તેઓ શ્રોતાઓને ધર્મોપદેશ આપતા. રાબેયા પણ એમનો ઉપદેશ સાંભળવા જતી. એક વાર એને જતાં વાર થઇ તો મહર્ષિએ ઉપદેશ શરૂ કર્યો નહિ; એથી આશ્ચર્ય પામીને કોઇએ પૂછ્યું કે "અહીંઆં શ્રોતામાં અનેક જ્ઞાનીઓ તથા મોટા માણસો ઉપદેશ સાંભળવા આવી બેઠા છે; માત્ર એક પેલાં વૃદ્ધ ડોશી નથી આવ્યાં, તો હવે આપ આપનું વ્યાખ્યાન શરૂ કરો તો શી હરકત છે?"

મહર્ષિએ ઉત્તર આપ્યો કે "જે શરબત હાથીના ઉદરને માટે તૈયાર કરેલું છે, તે હું કીડીની આગળ મૂકી દઇને શું કરૂં?"

(૨)

એક દિવસ સાધુ હુસેને રાબેયાને પૂછ્યું કે "તમને વિવાહ કરવાની અભિલાષા છે?" રાબેયાએ જવાબ દીધો કે "વિવાહ તો શરીર સાથે થાય છે, પણ મારી પાસે શરીરજ કયાં છે? આ શરીર તો ઇશ્વરને અર્પણ કરેલું છે, એટલે તે તો તેનીજ આજ્ઞાને અધીન છે અને તેનાજ કાર્યમાં રહે છે, તો હવે વિવાહ કયા શરીરનો કરૂં?"

(૩)

રાબેયા એક વાર વસંતઋતુમાં પોતાની ઝુંપડીમાં જઇને સ્વસ્થપણે બેઠાં હતાં. તે વખતે દાસીએ તેમને કહ્યું કે "બા! બહાર પધારીને કુદરતની શોભા તો જુઓ."

રાબેયાઃ—"તું એકવાર અંદર આવી કુદરતના કર્તાની શોભા તો જો!"

(૪)

એક વાર એક માણસ માથે પાટો બાંધીને રાબેયા પાસે આવ્યો. રાબેયાએ તેને પૂછ્યું કે "શામાટે આ માથે બાંધ્યું છે?"

તે બોલ્યોઃ—"માથું દુઃખે છે માટે."

રાબેયા—"તમને કેટલામું વર્ષ ચાલે છે ?"

તે બોલ્યો—"ત્રીસમું વર્ષ."

રાબેયા—"આટલાં વર્ષ તમે સ્વસ્થ હતા કે અસ્વસ્થ ?"

તે બોલ્યો—"આજસુધી તો હું શરીરે તંદુરસ્તજ હતો."

રાબેયા—"ત્યારે આટલાં વર્ષસુધી કૃતજ્ઞતાની નિશાનીરૂપે તમે માથે કાંઇ બાંધ્યું નહિ, પણ એક દહાડો અસ્વસ્થ થયા ત્યારે શોકની નિશાનીરૂપજ માથું બાંધ્યું ને !"

(૫)

એક વાર બે ફકીરો ફરતા ફરતા રાબેયાનાં દર્શન કરવા ગયા હતા. તે ભૂખ્યા હતા એટલે માંહોમાંહે વાત કરવા લાગ્યા કે "જો કાંઇ ખાવાનું મળે તો આહાર કરીએ."

આ વખતે રાબેયાની પાસે બે રોટી હતી, તે તેણે ફકીરો પાસે હાજર કરી; પણ એટલામાં એક ત્રીજોજ ભિક્ષુક ત્યાં આવીને ખોરાક માગવા લાગ્યો. રાબેયાએ તે બંને રોટી તેને આપી દીધી. પેલા બે ફકીરો આ પ્રકાર જોઇને બહુજ આશ્ચર્ય પામ્યા. એ પછી થોડી વારે કેટલીક રોટી હાથમાં લઇને એક દાસી રાબેયા પાસે આવી અને તેણે કહ્યું કે "મારી શેઠાણીએ આ આપને આપવા મને મોકલી છે." રાબેયાએ તે જોઇ ગણત્રી કરી તો અઢાર રોટી જણાઈ. તેથી પેલી દાસીને કહ્યું કે "એ પાછી લઇ જાઓ, મોકલવામાં ભૂલ થઈ છે."

દાસી બોલી "બા ! શેઠાણીએ આપનેજ આપવા મોકલી છે."

રાબેયા—"નહિ નહિ, ચોક્કસ ભૂલ થઈ છે; પાછી લઈ જાઓ."

દાસીએ પાછી લઇ જઈ તેની શેઠાણીને એ હકીકત જણાવી. શેઠાણીએ તેમાં બે રોટી ઉમેરીને દાસીને આપવા મોકલી. રાબેયાએ ગણી જોઇ તો વીસ રોટી જણાઈ. તેણે તે સ્વીકારી અને પેલા બે ફકીરો આગળ રજુ કરી. તેમણે ભોજન કરતાં આ બનાવનું રહસ્ય પૂછ્યું. રાબેયાએ કહ્યું કે "તમે બંને ભૂખ્યા હતા તે હું જાણી ચૂકી હતી, મારી પાસે માત્ર બેજ રોટી હતી; તેથી મને એમ લાગ્યું કે આટલી રોટીથી આપ બે સંતોની ક્ષુધા કેવી રીતે દૂર થશે ? એટલામાંજ પેલો ભિક્ષુક આવી ચઢ્યો, એટલે એ બંને રોટી મેં તેને આપી દીધી અને પ્રાર્થના કરી કે "હે પ્રભુ ! તેં કહ્યું છે કે હું દાનથી દશગણું પાછું આપું છું, એની મને શ્રદ્ધા છે; અને તેથી હમણાંજ આપના સંતોષ ખાતર તે બંને રોટીનું દાન કર્યું છે."

એ પછી જ્યારે અઢાર રોટી પાછી આવી, ત્યારે મને એમજ લાગ્યું કે આમાં મોકલનારની ભૂલ થઇ છે, તેથી પાછી મોકલી. પછી એ નવી રોટી ઉમેરાઇને આવી, એટલે દશગણી થઈ રહી.”

કેવો અટલ પ્રભુવિશ્વાસ !

(૬)

સુફિયાન નામના એક સાધુએ એક દિવસ રાબેયાને પૂછ્યું કે “આપને શું ખાવાની ઇચ્છા છે ?”

રાબેયા–“સુફિયાન ! તમે જ્ઞાની પુરુષ છો; છતાં આવી વાત કેમ પૂછો છો ? દશ વર્ષથી સારૂં ખજુર ખાવાની ઇચ્છા છે. તમે જાણો છો કે, આ બસરામાં ખજુર પુષ્કળ થાય છે, તોપણુ આજ-સુધી મેં તે ચાખેલ નથી. હું રહી તેની દાસી ! દાસીને વળી પોતાની ઇચ્છા કેવી ? મારી જે પણુ ઇચ્છા મારા પ્રભુની ઇચ્છા-વિરુદ્ધ હોય તો પછી તે જરૂર અયોગ્યજ છે, ત્યાજ્ય છે.”





# साध्वी झुबेदा खातुन

સાધ્વીઓમાં ભૂષણરૂપ આ રમણી ઝુબેદા ખાતુન જગપ્રસિદ્ધ ખલિફા હારૂન—અલ—રશિદની પત્ની અને ખલિફ—અલ—મન્સુરના પુત્ર અબુ જાફરની પુત્રી હતી. એ પરમ સદ્‌ગુણી, પવિત્ર અને પરોપકારી બાઇ હતી. પરણતાં પહેલાંની કુંવારી જીંદગી તેણે પારકાંઓનું દુઃખ ટાળવામાંજ ગાળી હતી. સવારથી માંડીને એ છુટ્ટે હાથે ગરીબોને ધન વહેંચતી હતી. ઝુબેદાની એ સખાવતની વાતો નગરવાસીઓને મુખે ઘેરેઘેર ગવાતી.

એ પરોપકારી દેવીને જીવનની શરૂમાં ઘણી જાતનાં દુઃખ પડયાં હતાં. ઝુબેદા સમજણી થઇ એટલામાં તેનાં માતપિતા સ્વર્ગવાસી થયાં. એને બે મોટી બહેનો હતી. ત્રણે બહેનોએ પિતાનું ધન વહેંચી લીધું અને એ ધનવડે રેશમનું એક મોટું કારખાનું ઉઘાડયું. એ કારખાનામાં એટલો બધો નફો થયો કે થોડા દિવસોમાંજ એ ધનવાન માલીક બની ગઈ.

ઝુબેદાની બંને બહેનો પોતપોતાના ભાગનું ધન લઇને પરણી ગઇ અને તેમણે જૂદો સંસાર માંડયો; પણ ઝુબેદાને સંસારપ્રત્યે અણગમો હતો. ઘણાએ ધનાઢય, આબરૂદાર અને સુંદર યુવકોએ તેને માટે માગાં મોકલ્યાં; પણ તેઓના મનોરથ પૂરા ન પડયા. ઈશ્વરની ઉપાસના અને પુણ્યદાનમાંજ ઝુબેદાને આનંદ અને સંતોષ થતો હતો.

થોડા દિવસ પછી તેની બંને બહેનોને એમના પતિઓએ કાઢી મૂકી અને તેઓ ઝુબેદાની પાસે આવીને રહી. ઝુબેદાએ તેમને માતાસમાન ગણીને ભક્તિપૂર્વક પોતાના ઘરમાં રાખી.

થોડા દિવસ પછી ઝુબેદાને વિચાર થયો કે, જમીનને રસ્તે તો:ઘણો વેપાર કર્યો, હવે જળમાર્ગે વેપાર કરવો જોઇએ. સહેલની સહેલ થશે અને કમાણી પણ સારી થશે. એક સુંદર વહાણમાં વેપારની વસ્તુઓ ભરીને તેણે પેરિસ નગર તરફ હંકાર્યું. એ

વખતે તેની બહેનોની બુદ્ધિ ભ્રષ્ટ થઇ અને તેમણે નાની બહેન ઝુબેદાને સમુદ્રમાં ફેંકી દીધી. પરંતુ મારનાર કરતાં બચાવનાર—હજાર હાથનો ધણી પરમેશ્વર—વધારે સમર્થ હોય છે. તેની કૃપાથી ઝુબેદા આ આફતમાંથી ઉગરી મહામહેનતે બગદાદ પહોંચી.

ત્યાં આગળ બગદાદના બાદશાહ ખલિફા હારૂન રશિદે ઝુબેદાના ગુણથી મુગ્ધ થઇને તેની સાથે લગ્ન કર્યું. ખલિફા હારૂન રશિદ જેવી રીતે ઇન્સાફ અને પ્રજાનું પાલન કરવા માટે આખી દુનિયામાં પ્રાતઃસ્મરણીય થઇ પડયો છે, તેવીજ રીતે તેની પત્ની દેવી ઝુબેદા દયા, સુજનતા અને પુણ્યદાનદ્વારા તથા જંગલી એકાંત પર્વતોથી ઘેરાયલા મુસલમાનોના પવિત્ર ધામ મક્કાનગરમાં એક નહેર ખોદાવીને પ્રાતસ્મરણીય બની ગઇ છે. એ નહેર બંધાવવામાં તેણે એક કરોડ ને સાત લાખ રૂપિયા વાપર્યા હતા. ઇ. સ. ૭૮૦—હિજરી સન ૧૫૮માં એ કામ પાર પડયું હતું. મક્કા શરીફની આ મોટી નહેર 'નહેર ઝુબેદા' એ નારીની અપૂર્વ કીર્તિ આજ સુધી કાયમ રાખી ગઇ છે. નહેરનું ઠંડું ખળખળ વહેતું પાણી સમ્રાજ્ઞી ઝુબેદાના અકલનીય સ્નેહ અને લોકદાઝનો મહિમા હજુ સુધી ગાઇ રહ્યું છે. તેના આ કીર્તિસમુદ્રનું અગાધ જળ એજ અરબસ્તાનના નિવાસીઓને જીવનધારણનો એકમાત્ર આધાર છે. પર્વતમાંથી મોટા મોટા પથ્થરો ફોડીને એ નહેર મક્કામાં આણી હતી.

એમ કહેવાય છે કે, તબ્રીઝ શહેર પણ ઇ. સ. ૮૦૬ માં તેણેજ વસાવ્યું હતું.

બગદાદ શહેરમાં ઇ. સ. ૮૩૧ ના જુન માસમાં આ દયાળુ રાણીએ સ્વર્ગવાસ કર્યો; પણ તેની આ નહેરનું ઝરણું પૃથ્વીના લોકોના કાનમાં હજુ પણ એની કીર્તિનો પ્રચાર કરી રહ્યું છે. જગતમાં કીર્તિવાન મનુષ્યનું મૃત્યુજ નથી. મરણ પછી લોકો જેના યશ ગાય તે મર્યા છતાં પણ જીવે છે; અને જેણે લોકહિતનાં કામ કર્યાં નથી તે દેહધારી હોવા છતાં મર્યા સમાન છે. *

* મૌલવી શેખ અબ્દલ જહ્‌વાર સાહેબના એક લેખ ઉપરથી.



# साध्वी इलिझाबेथ

## ૧—જન્મ અને વિવાહ

ઇલિઝાબેથ હંગરીનાં રાજકન્યા હતાં. તેમનો જન્મ ઇ० સ० ૧૨૦૭ માં થયો હતો. તેમના સ્નેહમય પિતા એન્ડ્રુ હંગરીના રાજા હતા. પરંતુ રાજ્યાસન ઉપર બિરાજવા છતાં પણ એમના પવિત્ર ચારિત્ર્ય તથા સહનશીલતા માટે લોકો એમના-પ્રત્યે અતિશય શ્રદ્ધા પ્રકટ કરતા હતા. રાણીનું જીવન ધર્માચરણ-થી વિભૂષિત હતું. એ રાજવંશમાં કેટલાક સાધુપુરુષો જન્મ્યા હતા. રાજમહેલના વાતાવરણમાં હજીસુધી એ પૂર્વજોના જીવન-કુસુમની સૌરભ આવ્યા કરતી. એ બધા સાધુપુરુષોના પુણ્યના ફલરૂપેજ જાણે ઇલિઝાબેથ હૃદયમાં સ્વર્ગની મધુરતા લઇને કોઇ એક પવિત્રતાના દેશમાંથી આ સંસારમાં ઉતરી આવ્યાં હતાં.

એ રાજકુમારીના જન્મવિષે એક ઘણી આશ્ચર્યકારક કથા પ્રચલિત છે. ઈ. સ. ૧૨૦૬ માં સેકસનીની રાજસભામાં એક પંડિત આવ્યો હતો. એ વખતમાં મનુષ્યોને અલૌકિક વસ્તુઓ તથા ચમત્કારો ઉપર ઘણો વિશ્વાસ હતો. બધાને વિશ્વાસ હતો કે, આ પંડિત અનેક પ્રકારની અદ્ભુત કથા કહી શકે છે. એટલા માટે રાજ્યના અસંખ્ય લોકો કાંઇક આશ્ચર્યકારક વાત એ પંડિતને મુખે સાંભળવા સારૂ એની પાસે આવ્યા. પંડિતે ગંભીર સ્વરે કહ્યું કે "મારી પાસે તમે કોઇ નવી વાત સાંભળવા માગો છો, તો હમો ત્યારે સાંભળો. હંગરીમાં એક ઉજ્જવળ નક્ષત્ર ખીલી નીકળશે. તેના પ્રકાશથી તમારો આખો દેશ ઝળકી ઉઠશે અને ત્યારપછી થોડાક દિવસમાં રાજા એન્ડ્રુના ઘરમાં એક બાલિકા જન્મ ગ્રહણ કરશે. એ કન્યાની આધ્યાત્મિક શક્તિની કથા દેશવિદેશમાં પ્રસરી જશે. એ પોતાના ધર્મજીવનદ્વારા ખ્રિસ્તી જગતમાં પ્રકાશ, આનંદ અને આશા લાવશે."

એ પંડિતની ભવિષ્યવાણી પછીજ ઇલિઝાબેથનો જન્મ થયો

હતો. રાણીએ નાની બાલિકાને યત્નપૂર્વક ધર્મની સહેલી સહેલી વાતો શીખવવા માંડી. બીજાં છોકરાંઓને દુનિયાની વાતો સાંભળ્યાથી જેટલો આનંદ થતો તેટલો આનંદ નાની ઇલિઝાબેથને બાઇબલના સુમિષ્ટ ઉપદેશો તથા ઇસુ ખ્રિસ્તના પવિત્ર જીવનની કહાણી સાંભળીને થતો. એ સમયે તેમના સરળ હૃદયમાં કરુણાનો ભાવ ભરાઇ આવતો, એ કોઇનું પણ દુઃખ સહન કરી શકતાં નહિ. ભિખારીઓ રાજકુમારીની આગળ આવીને કરુણ સ્વરે પોતાનાં દુઃખની કથા કહેતાં ત્યારે બાલિકાની બન્ને આંખોમાંથી દડદડ આંસુની ધારા પડતી. અતિ અલ્પ વયમાંજ બાલિકા બે હાથ જોડીને પ્રાર્થના કરતાં શીખી હતી. લોકો એ બધું જોઇને તથા તેની સાથે વાતચીત કરીને કહેતાં કે, ત્યારે શું આ રાજકુમારી ઇલિઝાબેથ સાચેસાચ દેવકન્યા હશે?

અમે ઉપર સેકસની રાજ્યનો ઉલ્લેખ કરી ગયા છીએ. હારમેન એ રાજ્યનો પ્રતાપી અને ધાર્મિક રાજા હતો. હંગરીની રાજકુમારી વિષે સંભવિત અને અસંભવિત ઘણી વાતો એના કાને પડી હતી; એટલે એ કન્યાને પુત્રવધૂતરીકે પોતાના ઘરમાં લાવવાની તેને વ્યાકુળતા થઈ. રાજકુમાર લૂઇ નિર્મળ અને મધુર સ્વભાવને લીધે રાજ્યમાં સર્વનો પ્રીતિપાત્ર થઇ પડયો હતો. તેની સાથે ઇલિઝાબેથનો વિવાહ થયાથી મણિકાંચનયોગની પેઠે એ લગ્ન પણ અતિશય જુગતું અને સુંદર થશે, એમ સમજીને તેણે રાજા એન્ડ્રુની પાસે વિવાહનું માગું કરવા સારૂ પ્રતિષ્ઠિત માણસોને મોકલી આપ્યા. એમની સાથે કેટલીક મોટા ઘરની સ્ત્રીઓને પણ મોકલવામાં આવી. સગાઈ નક્કી થઈ જાય એટલે તેઓ રાજકુમારીને ઘણી ધામધૂમ સાથે સેકસનીમાં લઇ આવે એવી સૂચના એમને આપવામાં આવી હતી. એ વખતે રાજપરિવારમાં વિવાહની અદ્ભુત રીત ચાલતી હતી. રાજકુમાર અને રાજકુમારીની સગાઈ બાલ્યાવસ્થામાં થઇ હોય, તો પ્રથમ વાગ્દાન થતું. ત્યારપછી રાજકુમારી ભાવી સાસરાના પરિવારમાં જઇ વાસ કરતી. જ્યારે વરકન્યા લગ્ન કરવા યોગ્ય વયનાં થતાં, ત્યારે બન્નેનું લગ્ન કરવામાં આવતું.

રાજા હારમેનનાં મોકલેલાં સ્ત્રી-પુરુષો હંગરીમાં જઇ પહોંચ્યાં તથા રાજા અને રાણી આગળ વિવાહનો પ્રસ્તાવ રજુ કર્યો. એ ઘણો ઉત્તમ પ્રસ્તાવ હતો. સેકસનીનો રાજકુમાર ઇલિઝાબેથને યોગ્ય પાત્ર હતો; એટલે તે વિષયમાં રાજાને આનાકાની કરવાનું કાંઇ કારણ

નહોતું. પરંતુ હાય! સ્નેહમુગ્ધ પિતા હૈયાને કઠણ કરીને બાળકન્યાને તેની માતાથી વિખૂટી પાડીને અજાણ્યા લોકોમાં કેવી રીતે મોકલી શકે? સ્નેહની પ્રતિમારૂપ એ બાલિકાએ તેના હૃદય ઉપર પુષ્કળ અધિકાર જમાવ્યો હતો. એ કન્યા વગર એનું મન સ્થિર કેવી રીતે રહી શકશે? જે વીરનું હૃદય રણક્ષેત્રમાં શત્રુની તીક્ષ્ણ તલવાર જોઇને પણ ડગતું નહિ તે આજ કન્યાને દૂર દેશાવર મોકલવાના વિચારથી વિષાદને લીધે અધમુઓ થઇ ગયો. પરંતુ બુદ્ધિમતી રાણીએ રાજાને કહ્યું કે "આ માગું કોઇ રીતે પાછું કાઢી શકાય એવું નથી. ઇલિઝાબેથને માટે આવો વર તથા આવું ઘર ફરી ક્યાંય પણ મળનાર નથી."

રાણીના ઘણા આગ્રહને લીધે રાજાએ પણ એ વિવાહના પ્રસ્તાવને સંમતિ આપી. એ શુભ પ્રસંગે રાજપરિવારમાં અનેક દિવસ સુધી જમણવાર અને આનંદોત્સવ થયાં. ત્યારપછી રાજાએ રત્નમણિભૂષણથી સુસજ્જિત કન્યાને સેકસનીના એક મુખ્ય પુરુષની સન્મુખ હાજર કરીને કહ્યું કે "હું મારા જગતમાંનું સર્વોત્તમ રત્ન આજ તમારા હાથમાં અર્પણ કરૂં છું."

એ સદ્‌ગૃહસ્થે માથું નમાવીને રાજકુમારીને ગ્રહણ કરી. તેના અને તેની સાથે આવેલાં સ્ત્રીપુરુષોનાં હૃદયમાં આનંદ ઉભરાઈ ગયો. તેઓ રાજકુમારીને લઇને પોતાના રાજ્યમાં જઈ પહોંચ્યાં.

નાની બાલિકા ઇલિઝાબેથને રાજા હારમેન અને રાણી સોફિયાની સન્મુખ ઉપસ્થિત કરવામાં આવી. તેઓએ ઈશ્વરને ધન્યવાદ આપીને એ રાજકુમારીનો સ્વીકાર કર્યો. રાજા પ્રફુલ્લનયને બાલિકાના કરુણ અને નિર્મળ મુખકમળ તરફ જોઇને સ્થિર રહી શક્યો નહિ. તેણે બાલિકાને ખોળામાં લઇને સઘળું વાત્સલ્ય તેના પ્રત્યે દર્શાવ્યું. એક દિવસ બાદ રાજ્યના સંભાવિત ગૃહસ્થોને રાજમહેલમાં એકઠા કરીને તેમની સન્મુખ રાજકુમાર લૂઈની સાથે ઇલિઝાબેથના વાગ્દાનનો સંસ્કાર યથાવિધિ કરવામાં આવ્યો.

વૃક્ષની ડાળી ઉપરથી તોડવામાં આવેલું કુસુમ જેવી રીતે વૃક્ષના સ્નેહથી વંચિત બને છે, તેવી રીતે બાલિકા ઇલિઝાબેથ માતપિતાના સ્નેહથી વંચિત થઈ ખરી, પરંતુ રાજા હારમેનના હૃદય ઉપર તેણે ઘણો અધિકાર જમાવ્યો. ધાર્મિક રાજા દિનપ્રતિદિન રાજકુમારીની સરળતા, સ્વાભાવિક ધર્મવિશ્વાસ, ઈશ્વર પ્રતિ પ્રેમ અને દુઃખીઓપ્રતિ દયા જોઇને તેને ઘણું ચાહવા લાગ્યો. રાજા

પોતે તથા તેની એક સગી પોલેન્ડની સાધ્વી રાણી, બાલિકા ઇલિ-
ઝાબેથના અંતરમાં ધર્મભાવ ખીલવવાનો પ્રયત્ન કરવા લાગ્યાં.
ઇલિઝાબેથ પિતાનું રાજ્ય છોડીને આવ્યા પછી બે વર્ષે તેની માતાનું
મૃત્યુ થયું. એ સાધ્વી નારીએ સ્વામીને પ્રપંચી શત્રુના હાથ-
માંથી બચાવવા ખાતર પોતે એ આતતાયીની તલવારનો ઘા માથા
ઉપર ઝીલ્યો હતો. જનનીના મૃત્યુસમાચાર સાંભળીને બાલિકા-
નું મન એકદમ ઉદાસ થઇ ગયું. એ સમયથી એ ધર્મને માટે
અતિશય વ્યાકુળ થઇ ઉઠી. તેણે હવે સંકલ્પ કર્યો કે, હું ઈશ્વર-
નેજ સૌના કરતાં અધિક ચાહીશ.

એ વખતે મોટા ઘરની સાત છોકરીઓ ઇલિઝાબેથની બહેન-
પણી બનીને તેની સાથે રમવાનો તથા આમોદપ્રમોદ કરવાનો
પ્રયત્ન કરતી હતી; પરંતુ ઇલિઝાબેથ શું હવે એમની સાથે રમત-
ગમત કરે એવી હતી? એ તો બધી સખીઓની સાથે ફરતી ફરતી
કબ્રસ્તાનમાં જઇ પહોંચતી અને કહેતી કે "જે લોકોના દેહ આ
કબરોમાં દટાયલા છે, તેઓ પણ કોઇ દિવસ આપણા જેવાજ હતા.
આપણે પણ એક દિવસ તેમનીજ પેઠે આ પૃથ્વી છોડીને ચાલ્યાં
જઇશું. આવો બહેનો! અહીંઆંજ ઘુંટણીએ પડીને પ્રાર્થના
કરીએ." એટલું કહીને તરતજ એ બાલિકા પ્રાર્થના કરતી કે "હે
પ્રભુ! પાપમાંથી અમારૂં રક્ષણ કરજે!"

પૂર્વકાળમાં ખ્રિસ્તી લોકો મહાત્મા ઇસુના બાર પ્રેરિત શિષ્યો-
માંના એક સાધુને પોતાના જીવનના રક્ષકતરીકે માનતા હતા.
ઇલિઝાબેથે પણ સાધુ જૉનને પોતાના રક્ષકતરીકે સ્વીકાર્યો હતો.
એટલા માટે સાધુ જૉનના સ્વર્ગીય આત્માને પ્રિય થઈ પડવા સારૂ
એ પોતાના હૃદયને પવિત્ર રાખતી, અને પોતાના અંતરને દયા
તથા પ્રભુપ્રેમથી પૂર્ણ કરવાને સર્વદા પ્રયત્ન કરતી. મહાત્મા
ઇસુ કહી ગયા છે કે "દયાળુ મનુષ્યોને ધન્ય છે! કારણ કે
દયાળુઓજ ઇશ્વરની દયા પામી શકશે." ઇસુની એ વાણી મંત્રની
પેઠે ઇલિઝાબેથના હૃદય ઉપર આશ્ચર્યકારક અસર કરતી અને તે
દયાની મૂર્તિ બની જતી. એક દિવસ તો એ રાજ્યની રાણી થનાર
હતી, પણ પોતાના ઉંચા દરજ્જાનો કાંઇ પણ વિચાર ન લાવતાં,
તે રાજમહેલમાંથી ખાવાના પદાર્થો લઇને નિઃસંકોચપણે ગરીબોને
ઘેર જતી અને ભૂખ્યાંઓને ભોજન કરાવીને આત્મતૃપ્તિ અનુભવતી.

ઈલિઝાબેથના એ સમયના ધર્મભાવવિષે તેનો એક ચરિત્રકાર

લખે છે કે "બાલ્યાવસ્થામાંજ તેણે પૂર્ણ સ્વાર્થત્યાગ અને ઈશ્વર-પરાયણતાનાં બીજ પોતાના ચરિત્રમાં રોપ્યાં હતાં, અને આગળ જતાં તો તેને જોવા માત્રથી મોટા મોટા માણસો અને પ્રસિદ્ધ સાધુઓ વિસ્મય પામી જતા હતા."

## ૨–રાણી

ઇલિઝાબેથની વય ઘણી નાની હતી ત્યારથીજ એ જાણી શક્યાં હતાં કે, ઈશ્વર નિરંતર એમના પ્રાણની નિકટ રહીને તેમને ચાહે છે અને કરુણા વરસાવે છે. એ ઉપરાંત રાજા હારમેને ખરા હૃદયના પ્રેમથી આ પારકી કન્યાને પોતાની કરી લીધી હતી. એને લીધે બાલિકા ઇલિઝાબેથ અપરિચિત રાજપરિવારમાં આવ્યા છતાં પણ પોતાનું હસતું મુખ અને મનનો પ્રસન્ન ભાવ સાચવી શકી હતી; પરંતુ એટલામાં દૈવયોગે તેના પિતૃતુલ્ય સસરા હારમેનનું મૃત્યુ થયું. એ બનાવને લીધે બાલિકાનું હૃદય વિષાદથી છવાઇ ગયું. એવે વખતે સ્વર્ગસ્થ રાજાની પત્ની રાણી સોફિયાએ ઇલિઝાબેથનો ભાર ગ્રહણ કર્યો. બાલિકા રાતદિવસ 'ધર્મ ધર્મ' કર્યા કરતી, તે એને રૂચતું નહિ. કારણકે તે થોડા દિવસ પછી એક રાજ્યની રાણી થનાર હોવાથી એણે ધર્મઘેલી ન થતાં સુચતુર, રસિક અને રત્નાલંકારથી વિભૂષિત સૌભાગ્યગર્વિતા રાજરાણી બનવું જોઇએ એવો સોફિયાનો અભિલાષ હતો.

ઇલિઝાબેથ કોઇ પણ પ્રકારે રાજકુટુંબની રમણીઓના જેવી થઈ શકી નહિ. ઇશ્વરે તેને રાણી બનીને ઠાઠમાં રહેવાને આ સંસારમાં મોકલી નહોતી. એ તો એમજ માનતી કે, હું ઈશ્વર-ભક્તિ કરીશ, તેની પ્રીતિ અને કરુણાવડે દુઃખી નરનારીઓનાં દુઃખ દૂર કરીને તેમનાં હૃદય ઠારીશ; એવાં એવાંજ કામો સારૂ મારો જન્મ થયો છે. પરંતુ એમની સ્વાભાવિક રુચિ કયી તરફ છે તે તરફ જરા પણ ધ્યાન ન આપતાં લોકો તેમને પરાણે રાણી બનાવવાનો યત્ન કરવા લાગ્યા, પણ લોકોનો પ્રયત્ન વ્યર્થ ગયો. ઇલિઝાબેથે ઠપકો તથા અપમાન સહીને પણ ધર્મને વધારે દૃઢતાથી પકડયો. તેમની એ સમયની અવસ્થા વિષે રેવરંડ એલબાન બટલર સાધુઓના ચરિત્રગ્રંથમાં લખે છે કે, નિરાધાર ઇલિઝાબેથને ઘણો ત્રાસ વેઠવો પડયો હતો. કેમકે એ વખતે રાજકુમાર લૂઇ પણ વિદ્યાભ્યાસને માટે પરદેશમાં રહેતા હતા એટલે એવી સ્થિતિમાં એ બાલિકાના મુખ સામું જોનાર અને

એના ઉપર થતા અત્યાચારનું નિવારણ કરનાર કોણ હતું ? રાજકુમારી દુઃખ અને કષ્ટના એ દોહ્યલા દિવસોના પ્રતાપે ઈશ્વરના ધ્યાનભજનમાં પોતાનું ચિત્ત વિશેષ ને વિશેષ જોડતી ચાલી અને તેમાંજ મગ્ન થવા લાગી. એ ઉપરાંત (૧) શાંતભાવ, (૨) વિનય, (૩) સહનશીલતા અને (૪) મૈત્રી, એ ચાર તેમના સાધનના વિષય હતા. એ ચાર ગુણ પ્રાપ્ત કરવા સારૂ તે નિરંતર ઈશ્વરની આગળ પ્રાર્થના કરતી. એ સમયમાં જે ઘટનાઓ બની હતી તેમાંથી બેએકનો અત્રે ઉલ્લેખ કરીએ છીએ.

એક દિવસ એક ખ્રિસ્તી તહેવાર આવ્યો. એ દિવસે રાણીની આજ્ઞાથી ઇલિઝાબેથે સારાં વસ્ત્રાભૂષણો પહેર્યાં. એના અંગ ઉપર સોનેરી ભરતકામવાળો કિંમતી પોશાક તથા મસ્તક ઉપર મણિમુક્તાયુક્ત મુકુટ શોભવા લાગ્યો. બરોબર રાણીના વેશમાં એણે ઉપાસનામંદિરમાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ એકાએક મૃત્યુને માટે તૈયાર થતા ઇસુ ખ્રિસ્તની છબી તરફ તેની દૃષ્ટિ પડી. તરતજ એ માથા ઉપરનો મુકુટ ઉતારી નાખીને મસ્તક નીચું નમાવી સજળ નયને પ્રાર્થના કરવા લાગી ગઇ. તેના લાંબા અને સરસ રીતે ઓળેલા કેશ પીઠ, લલાટ અને મુખ ઉપર વીખરાઇ ગયા. રાણી સોફિયાએ આ દૃશ્ય જોઇને કર્કશ સ્વરે કહ્યું કે "શું તારાથી મુકુટનો ભાર પણ ખમાતો નથી કે ? શામાટે આમ અંબોડો છોડી નાખીને ઉઘાડે માથે બેઠી છે ? તારો આવો વેશ જોઈને લોકો કેટલી નિંદા કરી રહ્યા છે તે સાંભળતી નથી ?"

ઇલિઝાબેથે નમ્રતા અને વિનયપૂર્વક કહ્યું કે "ભગવાન ઇસુ ખ્રિસ્તના મસ્તક ઉપર કાંટાનો મુકુટ જોઉં છતાં હું તેમની છબીની સામે સોનાનો મુકુટ પહેરીને ઉપાસના કરૂં ? એમ કર્યાથી શું પ્રભુનું અપમાન નહિ થાય ? મારાથી તો એવું બની શકશે નહિ, મને માફ કરજો."

આટલું બોલતાંજ ઇલિઝાબેથને મૃત્યુસમયે ઇસુ ખ્રિસ્ત ઉપર ગુજરેલા ત્રાસનું સ્મરણ થતાં તેમના ચક્ષુમાંથી જળધારા વહેવા લાગી. રાણી સોફિયાની કન્યા રાજકુમારી એગ્નેસને ઇલિઝાબેથની આ વર્તણુક જરા પણ પસંદ નહોતી પડતી. તેણે એક દિવસ બાલિકા ઈલિઝાબેથને મોંએ કહ્યું કે "જો આવુંજ રાખશો તો તમારે મારા ભાઇની પત્ની થવાની આશા રાખવી નહિ. તમે તો આ રાજમહેલમાં ચાકરડી થાઓ એવાંજ છો."

પણ રાજકુમારીની આ ધમકી વૃથાજ ગઇ. રાજકુમાર લૂઇ વિદેશમાં વિદ્યાભ્યાસ કરીને ઘેર પાછો આવ્યો. એ વીર, ધીર, ઉદાર અને નિર્ભય પુરુષ હતો. વળી તેનું હૃદય પણ સ્નેહ અને કરુણાથી ભરપૂર હતું. રાજમહેલની સ્ત્રીઓએ ઇલિઝાબેથની નિંદા કરીને તેના કાન ભંભેરવા માંડયા, પણ એથી તો ઉલટું તેનું હૃદય અસહાય બાલિકા તરફ ઢળી પડયું. એ મનમાં ને મનમાં બોલી ઉઠયો કે "અહા પ્રાણેશ્વરી ! હું તને જેવી જોવા ઇચ્છતો હતો, તેવીજ તું નીવડી છે. તારા જીવનકુસુમની સુગંધ એક દિવસ મારા હૃદયને પુલકિત કરશે અને રાજસિંહાસનને સર્વ તરફ વિખ્યાત કરી દેશે."

રાજકુમાર પોતાના કુટુંબની સ્ત્રીઓને કહેવા લાગ્યો કે "આ પૃથ્વીમાં કોઇ કદાચ મને સુવર્ણથી મઢેલો મણિ–માણેકનો પર્વત દાનમાં આપવા ઇચ્છે, અને કાં તો તે અને કાં તો ઇલિઝાબેથને લેવાનું કહે; તો હું તે ઇલિઝાબેથને અધિક મૂલ્યવાન ગણું." તેણે એક દિવસ કિંમતી રત્નોથી જડેલો એક અરીસો ઇલિઝાબેથને ભેટ મોકલ્યો. એ અરીસાને એક તરફથી ઉઘાડતાં એમાં ઇસુ ખ્રિસ્તની સુંદર મૂર્તિ જણાતી. ઇલિઝાબેથનું મ્લાન મુખ જોઇને રાજકુમાર તેનાથી દૂર રહી શકતો નહિ. દરરોજ તે પ્રેમપૂર્વક તેની પાસે જઇ ઉભો રહેતો અને પ્રીતિપૂર્વક કહેતો કે "થોડા દિવસ ધીરજ રાખ; તારૂં આ દુઃખ ઝાઝા દિવસ રહેશે નહિ."

સાસરામાં અન્ય સર્વના સ્નેહથી વંચિત થયેલી બાલિકા આ થોડા શબ્દોમાં પણ રાજકુમારનો કેટલો બધો પ્રેમ અનુભવતી હશે અને તેના કોમળ હૃદયમાં કેટલી બધી પ્રીતિ અને હર્ષ ઉપજતાં હશે તે કોણ કહી શકશે ?

ઇ. સ. ૧૨૧૮માં રાજકુમાર લૂઇનું સગીરપણું બંધ થયું. એ વખતે તેમની વય ૧૯ વર્ષની હતી. ઇ. સ. ૧૨૨૦માં વાર્ટબર્ગ મહેલના દેવળમાં પુષ્કળ ધામધૂમ સાથે લૂઇ અને ઇલિઝાબેથનું લગ્ન થયું. એ વખતે રાજકુમારનો બલિષ્ઠ દેહ, ઉજ્જવલ અને વિશાળ લલાટ તથા મુખની સુંદર છટા જોઇને તેને એક તેજસ્વી વીર પુરુષ કહેવાનું મન થતું. તેનામાં સાહસ, વિનય, ધીરત્વ, ઉદાર હૃદય તથા ધર્મભાવ આદિ અનેક સદ્‌ગુણોનો સમાવેશ થયો હતો. પાપકર્મથી એ અત્યંત બ્હીતો હતો. રખે ઝાઝું બોલતાં કોઇ જાતની અણઘટતી વાત થઇ જાય, એ બીકથી રાજકુમાર વિશેષ

વાતચીત પણ નહોતો કરતો.

અનેક દિવસ સાસુનણંદનો ત્રાસ વેઠયા પછી, ઇલિઝાબેથનો ધાર્મિક અને સહૃદય સ્વામી સાથે મેળાપ થયો. સરળ બાલિકા મનનો આનંદ હવે દબાવી શકી નહિ. એને સ્વામીનો પ્રેમ એટલો બધો પૂર્ણ, પવિત્ર અને ખરા મનનો લાગ્યો કે, હવે એને આ સંસારમાં ઈચ્છવા યોગ્ય બીજી કાંઇ પણ વસ્તુ રહી નહિ. કેવળ એ સુયોગ્ય સ્વામીદ્વારા ઈશ્વરે તેને સંસારના સમસ્ત પાર્થિવ વૈભવોનું દાન કર્યું હતું. લતા જેમ વૃક્ષનો આશ્રય લે છે, તેમ ઇલિઝાબેથ પતિનો આશ્રય લઇને પોતાને બધી આપત્તિઓ-માંથી મુક્ત ગણવા લાગી. રાજકુમાર લૂઇ પણ એ ધર્મશીલા સં-સારીના ભક્તિપૂર્ણ પવિત્ર હૃદય ઉપર અધિકાર જમાવીને એવું સ્વર્ગીય સુખ અનુભવવા લાગ્યો કે એ સુખની સરખામણીમાં એને રાજમહેલનાં રત્ન અને માણેકો તુચ્છ જણાવા લાગ્યાં. એક શક્તિશાળી ધાર્મિક યુવકની સાથે ભક્તિમતી અને પ્રેમમય નારીનું મિલન થયાથી તેમનું દાંપત્ય જીવન આવા પ્રકારના આનંદ અને અમૃતથી પૂર્ણ થાય એમાં સંદેહ નથી. થોડાજ દિવસ પછી રાજકુમાર લૂઇ અને ધર્મશીલા ઇલિઝાબેથ રાજા અને રાણી બન્યાં. તેમના ચરણસ્પર્શથી સ્વર્ણસિંહાસન પવિત્ર થયું. એ સમયમાં ઇલિઝાબેથ હમેશાં સ્વામીને સુખી કરવાનો પ્રયત્ન કરતી. રાજ્ય-નું કામકાજ કરીને રાજા જ્યારે થાકી જતો, ત્યારે પત્નીની સેવા અને માવજતથી એનું શરીર પાછું સબળ થઇ હૃદયમાં આનંદ વ્યાપી રહેતો. પતિ વિદેશમાં જતા ત્યારે ઇલિઝાબેથ શણગાર સજતાં નહિ, સારી વાનીઓ જમતાં નહિ, બલ્કે કોઇ કોઇ દિવસ તો એકટાણુંજ ખાતાં. એવા સમયમાં એમનો બધો કાળ ઉપાસના અને પ્રાર્થનામાંજ જતો. આવા સ્વભાવ માટે રાજ-પરિવારની સ્ત્રીઓ તેમની મશ્કરી અને નિંદા કરતી, પરંતુ ઇલિઝા-બેથ એ બધું હસતે ચહેરે સાંખી રહેતાં.

ઇલિઝાબેથનું વય જેમ જેમ વધતું ગયું, તેમ તેમ સંસાર ઉપરથી તેમનું ચિત્ત ઉઠી જવા લાગ્યું. ઈસુ ખ્રિસ્ત કહી ગયા છે કે "તમારાં સમસ્ત હૃદય, સમસ્ત મન અને સમસ્ત શક્તિપૂર્વક ઈશ્વર ઉપર પ્રીતિ રાખો, તમારા પડોશી ઉપર પોતાની જાત જેટલોજ પ્રેમ રાખો. આ બે આજ્ઞા કરતાં વધારે સારી આજ્ઞા બીજી કોઈ નથી."

ઇસુની આ બે આજ્ઞાઓનું પાલન કરવા માટે ઇલિઝાબેથનું ચિત્ત અધીરૂં થઇ ગયું. ઈશ્વરપ્રત્યે પોતાનો સમસ્ત પ્રેમ ઢોળી દઈ તેનો પ્રેમ પામવા ખાતર, એમણે ઉપાસના અને પ્રાર્થનામય જીવન બનાવ્યું. રાત્રે એમના પતિ પથારીમાં પડતાં વારજ ઉંઘી જતા, પણ ઇલિઝાબેથની આંખોમાં ઉંઘ ક્યાંથી હોય ? એ તો ઈશ્વરના ધ્યાનમાં મગ્ન થઈ જતાં. એ ભક્તિમતી નારીએ ધર્મની ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરવા સારૂ ખ્રિસ્તી ધર્મના કઠોર નિયમો નિષ્ઠાપૂર્વક પાળવા માંડયા હતા. એ નિયમો પાળવા જતાં કોઈ પણ જાતના કષ્ટને એ કષ્ટ ગણતાં નહિ. રેવરંડ એલ્બાન બટલર લખે છે કે “એમનું દેહદમન સંન્યાસીઓની તપસ્યા કરતાં પણ વધારે કઠોર હતું. એ રાજમહેલમાં અતિથિઓની સાથે સ્વામીની પડખે જમવા બેસતાં. બીજાં બધાં સર્વ પ્રકારનાં ઉત્તમ ભોજન જમતાં, પણ ઇલિઝાબેથ માંસ ખાતાં નહિ. કોઇ પણ સ્વાદિષ્ટ વાની જમતાં નહિ; ફક્ત રોટલી અને થોડું મધ ખાતાં. સ્વામીને તથા અતિથિઓને ભોજનસમયે એવી મીઠી વાતોમાં ગુંથાયલાં રાખતાં કે, પોતે કોઇ પણ જાતની સ્વાદિષ્ટ વાનીઓ જમતાં નથી, એ વાત તેઓના જાણવામાંજ આવે નહિ. ઇલિઝાબેથ માત્ર સ્વામીના આગ્રહને લીધેજ એએક દિવસ રાણીનો પોષાક પહેરતાં; બાકી હમેશાં સાધારણ સાદો પોષાકજ તેમના અંગ ઉપર શોભી રહેતો. એ સાધ્વી નારીની પવિત્ર મૂર્તિ દિવ્ય પ્રકાશથી ઝળકી રહેતી, એટલે એવા સામાન્ય પોષાકમાં પણ એઓ અસાધારણ રમણી જણાતાં હતાં.” ‘ઇલિઝાબેથ’ નામક ગ્રંથના પાંચમા પ્રકરણમાં એક સ્થળે ગ્રંથકારે લખ્યું છે કેઃ—

“એ વખતમાં ઇલિઝાબેથનું હૃદય પ્રેમથી ભરપૂર થયું હતું. હૃદયનો એ પ્રેમ ઈલિઝાબેથે તરતજ ઇશ્વરને અર્પણ કર્યો. બાલ્યાવસ્થાનો તેમનો રાંક સ્વભાવ દિનપરદિન વધારે રાંક થવા લાગ્યો. એ બધાં ઉપર વગર સંકોચે પ્રેમ કરતાં, પરંતુ તેમનો સૌથી પહેલો પ્રેમ ઈશ્વર ઉપરજ હતો. ઈશ્વર ઉપર તેમને બાળકની પેઠે સરળ વિશ્વાસ હતો. વળી એ ધર્મમંડળીના બધા ઉપદેશો અને આજ્ઞાઓનું પાલન જરા પણ આનાકાની વગર કરતાં. × × દેવળનો ઘંટ વાગતાં વારજ ઇલિઝાબેથ આનંદપૂર્વક દેવળમાં પહોંચી જતાં અને ભક્તિભાવે પવિત્ર ચિત્તથી પ્રભુનું ભજન કરતાં. પર્વને દિવસે, ખાસ કરીને ઇસુખ્રિસ્તે દુઃખ ભોગવ્યું હતું તે અઠવાડીઆમાં,

ધર્મના બધા કઠોર નિયમો તથા વિધિઓનું એ પાલન કરતાં, ગુરુવારને દિવસે બાર કોઢીઆ માણસોના પગ ધોતાં; ત્યારપછી ભિખારણનો વેશ ધારણ કરીને અતિ દીનભાવે, ઉઘાડે પગે ચાલીને દેવળમાં જતાં. રાત્રિ પડતી ત્યારે દુઃખ ભોગવતી વખતનું ઇસુનું કોઇ ચિત્ર પોતાની સામે રાખીને ઘુંટણીએ પડીને ધ્યાન અને પ્રાર્થના કરવામાં સમય ગાળતાં. પવિત્ર શુક્રવાર (ગુડ ફ્રાઇડે)ને દિવસે એ પોતાનાં નોકરચાકરોને કહેતાં કે "આજ બધાંને માટે ખાસ દીનતાનો દિવસ છે. માટે તમારામાંથી કોઇએ પણ આજને દહાડે મારા તરફ સાધારણ સન્માન સુદ્ધાં બતાવવું નહિ. × × ×" ત્યારપછી એ શહેરના મધ્ય ભાગના એક ચોગાનમાં જઇને ચારે તરફ એકઠાં થયેલાં અસંખ્ય ભિખારીઓને દાન આપતાં."

દુઃખી અને ગરીબો તરફ આ કરુણામયી નારીનો એટલો બધો પ્રેમ હતો કે તેનું સ્મરણ કર્યાથી પણ વિસ્મય ઉત્પન્ન થાય છે. ઇલિઝાબેથના અંતરમાંથી દયાનું જાણે અખંડ ઝરણું વહ્યા કરતું હતું. એ ઝરણાની ધારા સેંકડો નરનારીનાં તપી રહેલાં હૃદયને શીતળ કરતી. આ ગુણને લીધે એમનું નામ ગરીબોની બેલી પડયું હતું.

ઇલિઝાબેથ એ વખતે એક રાજ્યનાં રાણી હતાં, પરંતુ પોતાની પદવીનો કાંઈ પણ વિચાર મનમાં રાખ્યા વગર પ્રસન્નચિત્તે રાજમહેલમાંથી બહાર નીકળીને દરિદ્ર અને પીડિત મનુષ્યોની દેખરેખ રાખતાં. એવા લોકોની ઝુંપડીમાં જાતે જઇને એમના ઉપર પ્રેમ દર્શાવતાં, અને એમનાં દુઃખની હકીકત સાંભળીને તેમનાં આંસુ લૂછતાં પણ સંકોચાતાં નહિ. દુઃખીઓની સેવા કરવાથી તેમના ચિત્તને શાંતિ વળતી તેવી બીજા કશાથી થતી નહિ. ઈલિઝાબેથ ફક્ત તેમના દેહની સેવા કરતાં એમ નહોતું. એ બધાં નરનારીઓના કલ્યાણ માટે તેમની આગળ ઇસુના જીવનની કથા સરળ ભાષામાં કહેતાં હતાં. ઈલિઝાબેથ કોઇ કોઇ વખત પોતાના મહેલમાંથી ભોજન બનાવીને ગરીબ લોકોને ઘેર પહોંચતાં. કોઢના રોગથી પીડાતા લોકોનું નામ સાંભળીને આપણને તો ભય લાગે છે. રખે એમનો પડછાયો પણ આપણને અડકે અને એમનો ચેપ આપણને લાગી જાય, એ ભયથી આપણે સંકોચના માર્યા એમનાથી દૂર નાસીએ છીએ; પરંતુ આ રાણી સ્નેહપૂર્ણ હૃદયે કોઢિયા માણસોની પાસે જઇને બેસતાં. તેમનાં સુમધુર ધીરજનાં વચનોથી એ હતભાગી મનુષ્યોનાં સળગતાં હૈયાં પણ શાંત થતાં. સ્નેહમયી

રાણીએ સ્વામીની રજાથી રાજમહેલની પડોશમાંજ રોગીઓને સારૂ એક ઇસ્પિતાલ બંધાવી હતી. ત્યાં આગળ ૮૮ નિરાધાર રોગીઓને આશ્રય મળતો. એમને ખવડાવ્યા-પીવડાવ્યાથી તથા એમની સેવા કર્યાથી રાણીને સંતોષ થતો.

ઇ. સ. ૧૨૨૭ માં ઇલિઝાબેથને એક પુત્રસંતાન સાંપડ્યું. એ દિવસે રાજમહેલમાં આનંદોત્સવનો પાર રહ્યો નહિ; પરંતુ ઇલિઝાબેથ કેવળ આમોદપ્રમોદથી સંતુષ્ટ થાય એમ નહોતું. એમણે એક દિવસ ચૂપચાપ બાળકને લઇને સેઇન્ટ કેથેરિનના દેવળમાં પ્રવેશ કર્યો તથા બાળકને ઇશ્વરના ચરણમાં અર્પણ કરવામાં આવ્યું. ઇલિઝાબેથે પ્રાર્થના કરી કે "હે મારા પ્રભુ! તેં મને આ બાળક આપ્યું છે. હું તેને તારાજ ચરણમાં અર્પણ કરૂં છું. તું મારા આ બાળકને ગ્રહણ કરીને એને તારો ચાકર બનાવ, એના ઉપર તારો સ્વર્ગીય આશીર્વાદ વરસાવ."

## ૩—જીવનનો એક બીજો અંક

અત્યારસુધી આપણે ઇલિઝાબેથને સરળહૃદયા, સેવાપરાયણા, દયાવતી અને ભક્તિમતી નારીતરીકે ઓળખ્યાં છે; પરંતુ કામ પડતાં એ રાણીના આસન ઉપર બિરાજીને પોતાનું કર્તવ્યપાલન કરી શકે એવાં અને મોટા મોટા રાજકર્મચારીઓના ગુસ્સાની જરા પણ પરવા ન કરે એવાં હતાં, એ વાત પણ હવે આપણે જાણી શકીશું. ઈ. સ. ૧૨૨૫ માં રાજા લૂઇએ યુદ્ધને માટે દૂર દેશાવરની મુસાફરી કરી. ત્યારપછી થોડા દિવસોમાં રાજ્યમાં ભયાનક દુષ્કાળ પડ્યો. પુષ્કળ લોકો ભૂખમરાની પીડાથી રોકકળ કરવા લાગ્યા. પરંતુ રાજકર્મચારીઓ તો જાણે બહેરાજ થઇ ગયા હતા. એ લોકો તરફથી વિપત્તિગ્રસ્ત લોકોને મદદ આપવાનાં કોઇ લક્ષણ જણાયાં નહિ. આ સ્થિતિ જોઇને 'ગરીબોનાં બેલી' ઇલિઝાબેથથી વધારે વાર સ્થિર રહી શકાયું નહિ. એણે એ રાજ્યની રાણી તરીકે પોતાની શક્તિનો ઉપયોગ કરવા માંડ્યો. તેમની આજ્ઞાથી રાજાના ભંડાર અને કોઠારનાં બારણાં ખુલ્લાં મૂકવામાં આવ્યાં. ઇલિઝાબેથે રાજ્યના અમલદારોની જરાપણ પરવા કર્યાવગર દુકાળથી પીડાતાં માણસોને અનાજ અને દ્રવ્ય વહેંચવા માંડ્યું. એ દુઃખી મનુષ્યો રાણીને "ઇશ્વરે મોકલેલો સ્વર્ગનો દૂત" સમજવા લાગ્યાં. પરંતુ રાજાના ભાઇ હેન્રી તથા અમલદારો રાણીની વર્તણુકથી ચીઢાયા અને તેમણે તેમનાં

કાર્યોની વિરુદ્ધ મજબૂત હીલચાલ ચલાવવા માંડી; પરંતુ જ્યારે તેમણે જોયું કે, તેમનો વિરોધ તદ્દન નિષ્ફળ નીવડયો છે, રાણી કોઇની પણ વાતને કાને ધરતી નથી, ત્યારે એ લોકોએ રાણીને ભય દેખાડીને કહ્યું કે "આપ જે ગેરવ્યાજબી કામ કરી રહ્યાં છો તે સંબંધી કાંઇ વિચાર પણ કરો છો કે નહિ? આ કામોની ખબર શું રાજાને કાને નહિ પહોંચે? એને લીધે શું એ આપના ઉપર અત્યંત નારાજ નહિ થાય? અને તેથી શું આપને દુઃખ સહન નહિ કરવાં પડે?"

ઇલિઝાબેથ કોઇની પણ વાતનો ઉત્તર આપતાં નહિ, ફક્ત હસતાં અને જે કાંઇ કરવું હોય તે વગરસંકોચે કરતાં. રાણીએ પોતાને ખર્ચે પહેલેથીજ વાર્ટબર્ગના રાજમહેલ પાસે એક ઇસ્પિતાલ બંધાવી હતી. હવે એમણે એમાં બાળકોને માટે એક જૂદો વિભાગ ઉઘાડયો. અનેક નાનાં નાનાં છોકરાં છોકરીઓથી ઇસ્પિતાલ ભરાઇ ગઇ. સ્નેહભરી ઇલિઝાબેથ એ બાળકોને લાડ લડાવીને તેમને એક એક વસ્તુ ભેટ આપતાં. અસહાય બાળકો તેમને "મા મા" કહીને બોલાવતાં. એ જનનીની માફક સ્નેહપૂર્વક તેમને છાતી સાથે ચાંપતાં.

રાણી કેવળ એટલુંજ કામ કરીને સંતોષ પામ્યાં નહિ. કરજદાર થઇ જવાને લીધે જે ગરીબ લોકો કેદખાનું ભોગવતા હતા, તેમનો છૂટકારો કરવા સારૂ તેમણે યત્ન કર્યો. કેટલાક કેદીઓના પગમાં લોખંડની મજબૂત બેડીઓ હતી. એ બેડીઓ પગની સાથે ઘસાયાથી એમના પગમાં ઠેકાણે ઠેકાણે ઘા પડી ગયા હતા. રાણી પોતાને હાથે એ ઘાને ધોઇ, સાફ કરીને પાટા બાંધતાં. એ બધાંઓનાં પાપોને દૂર કરવા ખાતર ખરા અંતઃકરણથી પ્રાર્થના કરતાં. આવી દયાને લીધે કેદીઓ તેમને 'દયાની દૂત' ગણતા.

પાદરી એલ્બાન બટલર લખે છે કેઃ—"દરરોજ નવસો ગરીબો રાજમહેલને બારણે ઉભાં રહેતાં. ઈલિઝાબેથ તેમને ખાવાના પદાર્થોનું દાન કરતાં. એ લોકો ત્યાં આગળ પેટ ભરીને જમતાં. રાણીએ ભિન્ન ભિન્ન સ્થાનોમાં કેટલાંએ નિરાધાર ગરીબોને જમાડવાનો બંદોબસ્ત કરી રાખ્યો હતો. તેની સંખ્યા કોણ ગણી શકે એમ હતું? એમની એ દયા તથા આશ્ચર્યકારક ધાર્મિક ભાવ જોઇને રાજાનું મન મુગ્ધ થયું હતું. રાણીના ઉન્નત જીવનને નમુનારૂપ માનીને એ પોતાનું જીવન ઘડવાનો પ્રયત્ન કરતા હતા. તેથીજ ઇતિહાસમાં એમણે ધાર્મિક નરપતિતરીકે ખ્યાતિ મેળવી છે."

ઘણા દિવસ પછી રાજા લૂઇ પોતાના રાજ્યમાં પાછા ફર્યા. પ્રજા પણ પોતાના દયાવાન રાજાને પાછા ફરેલા જોઇને નિશ્ચિંત થઈ. રાજાના અમલદારો રાજાને આવકાર આપીને મહેલમાં લઈ આવ્યા; પરંતુ રાણી ઉપર હજુ પણ તેમને ઘણો ગુસ્સો ચઢેલો હતો. તેમણે સૌથી પહેલો રાણી વિરુદ્ધ એજ આરોપ રાજાની સન્મુખ રજુ કર્યો કે, રાણી સાહેબ અમારી વાતને બિલકુલ માનતાં નથી અને રાજ્યના ખજાનામાં એકઠું કરેલું દ્રવ્ય મોકળે હાથે ગરીબ લોકોને વહેંચી દે છે. રાજાએ અમલદારોનો આ આરોપ સાંભળ્યા પછી હસતે મુખે તેમને કહ્યું કે "રાણીએ શું કર્યું છે ? ગરીબોને રાજ્ય તો આપી દીધું નથી ને ?"

અમલદારો ચૂપ રહ્યા. ત્યાર પછી રાજા બોલ્યા કે " રાણી ઇશ્વરના નામે જે ભલાં કામો કરવા માગતાં હોય તે કામ એમને કરવા દો. એ બાબતમાં અડચણો નાખવી નહિ, પરંતુ સહાયતા આપવી. દરિદ્રોને ભિક્ષા આપ્યાથી રાજ્યનું દેવાળું કદી નથી નીકળવાનું. આપણે ઇશ્વરના નામે ગરીબોને જેટલું અર્પણ કરીશું તેથી અનેકગણું ઈશ્વર આપણને આપશે."

રાજા લૂઇ ઇલિઝાબેથની પાસે ગયા અને હસતે ચહેરે તથા મધુર સ્વરે બોલ્યા કે " દયામયિ ! આ દુકાળમાં તમારા ગરીબ લોકો કેમ છે ?"

ચંદ્રોદયથી રજની જેમ સૌંદર્યમયી થઇ જાય, તેમજ સ્વામીના પધારવાથી ઇલિઝાબેથની મૂર્તિ અતિશય મનોહારિણી થઇ ગઈ. રાજા લૂઇ રાણીના ખીલેલા કમળ જેવા સુંદર મુખનું વારંવાર દર્શન કરવા લાગ્યો. તેના હૃદયમાં આનંદની રેલછેલ થઇ રહી.

પરંતુ હાય ! પૂર્ણિમાની જ્યોત્સ્નામયી રજની પછી જેમ અમાવાસ્યાનો ઘોર અંધકાર આવીને ઉભો રહે છે, તેમ ઇલિઝાબેથના સુખના દિવસો પછી દુઃખના દહાડા પણ આવી પહોંચ્યા.

ઈ. સ. ૧૨૨૭માં યૂરોપના ઘણાખરા રાજાઓ મુસલમાનોના હાથમાંથી જેરૂસલેમ તીર્થનો ઉદ્ધાર કરવા સારૂ યુદ્ધમાં ઉતર્યા હતા. રાજા લઇને પણ લાગ્યું કે, આ ધર્મયુદ્ધમાં જવા સારૂ તેમને ઇસુ ખ્રિસ્તેજ આહ્વાન કર્યું છે; માટે યુદ્ધમાં જવું આવશ્યક છે. તેઓ રણક્ષેત્રમાં જવાની તૈયારી કરવા લાગ્યા. આ વાત પતિવ્રતા ઇલિઝાબેથના કાને પહોંચી. નાની છોકરીની પેઠે એ રોવા લાગ્યાં. એક દિવસ રાજા લૂઇએ જેરૂસલેમના યાત્રી યોદ્ધા-

ઓની પેઠે ક્રાસ ધારણ કર્યો. આ દૃશ્ય જોઇને ઇલિઝાબેથથી સ્થિર રહી શકાયું નહિ; એ એકદમ મૂર્છા ખાઇ ગયાં. મૂર્છા વળ્યા પછી હોશ આવતાં એ સરળ હૃદયનાં રમણી સ્વામીના સ્નેહભર્યા મુખ સામે એકીટશે જોઇ રહ્યાં. એજ ઇલિઝાબેથે ઘણી નાની વયમાં પિતામાતાના સ્નેહથી વંચિત થઇને શ્વસુરગૃહમાં વાસ કર્યો હતો; પણ આજ એમની આ અવસ્થા! એમને આજે એમ લાગ્યું કે, સ્વામીના દર્શનવગર આ ખાલી રાજનગરીમાં હું કેવી રીતે વસી શકીશ? ન કરે પ્રભુ અને સ્વામી રણક્ષેત્રમાંથી પાછા ન ફરે તો? એ વાતનો વિચાર સરખો પણ લાવતાં ઇલિઝાબેથના પ્રાણ ઉડી જતા. આંસુથી રાણીનાં નયનો ભરાઇ ગયાં. રાજા લૂઇ આજે કયા શબ્દોથી રાણીને સાંત્વના આપે? ઘણો વિચાર કરીને તેમણે એક ઉપાય શોધી કાઢયો. તેમણે રાણીને કહ્યું "હું ઈસુ ખ્રિસ્તના પ્રેમથી આકર્ષાઇને તેના ધર્મના રક્ષણ સારૂ યુદ્ધમાં જાઉં છું. એ તો ઇશ્વરનું જ કાર્ય છે."

ઇલિઝાબેથ બોલ્યાં "સ્વયં ઇશ્વરે જો તમને આ કાર્ય કરવા સારૂ પસંદ કર્યા હોય તો હું તમને અહીંઆં રહેવાનું કેવી રીતે કહી શકું? તમે ઇશ્વરની સેવા કરો. એ તમને શક્તિ આપો. મેં તમારૂં તથા મારી જાતનું ઇશ્વરની સેવામાં સમર્પણ કર્યું છે. તેની કરુણા તમારી સંગે ને સંગેજ રહેજો. હું સર્વદા તમારે સારૂ પ્રાર્થના કરીશ; માટે જાઓ, ઇશ્વરના નામે ચાલ્યા જાઓ. તેની ઇચ્છા પૂર્ણ થાઓ."

રાજા લૂઇને યુદ્ધમાં જવાનો દિવસ નક્કી થયો. તેમણે રાજ્યના અમલદારો તથા પ્રજાજન પાસે વિદાય માગી, સગાંસંબંધીઓ પાસે પણ વિદાય લીધી. હવે જનની અને પત્નીની પાસે વિદાય માગવાનો વારો આવ્યો. એ વખતે કેવીએક અવ્યક્ત વેદનાથી તેમનું હૃદય ભરાઈ આવ્યું. તેનું વર્ણન કોણ કરી શકે? ગંભીર ભાવે જનની અને પત્નીની સન્મુખ તે ઉપસ્થિત થયા. ત્યારપછી એક હાથ માતાના ખભે અને બીજો પત્નીના ખભા ઉપર મૂકયો. તેમના રૂંધાયલા કંઠમાંથી અર્ધા કલાકસુધી એક પણ વાત નીકળી શકી નહિ. થોડી વાર પછી તેમણે આત્મસંવરણ કરીને જનનીને કહ્યું કે "મા! તમારી દેખરેખનો ભાર મારા બે ભાઈઓના ઉપર આવી પડયો છે. પરંતુ ઇલિઝાબેથને તો તમારાજ હાથમાં સોંપું છું. તેના મર્મસ્થાનમાં કેટલી બધી વેદના છે, તે તમારા વગર

કોઇ સમજી શકશે નહિ; અને બીજા કોઇની પાસેથી તેને સ્નેહ મળવાની આશા પણ નથી."

રાજા લૂઇનાં સંતાનો પિતાની સન્મુખજ ઉભાં હતાં. એ બધાં છેકજ નાનાં હતાં. લૂઇ ફરી ફરીને તેમની સામે જોવા લાગ્યો, તેમની પાસે પણ વિદાય માગી. ઇલિઝાબેથ રાજમહેલમાં રહી શક્યાં નહિ. એ રાજ્યની સીમાસુધી સ્વામીની સાથે ગયાં. છેવટે વિદાય-ની આખરની પળ આવી પહોંચી. રાજા લૂઇએ કહ્યું:—

"ઇલિઝાબેથ! ઈશ્વર તારૂં રક્ષણ કરો! એ તને સહાય થાઓ! એ તને ધૈર્ય અને સાહસ આપો! આપણાં સંતાનોને પણ એ આશીર્વાદ આપો. વિદાયમાં એજ માગું છું કે, આપણા પવિત્ર પ્રભુપ્રેમની યત્નપૂર્વક રક્ષા કરજે. તારી પ્રાર્થનાઓને સમયે મને વિસરીશ નહિ; લે, ત્યારે હું વિદાય માગું છું."

રાજા લૂઇ ચાલ્યા ગયા, પરંતુ ઇલિઝાબેથમાં ચાલવાની શક્તિ ક્યાંથી હોય? એ તો પથ્થરની મૂર્તિની પેઠે સ્થિરભાવે ઉભાં રહ્યાં, જ્યાંસુધી એમની દૃષ્ટિ પહોંચી ત્યાંસુધી તાકી તાકીને સ્વામીને જોવા લાગ્યાં. છેવટે સ્વામી ઘણે દૂર ચાલ્યા ગયા, દૃષ્ટિમર્યાદા પણ ઓળંગી ગયા; ત્યારે ઇલિઝાબેથ રાજમહેલમાં પાછાં ફર્યાં. સાધ્વી નારીએ પોતાના મહેલમાં જતાંવારજ શરીર ઉપરનાં એકેએક આભૂષણો ઉતારીને મૂકી દીધાં. વિધવાના જેવા સામાન્ય પોશાક-થીજ તેમનું અંગ ઢંકાયું. એ દિવસ પછી એમણે ઝગમગાટવાળો પોશાક તથા રત્નભૂષણ અંગ ઉપર કદી પણ ધારણ કર્યાં નહિ.

રાજા લૂઇ વહાણમાં બેઠા. કોણ જાણે ક્યાંથી એમના શરીરમાં વિષે પ્રવેશ કર્યો. થોડાક દિવસમાં તાવ આવ્યાથી એ પથારીવશ થયા. એ સમજી શક્યા કે, મારો અંતકાળ પાસે આવ્યો છે. એટલા માટે એમણે પત્ની અને સંતાનોને માટે એક વસિયતનામું તૈયાર કરીને, પોતાની જાતને સંપૂર્ણ રીતે ઈશ્વરના હાથમાં અર્પણ કરી. મૃત્યુપૂર્વે એમનું મુખ ધાર્મિક વિશ્વાસના પ્રકાશથી ઝળકી ઉઠ્યું. એ બોલ્યાઃ—

"જુઓ, જુઓ! શ્વેત કપોતપક્ષીઓ મારી ચારે તરફ ઉડી રહ્યાં છે. મારો આત્મા પણ એમની સાથે સાથેજ ઉડી જશે. એ તો મારે માટેજ રાહ જોઇ રહ્યાં છે."

મુખમાંનાં વાક્યો સમાપ્ત થતાંની સાથેજ એમનું જીવન સમાપ્ત થઇ ગયું. રાજા લૂઇએ ઈ. સ. ૧૨૨૭ની તા. ૧૧મી

સપ્ટેમ્બરે પરલોકગમન કર્યું. તેમના પ્રિય સૈનિકો માલિકના મૃત્યુથી શોકસાગરમાં ડૂબી ગયા.

હાય! પતિપ્રાણા ઇલિઝાબેથ! તેમનાથી આ દુઃખ કેવી રીતે સહન થાય? જ્યારે સ્વામીના મૃત્યુસમાચાર તેમને સંભળાવવામાં આવ્યા, ત્યારે એ એક અસ્વાભાવિક સ્વરે બોલી ઉઠયાં કે "હે મારા પરમેશ્વર! ત્યારે શું આજ સાચેસાચ મારે માટે આખી દુનિયા મરી ગઇ?" ત્યારપછી એ પતિવ્રતા નારી ગાંડા મનુષ્યની માફક મહેલમાં ચારે તરફ દોડાદોડ કરવા લાગ્યાં. તેમના મુખમાંથી ફક્ત એકજ વચન નીકળવા લાગ્યું:–

"શું એ મરી ગયા? શું એ મરી ગયા?"

રાણીની સખીઓ તેમને શાંત કરવા સારૂ પ્રયત્ન કરવા લાગી; પરંતુ જોતજોતાંમાં રાણીના દેહના ધબકારા જાણે બંધ થઇ ગયા. ઉખડી ગયેલી વેલની પેઠે એ એક મહિલાના ખોળામાં મૂર્છા ખાઇને પડી ગયાં.

કેટલીક વાર પછી એ શોકાતુર રમણી કહેવા લાગ્યાં કે "હે મારા ઈશ્વર! મને ધીરજ આપો, મારા મનને દૃઢ કરો."

એ સમયે ધર્મશીલા નારી ઇશ્વરના સ્વરૂપમાં નિમગ્ન થઇ જઇને તેની પ્રેમપૂર્ણ વાણી સાંભળી શકયાં. એ વાણી એ હતી કે "મેં જે કાંઇ કર્યું છે તેનું ગૂઢ રહસ્ય અત્યારે તારાથી સમજી શકાશે નહિ, પાછળથી સમજાશે."

ઇલિઝાબેથ હજુ પણ તરુણાવસ્થામાં હતાં. આ શોકથી એમનું શરીર પણ લથડી જાય એમ હતું; પરંતુ તેમના હૃદયના દેવતા ઈશ્વરેજ એ શોકમાંથી તેમનું રક્ષણ કર્યું. કેવળ ધર્મવિશ્વાસની શક્તિથી તથા ઇશ્વર ઉપરના પ્રેમથી એ ભક્તિમતી નારીનું ચિત્ત સ્થિર થયું. દિનપરદિન ઈશ્વરના પ્રેમમાં ડૂબી જઇને એ સંસારને ભૂલી જવા લાગ્યાં. હવે ધ્યાન, પ્રાર્થના અને દુઃખીઆંઓની સેવામાંજ તેમનો ઘણોખરો વખત વ્યતીત થવા લાગ્યો. એ સમયમાં રાજમાતા સોફિયા વહુને પોતાનાથી વેગળાં રાખી શકયાં નહિ. પુત્રશોકથી એમનું પણ હૃદય સળગીને રાખ થઇ જતું હતું; એટલે પુત્રવધૂને છાતીસરસાં ચાંપીને એમણે કાંઇક સાંત્વના મેળવી.

## ૪–ભિખારણ

ઈશ્વરની ઈચ્છા જાણે એવીજ હતી કે, ઇલિઝાબેથને સારૂ સંસા-

રમાં કાંઈ પણ રાખવું નહિ અને તેને રાજમહેલમાંથી કાઢી મૂકીને સંપૂર્ણરૂપે પોતાની દાસી બનાવવી. એટલે રાજા લૂઇના ભાઇ હેન્રી અને રાજ્યના અમલદારોનાં મન બદલાઇને પથ્થરના જેવાં કઠોર થઇ ગયાં. ઇલિઝાબેથે સ્વામીને પોતાની મંત્રશક્તિથી ભૂલાવો ખવરાવીને રાજ્યના ખજાનામાંથી એકઠું કરેલું દ્રવ્ય ગરીબોની સેવામાં ઉડાવી દીધું હતું, એવો આરોપ રાણી ઉપર મૂકીને તેઓ તેમના વિરોધી બન્યા. ત્યારપછી હિચકારા મનુષ્યોની પેઠે બધા વિધવા રાણીના ઉપર જોરજુલ્મ કરવા લાગ્યા. થોડા દિવસોમાં તો અત્યાચાર છેલ્લી હદે પહોંચી ગયો. હેન્રીએ બળપૂર્વક રાજસિંહાસન ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. ત્યારપછી ભાભીને તેણે આજ્ઞા કરી કે, તમારે કાંઇપણ લીધા વગર રાજનગરનો ત્યાગ કરીને જતાં રહેવું. કેવળ એટલુંજ નહિ, પરંતુ એવી પણ આજ્ઞા કાઢી કે, જે કોઇ ઇલિઝાબેથને આશ્રય આપશે તેને સખ્ત સજા ભોગવવી પડશે.

એ આજ્ઞાનો પ્રચાર થયા પછી હેન્રીના બે નોકરો યમદૂતની પેઠે ઇલિઝાબેથની સન્મુખ જઇને ઉભા રહ્યા. તેમણે એ વિધવા નારીને ધમકાવીને કહ્યું કે " રાણી ઇલિઝાબેથે રાજા લૂઇને છેતરી રાજ્યનું સત્યાનાશ વાળ્યું છે. આજ તમારે લીધેજ રાજ્યના ખજાના ખાલી છે. એ અપરાધને માટે જે સખ્ત સજા ફરમાવવામાં આવી છે તે તમારે નીચે માથે સહન કરવીજ પડશે. તમારી બધી માલમિલકત રાજ્યમાં જપ્ત કરવામાં આવી છે. આની આજ ઘડીએ તમારે ખાલી હાથે રાજ્યમહેલનો ત્યાગ કરીને ચાલ્યાં જવું પડશે. "

રાજમાતા નોકરોની આટલી હિંમતભરી વાતો સાંભળીને લાલચોળ થઇ ગયાં; તેમણે ઇલિઝાબેથને પોતાની સ્નેહભરી બાથમાં લઇને કહ્યું કે "આ મારી પુત્રવધૂ છે, મારીજ પાસે એ રહેશે; મારી પાસેથી એને લઇ જનાર કોણ છે? કોની મગદૂર છે કે એવું કરે ? "

હેન્રીના બે નોકરોએ વૃદ્ધ રાણીની વાત ઉપર જરા પણ ધ્યાન આપ્યું નહિ. તેઓ પર્વતપરના મહેલમાંથી ઇલિઝાબેથને નીચેના મહેલમાં લઇ આવ્યા. ઇલિઝાબેથે જોયું કે, ત્યાં આગળ તેમની બે દાસીઓ છોકરાંઓને લઈને ઉદાસ મુખે બેઠેલી છે. હાય ! હેન્રીએ આજે નિર્દય થઇને પિતૃહીન ભત્રીજા—ભત્રીજીઓને રાજમહેલમાંથી કાઢી મૂક્યાં છે !

થોડાક દિવસ પૂર્વે એ—રાણી ઇલિઝાબેથ સ્વામીના મૃત્યુના શોકને લીધે ગાંડા જેવાં બની ગયાં હતાં; પરંતુ આજે આવી મોટી આપત્તિને દિવસે તેમનું દુઃખ ક્યાં જતું રહ્યું ? તેમનાં આંસુ ક્યાં જતાં રહ્યાં ? તેમનું કરુણ અને મધુર મુખ પ્રશાન્ત હતું, હૃદય સ્થિર હતું. આ અકસ્માત આવી પડેલી આફતનો એ ધીરજથી વિચાર કરવા લાગ્યાં. એમનો તો કાંઇ પણ અપરાધ નહોતો, તેમનાં સંતાનો તો તદ્દન નિર્દોષ હતાં; એમ છતાં પણ આ અણધારી વિપત્તિ શામાટે આવી પડી ? જરૂર, એમાં એમના વહાલા દેવ-તા—પ્રભુનો ગૂઢ અભિપ્રાય છુપાયલો હશે. હેન્રી તે વળી કોણ ? એ તો એક નિમિત્તમાત્ર છે. પવિત્ર હૃદયનાં એ નારીએ હેન્રી ઉપર કોઇ પણ જાતનો ક્રોધ પ્રગટ કર્યો નહિ. કોઈની પણ વિરુદ્ધ કાંઇ પણ કહેવાની તેમણે ઇચ્છા કરી નહિ; તેમણે ઈશ્વરની આગળ પ્રાર્થના કરી કે " મારા પ્રભુ ! તું મને શાંતિ આપ, કે જેથી હું તારે નામે આ દુઃખ ખમી શકું. "

ઇલિઝાબેથ ત્રણ સંતાનને લઇને બહાર રાજમાર્ગ ઉપર આવ્યાં. નાની છોકરી તેમના ખોળામાં હતી અને બીજાં બે સંતાનો ધીમે પગલે માતાની સાથે સાથે ચાલતાં હતાં.

સંસારમાં મનુષ્યના જીવનની રમત આવી વિચિત્ર છે! થોડાજ સમય પૂર્વે ઇલિઝાબેથને રાણીનું સન્માન મળ્યું હતું. વિશાળ રાજમહેલના સુરમ્ય ઓરડાઓમાં તેમનાં સંતાનોને સૂવામાટે દૂધ જેવી સફેદ ચાદરોવાળાં બિછાનાં બીછાવવામાં આવ્યાં હતાં. કાલે દાસદાસીઓ તેમની સેવા કરતાં હતાં, આજે એજ રાણી રસ્તાની ભિખારણ છે! પોતાને માટે તો આશ્રય લેવાનું સ્થાન નથી,એટલુંજ નહિ પણ સુકુમાર સંતાનોને પણ સોડ તાણવા જેટલી ક્યાંય જગ્યા નથી ! રાણીની આ સમયની અવસ્થા જોઇને એક પાદરીએ લખ્યું છે કે "વિચાર કરીને જોઇએ તો એકમાત્ર ઈશ્વરજ સત્ય છે, તેની કરુણાજ આપણો આધાર છે, તે આપણો છે અને આપણે તેનાં છીએ; નહિ તો બીજા કયા પદાર્થને સત્ય માની શકીએ ? કયો પદાર્થ હમેશને માટે આપણને આધાર આપી શકે ? કોણ સદાને માટે આપણું થઇને રહે ? "

ટાઢ કડકડીને પડી રહી હતી. રાત્રિનો સમય હતો. ઇલિઝાબેથ આશ્રય મેળવવાની અભિલાષામાં ઘેરઘેર ફરી રહ્યાં છે. કોણ એમને આશ્રય આપે ? હેન્રીના ગુપ્તચરો ફરી રહ્યા છે. જો

કોઇ વિધવા રાણીને આશ્રય આપશે અને તેની ખબર રાજાને કાને પડશે તો તલવારથી તેના બે કકડા કરી નાખવામાં આવશે, એવી વાતો તેઓ ફેલાવતા હતા.

ઇલિઝાબેથે નિરુપાય થઇને એક 'સરાય'—મુસાફરખાનામાં સાધારણ સ્થિતિના એક માણસ પાસે આશ્રયની ભિક્ષા માગી. તેમણે કહ્યું કે "સંસારની બધી સહાયતાથી હું વંચિત રહેલી છું, હવે તો પ્રાર્થનાનોજ મારે આધાર છે."

નિરાધાર નારીનાં આ વચનો કેટલાં મર્મસ્પર્શી હતાં ! એ સાંભળતાંવારજ એ માણસનું હૃદય એકદમ પીગળી ગયું. એક ઓરડામાં સૂવર રહેતાં હતાં. ઘરવાળાએ એજ ઓરડો ખાલી કરીને ઇલિઝાબેથને આપ્યો. વિપત્તિમાં પડેલ જનનીએ સંતાનોને ટાઢથી બચાવવા ખાતર એ ગંદા ઓરડામાં પ્રવેશ કર્યો. છોકરાંઓ થાકી ગયાં હતાં, તેઓ તો પડતાંવારજ સૂઈ ગયાં; પણ ઇલિઝાબેથની આંખોમાં નિદ્રા ક્યાંથી હોય ? એ છોકરાંઓની પડખે બેસીને પ્રાર્થના કરવા લાગ્યાં. એ દુઃખમય રાત્રિએ પણ ઉપાસનાને લીધે તેમના હૃદયમાં આનંદ ઉછળી રહ્યો.

જ્યારે રાત્રિ ઘણી વીતી ગઇ, ચારે તરફ નિસ્તબ્ધતા વ્યાપી ગઇ; ત્યારે એક આશ્રમના દેવળનો ઘંટ વાગ્યો. એક દિવસ ઇલિઝાબેથની ઇચ્છાથીજ એ આશ્રમની સ્થાપના થઇ હતી. એનું મકાન બંધાવવા માટે એમણેજ પુષ્કળ ધન આપ્યું હતું. વિધવા નારીએ આજ પોતાનાં સંતાનોને લઇને એજ દેવળમાં પ્રવેશ કર્યો. તેમના મર્મસ્થાનને ભેદીને આજે પ્રાર્થના નીકળવા માંડી. એ પ્રાણસ્પર્શી પ્રાર્થના 'ઇલિઝાબેથ' ગ્રંથમાંથી અમે નીચે ઉતારીએ છીએ:—

"પ્રભુ ! તારી પવિત્ર ઇચ્છા પૂર્ણ થાઓ. કાલે હું રાજાની રાણી હતી. મારી કેટલી બધી સાહેબી હતી ? આજ હું રસ્તાની ભિખારણ છું, કોઇ મને આશ્રય આપવાને પણ તૈયાર નથી. મારા સુખ અને વૈભવના દિવસોમાં મેં તારી હજી પણ વધારે સેવા કરી હોત તો હાલ મને કેટલું બધું સુખ મળત. મારૂં દુર્ભાગ્ય !"

બાળકો ભૂખનાં માર્યાં વળખાં મારી રહ્યાં હતાં. તેઓ કહેતાં:— "મા ! અમને કાંઇ ખાવાનું આપો."

દુઃખી નારી ખાવાનું ક્યાંથી લાવે ? તેમણે છોકરાંઓની ખાતર પ્રાર્થના કરી. એ વખતે બીજું કાંઇ કરવાની શક્તિ પણ નહોતી, સગવડ પણ નહોતી. દુઃખની પ્રથમ રાત્રિ આજ પ્રમાણે

વ્યતીત થઇ. બીજે દિવસે સવારે ક્ષુધાતુર બાળકો બોલવા લાગ્યાં કે "મા ! આપણે અહીંઆં કેમ આવ્યાં છીએ, ચાલોને આપણે મહેલમાં જઇએ. અમને મહેલમાં લઈ જાઓને."

માતા સંતાનોને કાંઈ પણ કહી શકયાં નહિ. એમણે લોકોને બારણે બારણે ભ્રમણ કર્યું; પણ કોણ એમને આશ્રય આપે ? છેવટે એક આશ્રમના પાદરીએ સાહસ કરીને દુઃખી રાણીને એક સ્થાન રહેવા માટે આપ્યું. ઇલિઝાબેથની પાસે પૈસાટકા કાંઇ પણ નહોતું, ફક્ત બે–એક દાગીના હતા. એ દાગીના ગીરો મૂકીને રાણીએ ભોજનસામગ્રી ખરીદ કરી. ત્રણ સંતાન અને એક દાસી એ ગરીબીનું ભોજન ખાઇને ભૂખ મટાડી.

પરંતુ એ આશ્રમમાં પણ ઇલિઝાબેથને રહેવાની વધારે સગવડ મળી નહિ. રાજ્યના અમલદારોએ તેમને એ સ્થાનમાંથી પણ કાઢી મૂક્યાં. હવે એમનાથી સંતાનોનું દુઃખ સહન થઇ શક્યું નહિ. પોતાનાં ત્રણ પ્યારાં સંતાનોને દૂર દેશાવરમાં બંધુઓના હાથમાં સોંપ્યાં. તેઓને એ પ્રમાણે આશ્રય મળ્યો. હવે ઇલિઝાબેથને તપસ્યા સિવાય બીજું કાંઇ રહ્યું નહિ; એટલે તેમણે દેહદમન શરૂ કર્યું. આખો દિવસ ઇશ્વરના ધ્યાનમાં મગ્ન રહીને એ પોતાનું ભાન ભૂલી જવા લાગ્યાં. તેમના અંતરમાંથી પ્રાર્થના નીકળવા લાગી કે "હે મારા વહાલા પ્રભુ ! આ શું ? તું સંપૂર્ણરૂપે મારો છે, હું સંપૂર્ણરૂપે તારી છું. હે મારા ઈશ્વર ! હું એ માગું છું કે, હું સંસારની સઘળી વસ્તુઓ કરતાં તને અધિક ચાહી શકું. મારી સર્વ વૃત્તિઓ, સર્વ ભાવનાઓ, સઘળી શક્તિ અને સમસ્ત સ્મૃતિ આપીને તનેજ ચાહી શકું."

## ૫–દેવી

ઇલિઝાબેથના એક મામા પાદરી હતા. ભાણેજનાં દુઃખની વાત તેમને કાને પહોંચી. એ એમને પોતાને ગામ લઇ ગયા અને ત્યાં એક હવેલીમાં એમને ઉતારો આપ્યો. પછી એ સંતાનવત્સલા જનનીએ પોતાનાં છોકરાંઓને પાછાં પોતાની પાસે બોલાવી લીધાં. એ વખતે મામાએ એક દિવસ મમતાને વશ થઇને ભાણેજીને કહ્યું કે "હજુ તારી ઉંમર નાની છે, તું નિરાધાર છે; એટલા માટે કોઇ સારા આબરૂદાર ગૃહસ્થ સાથે તારૂં લગ્ન કરવાની મારી ઇચ્છા છે. મારી આ સૂચનાને તું પ્રસન્નચિત્તે સંમતિ આપ."

સાધ્વી નારીએ મામાની એ વાત સાંભળીને કહ્યું કે "મારા

સ્વામી મને અત્યંત ચાહતા હતા, એ મારા અતિશય વિશ્વાસુ મિત્ર હતા. મેં તેમની શક્તિ, માન–આબરૂ અને ધનવૈભવ એ બધાનો ઉપયોગ કર્યો છે; પરંતુ આપ જાણો છો કે, હું એ વખતે પણ એ બધા સાંસારિક સુખવૈભવને અસાર સમજતી હતી. સંસારનાં સુખ-વૈભવ કેવળ દુઃખ, વેદના અને આત્માનું મૃત્યુ લાવે છે; એટલા માટે મેં એવો સંકલ્પ કર્યો છે કે, મારા પ્રભુ અને પવિત્રાત્મા ઈસુનાજ સહવાસમાં આખું જીવન ગાળીશ.”

ઇલિઝાબેથના નિવાસસ્થાનની ચારે તરફનું દૃશ્ય અતિશય મનોહર હતું. ક્યાંક ગગનસ્પર્શી ગિરિશૃંગ રૂપેરી બરફથી શોભી રહ્યા હતા, ક્યાંક ઝરણાંઓ ખળખળ વહીને અદ્ભુત સંગીત ગાઇ રહ્યાં હતાં, ક્યાંક તળાવોનું નિરૂપમ સૌંદર્ય હતું, ક્યાંક હરિયાળાં ખેતરોની શોભા હતી તો કોઇ સ્થળે કુસુમોદ્યાન પુષ્પ અને પલ્લવ-થી શોભી રહ્યાં હતાં. વાયુના સ્પર્શથી એ પુષ્પોની સૌરભ ચારે તરફ ફેલાઇ રહી હતી. ઇલિઝાબેથ પ્રકૃતિનું આ મનોહર દૃશ્ય જોતાં જોતાં અપાર સુંદર સત્ય પરમાત્માના રૂપમાં ડૂબી જતાં; તેમના અંતરમાં પ્રભુપ્રેમ ઉછળતો હતો. એ લગભગ હમેશાં છોકરાંઓને સાથે લઇને પૃથ્વીનું અનુપમ સૌંદર્ય નિહાળતાં નિહાળતાં ઈશ્વરના મહિમાનું કીર્તન કરતાં.

ઇલિઝાબેથને સ્વામીના મૃત્યુ પછી પણ સંસારમાં થોડુંક બંધન હતું; પણ હવે આ વિશ્વમાં તેમને કાંઈ બંધન રહ્યું નહિ, આસક્તિ રહી નહિ, કાંઇ પણ કામના રહી નહિ. હવે એ સર્વ-ભાવે પરમેશ્વરમાં આત્મસમર્પણ કરી અચળ ધામ પામવા માટે તેનેજ પોતાનું સર્વસ્વ સમજીને સર્વ પ્રકારે સંયમ તથા ધ્યાન-ચિંતન કરવા લાગ્યાં.

અમે ઉપર રાજા લૂઇના મૃત્યુની વાત લખી ગયા છીએ; પરંતુ એમની અંત્યેષ્ટિક્રિયા વિષે કાંઇ લખ્યું નથી. વિદેશમાંજ એમની સમાધિ થઇ હતી. કબરમાં તેમનો દેહ પોઢાડવામાં આવ્યો હતો. આટલા બધા દિવસ પછી જર્મનીના અનેક આબરૂદાર લોકો કબરમાંથી એ ધાર્મિક રાજાના દેહનું હાડપિંજર ખોદીને દેશમાં લઇ આવ્યા. તેઓ સેકસનીમાં જવા પહેલાં એ શબ લઈને ઈલિ-ઝાબેથ પાસે આવ્યા. અનેક દેશોના મોટા મોટા પ્રતિષ્ઠિત કુટુંબ-ના, નાઈટનો ખિતાબ ધરાવનારાઓ અને વીર પુરુષો તથા સૈનિકો મૃતદેહની સાથે એ વિધવા રાણી પાસે આવ્યા હતા, ઇલિઝાબેથ

કેટલીક વારસુધી સ્વામીના શબની પેટી તરફ જોઇ રહ્યાં. તેમના પ્રાણમાં શોક ઉછળી આવ્યો. ગમે તેટલો પ્રયત્ન કર્યા છતાં તે પોતાનાં આંસુ ખાળી શક્યાં નહિ. નાઇટની ઉપાધિવાળા મોટા મોટા માણસો રાણીને સાંત્વના આપવા લાગ્યા. ત્યારપછી રાજાનું શબ ઉપાસનામંદિરમાં લઇ જવામાં આવ્યું અને શબવાળી પેટી ખોલવામાં આવી. રાજાના દેહપિંજર સામે જોઇને સઘળાં અશ્રુ સારવા લાગ્યાં. પછી ઇલિઝાબેથનું ચિત્ત ઈશ્વરમાં નિમગ્ન થઈ ગયું અને તેઓ મૌનભાવે ઈશ્વરનો આવિર્ભાવ અનુભવવા લાગ્યાં. છેવટે એ સાધ્વી ઈશ્વરને 'મહારાજ' શબ્દથી સંબોધીને કહેવા લાગ્યાં કે "તમે મારા સ્વામીને અનંત શાંતિરાજ્યમાં લઇ ગયા છો તેથી તમને ધન્યવાદ છે."

રાજાનો મૃતદેહ કેટલાક દિવસસુધી ઇલિઝાબેથની પાસે રાખવામાં આવ્યો. દરરોજ ઉંડા ભાવથી ઉપાસના થતી, ઇલિઝાબેથની સાથે બીજા પણ ધર્મવિશ્વાસુ ઉપાસકો ઈશ્વરના આવિર્ભાવનો અને પરલોકના અસ્તિત્વનો અનુભવ કરવા લાગ્યા. એ સમયમાં હેત્રીના અત્યાચારની વાત અનેક સ્થળોના પ્રતિષ્ઠિત મનુષ્યો તથા તેજસ્વી વીર પુરુષોને કાને પહોંચી. તેઓ ઉશ્કેરાઇ ગયા. ઇલિઝાબેથે તેમને ઘણું ઘણું સમજાવીને શાંત કર્યા. પછી એ ગૃહસ્થો રાજાનું શબ લઇને રાજધાનીમાં ગયા. રાજાની સાથે જે સૈન્ય અને સેનાપતિ ધર્મયુદ્ધની ખાતર પૂર્વદેશમાં ગયા હતા, તેઓ પોતાના માલિકના મૃતદેહની સાથે સાથે સ્વદેશમાં પાછા આવીને રાજમહેલના કિલ્લામાં પહોંચ્યા. હેત્રીએ સિંહાસન ઉપર અધિકાર જમાવીને ઇલિઝાબેથના પ્રત્યે જે અત્યાચાર તથા ખરાબ વ્યવહાર કર્યો હતો, તે જાણીને તેઓના મર્મસ્થાનને મોટો આઘાત લાગ્યો હતો.હવે રાજમહેલ જોવાથી તથા રાજા હેત્રીને જોવાથી દુઃખ, શોક, તિરસ્કાર અને ક્રોધથી તેઓ બેબાકળા બની ગયા. તેઓ હેત્રીનાં દુષ્ટ કામોનો બદલો લેવાને તૈયાર થયા. તેના અન્યાયી આચરણનો તીવ્ર પ્રતીવાદ કરવા સારૂ એક દિવસ નક્કી થયો. એ દિવસે ચાર વીર પુરુષો બધા સૈનિકોના પ્રતિનિધિતરીકે રાજા હેત્રીની સન્મુખ હાજર થયા. એમનામાંથી લૉર્ડ વેરિલા નામના એક સાહસી અને નિર્ભય ચિત્તવાળા ગૃહસ્થે ગંભીર સ્વરે પોતાના ભાષણનો આરંભ કર્યો. તેમના ભાષણનો સાર સંક્ષેપમાં અત્રે ઉતારીએ છીએઃ—

"મહારાજ ! આ રાજ્યના યોદ્ધાઓના એક દળના આગ્રહથી મારે આપની સન્મુખ આવવું પડયું છે. એમના વિચારો આપની આગળ દર્શાવવાનો ભાર મને સોંપાયો છે; માટે હું તે આપની આગળ નિવેદન કરૂં છું. અમે આપની વિરુદ્ધ કેટલાક ગંભીર આરોપોની વાત સાંભળીને, દુઃખ અને શોકથી મરવા જેવા થઈ ગયા છીએ. એક રાજા શું ખરેખર આવો અધર્મી અને વિશ્વાસઘાતી થઈ શકે ? આપે કયા લોકોની સલાહથી આવાં અન્યાયી કામો કરવાની હિંમત કરી છે ? એક સુપ્રસિદ્ધ રાજાની કન્યા આપનાં ભાભી થાય છે. તેમના પ્રત્યે સન્માન દર્શાવવું તથા તેમને દુઃખના વખતમાં દિલાસો આપવો એ શું આપની ફરજ નહોતી ? એવું ન કરતાં આપે એક પતિત સ્ત્રીની પેઠે એમનું અપમાન કરીને, તેમના મહેલમાંથી કાઢી મૂકયાં છે. આજ એ વિધવા નારીને રહેવા ઘર નથી, પાસે ફૂટી બદામ નથી, માનમર્યાદા કાંઈ નથી, એ રસ્તાની ભિખારણ છે. આપના જે ભાઇએ ઈશ્વરના કામ સારૂ પ્રાણ આપ્યો છે, તેમનાં અનાથ બાળકોની દેખરેખ રાખવાનો ધર્મ શું આપના ઉપર નહોતો આવી પડયો ? તેમનું પાલન કરવાંની વાત તો દૂર રહી, પણ ઉલટું તમે એમનાં નિરાધાર બાળકોને એમના રાજમહેલમાંથી કાઢી મૂકયાં છે. આપે શું આપના પુણ્યવાન ભાઇ પાસેથી આવુંજ શિક્ષણ મેળવ્યું છે ? આપના ભાઇ તો એમની અતિ દરિદ્ર હીન પ્રજાપ્રત્યે પણ આવું નિષ્ઠુર આચરણ કરતા નહોતા. અમે ભવિષ્યમાં આપના કર્તવ્યપાલન અને અભય વચનો ઉપર કેવી રીતે આસ્થા મૂકીએ ! આપ તો એક યોદ્ધા છો, વિધવા અને અનાથોનું રક્ષણ કરવું એ તો યોદ્ધાનો ખાસ ધર્મ છે. એ ધર્મને વિસરી જઇને આપે શું એ સાધ્વી ભાભી તથા સાધુચરિત ભાઈનાં સંતાનો ઉપર અત્યાચાર નથી કર્યો ? આપનું એ આચરણ શું ધિક્કારવા યોગ્ય અને બદલો લેવા યોગ્ય નથી ?"

હૃદય ભરાઇ આવવાથી લૉર્ડ વેરિલાના મુખમાંથી એથી વધારે વાકયો નીકળ્યાં નહિ. રાજમાતા સોફિયા પણ હવે દુઃખ અને શોકથી રડવા લાગ્યાં. રાજા હેન્રીનું રાજમુકુટથી શોભતું અભિમાની મસ્તક લજ્જાથી નીચું નમી ગયું. લૉર્ડ વેરિલાએ ફરીથી અગ્નિમય ભાષામાં બોલવાનો આરંભ કર્યો "એક તૂટેલા નિરાશ હૃદયવાળી અને સહાયહીન વિધવા તરફથી આપને શી વાતની

શંકા હતી ? આ પુણ્યશીલા સાધ્વીજી પોતેજ આ દેશના રાજ-મહેલનાં કર્તા–કારવતા બન્યાં હોત તો એમાં પણ આપનું શું અનિષ્ટ થવાનું હતું ? હવે વિદેશના લોકો શું અમને ધિક્કારશે નહિ ? આપ શું એટલું પણ સમજી શક્યા નથી કે, આ કાર્યથી આપ ઇશ્વરના ક્રોધને પાત્ર બન્યા છો ? આપે શું આ દેશ ઉપર અને આપના ગૌરવમય વંશ ઉપર આપના અયોગ્ય વર્તનથી કલંક ચોંટાડયું નથી ? આપ જો એને માટે ઈશ્વરની આગળ પશ્ચાત્તાપ નહિ કરો, આપનાં ભાભી સાથે પાછો સંપ નહિ કરો અને આપના ભાઇનાં સંતાનોને એમના હક્કની બધી વસ્તુઓ પાછી નહિ સોંપી દો; તો નિશ્ચય જાણજો કે, આ દેશ ઉપર ઈશ્વરનો કેર ઉતરશે.”

લૉર્ડ વેરિલાનું એક એક વાકય જ્વાળામુખી પર્વતમાંથી ઉડતા અંગારાની પેઠે એ રાજાના હૃદય ઉપર પડવા લાગ્યું. એ હવે વધારે વાર સુધી સ્થિર રહી શકયો નહિ. ભય, પશ્ચાત્તાપ, લજ્જા અને દુઃખથી વ્યાકુળ થઇને એ ઉભો થયો અને પછી થોડી વારે બોલવા લાગ્યો કે “મારા અપરાધનો ખરેખાત મને પસ્તાવો થાય છે. હવેથી હું કોઈ પણ દિવસ બીજાઓની ખરાબ સલાહ સાંભળીશ નહિ. તમે મારા ઉપર આપના એક બંધુના જેટલો વિશ્વાસ રાખજો, મારાં ભાભી રાજ્યમાંથી જે કાંઇ સંપત્તિ માગશે તે હું તેમને અર્પણ કરીશ; વળી આપની આગળ બીજી પણ કહેવાની જરૂર સમજું છું. તે એ કે, મારાં ભાભીને હું આખા દેશનો અધિકાર આપીશ તો એ આખા દેશને પણ ઈશ્વરની સેવામાં અર્પણ કરશે.”

લૉર્ડ વેરિલા બોલ્યો કે “ખરેખર, ઇશ્વરના ક્રોધમાંથી બચવાનો એજ એકલો ઉપાય છે.”

પછી રાજા હેન્રીએ તરતજ થોડુંક સૈન્ય ઇલિઝાબેથની પાસે મોકલ્યું. તેઓએ વિધવા રાણીની પાસે જઇને કહ્યું કે ‘આપ રાજ્ય-માંના કયા ભાગ ઉપર અધિકાર મેળવીને રાજા હેન્રીની સાથેનો ટંટો મટાડી દેશો ?’

ઇલિઝાબેથે કહ્યું કે “મોટા મોટા મહેલો, ધનરત્નો કે રાણીનો અધિકાર એ બધામાંથી મારે કાંઈ પણ જોઇતું નથી. એથી તો મારૂં ચિત્ત ચંચળ થાય અને હું ઇશ્વરની પ્રાપ્તિ કરી શકું નહિ.”

સૈનિકો નિરાશ થઇને રાજા હેન્રીની પાસે ગયા, પરંતુ હેન્રી

એનાં આ ભાભીને—આ મહાન સાધ્વીજીને જરા પણ પારખી શક્યો નહિ. એણે તો ઉપલા ઉત્તરથી ઉલટું એમજ ધાર્યું કે, ઇલિઝાબેથના હૃદયમાં વેર લેવાની ઇચ્છા પ્રબળ છે. આથી કરીને હેન્રી કાંઈક ભય અને કાંઈક પશ્ચાત્તાપની જ્વાળાથી સ્થિર બેસી શક્યો નહિ. એ જનની સોફ્રિયા અને નાના ભાઇ કોનરાડને સાથે લઇને વિધવા રાણી ઇલિઝાબેથની પાસે ગયો અને વિનયપૂર્વક બોલ્યો કે "મને માફ કરો, હું મારા બધા અપરાધોનું પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર છું."

સરળ અને પ્રીતિમયી ઇલિઝાબેથના પ્રાણમાં સ્નેહ ઉભરાઈ આવ્યો. તે હેન્રીને ગળે વળગી પડયાં. હૃદય ભરાઇ આવવાથી તેમના કંઠમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ, પણ અશ્રુ વહેવા લાગ્યાં. તેમના હૃદયનો આ દિવ્ય પ્રભાવ (ઉભરો) અને સ્વર્ગીય ક્ષમાભાવ જોઇને લોકોના સદ્ભાવનો પાર રહ્યો નહિ. બધા કહેવા લાગ્યા કેઃ—

"આ ઇલિઝાબેથ માનવી છે કે દેવી ?"

આ વખતે આ સાક્ષાત્ દેવસમી સાધ્વી દેવીના દિવ્ય ભાવથી સર્વના હૃદયમાંથી હેન્રી પ્રત્યેનો વિરોધી ભાવરૂપી પથ્થર પીગળી ગયો, મરુભૂમિમાં જ્યાં ત્યાં પ્રીતિનું ઝરણું વહેવા લાગ્યું, હિંસા—દ્વેષ બધું ચાલ્યું ગયું, હેન્રી ભાભીનો આવો દિવ્ય વ્યવહાર જોઇને સ્થિર બેસી શક્યો નહિ. એ પણ હવે બાળકની પેઠે રોવા લાગ્યો. રાજમાતા સોફ્રિયા પણ પુત્રવધૂનાં આંસુ સાથે પોતાનાં આંસુ ભેળવવા લાગ્યાં. આ અપૂર્વ દૃશ્ય જોઇને વીર યોદ્ધાઓનાં પણ અશ્રુઓ ખાળ્યાં ખાળી શકાયાં નહિ. આજ આંસુઓદ્વારાજ સઘળાંનું એકબીજાસાથે મિલન થયું. ઇલિઝાબેથ, સાસુ, દિયર અને સ્વામીની સાથે ગયેલા સૈનિકોના આગ્રહને પાછો ઠેલી નહિ શક્યાથી વાર્ટબર્ગના રાજમહેલમાં ગયાં. એમણે છોકરાંઓને લઇને એ રાજમહેલમાંજ રહેવું એવું નક્કી થયું. ઇલિઝાબેથને રાણીતરીકે જે જે અધિકારો હતા, તે બધા તેમને આપવામાં આવ્યા.

## ૬—પ્રભુપ્રેમઘેલી ઇલિઝાબેથ

ઇલિઝાબેથ પાછાં રાજનગરના સુરમ્ય મહેલમાં વાસ કરી રહ્યાં છે. તેમનાં સંતાનો પાછાં પિતૃગૃહમાં આવ્યાં છે. પાછી તેમના સુખને માટે નાના પ્રકારની તૈયારીઓ થઇ રહી છે. આ વખતે હેન્રીએ ભાભીને રાજમહેલના આનંદોત્સવ અને ગાનતાનમાં

નાખવાનો પ્રયત્ન કર્યો; પરંતુ એનો એ પ્રયાસ નિષ્ફળ નીવડયો. જેના અંતઃકરણને શ્રીહરિએ પોતાના શરણમાં હરી લીધું હોય અને જેણે તેની કૃપાથી આંતરિક મહાભાવોનું કાંઈપણ આસ્વાદન કર્યું હોય; તે મહાભાગ્યશાળી દિવ્ય માનવીને એવા માયિક અસાર આમોદપ્રમોદ કેવી રીતે મોહિત કરી શકે? ઇલિઝાબેથ હવે કોઇ પણ જાતની રમતગમત કે નાચતમાશામાં સામેલ થતાં નહિ. એ પોતાના પરમપ્રિય પરમાત્મદેવના ધ્યાનમાં ડૂબી જતાં. તેમનું હૃદય એ અલૌકિક મહાભાવ, આનંદ અને અમૃતથી પૂર્ણ થઇ જતું. તે ઉપરાંત એ દયામયી સાધ્વી ગરીબોને ધન અને ભૂખ્યાંઓને અન્ન છૂટથી આપ્યા કરતાં; તેમના બન્ને હાથ પીડિતોની સેવામાં રહેતા.

પરંતુ એટલા પરોપકારથી પણ એમને તૃપ્તિ કયાંથી? સંસારના સેંકડો ધાર્મિક લોકો જેવા પ્રકારનું ધર્મજીવન પ્રાપ્ત કરીને જન્મનું સાર્થક સમજે છે, તેવું ધર્મજીવન તો ઇલિઝાબેથ પ્રાપ્ત કરી ચૂકયાં હતાં; પરંતુ એટલાથી એમના અંતરમાં રહેલો દેવતા એમને સંતુષ્ટ થવા દેતો નહિ. એ તો એવીજ ઇચ્છા પ્રેર્યા કરતો હતો કે, તેની એ મહાન દાસી ઇલિઝાબેથ પરાભક્તિથી (પ્રભુ-પ્રેમથી) ગાંડી બનીને પોતાનું સર્વસ્વ તેના(પ્રભુના)જ ચરણમાં સમર્પણ કરે. એટલા માટે તેણે તો હવે પરમ પ્રેમની વીણા વગાડીને ઇલિઝાબેથને પોતાની તરફ વધુ ને વધુ ખેંચવા માંડી. પરિણામ એ આવ્યું કે, ઇલિઝાબેથનું મન બીજા કશાથી ખેંચાયું પણ નહિ અને તૃપ્ત પણ થયું નહિ. કોઈ પણ તપસ્યા, જીવનની કોઇ પણ અવસ્થા, હાથનું કોઇ પણ કાર્ય તેઓ જેવું અને જેટલું કરવા જેવું સમજતાં, તેવું અને તેટલું તેમનાથી થઇ શકતું નહિ. હવે તો પ્રભુપ્રેમના આવેશમાં આવી એ પ્રેમમસ્ત થઇને ઘર-બહાર નીકળવાને આકુળવ્યાકુળ થઇ ગયાં. રાજમહેલનાં ધન, રત્ન તથા સાસુ અને દિયરનો સ્નેહ ઇત્યાદિ તેમને રાજનગરી તરફ આકર્ષી શકયાં નહિ. સંન્યાસિનીની માફક એકાંત સ્થાનમાં જઇને ધ્યાન અને પ્રાર્થના કરીશ; પોતાના તન અને મનના પ્રત્યેક અણુ–પરમાણુ, સમસ્ત શક્તિ અને સમસ્ત ભાવ પ્રભાવો હવે તો માત્ર તે દીનબંધુ સર્વેશ્વરનેજ સમર્પણ કરીશ; પીડિત લોકોરૂપે તે ઉન્નત થવાની તક પોતાના જનોને આપી રહ્યો છે; તેની સેવામાં પોતાની જાતના ટુકડે ટુકડા કરીને વહેંચી આપીશ; એવી એવી

અભિલાષાઓને લીધે આ અશાશ્વત ધન તથા ઐશ્વર્યથી ભરેલી રાજનગરીમાં વધારે રહેવાની તેમણે ઇચ્છા કરી નહિ. બિચારા પામર અને વિષયી લોકો તો મહાન સાધ્વીની આવી મતિ જોઇને કહેવા લાગ્યા કેઃ—

" રાણી હવે તો ગાંડી થઇ ગઇ છે. "

ઇલિઝાબેથ રાજમહેલમાંથી રોટલી, મિષ્ટાન્ન અને બીજા ખાવાના પદાર્થો લઇને ખુલ્લી રીતે રાજમાર્ગમાં થઇને ગરીબોની ઝુંપડીઓમાં જતાં. એ વખતે અનેક સ્ત્રી–પુરુષો તેઓ સાંભળે એવી રીતે બોલતાં કેઃ—

"જુઓ તો આ ગાંડી રાણી ! આ રાણી તદ્દન ઘેલી થઈ ગઇ છે."

આ બધી કટાક્ષવાણી સાંભળવાથી ઇલિઝાબેથને કષ્ટ નહિ થતાં એમના મુખ ઉપર સર્વદા આનંદની જ્યોતિ ઝળકયા કરતી.

થોડા દિવસ પછી એવું નક્કી થયું કે, ઇલિઝાબેથે મારબર્ગ શહેરના એક નિર્જન અને મનોરમ સ્થાનમાં જઇને રહેવું. એ સ્થાનમાં તપસ્યા અને જનસેવા બન્ને માટે અત્યંત સગવડ મળશે. ઇલિઝાબેથ રાજમહેલમાંથી જવાનાં હતાં તે દિવસે એ મહાન સાધ્વીજી બધાંઓની વિદાય માગતાં બોલ્યાં કેઃ—

" આપે મને જેટલી ચાહી છે, મારા ઉપર જેટલી દયા રાખી છે, એટલી બધી કરુણાને શું હું પાત્ર છું? કહો, મેં તમારે સારૂ કયાં કશું કર્યું છે? આજ આપ સર્વે મને ક્ષમા આપો, મારે માટે પ્રાર્થના કરો, મને પ્રફુલ્લ વદને વિદાય આપો. આપની પ્રાર્થનાથી તથા પરમેશ્વરની કરુણાથી હું મારૂં સર્વસ્વ પ્રભુને સમર્પણ કરી શકું; તેનીજ સેવામાં આ તન અને મનનો અણુએ અણુ અર્પણ થાય એવું હું ઇચ્છું છું. "

રાજનગરીનો ત્યાગ કરીને ઇલિઝાબેથ મારબર્ગ શહેરમાં પહોંચ્યાં. એ શહેરનો બધો અધિકાર તેમનેજ સોંપવામાં આવ્યો હતો. એ સ્થળનાં બધાં સ્ત્રીપુરુષોએ તેમને આવકાર આપ્યો. પરંતુ એવી જાતનો આવકાર અને જનકોલાહલ ઇલિઝાબેથને જરા પણ રૂચ્યો નહિ. એ તો શહેરથી ત્રણ માઈલ દૂર આવેલા એક નિર્જન સ્થાનમાં ગયાં. ત્યાં આગળ નાના પ્રકારનાં વૃક્ષો તથા લતાઓની વચ્ચે એક નાનીશી કુટિર હતી. એ કુટિરનું છાપરૂં તૂટેલું હતું; પણ એનાં ઉપર વૃક્ષની શાખાઓ તથા લીલાં પાંદડાંઓની છાયા જરૂર હતી.

ઇલિઝાબેથ એ નિર્જન કુટિરમાં વાસ કરીને સાચાં તપસ્વિનીની પેઠે તપસ્યા અને દુઃખીઓની સેવા કરવા લાગ્યાં. એ પોતાને હાથેજ રાંધતાં અને ગરીબોને વહેંચી દેતાં તથા છેવટે થોડું યજ્ઞની પ્રસાદીરૂપે જમી લેતાં. થોડા દિવસ પછી તેમની કુટિરની પાસે લાકડાનું એક મકાન બાંધવામાં આવ્યું. એ ઘરમાં તપસ્વિનીનાં બાળબચ્ચાં રહેવા લાગ્યાં.

આટલા સમયમાં ઇલિઝાબેથના અપૂર્વ જીવનની વાત લગભગ બધાને કાને પહોંચી ગઇ હતી. રોમનો પોપ નવમો ગ્રેગરી તેમને સારી રીતે ઓળખતો હતો. એ રીતસર સંન્યાસિની બને એવી પોપની ઇચ્છા હતી. તેથી પોપે જાતે ઇલિઝાબેથને એક પત્ર લખ્યો. ઇલિઝાબેથે તો સંન્યાસિનીઓ કરતાં પણ વધારે સંયમી જીવન ગાળવા માંડયું હતું, તેમનો આત્મા પ્રભુમય જીવનમાંજ વસતો હતો; એટલે એમને માટે સંન્યાસિની બનવું એ કાંઇ અઘરૂં નહોતું. પરંતુ ઇલિઝાબેથના ચિરહિતૈષી પાદરી કોનરાડે કહ્યું કે "આપને બાહ્ય વિધિપૂર્વક સંન્યાસિની થવાની કશી જરૂર નથી. આપની પાસે જે કાંઇ માલમિલ્કત છે તેનો પણ હવે આપ કેવી રીતે ત્યાગ કરશો ? કેમકે એ મિલ્કત તો તમે ઈશ્વરને નામે સમર્પણ કરી ચૂકયાં છો; અને માત્ર પ્રભુના સેવકતરીકે—એક ઉત્તમોત્તમ સેવકતરીકે તેનો સદુપયોગ કર્યે જાઓ છો. તમારા જેવો એનો સદુપયોગ કરી જાણનાર આ જગતમાં બીજું કોઇ નથી. માટે તમે પોતેજ એ માલમિલ્કતના સદુપયોગથી દીનદુઃખીઓના અભાવ દૂર કરો."

તપસ્વિની એ ધાર્મિક પાદરીની સલાહને કદી પણ તરછોડતાં નહોતાં. આ વખતે પણ તેમણે એમની સલાહનો અનાદર ન કર્યો. બહારનું એક અનુષ્ઠાન કરીને એ રીતસર સંન્યાસિની ન બન્યાં પણ અંતરથી તો તેમણે સંન્યાસિનીવ્રતજ ગ્રહણ કર્યું હતું. એક દિવસ ઉપાસનામંદિરની વેદી ઉપર હસ્ત મૂકીને એ સાધ્વીજીએ પૃથ્વીના સમસ્ત વૈભવનો ત્યાગ કર્યો હતો; ત્યારથી એમની બધી માલમત્તા ઈશ્વરની થઇ ચૂકી હતી અને તેમનું પોતાનું કાંઇ પણ રહ્યું ન હતું. તેમનું બધું ધન ઇત્યાદિ પ્રભુનાજ કામમાં અર્થાત્ દુઃખીઓની સેવામાં ખર્ચાતું હતું. પોતાને માટે તો એ સાધ્વી મૈયા પોતાને હાથે રેંટીઓ ફેરવી સૂતર કાંતતાં અને એ સૂતરથી થોડાક પૈસા આવતા તેમાંથી ગુજરાનચલાવતાં. એ સ્વાદિષ્ટ પદાર્થ

ખાતાં નહિ, સારો પોશાક પહેરતાં નહિ, જૂજ કિંમતનો ઝભ્ભો ધારણ કરતાં અને એવી સ્થિતિમાં પણ બહાર કોઈ ગરીબ માણસને ટાઢમાં કાંપતો જુએ તો તેમને એટલી બધી દયા ઉપજતી કે પોતાના અંગ ઉપરનો એ ઝભ્ભો ઉતારીને એ દરિદ્ર મનુષ્યને પહેરાવતાં અને પોતે પાછાં ઘેર આવીને સઘડીના તાપથી ટાઢનું નિવારણ કરતાં.

આટલા દિવસસુધી તેમનાં પુત્રપુત્રીઓ તેમની સાથે હતાં; પણ હવે એ તેમને પણ પોતાની પાસે રાખી શક્યાં નહિ. તેમનાં સુકુમાર મુખો જોઇને તેમનો માતૃસ્નેહ ઉછળી આવતો, પણ હવે એ લોકો દૂર ચાલ્યાં જવાથી તેમના અંતરમાં કોઇ પણ જાતની આસક્તિ રહી નહિ. હવે આ વિશાળ વિશ્વમાં એમને એકમાત્ર ઈશ્વર સિવાય કોઇ રહ્યું નહિ. એ તપસ્વિની નારીએ પ્રથમ જીવનમાં પ્રેમથી અધીરાં બનીને પ્રાર્થના કરી હતી કેઃ—

"હે મારા પ્રિયતમ પરમેશ્વર ! હું તને ચાહીશ; અને તારા સિવાય બીજી કોઇ પણ વસ્તુને હું ચાહીશ નહિ. જે જે સામગ્રીઓ મને તારા તરફ ન લઈ જાય તેનાથી મને વેદના થાઓ. મારે માટે એ વસ્તુઓ ઝેરી થાઓ. એકમાત્ર તારીજ ઇચ્છાઓ મને પ્રિય અને સુખદાયક થાઓ. સર્વદા તારીજ ઇચ્છા મારી ઇચ્છા બનો. જેમ પ્રેમી માણસ પોતાના પ્રિયને મળવાની ઇચ્છા રાખે છે અને પોતાનું સર્વસ્વ પ્રિયતમને અર્પણ કરવા માગે છે; તેજ પ્રમાણે હું મારે પોતાને સારૂ કાંઇ પણ ન રાખતાં મારી બહારની અને આંતરિક સમસ્ત સામગ્રી, મારો સમગ્ર અંતરાત્મા સંપૂર્ણરૂપે તને અર્પણ કરવા ચાહું છું. મેં લૌકિક ધન અને ઐશ્વર્ય મેળવવાની ઇચ્છા એકદમ હૃદયમાંથી દૂર કરી છે. મારી પાસે જો અનેક દુનિયાઓ હોત તો એ સઘળી દુનિયાઓ પણ આપના નામપર આપી દઇને હું દીનતા અને દરિદ્રતા મેળવત અને તારામાંજ ડૂબી જાત. હે મારા હૃદયના સ્વામી ! તારાપ્રત્યે મારો પ્રેમ એટલો બધો વધારે છે, કે એ પ્રેમને ખાતર હું એ દારિદ્ર્યવ્રતનેજ સર્વથી વધુ પવિત્ર ગણું છું. આ સંસારમાં મારૂં જે કોઈ છે, તેનો તારે ખાતર ત્યાગ કરૂં છું, કે જેથી હું તારામાંજ રમણ કરી તદ્રૂપ થઇ શકું."

ઇલિઝાબેથના અંતરની એ ઉચ્ચ પ્રાર્થના આજે આટલા દિવસ પછી પૂર્ણ થઈ. એ ખરેખર ઇશ્વરમાંજ તલ્લીન—તદ્રૂપ થઇ ગયાં. તેમને જોતાંવારજ મનમાં એવું થતું કે, જાણે સાક્ષાત્ ધર્મ-

જ આ સાધ્વીજીનું રૂપ લઇને પૃથ્વીમાં ઉતરી આવ્યો છે. એ સમયમાં પાદરી કોનરાદ મારબાર્ગમાંજ વાસ કરતા હતા. તેમણે કહ્યું છે કે "ઇલિઝાબેથ નિર્જનમાં ઇશ્વરની સાથે વાસ કરતાં, તેની સાથે વાતચીત કરતાં. ત્યારપછી એ જ્યારે અમારી આગળ આવતાં, ત્યારે એમની અનુપમ મૂર્તિમાં અલૌકિક જ્યોતિ જણાતી.

એ સમયમાં એ મહાન સાધ્વીજી સમાધિમાં મગ્ન રહેતાં. તેમની સમાધિ અવસ્થામાં જે બનાવો બનતા, તે સંબંધમાં એક બનાવનું વિવરણ અહીં લખીશું. એક દિવસ ઇલિઝાબેથ રસોઇ કરતાં કરતાં ઇશ્વરનું ચિંતન કરતાં હતાં, ત્યારે ધ્યાનમાં તદ્દન નિમગ્ન થઇને બધું બાહ્ય ભાન ભૂલી ગયાં. એટલામાં સઘડીની આગથી એમનું લૂગડું સળગી ઉઠયું. એમને એ વાતની કાંઇ પણ ખબર રહી નહિ; બહારના લોકો કપડું બળવાની ગંધથી ત્યાં દોડી આવ્યા અને તેમના ઘરમાં પ્રવેશ કરીને એ આગને બૂઝાવી દીધી. એ મહાન સાધ્વીજી એ વખતે આંખ ચોળતાં ઉઠયાં, ત્યારેજ સમાધિદશામાં શો અકસ્માત બન્યો હતો, તેની ખબર તેમને પડી.

ઇલિઝાબેથે એક ઇસ્પિતાલ ઉઘાડી હતી. ત્યાં રોગીઓની સેવા કરવામાં એમનો ઘણો વખત જતો. પીડિત લોકો તેમના મધુર સ્નેહથી મુગ્ધ થઇ જઇને તેમને જનની સમાન ગણતા. તેમણે કોઢ અને રક્તપિત્તના પુષ્કળ રોગીઓની સેવા કરી હતી. એ ચેપી રોગીઓની સેવા કરતાં એમના મનમાં જરા પણ ભય કે ઘૃણા ઉપજતાં નહિ. એક વાર એક નાની વયના બાળકને કોઢનો રોગ થયો. તેનાં સગાંવહાલાંઓએ તેનો ત્યાગ કર્યો. ઇલિઝાબેથે એ બાળકનું ઓશિયાળું મુખ જોઇને તેની ઉપર માતાના જેવો સ્નેહ દર્શાવવા માંડયો. એ બાળકને ચેપી રોગ હોવાથી તેને પોતાની ઇસ્પિતાલમાં તો રખાય નહિ, તેથી એને પોતાને ઘેર રાખીને માવજત કરવા માંડી. ઇલિઝાબેથના જીવનના આવા પ્રસંગો ઉપરથી એમ લાગે છે કે, ઈશ્વરે જાણે નવનીતની કોમળતા, કુસુમની પવિત્રતા અને બાળકની સરળતાવડે એમનું હૃદય ઘડયું હતું. 'ઇલિઝાબેથ' ગ્રંથના લેખક આ પુણ્યશીલા નારીની સેવા અને સાધના વિષે લખે છે કેઃ—

" એ આખો દિવસ દીનદુઃખીઓની સેવાદ્વારાજ પ્રભુની પૂજા કરતાં, અને રાત્રે આખા દિવસના થાકની પરવા ન કરતાં, પોતાના પ્રભુની આગળ ઘુંટણીએ પડીને, કલાકના કલાકસુધી ઉપાસના

કરતાં, તેના પ્રસાદ અને દયાની પ્રાપ્તિ સારૂ પ્રાર્થના કરતાં. ”

ઇલિઝાબેથનું આશ્ચર્યકારક પવિત્ર જીવન જોઇને પુષ્કળ લોકો તેમના ઉપર દેવીના જેટલી ભક્તિ રાખતાં. અનેક સ્ત્રીપુરુષોની તેમનાં દર્શન માટે ભીડ જામતી. તપસ્વિની નારીનાં શાંતિદાયક વચનોથી ઘણા દુઃખી લોકોનાં દુઃખી હૈયાં શાંત થતાં. કોઇ પાપી પાપની વેદનાથી બેબાકળો થઇને ઇલિઝાબેથ પાસે આવતો તો તરતજ એમના હૃદયમાં કરુણા ઉછળી આવતી. કારણ કે મનુષ્યમાં પાપની વેદના કરતાં કોઇ પણ વધારે ભયંકર દુઃખ દુનિયામાં છે અથવા હોઇ શકે, એવું તે માનતાં નહિ. આથી એ પાપના ભારથી પીડાતા લોકો માટે એકાગ્રચિત્તે અને નમ્રભાવે પ્રાર્થના કરતાં. તેમની એ પ્રાર્થનાથીજ એ પાપીના હૃદયમાં પ્રકાશ અને શક્તિ ઉતરી આવતાં અને તેના મનનો દુષ્ટ ભાવ બદલાઇ જતો.

ઇલિઝાબેથ જે વખતે ભિખારણની પેઠે કુટિરમાં વાસ કરતાં હતાં, તે વખતે એમના પિતૃરાજ્યના દૂત કાઉન્ટ બેનીએ આવીને રાજા હેન્રીને કહ્યું કેઃ—“ અમે સાંભળ્યું છે કે અમારી રાજકન્યા દુઃખી કંગાળ સ્ત્રીની પેઠે જીવન ગાળે છે, તો તેનું કારણ શું ? ”

હેન્રીએ કહ્યું કે “ મારાં ભાભી હવે ગાંડાં થઇ ગયાં છે, આપ તેમની પાસે જઇને જુઓ કે એમની શી અવસ્થા છે, એટલે આપોઆપ આપને મારા કથનની ખાત્રી થશે.”

રાજદૂતે મારબર્ગ શહેરમાં જઇને, ત્યાંના એક માણસને ઇલિઝાબેથ સંબંધી હકીકત પૂછી. એ માણસ બોલ્યો કે “ એ મનુષ્ય નથી પણ સ્વર્ગનાં દૂત છે. અમારા કલ્યાણ સારૂજ તે અહીંઆં આવ્યાં છે. ”

કાઉન્ટ બેની જ્યારે રાજકન્યા ઇલિઝાબેથની પાસે પહોંચ્યા, ત્યારે એમના અંગ ઉપર સામાન્ય વસ્ત્ર હતું અને એ સૂતર કાંતવામાં નિમગ્ન હતાં. દૂત પોતાના રાજાની કન્યાની આવી અવસ્થા દેખીને દુઃખ અને શોકથી મરણતોલ થઇ ગયો. એણે કહ્યું કે “ આપને આવાં ભિખારણ કોણે બનાવ્યાં ? ”

ઇલિઝાબેથે કહ્યું કે “કોઇ મનુષ્યે તો મને કાંઇ પણ કર્યું નથી. મારા સ્વામી પરમેશ્વરની ખાતરજ મેં મારી આ અવસ્થા લીધી છે.”

દૂતે પોતાની રાજકન્યાને તેના પિયેરમાં લઇ જવાને અતિશય પ્રયત્ન કર્યો, પણ કાંઇ વળ્યું નહિ. જેણે ઇશ્વરનીજ ખાતર સર્વસ્વનો ત્યાગ કર્યો હોય, તેને વાતચીતથી ફોસલાવી માયાના ફંદમાં

ફસાવીને પાછાં સંસારમાં લાવી શકાય ખરાં !

## ૭–પરલોકયાત્રા

ઇ. સ. ૧૨૩૧ને નવેમ્બર મહિના હતા. ઈલિઝાબેથને જ્વર ચઢયો હતો. એ શય્યામાં શયન કરી રહ્યાં હતાં. એવી અવસ્થામાં રાત્રિને સમયે એક ઉજ્જવલ પ્રકાશ તેમની આગળ પ્રગટ થયો. એ સાંભળી શકયાં કે, એમના જીવનના દેવતા મીઠે સ્વરે બોલી રહ્યા છે કે "પ્રિય ઈલિઝાબેથ ! તું આવ, તારે માટે નિત્યધામ તૈયાર છે, ત્યાં તને લઇ જઇશ."

ઇલિઝાબેથ સમજી શકયાં કે, હવે એમની શરીરયાત્રા સમાપ્ત થશે અને પોતે પ્રભુના તેડાને માન આપીને પોતે લાંબા સમયથી ઇચ્છેલા પરમધામમાં ચાલ્યાં જશે. આનંદથી એ તપસ્વિની નારીનું હૃદય ભરાઈ ગયું. આનંદપૂર્વક પરલોકયાત્રાની તૈયારી કરવા લાગ્યાં. શરીરની વેદના એમના આનંદને નાશ કોઇ પણ રીતે કરી શકી નહિ.

ઇલિઝાબેથે મૃત્યુની પૂર્વે બંધુબાંધવ અને આશ્રિત દીન-દુઃખી, માંદાંસાજાં–સર્વ લોકો પાસેથી એકે એકે વિદાય માગી. હવે તેમણે શાંત એકાગ્રચિત્તે જીવનનો બાકી રહેલો થોડાક સમય ઈશ્વરધ્યાનમાંજ ગાળવાનો સંકલ્પ કર્યો. રખે એમના ચિંતનમાં ખલેલ પડે એટલા માટે પુષ્કળ લોકો ત્યાંથી ખસી ગયા. એક પાદરીએ ઇલિઝાબેથને પૂછ્યું કે "આપની માલમિલ્કતની શી વ્યવસ્થા કરવી છે ?"

ઇલિઝાબેથે કહ્યું કે "મારી પાસે જે કાંઇ પાર્થિવ સંપત્તિ હતી તે તો હું અગાઉથીજ ઇશ્વરના ચરણમાં સમર્પણ કરી ચૂકી છું. ઘણા દિવસ થયાં એ મિલ્કત ગરીબોની સંપત્તિ થઇ ચૂકી છે. પ્રભુ ઇસુ ખ્રિસ્ત સિવાય બીજો કોઇ મારો વારસ નથી."

ઇલિઝાબેથને એકદમ એવું લાગ્યું કે જાણે સ્વર્ગીય સંગીતથી એમનું આખું ઘર પરિપૂર્ણ છે. પરમધામના દૂતો જાણે તેમના આવકારને માટે આનંદસંગીત ગાઇ રહ્યા છે. તેમણે એક વાર ઉંચે સ્વરે પ્રાર્થના કરવા માંડી. ત્યારપછી એમનો કંઠ નીરવ બની ગયો. એ વખતે અનેક સ્ત્રીપુરુષો રડવા લાગ્યાં. ઇલિઝાબેથે તેમને કહ્યું કે "શાંત થાઓ ! મને સ્વર્ગીય સંગીત સંભળાય છે. તેમાં ગડબડ ન કરો."

૧૯મી નવેમ્બરે રાત્રિસમયે ઇલિઝાબેથે પરલોકયાત્રા કરી.

સમાધિને સારૂ એમના મૃતદેહને શ્મશાનભૂમિમાં લઇ જતી વખતે પાદરી લોકો ધર્મસંગીત ગાવા લાગ્યા. પરંતુ સેંકડો દીન-દુઃખીઓના વિલાપમાં એ સંગીત વિલીન થઇ ગયું.

ઇલિઝાબેથ પ્રત્યે જે લોકોની અતિશય ભક્તિ હતી, અત્યંત પ્રેમ હતો, તે લોકો આ પુણ્યશીલા સાધ્વીના દેહાંત પછી તેમના ઘરમાં બેસીને અનુભવવા લાગ્યા કે, જાણે એ મહા તપસ્વિનીના જીવનકુસુમની સૌરભથી આખું મકાન ભરપૂર છે. જાણે હજુ પણ એ ગાઇ રહ્યાં છે કેઃ—

"મારા પ્રભુને ચરણે, રાજ્ય અને ગૌરવ મારૂં;
ત્યાગ કર્યો સર્વસ્વનો, ગણીને તુચ્છ અસાર.
મેં તેને દેખ્યો છે, તેને ચાહ્યો છે, અને વિશ્વાસ કર્યો છે કે એ—એજ છે સર્વસ્વ મારૂં."

રેવરંડ એલ્બાન બટલર સાહેબનો 'સંતજીવની' નો ગ્રંથ વાંચ્યાથી માલમ પડે છે કે, ઇલિઝાબેથના મૃત્યુ પછી ચાર વર્ષે, રોમના પોપે તેમને 'સેઇન્ટ' (સાધ્વી) ગણવાનો ઢંઢેરો બહાર પાડયો હતો. ઇ. સ. ૧૨૩૬માં ઇલિઝાબેથના સમાધિસ્થળમાં એક ખાસ અનુષ્ઠાન થયું. સમ્રાટ્ દ્વિતીય ફ્રેડરિકે પોતાને હાથે તેમની સમાધિ ઉપર એક કિંમતી સુવર્ણમુકુટ સ્થાપિત કર્યો. એ સમયે ઇલિઝાબેથનો પુત્ર રાજકુમાર હારમેન, કન્યા સોફિયા અને જાર ટ્રેડ અનુષ્ઠાનમાં હાજર હતાં. તેમની સૌથી નાની કન્યા જનનીની પવિત્ર સ્મૃતિ હૃદયમાં ધારણ કરીને સંન્યાસિની થઇ હતી.





# साध्वी केथेरिन

## (૧)

સાધ્વી કેથેરિન યૂરોપનાં એક મહાન સાધ્વી હતાં. એ ઉત્તમ સાધકોની પેઠે કઠોર ધર્મસાધના કરતાં. તેમને સમાધિ સાધ્ય હતી. આ સમાધિની સ્થિતિમાં ઈશ્વરમાં યોગયુક્ત (તન્મય-તલ્લીન) થઇને એ પરમ આનંદનો અનુભવ કરતાં. ચૌદમી શતાબ્દીમાં યૂરોપમાં જે પૂજ્ય નારીઓ થઇ ગઇ છે, તેમાં કેથેરિનનું નામ વિશેષ ઉલ્લેખનીય છે. ખ્રિસ્તી ધર્મના ઘણા લોકો તેમને દેવી ગણીને માન આપતા. હજુ પણ અનેક ધાર્મિક પુરુષો તેમના પ્રત્યે ભક્તિ દાખવે છે.

ઈ. સ. ૧૩૪૭માં કેથેરિનનો જન્મ થયો હતો. ઇટાલિ દેશમાં સાયેના નગરમાં તેમનું જન્મસ્થાન હતું. તેમના પિતાનું નામ જેકોપો હતું. એ સરલચિત્ત, વિનયી, દયાવાન અને ધર્મ પ્રમાણે ચાલનારા ગૃહસ્થ હતા. કેથેરિનની માતાનું નામ લાપા હતું. એ એક સ્નેહમયી સુગૃહિણી અને સાધ્વી સન્નારી હતાં. માતપિતા કેથેરિનને તેના સરળ અને સ્નેહાળ સ્વભાવને લીધે ઘણુંજ ચાહતાં હતાં. તેમનું મુખ ખીલેલા પુષ્પના જેવું અતિ સુંદર હતું. એ જે વખતે છેક બાળક હતાં, તે વખતે પણ તેમના માધુર્યમય મુખની છટા જોઇને લોકો અંજાઇ જતા. એને લીધે પડોશનાં સ્ત્રીપુરુષો તેમને ઘણુંજ લાડ લડાવતાં હતાં; એટલુંજ નહિ પણ એ સરળ-પ્રકૃતિવાળી, પવિત્ર અને હસમુખી બાલિકાની હાજરીથી તેમનાં સગાંવહાલાંઓને ઘણો આનંદ થતો. તેઓએ એમનું નામ 'આનંદમયી' પાડયું હતું.

કેથેરિન બચપણથીજ ધર્મને માટે ઘણાં વ્યાકુળ રહેતાં હતાં. તેમના જીવનચરિત્રમાં એવિષે એક સ્વપ્નનો ઉલ્લેખ છે. એક રાત્રે કેથેરિન ઉંઘમાં હતાં ત્યારે તેમને સ્વપ્ન આવ્યું કે, ઇસુ ખ્રિસ્ત જ્યોતિર્મય મૂર્તિ ધારણ કરીને તેમની સન્મુખ ઉભા છે. એ વખતે એમની વય કેવળ છ વર્ષની હતી. એ દિવસથી તેમના કોમળ મનમાં ધર્મવૃત્તિ જાગ્રત થઇ. એજ વયમાં કે જ્યારે બીજી બાલિ-

કાઓ દોડવા—કૂદવામાં વખત ગાળે છે તે વયમાં કેથેરિન હમેશાં સંત સાધુઓના જીવનની કથા સાંભળતી અને એથી એના હૃદયને ઘણો સંતોષ થતો. એ બાલિકાના મનમાં એવો સંકલ્પ ઉત્પન્ન થયો કે, હું પણ સાધુઓની પેઠે પવિત્ર જીવન ગાળવાનો યત્ન કરીશ.

વય વધવા સાથે કેથેરિનના અંતરનો અસ્પષ્ટ ધર્મભાવ પણ ખીલવા લાગ્યો. એકાંતમાં બેસીને એમણે પ્રાર્થના કરવાનું શરૂ કર્યું. એમના મનમાં પ્રશ્ન ઉઠવા લાગ્યો કે " હું ધર્મજીવન કેવા પ્રકારે પ્રાપ્ત કરી શકીશ ?"

અમે જે સમયની કથા લખી રહ્યા છીએ તે સમયમાં યૂરોપમાં એક પ્રકારની સંન્યાસિનીઓ જોવામાં આવતી. એ સંન્યાસિની-ઓના જીવનનું લક્ષ્ય તપસ્યા અને લોકસેવા હતું. તેમના ચરિત્ર-થી આકર્ષાઈ સંન્યાસિની થવાની વાસના તેના મનમાં ઉદ્ભવી.

એક દિવસ પ્રભાતનો સમય હતો, આકાશમાં પ્રકાશની રેખા નીકળી રહી હતી. બેએક પક્ષીઓનાં સુમધુર સંગીત કર્ણમાં પ્રવેશ કરી રહ્યાં હતાં. એવે સમયે કેથેરિન ઘર બહાર જવા લાગ્યાં. એક નિર્જન સ્થાનમાં જવાનો તેમનો ઉદ્દેશ હતો. કોણ જાણે શાથી આજે એમનું મન ઉદાસ હતું. ચાલતાં ચાલતાં એમણે એક રમ-ણીય બગીચો દીઠો. એ સ્થાનના નિરુપમ સૌંદર્યે તેમના ચિત્તને ખેંચ્યું. એ ધ્યાનમાં મગ્ન થઈ ગયાં. એકાએક સંસારનાં સેંકડો પ્રલોભનો—લાલચો—એ બાલિકા આગળ ખડાં થઈ ગયાં. રખે પોતે એ લાલચોના ઉંડા ખાડામાં પડી જાય, રખે પોતાના સંકલ્પમાં ભંગ થાય, એ ભયથી તેમણે ઇશ્વરની આગળ પ્રાર્થના કરવા માંડી. એજ વખતે એ પ્રલોભનો દૂર થઈ ગયાં અને અંતરમાં દિવ્ય પ્રકાશ ચમકી ઉઠયો. ઇશ્વરે ઇશારાથી કેથેરિનને સમજાવી કે, તેને માટે કુમારીવ્રત ધારણ કરવું એજ શ્રેયસ્કર છે. ત્યારપછી બાલિકાના અંતર-માંથી ફરીથી પ્રાર્થના નીકળવા લાગી કેઃ—" હે પ્રભુ ! હું તમનેજ હૃદયથી વરી શકું અને બીજા કોઇને પણ પતિરૂપે ન સ્વીકારૂં એવું કરો."

કેથેરિને મનથી સંકલ્પ તો કર્યો કે, હું આખી જીંદગી કુમારી રહીને ધર્મસાધના કરીશ; પરંતુ એ વાત માતપિતાની આગળ કહેવાની તેની હિંમત ચાલી નહિ. એ વાત જાણતાંજ એમને બહુ આઘાત લાગત. કેમકે એમનાં મન ઘણાં કોમળ હતાં અને પ્રાણ-પ્રિય પુત્રીને યોગ્ય વર સાથે પરણાવી સુખી કરવાને આતુર હતાં. જનની લાપાએ તો કન્યાની બાર વર્ષની વયમાંજ તેનો વિવાહ

કરવાનો યત્ન કર્યો હતો. બાલિકાના કોમળ અંગનું સૌંદર્ય વધારવાના હેતુથી એ કેથેરિનને સુંદર વસ્ત્રાભૂષણથી શણગારવાની ઈચ્છા કરતી, પણ કન્યાને એવો ઠાઠમાઠ જરા પણ પસંદ નહોતો.

કેટલાક દિવસ પછી જનની લાપાએ કન્યાની આગળ લગ્નની વાત કાઢી. માતૃવત્સલા કન્યા એ વખતે પણ સ્પષ્ટરૂપે પોતાનો મનોરથ જણાવી શકી નહિ. તેણે અસ્પષ્ટભાવે કહ્યું કે "હું મનુષ્યને પ્રિય હોય એવું કાર્ય કરવા કરતાં ઈશ્વરનું પ્રિય કાર્ય સાધવાને શ્રેયસ્કર ગણું છું."

એ વાક્યથી કેથેરિનના મનનો ભાવ ઘણોખરો સમજાઇ ગયો. એ શબ્દો સાંભળ્યાથી એમની માતાના મુખ ઉપર ખેદ છવાઇ ગયો.

કન્યાનું મન ફેરવવા સારૂ માતાએ ઘણોજ પ્રયત્ન કર્યો, તથા કેથેરિનને એક બહેન હતી તેણે પણ તેવો પ્રયત્ન કરવા હામ ભીડી; પણ આખરે એ બધી ચેષ્ટા વ્યર્થ ગઇ.

પરંતુ કેથેરિનનાં સગાંવહાલાંઓએ પોતાનાથી બનતું કરવામાં કચાશ રાખી નહિ. એક યોગ્ય વર શોધી કાઢીને, તેને પોતાને ઘેર તેડાવ્યો. એ વર પોતાના કેટલાક સાથીઓસહિત મનમાં મોટી મોટી આશાઓ બાંધીને આવ્યો હતો; પરંતુ કેથેરિન એ યુવકની સન્મુખ આવતાંવારજ ચમકી ઉઠી. "શું મારી ઇચ્છાવિરુદ્ધ મારૂં લગ્ન કરવાનો આ પ્રપંચ રચવામાં આવ્યો છે? શું આ યુવક મારૂં મન હરણ કરવા સારૂ આવ્યો છે?" એવા એવા વિચારો તેના મગજને ચગડોળે ચઢાવવા લાગ્યા. રખે પોતાના વ્રતનો ભંગ થાય એવી શંકાથી એ વિજળીને વેગે એ ઓરડામાંથી બહાર ચાલી ગઇ અને પોતાના ઓરડામાં દ્વાર બંધ કરીને બેસી રહી. હવે એ યુવકને માટે પોતાને ઘેર વીલેમોંએ પાછા ફરવા સિવાય ઉપાયજ ન રહ્યો.

આ બનાવથી એમના ઘરનાં બધાં માણસો કેથેરિનના ઉપર ઘણાંજ ગુસ્સે થયાં. એમની બહેને તો ગાળો પણ ભાંડવા માંડી; પણ એથી તો બાજી ઉલટી બગડશે એમ ધારીને જરા નરમ પડીને, ધીમે સ્વરે શિખામણના રૂપમાં કહેવા માંડ્યું કે "જો બહેન! આ તે તારી કેવી વિચિત્ર વર્તણુંક છે! પરણવું ન પરણવું એ તો તારી મરજીની વાત છે, પણ એક સદ્‌ગૃહસ્થ આપણે ઘેર સામા તને મળવા આવ્યા, તેમની સાથે બે મીઠી વાતો તો કરવી જોઇતી હતી ને? એમાં તારૂં શું બગડતું હતું? એમ કર્યાથી શું તું નરકમાં જવાની હતી? તારી આવી ગેરવર્તણુકથી

અમારે ઘણું શરમાવું પડશે. ”

બાલિકાના સુકોમળ ગાલ આંસુથી ભિંજાઇ ગયા. તેણે કહ્યું “ ખરેખર, બહેન! મારી મોટી ભૂલ થઇ છે. એ ભૂલને માટે તમારે મને જેટલો ઠપકો દેવો હોય તેટલો દો.”

થોડા દિવસ પછી કેથેરિનની એ ભગિનીનું મૃત્યુ થયું. એ બહેન ઉપર તેમને ઘણો પ્રેમ હતો, એટલે એ મૃત્યુથી એમને બહુ આઘાત લાગ્યો. એ વિચારવા લાગ્યાં કે “આ દુનિયામાં તો સઘળુંજ આવું અનિત્ય છે. શું આ અનિત્ય જીવનના લોભમાં પડીને નિત્યજીવનને હું ગુમાવીશ?” આ વિચારથી કેથેરિનનો વૈરાગ્ય વધી પડયો, દેહદમનની ઇચ્છા વધારે પ્રબળ થઈ રહી. તેમણે ઘણા દિવસ અગાઉથી માંસ ખાવાનું અને સારાં કપડાં પહેરવાનું છોડી દીધું હતું; કોમળ શય્યા ઉપર સૂતાં નહોતાં; આમોદપ્રમોદ કે નાચતમાશા તરફ એમનું ચિત્ત ચોંટતું નહોતું. હવે એ બાલિકાએ એથી વિશેષ સંયમ પાળીને ધ્યાન અને પ્રાર્થનામાંજ પોતાનો સમય ગાળવા માંડયો.

એવામાં એક બીજો બનાવ બન્યો. કેથેરિનના માથાના વાળ ઘણાજ સુંદર હતા. એ આકર્ષક કેશમાંથી તેમનું અપૂર્વ સૌંદર્ય દીપી નીકળતું હતું. એક પાદરીએ પ્રથમ તો એવી એવી ટાપટીપ ઉપરથી એમનું ચિત્ત ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો અને પછી એમનો વૈરાગ્ય જોવા સારૂ કહ્યું કે “ તમે તમારા સુંદર ગુચ્છાદાર કેશ કાપી શકશો?” કેથેરિન બોલ્યાંઃ–“તમે ધારતા હશો કે, આને કેશ ઉપર આસક્તિ છે; પણ આ લ્યો, હમણાંજ આ ચોટલો કાપી નાખું છું. ”

બાલિકાએ તરતજ પોતાના સુંદર કેશ કાપી નાખ્યા. એ વખતમાં સંન્યાસિની થનાર રમણીઓના કેશ કાતરીને ટુંકા કરી દેવામાં આવતા. હવે કેથેરિનનાં સગાંસંબંધીઓને ફાળ પડી કે, એ સંન્યાસિની થઇ જશે. આથી તેમના શોકનો પાર રહ્યો નહિ. તેમણે એ બાલિકાના ઉપર કઠોર બંદોબસ્ત રાખવાનો અને ઘરના કામકાજનો બોજો નાખવાનો વિચાર કર્યો. આ પ્રમાણે કામ આવી પડવાથી તેમનાથી ઘર છોડીને નિર્જન સ્થાનમાં ઉપાસના સારૂ જવાતું નહિ; તેમજ ધ્યાનભજનની પણ સગવડ મળતી નહિ. સગાંવહાલાંઓ કેથેરિનને કહેવા લાગ્યાં કે “હવે નોકર અને રસોઈઆને રજા આપવાની છે. તારેજ એ બધું ઘરકામ કરવું પડશે. ”

કેથેરિને પ્રસન્નતાથી કહ્યું કે "મા ! હું બધું કરીશ."

પછી રસોડાને ઈશ્વરનું મંદિર અને ઘરનાં કામકાજને ઈશ્વરની સેવા ગણીને પ્રફુલ્લિત ચિત્તે કેથેરિને એ બધો પરિશ્રમ કરવા માંડયો. રાત્રે જ્યારે ફુરસદ મળતી, ત્યારે તે જાગીને એકાગ્રચિત્તે ઈશ્વરપ્રાર્થના કરતાં. એમની એ સમયની અવસ્થા વિષે રેવરંડ બટલર, પોતે રચેલા 'સંતજીવન' નામના ગ્રંથમાં લખે છે કેઃ—

"ઘરનું હલકામાં હલકું કામ પણ કેથેરિનનેજ કરવું પડતું. એ આનંદપૂર્વક સઘળું કામ કરતાં. અપમાન અને જોરજૂલમ સહન કર્યા છતાં પણ તેમનું મુખ ઉદાસ થતું નહિ. દુઃખ ગમે તેવા રૂપે આવે તોપણ તેઓ તેને ભેટતાં. ત્યારે શું તેમને વેદનાજ જણાતી નહોતી ? તેમને વેદના તો થતી હતી, પણ તે ઈશ્વરને ગુમાવ્યાથી. પરંતુ એમના અંતર્યામી ઇશ્વરે તેમના હૃદયપ્રદેશમાં પોતાનું આસન જમાવ્યું હતું; એટલે કામકાજ વખતે પણ એ એવોજ અનુભવ કરતાં કે તેમના અંતરમાં એક પરમાત્મદેવ બિરાજી રહ્યા છે. એમનો અંતરાત્મા વારંવાર એ દેવમાં નિમગ્ન થઇ જતો. એને લીધે બહારનાં કામકાજની ગડબડ એમને વિક્ષેપ આપી શકતી નહિ.

એવે સમયે એક બનાવ બન્યો. એક ગંભીર રાત્રિ હતી. કેથેરિન એક સ્ટૂલ ઉપર બેઠાં હતાં. તેમનું ચિત્ત ઈશ્વરચિંતનમાં નિમગ્ન હતું. એમનાં નયનો અશ્રુથી ભિંજાઇ ગયાં હતાં. લલાટ ઉપર દિવ્ય જ્યોતિ ઝળકી રહી હતી. એ પવિત્ર ક્ષણે એમના પિતાએ એમના ઓરડામાં પ્રવેશ કર્યો. દિવ્ય પ્રકાશથી ઝળહળી રહેલી કન્યાની મૂર્તિ જોઇને તેમનું ચિત્ત આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયું. કન્યાના અંતઃકરણમાં ઈશ્વરી પ્રકાશ પ્રવેશ્યો છે એમાં પિતાને હવે સંશય રહ્યો નહિ.

(૨)

કેથેરિને સેઇન્ટ ડોમિનિક સંપ્રદાયની વિધિ અનુસાર સંન્યાસિનીવ્રત ધારણ કરવાનો વિચાર કર્યો, અને એ વિચાર ગુપ્ત રાખવાનું હવે પ્રયોજન નહિ હોવાથી એક દિવસ માતપિતા, ભાઇ અને સગાંસંબંધીઓને એકઠાં કરીને બોલવા લાગ્યાંઃ—

" હું સરળભાવે કહી દઉં છું કે, બાલ્યાવસ્થાથીજ કુમારીવ્રત પાળવાનો સંકલ્પ મને થયો હતો. હવે હું પરમેશ્વરના ચરણમાં જીવન સમર્પણ કરવા માગું છું. મારો સંકલ્પ અતિશય

દ્દઢ છે. હવે હું નાની કીકી નથી. કિંવા એકાદ ખૂન ભરાઇ આવવાથી એ કામ કરૂં છું એવું પણ નથી. હું જાણું છું કે, મારૂં વ્રત અઘરૂં છે અને જવાબદારી ગંભીર છે. મેં એ બધી વાતોનો વિચાર કરીનેજ આ મહાવ્રત ધારણ કર્યું છે. પરમેશ્વર મારા સહાયક હોવાથી કોઇની મગદૂર નથી કે મારો એ સંકલ્પ ટાળી શકે. હું કહું છું કે પર્વત પણ કદી ડગમગે, પણ મારૂં ચિત્ત ડગશે નહિ. મેં લૌકિક ભોગોની ઇચ્છા બિલકુલ છોડી દીધી છે; તો પછી એ બાબતમાં હું તમને કયી રીતે સુખી કરી શકવાની હતી? તમે કદાચ એમ કહેશો કે, હું તમારૂં ઘરકામ કરીશ, તમારી સેવા કરીશ; પરંતુ જે હૃદય ઈશ્વરને સમર્પણ કર્યું છે, તે હવે કેવી રીતે માણુસના હાથમાં અર્પણ કરી શકીશ? હવે હું મારા પ્રભુ વગર બીજાની આજ્ઞા માની શકીશ? મારૂં વ્રત જેટલું કઠોર છે, તેટલીજ મને સર્વશક્તિમાન પરમાત્માની સહાયતા છે. હવે મારે ભય કોનો?"

કન્યાની આ જુસ્સાભરી વાણી સાંભળીને પિતા સ્તબ્ધ થઈ ગયા. જનની લાપા બહુ પ્રયત્ન કર્યા છતાં આંસુ ખાળી શકી:નહિ. કેથેરિનના હૃદયનો આવેગ જ્યારે થોડોક શમ્યો, ત્યારે એ પણ જનનીનાં આંસુ સાથે પોતાનાં અશ્રુ વહેવડાવવા લાગ્યાં. એ સમયે પિતાએ કરુણ સ્વરે કહેવા માંડયું કે "પ્રિય કન્યા! હવે અમે તારા વ્રતનો ભંગ કરાવવા યત્ન કરીશું નહિ; એથી તો અમે ઇશ્વરના અપરાધી થઇએ. ભગવાનેજ કૃપા કરીને તને પોતા તરફ આકર્ષી છે, એમાં કોણ સંદેહ લાવી શકે એમ છે? જા, પ્રિય કન્યા! તું તારા આદર્શને અનુસરીને જીવનપથમાં આગળ વધ; નિર્ભયચિત્તે વ્રતનું પાલન કર. પવિત્ર પરમાત્મા તને જે આજ્ઞા આપે, તેનું પાલન કર. તું અમારે સારૂ પણ પ્રાર્થના કરજે, કે જેથી અમે પણ તારી પેઠે ઇશ્વરના ચાકર થવા ભાગ્યશાળી થઇએ."

હવે કેથેરિન સર્વ મહાવ્રતો પાળવાને તત્પર થયાં. એમને માટે એક જૂદું મકાન કાઢી આપવામાં આવ્યું. ત્યાં એમણે પરમાત્માના ધ્યાનભજનદ્વારા તન્મય થવાનો યત્ન આરંભ્યો. એને સારૂ પવિત્રતાવડે અંતઃકરણને સ્ફટિક જેવું સ્વચ્છ બનાવવું જોઇએ. કેથેરિને હવે પુષ્કળ શ્રમ લઇને સાધના કરવા માંડી. 'એ સાધના યાદ કરવાથી પણ આપણે સ્તબ્ધ થઇ જઇએ છીએ. દેહને જીવતો રાખવા ખાતર એ ઘણુંજ સૂક્ષ્મ ભોજન કરતાં; અનેક

દિવસ અપવાસ કરીનેજ ગાળતાં. આથી નિદ્રા તો તેમને લગભગ આવતીજ નહિ, એમ કહીએ તો ચાલે. ધ્યાન અને ધારણામાં રાત્રિ વીતી જઈને વહાણું વાતું. એમની એ સમયની અવસ્થાવિષે રેવરન્ડ એલ્બાન બટલર લખે છેઃ—"કેથેરિન દીનદુઃખીઓની સેવા અને સહાયતા કરતાં, તેમને ધીરજ અને આશ્વાસન આપતાં, રોટલી અને શાકભાજીથીજ નિર્વાહ ચલાવતાં. જાડાં વસ્રોથીજ તેમનું અંગ ઢંકાતું, ભોંય ઉપરજ શયન કરતાં અને મોડી રાતસુધી જાગરણ કરતાં. પંદર વર્ષની વયથી આવા સંયમપૂર્વક એમણે જીવનયાત્રા કરવા માંડી હતી."

એ સમયે સાધનાની બાબતમાં યૂરોપમાં પણ આપણા હઠયોગીઓના જેવા સંસ્કારો હતા. ઘણાઓનો વિશ્વાસ એવો હતો કે, આ પાપી દેહજ ધર્મપથમાં આગળ વધવામાં મુખ્ય વિઘ્નરૂપ છે. એને જેટલું સંયમી રાખીશું તેટલોજ ઈશ્વરની પાસે જવાનો માર્ગ મોકળો થશે. એટલા સારૂ કેથેરિન લોખંડની સાંકળોથી પોતાના શરીરને બાંધી રાખતાં. એનું પરિણામ એ આવ્યું કે, એમના તંદુરસ્ત શરીરનો બાંધો તૂટી ગયો, એમને પીડા થવા લાગી; પરંતુ એ વાત જવા દો. પોતાના હૃદયમાં જે ધ્યેય રાખીને તપસ્વિની કેથેરિન કઠોર સાધના કરતાં હતાં, તે ધ્યેયનો વિચાર કર્યાથી પણ મન ઉન્નત થાય છે. ઇશ્વરની ખાસ કરુણા થયા વગર એવું ઉન્નત ધ્યેય, શ્રદ્ધા અને સાધના કોઇથી પણ થઇ શકે ?

કેથેરિન અગાઉથીજ સેઈન્ટ ડોમિનિક સંપ્રદાયમાં દાખલ થયાં હતાં. ત્યારપછી જોતજોતાંમાં ઇ. સ. ૧૩૬૫ની સાલ આવી પહોંચી. એ વખતે એમની ઉંમર અઢાર વર્ષની હતી. એ વયે એ સંન્યાસિનીવ્રત ધારણ કરવાનાં હતાં. એને માટે એક અનુષ્ઠાન રચવાનું હતું. અનુષ્ઠાનનો દિવસ નક્કી થયો. એ દિવસે કેથેરિન પોતાના હૃદયમાં જે કાંઈ સુંદર, પવિત્ર અને મહાન હતું તે બધું જીવનદેવતા[illegible] કરી દેશે અને તેનેજ સ્વામીરૂપે વરશે. આવા [illegible] અર્પણ માં આનંદની છોળો ઉછળવા [illegible]ારાથી એમના હૃદય- અને માંગલિક [illegible]ા. એ દિવસને ઘણોજ અગત્યનો [illegible]ાન તેમણે માતપિતા તથા બીજાં સગાંસંબંધી-[illegible]ને નિમંત્રણ આપ્યું. એ બધાં ઉતરી ગયેલે દુઃખી ચહેરે ઉપાસના મંદિરમાં દાખલ થયાં. યથાસમયે કેથેરિનને મંદિરમાં લાવવામાં આવ્યાં, એમનું આખું અંગ શ્વેત અને કાળાં સંન્યાસિનીઓનાં વસ્રથી ઢાંકેલું હતું, એ પોશાકમાં એ આજે દેવકન્યા જેવાં

જણાતાં હતાં. એમના અંતરનો મહિમા આજે એમના એ બાહ્ય-વેશમાં પણ દીપી નીકળતો હતો. સેંકડો માણસો વિસ્મયચકિત અને ભક્તિપૂર્ણ હૃદયથી એ અપૂર્વ સાધ્વીમૂર્તિનું નિરીક્ષણ કરી રહ્યાં હતાં. ત્યારપછી ઉપાસનાનો આરંભ થયો. ઉપાસના થઈ રહ્યા પછી કેથેરિનને સંન્યાસિની સંપ્રદાયમાં દાખલ કરવાનું અનુષ્ઠાન કરવામાં આવ્યું. દીનતા, પવિત્રતા અને પ્રભુસેવા, એ ત્રણ ભાવને પોતાના જીવનમાં વિશેષરૂપે ઉતારવા સારૂ કેથેરિને એ વ્રત ગ્રહણ કર્યું.

હવે કેથેરિનની તપસ્યા પહેલાં કરતાં પણ વધી. તેમણે હિંદુ યોગીઓની પેઠે મૌનવ્રત ધારણ કર્યું. એક દિવસ નહિ, બે દિવસ નહિ, પણ લાગલાગટ ત્રણ વર્ષસુધી એમણે એ વ્રત પાળ્યું. પાદરી બટલર લખે છે કેઃ–"કેથેરિન ત્રણ વર્ષસુધી ફક્ત તેમના આચાર્ય સિવાય કોઇ સાથે વાતચીત કરતાં નહિ. એ સમયમાં તેઓ રાત્રિદિવસ ધ્યાનભજનમાંજ મગ્ન રહેતાં. ધ્યાનના આનંદથી એમનું હૃદય ઉભરાઇ જતું. તેમણે દિવ્ય પ્રકાશ પ્રાપ્ત કર્યો હતો. એમના અંતરમાં પ્રભુપ્રેમ ઉછળી રહ્યો હતો."

પરંતુ એમ છતાં પણ કેથેરિનને એક પ્રલોભનમાં ફસાવું પડયું. ઇશ્વરે તેમનું અંતરબળ વધારવા સારૂ, તેમને એક સંગ્રામ-માં નાખ્યાં. કેથેરિનનું જીવનચરિત્ર બારીકીથી વાંચતાં જણાય છે કે, એ સંગ્રામમાં ઘવાઇને જ્યારે એ રડવા લાગ્યાં, તે વખતે ભગવાન ખ્રિસ્ત તેમની સામે આવીને બોલ્યાઃ–" બેટા ! તારા ઉદ્ધારની ખાતર તું આ ક્રૉસને પસંદ કર. તેં શું સાંભળ્યું નથી કે મેં કેલવારી પર્વત નીચે ધિક્કારવા લાયક માણસોની સામે શાંતિપૂર્વક મૃત્યુ સ્વીકાર્યું હતું ? માટે એ ઇશ્વરી ઘડતર માટે મળતા બાહ્ય દુઃખને માત્ર શાંતિપૂર્વકજ નહિ પરંતુ આનંદપૂર્વક તારે વેઠી લેવું જોઇએ. યાદ રાખજે કે, એજ તને ધ્યેયસિદ્ધિમાં મહત્ત્વની સહાય આપશે."

સાધ્વી કેથેરિન કેટલોક વખત પાપ અને પ્રલોભનની વચમાં ઉભાં રહીને ભયાનક સંગ્રામ ખેલવા લાગ્યાં. તેમનું હૃદય પુષ્પના જેવું પવિત્ર હતું; છતાં પણ પાપે એ હૃદયમાં કુવિચારની રેખા દોરી. સંસારની સેંકડો કામનાઓ મોહક મૂર્તિ ધારણ કરીને તેમના અંતરમાં માયા વિસ્તારવા લાગી. શયતાન અથવા કુમતિ-એ તેમને અવળે માર્ગે લઇ જવા સારૂ કહ્યું કેઃ–

"હે બુદ્ધિહીન નારી! તું પોતાને હાથે તારા જીવનપુષ્પના ટુકડે ટુકડા કરી નાખીને શામાટે વૈરાગ્યની મરુભૂમિમાં ફેંકી દે છે? તું તે ધર્મને માર્ગે ચાલી રહી છે કે આત્મહત્યા કરી રહી છે? હાય રમણી! તારે શી વાતની ખોટ છે? એક વાર સંસાર તરફ પણ જરા જો તો ખરી કે, તારે માટે કેટલી બધી સુખની સામગ્રી પડી છે? તું શામાટે જાણી જોઇને તે નહિ ભોગવતાં દુઃખને વરે છે? સેરા, રેબેકા, લિયા, રેચોલ વગેરે સાધ્વી સ્ત્રીઓએ શું લગ્ન કર્યાં નહોતાં? પરણ્યા છતાં પણ શું એ રમણીઓ ધર્મને પ્રાપ્ત કરી શકી નહોતી? વિચારી જો અને સંસારમાં પ્રવેશ કર; વિવાહ કરીને સુખી થા."

એ સમયે કેથેરિનનું મન શુષ્ક થઇ ગયું હતું, હૃદય ભક્તિ-શૂન્ય થયું હતું. એમનું જે હૃદય પવિત્રતાથી નિર્મળ, વિશ્વાસથી સમુજ્જવલ અને પ્રેમથી મધુમય બનેલું હતું, તેજ હૃદયને આજે પાપનો સ્પર્શ થયો આજે તેના ઉપર પ્રલોભનની ચઢાઇ થઇ.

કેથેરિને આ સંકટમાં પણ પોતાના મહાન વ્રતને વજ્રની મુઠ્ઠીમાં પકડી રાખ્યું. એ વખતે રાતદિવસ પ્રાર્થનાસિવાય બીજા કશા કામમાં એ ચિત્તને પરોવતાં નહિ અને પ્રાર્થનાની શક્તિ કેટલી બધી આશ્ચર્યકારક છે! એ શક્તિની સહાયતાથી સાધ્વી કેથેરિને એ મહાસંકટમાંથી છૂટકારો મેળવ્યો. કૃપાળુ પ્રભુ તેની આ પ્રિય કન્યાનું રુદન અને પ્રાર્થના સાંભળીને તેને વધારે દૂર ફેંકી શકયા નહિ, તેના આગળ પ્રગટ થયા. મહાભક્ત સાધ્વીએ આજે અનેક દિવસો પછી અંતરમાં ઈશ્વરનો આવિર્ભાવ અનુભવી મહા-ભાવમાં આવી જઇને ઉંચે સ્વરે રોવા માંડયું. તે કહેવા લાગ્યાં કેઃ—

"પ્રભો! મેં કેટલીએ રાત્રિ અને કેટલાએ દિવસો રોઇ રોઇને કાઢયા તોપણ તમારાં દર્શન થયાં નહિ. તમે આટલા દિવસ કયાં હતા?"

કેથેરિનના હૃદયમાંથીજ દીનાનાથ સર્વેશ્વરની નીચે પ્રમાણે વાણી પ્રત્યુત્તરરૂપે નીકળી કેઃ—"બેટા! હું તારા અંતરમાંજ રહ્યો છું. શું હું તારો ત્યાગ કરી શકું? તારાં નયનનું પ્રત્યેક અશ્રુ-બિંદુ, તારા હૃદયનો પ્રત્યેક ઉચ્છ્વાસ મેં જોયો છે. તારી પ્રાર્થનાનું પ્રત્યેક વાકય મેં સાંભળ્યું છે. મેં તને સુયોગ્ય બનાવીને યોગ્ય સમયે તારા અંતરમાં મારી જયોતિ પ્રકટાવીને આત્મપ્રકાશ કર્યો છે. હવે તારૂં દુઃખ જતું રહ્યું, તારા હૃદયનો સંગ્રામ બંધ થઈ

ગયો. તું જાણજે કે, તારા વિશ્વાસ અને સંગ્રામથી ખુશ થઈને હું તેના ઇનામતરીકેજ આત્મપ્રકાશ કરૂં છું."

કેથેરિનના પ્રાણુમાં આનંદની રેલંછેલ થઇ રહી. તેમણે અનેક સાધના અને સંગ્રામ કરીને, અને અનેક દિવસો સુધી આંખોનું નીર વહેવરાવીને જીવનની આ નિરાપદ અવસ્થા પ્રાપ્ત કરી હતી. એ સમયથીજ તેમની પરમાત્મદર્શનની અભિલાષા અત્યંત પ્રબળ થઇ પડી.

(૩)

જે તત્ત્વજ્ઞાની અને પ્રભુપ્રેમી મનુષ્યો વિશ્વના રહસ્યનો પડદો ઉંચો કરીને ઈશ્વરની સૃષ્ટિલીલાનું દર્શન કરી શક્યા છે; તેઓ કહે છે કે, પ્રભુપ્રેમ માટેજ નરનારી ઉત્પન્ન થયાં છે. તેનો પ્રેમ સફળ થાય એટલા સારૂજ તેણે મનુષ્યને પોતાને અનુરૂપ ગુણો-સહિત ઉત્પન્ન કર્યો છે. એ જ્ઞાનસ્વરૂપ, પ્રેમસ્વરૂપ અને ઇચ્છા-મય પુરુષ છે. મનુષ્યમાં પણ એજ જ્ઞાન, પ્રેમ અને ઇચ્છાશક્તિ છે. એ જ્ઞાન, પ્રેમ અને ઇચ્છાશક્તિ ઉપરજ મનુષ્યનો આત્મા ટકી રહ્યો છે. પ્રેમસ્વરૂપ ઈશ્વરજ પ્રેમવડે માનવાત્માને પોતા તરફ આકર્ષે છે અને તેથીજ માનવાત્મા સંસારની કોઇ પણ સામગ્રીથી વાસ્તવિક અને સદાની તૃપ્તિ પામી શકતો નથી. જાણીને કે અજાણપણે પણ તે એ સદા અપાર સુંદર સત્ય પુરુષની તરફ જવા ઈચ્છે છે. માનવાત્મા જો ઈશ્વરની સન્મુખ દોડીને જઈ શકે, જો ઈશ્વરના અનંત પ્રેમની સાથે મનુષ્યના શુદ્ધ પ્રેમનું મિલન થાય, તો દૈવી પ્રકૃતિ પણ ચરિતાર્થ થાય અને માનવ-પ્રકૃતિ પણ ચરિતાર્થ થાય. એવું ન બને તો માનવજન્મ વ્યર્થ જાય અને ઈશ્વરનો પ્રેમ પણ સફળ ન થાય. એટલા માટેજ સૌંદર્ય અને પ્રેમનો દેવતા પરમેશ્વર વિશ્વનાં સકળ દૃશ્ય, સકળ સૌંદર્ય, સકળ સંગીત અને સકળ રસદ્વારા પોતાની આકર્ષણ-શક્તિ પ્રગટ કરે છે અને આપણો પ્રેમ જગાડવા, સુધારવા અને વધારવા ચાહે છે. આપણે જાણીને અથવા અજાણતાં એજ અસીમ સુંદરના અનંત પ્રેમની તરફ જતા રહીએ છીએ. એ પ્રેમ વગર આપણા આત્માની અનંત આકાંક્ષાની તૃપ્તિ પણ ક્યાંથી થાય ?

જ્ઞાની અને પ્રેમી પુરુષોએ એ સત્યને પ્રાપ્ત કર્યું છે. એ સત્યને લીધેજ તેઓ આપણને સત્ય વાણી સંભળાવે છે; પરંતુ આપણું દુર્ભાગ્ય છે કે, આપણે એ વાણીને સાંભળી ન સાંભળી

કરી દઇએ છીએ. સાંભળ્યા છતાં પણ તેના ઉપર વિશ્વાસ કરતા નથી, વિશ્વાસ કરીએ છીએ તો તે પ્રમાણે વર્તતા નથી. પરંતુ સાચા જ્ઞાની અને પ્રભુપ્રેમી મનુષ્યો જીવનની એ મહાન વાણી સાંભળીને તે પ્રમાણે ચાલે છે અને પરમાત્માના સાક્ષાત્કારરૂપી યોગ સાધીને કૃતાર્થ થાય છે.

કેથેરિન પ્રેમમયી સાધ્વી હતાં. પરમભકતોની વાણી તેમના કર્ણમાં પ્રવેશ કરી ચૂકી હતી, તેમનું ચિત્ત એ અસીમ સુંદર પ્રભુના પ્રેમ માટે અધીરૂં થઇ ગયું હતું. એટલે તેમના પ્રેમમય પરમાત્મ-દેવને પ્રાપ્ત કરવા સારૂ એમણે દિવસોના દિવસ, મહિનાના મહિના અને વર્ષોનાં વર્ષસુધી તપસ્યા કરવા માંડી. ત્યારપછી એ સાધ્વી નારીએ સત્ય સુંદર પરમ પુરુષને સ્વામીરૂપે પોતાના હૃદયમાં વરી લીધા. ઇ. સ. ૧૩૬૭ પછી તેમનો એ આધ્યાત્મિક વિવાહ થયો. હવે ઇશ્વરજ તેમનું સર્વસ્વ થઇ રહ્યા. સદાનું મહાન સતીત્વ પ્રાપ્ત કરવા માટે તેમણે પવિત્ર ચિત્તે ઇશ્વરનીજ મધુરી પ્રેમમય મૂર્તિનું ધ્યાન ધરવા માંડયું. છેવટે એ ભાગ્યશાળી સાધ્વીએ યોગની ગંભીર અવસ્થા પ્રાપ્ત કરી. એ સમયે એ ઇશ્વરની સાથે ગાઢો યોગ સાધીને બાહ્ય ચેતનાથી રહિત થઇ જતાં. રેવરંડ એલ્બાન બટલર સાધુ-ઓનાં જીવનચરિત્ર ગ્રંથમાં લખે છે કેઃ—

"પ્રાર્થનાજ તેમની તૃષાનું જળ હતું. સર્વશક્તિમાનની સાથે યોગ સાધવાથી આત્માનું રહસ્યદ્વાર તેમની આગળ ઉઘડી ગયું હતું. તેમનામાં એવી આધ્યાત્મિક શક્તિ આવી હતી કે, તેમને મુખેથી મુક્તિની ગૂઢ કથા શ્રવણ કરવાથી શ્રોતા-જનોનાં ચિત્ત સ્થિર થઇ જતાં. તેમના ઉપદેશો ગ્રંથાકારમાં પ્રગટ થયા છે. તેમનું આખું જીવન એક અલૌકિક વ્યાપાર હતો; પરંતુ સાધુઓ તેમની ધ્યાનપરાયણતાની ઘણી પ્રશંસા કરતા. ઘણાં મોટાં મોટાં કામોમાં રોકાવા છતાં પણ એમાંનો ઘણો ખરો સમય એમનો અંતરાત્મા ઈશ્વરધ્યાનમાં મગ્ન રહેતો. તેમણે ઘણાં વર્ષસુધી તો પ્રભુના નૈવેદ્યમાંથી એકાદ ટુકડો ખાઇનેજ જીવન ધારણ કર્યું હતું. × × ઘણા લોકો તેમની વિરુદ્ધ મિથ્યા કુથલી કરતા હતા; પરંતુ એમાં પણ એ આનંદજ અનુભવતાં. કોઇ પણ દુઃખ તેમને વેદના આપી શકતું નહિ. એક વખત એમણે એક ચમત્કારિક સ્વપ્ન દીઠું હતું. સ્વપ્નમાં ઇસુ ખ્રિસ્ત જાતે બે હાથમાં બે મુકુટ લઇને ઉભા હતા. એમાંનો એક મુકુટ સુવર્ણનો હતો અને બીજો કાંટાનો હતો,

ખ્રિસ્તે કેથેરિનને કહ્યું કે, તારી જે ઇચ્છા હોય તે મુકુટ તું ગ્રહણ કર. તેમણે કાંટાનો મુકુટજ ગ્રહણ કર્યો હતો.”

ઈ. સ. ૧૩૭૦ની સાલથી કેથેરિનના ઉન્નત જીવનપ્રત્યે મનુષ્યોની દૃષ્ટિ પડવા લાગી. તેમને લોકો તરફથી અત્યંત ભક્તિ અને શ્રદ્ધા પ્રાપ્ત થવા લાગ્યાં. પુષ્કળ લોકો તેમને દેવી સમાન ગણીને, તેમના ધર્મોપદેશ સાંભળવા લાગ્યા. ખરા ધર્મવિશ્વાસથી એ ધર્મનો એકેએક શબ્દ ઉચ્ચારતાં. તેમના વાક્યમાં દૈવી શક્તિ રહેલી જણાતી. તેથીજ તેમનો ઉપદેશ મનુષ્યોના હૃદયમાં શક્તિ રેડતો હતો. તેમના ઉપદેશથી થોડાજ દિવસોમાં પાપીઓનાં મન બદલાઇ જતાં, અનેક પાપી પુરુષો અને નારીઓ તેમના ઉપર વિશ્વાસ રાખીને તેમની આગળ પોતાનાં પાપો દિલ ખોલીને કહી દેતાં તથા પશ્ચાત્તાપ કરતાં. તેમણે પોતાનાં પ્રેમ, સહાનુભૂતિ અને પ્રાર્થનાવડે અનેક તોફાની તથા વહી ગયેલાં માણસોનાં હૃદયો પોતાની તરફ ખેંચ્યા હતાં. અને એવા લોકો પણ એ તપસ્વિનીનો ઉપદેશ સાંભળીને પાપનો ત્યાગ કરી દઇ ઈશ્વરનું શરણ લેતાં. ધર્મયાજક બટલર લખે છે કેઃ—“કેથેરિન પાપીઓનું ચરિત્ર સુધારવા સારૂ કઠિન પરિશ્રમ કરતાં. મનુષ્યો ઉપર તેમનો આશ્ચર્યકારક પ્રેમ હતો. લોકોને ઉન્નત કરવાના કામમાં ગમે તેટલા પરિશ્રમથી પણ એ કંટાળતાં નહિ. તેમનો બધો ઉપદેશ, બધું કાર્ય, તેમની નીરવ પ્રાર્થના, જાણે બળપૂર્વક નરનારીઓને ધર્મના પથમાં ખેંચતાં હતાં. પોપ દ્વિતીય પાયસ કહી ગયો છે કે, જે કોઇ કેથેરિનની પાસે ગયો છે, તે પોતાનું હૃદય પવિત્ર કર્યા વગર પાછો ફર્યો નથી. એક વાર નેન્નીસ નામનો એક તોફાની અને ખરાબ માણસ કેથેરિનની પાસે ગયો હતો, તેના હૃદયમાં પરિવર્તન કરવા સારૂ એ પુણ્યશીલા નારીએ ઘણોજ પ્રયત્ન કર્યો; પણ તેમની બધી મહેનત ફોગટ ગઈ, ત્યારે તેમણે એ માણસને સારૂ નિરંતર પ્રાર્થના કરવા માંડી. એ પ્રાર્થનાથી ઈશ્વરની શક્તિ નીચે ઉતરી આવી અને થોડાજ સમયમાં એ માણસમાં આશ્ચર્યકારક ફેરફાર થયો. તેનાં બંને નયનોમાંથી પશ્ચાત્તાપનાં અશ્રુ ખરવા લાગ્યાં. ઈશ્વરે પોતાના પ્રેમના આકર્ષણથી તેને પોતાની તરફ ખેંચ્યો. તેના હૃદયમાંથી પાપનું વિષ નીકળી ગયું. તે કૃતજ્ઞતાપૂર્વક કેથેરિનના ચરણમાં ઢળી પડ્યો અને પોતાની એક સુરમ્ય હવેલી કેથેરિનને અર્પણ કરી; એ હવેલીમાં એમણે એક આશ્રમ બંધાવ્યો.”

કેથેરિન દિવસે દિવસે ધર્મોન્નતિના માર્ગમાં આગળ વધવા લાગ્યાં. તેમનું અતિ ઉન્નત જીવન જોઇને લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. ઘણુંઓ તેમને પ્રશ્ન કરવા લાગ્યાં "આપે ધર્મના વિ-ષયમાં આટલી બધી ઉચ્ચ અવસ્થા કેવી રીતે પ્રાપ્ત કરી છે?" એ બાબતમાં એમણે પોતાના ધર્માચાર્યને જે કાંઇ કહ્યું હતું તે 'કુમારી કેથેરિન' નામના ગ્રંથમાં લખેલું છે. એનો સાર આ પ્રમાણે છેઃ—

"મારા પ્રભુએ જાતે મને જીવનનો પંથ દેખાડયો છે. એ વિષયમાં મને મનુષ્યની તરફથી કાંઇ પણ સહાયતા મળી નથી, પ્રભુની આદેશવાણી સાંભળીનેજ મેં જીવનપથમાં ચાલવાનો યત્ન કર્યો છે. શરૂઆતમાં તેમનો આદેશ સાંભળ્યા છતાં પણ નિઃસંશય ચિત્તે અને પૂર્ણ લાગણી સાથે તેનું અનુસરણ હું કરી શકતી નહિ. કારણકે મનમાં હું વિચારતી કે, આ મારા પ્રભુની આજ્ઞા છે કે શયતાનનો છળ છે તે હું કેવી રીતે પારખી શકીશ? ત્યારપછી પ્રભુએ પોતાનો આદેશ સમજ-વાનો એક ગૂઢ સંકેત મને બતાવી દીધો. પ્રભુ બોલ્યા કે, મારા આદેશનો આરંભ ભયથી થાય છે, પણ પછી તે શાંતિમાં બદલાઈ જાય છે. × × મારો આદેશ સાંભળવાથી અને મારાં દર્શન થવા-થી મનુષ્યનો આત્મા અત્યંત વિનયી થાય છે. અને મારા પ્રસાદથી મનુષ્ય પોતાની સર્વ અયોગ્યતા જુએ છે તથા બધા દુનિયાઇ પદાર્થોની અસારતા અનુભવે છે."

"મારા પ્રભુએ એક દિવસ મારી આગળ પ્રગટ થઇને કહ્યું:— 'બેટા! તું કોણ છે અને હું કોણ છું? એ વાત પ્રથમ જાણી લે. × × એ પુરાણ પુરુષોત્તમ જે કાંઇ હું છું તેજ તું છું. બીજું કાંઇ પણ નથી. જો એ બે સત્ય ગંભીર ભાવથી તારા અંતરમાં ઉંડાં ઉતરી જશે તો કોઈ પણ શત્રુ તને છેતરી શકશે નહિ.' એક દિવસ પ્રભુ-એ મને એવું કહ્યું કે બેટા! તું મારૂં જેવું સ્મરણ કરીશ તેટલું હું પણ તારૂં સ્મરણ કરીશ."

કેથેરિનના મુખમાંથી ઉચ્ચારાયલાં આ ઉંડા ભાવવાળાં ધાર્મિક વચનો કેટલાં બધાં સજીવન અને ચેતનાદાયક છે! એને વાંચ્યાથી હૃદયનો તાર કેવો સ્વર્ગીય સૂર બજાવે છે! અમે 'કુમારી કેથેરિન' ગ્રંથમાંથી એ સાધ્વીના બેએક ઉપદેશો અહીં ઉતારીએ છીએ.

"એ આત્માજ સિદ્ધ છે, કે જે અત્યંત વિશાળ અને ઉન્નત

થઇને અને આખી સૃષ્ટિને ભૂલી જઇને કેવળ સૃષ્ટા તરફજ સર્વ પ્રકારે દૃષ્ટિ રાખે છે.”

“ જે આત્મા પોતાના તન અને મનની સર્વ પ્રકારે અયોગ્યતા અને નિર્બળતા જોઇ શકે છે અને તેને માટે જે કાંઇ સુખદાયક અને મંગળકારી છે તે બધું તે પ્રભુ તરફથીજ તેને મળે છે એવો અનુભવ કરે છે, તેજ આત્મા ઈશ્વરની આગળ પૂરેપૂરૂં આત્મસમર્પણ કરી શકે અને તેજ પરમાત્મામાં તલ્લીન—નિમગ્ન થઇ શકે છે.”

“ આત્મા જેટલો પણ ઈશ્વરની સાથે યોગયુક્ત થઇને તેની સાથે મળી જાય છે, તેટલોજ તે પોતાનાં પાપ અને મલિન ભાવો-પ્રત્યે ઘૃણા પ્રગટ કરે છે. જેને એવી ઘૃણા થતી નથી, તેના હૃદયમાં સાચો પ્રભુપ્રેમ સંચાર પામતો નથી, એ વાત નિશ્ચયપૂર્વક જાણવી.”

“ તમે વિનયી થજો. તમારા ઘડતર અને દુઃખના સમયમાં સહનશીલતા ધારણ કરજો. સૌભાગ્યના સમયમાં ફૂલાઇ જશો નહિ. પોતાને હમેશાં સંયમ અને શાસનમાં રાખજો. આ પ્રમાણે ચાલવાથી તમે ઈશ્વર અને મનુષ્યને પ્રિય થઇ રહેશો.”

(૪)

સંન્યાસિની કેથેરિનને સંસારના ભોગવિલાસપ્રત્યે બિલકુલ આસક્તિ નહોતી, પરંતુ સંસારના લોકો ઉપર તેમનો પ્રેમ હતો તથા પોતાનાં જનક—જનની અને ભાઇઓતરીકે તેમના ઉપર હેત હતું. એમની સેવા એ તેમના ધર્મનું એક અંગ હતું. તેથી એ કામમાં ઝાઝો સમય રહેતાં, તેમની સેવાચાકરી કરવાથી તેમના હૃદયને ઘણી તૃપ્તિ થતી. એક વાર ઈશ્વરની આદેશવાણી તેમને એવી સંભળાઈ હતી કે તેમણે જીવને જોખમે પણ જન-સમાજની સેવા કરવી, એવી ઇશ્વરની ઇચ્છા હતી.

પિતાના સ્વર્ગવાસ પછી આશરે ઇ. સ. ૧૩૭૦માં કેથેરિન માતા અને ભાઈઓની તથા દીનદુઃખીઓની સેવા કરવા સારૂ કૉન્વેન્ટમાંથી ઘેર આવ્યાં હતાં. એ વખતે એ ખરેખર લોકોની સેવા સારૂ પોતાનું રક્ત આપવા લાગ્યાં હતાં. એક તરફ એ પીડિ-તોની સેવા કરતાં અને શાંતિ ખોઇ બેઠેલાં મનુષ્યોને ધીરજ અને દિલાસો આપતાં; તો બીજી તરફ ગૃહકાર્ય અને જનનીની પરિચર્યાનો ભાર તેમના હાથમાં હતો.

ઇ. સ. ૧૩૭૪માં એમના દેશમાં ભયંકર મરકી ફાટી નીકળી. હજારો લોકો દરરોજ મરી જવા લાગ્યા. મનુષ્યોનાં દુઃખ અને

પીડાનો પાર રહ્યો નહિ. એ સમયે કેથેરિને પીડા પામતા લોકોની સેવામાં આત્મસમર્પણ કર્યું. એ વખતે એ માતૃસ્વરૂપિણી નારીની મનુષ્યોપ્રત્યેની પ્રીતિ જોઇને બધા સ્તબ્ધ થઈ ગયા હતા.

એ વખતથી એ મહાન નારીનું સન્માન અને પ્રતિષ્ઠા આગળ કરતાં ઘણાં વધી પડયાં. દેશવિદેશના પુષ્કળ લોકો તેમનાપ્રત્યે ભક્તિ દેખાડવા લાગ્યા. ઇ. સ. ૧૩૭૫ની સાલમાં ફ્લોરેન્સ નગરના નિવાસીઓએ પોપની વિરુદ્ધ એક વિદ્રોહ ઉભો કર્યો. એ વિદ્રોહનું સમાધાન કરવા સારૂ પોપે કેથેરિન ઉપરજ આધાર રાખ્યો હતો. સંન્યાસિની કેથેરિનની વિવેચક બુદ્ધિ તથા ધર્મભાવ જોઇને પોપ પણ વિસ્મય પામ્યા હતા. પોપે કેથેરિનને કહ્યું હતું કે "મારે શાંતિસિવાય બીજું કાંઈ જોઈતું નથી, આ વિવાદનું નિરાકરણ લાવવાનો બધો ભાર મેં તમારા હાથમાં સોંપ્યોછે. કેવળ એટલુંજ કહું છું કે, ચર્ચ(દેવળ)ના સન્માનનું રક્ષણ થાય એવું કરજો." દેશના આગેવાન મેજીસ્ટ્રેટોએ વિવાદના નિરાકરણ સારૂ કેથેરિનને પત્રો લખ્યા. એ શક્તિશાળી નારીના પ્રયત્નથી એ વિવાદ શમી ગયો. એ ફેંસલો પોપ ગ્રેગરીની હયાતિમાં થયો નહિ,પણ એમના મરણ બાદ થયો હતો. વિવાદના સમયમાં એ તેજસ્વી સાધ્વીએ પોપને જે પત્ર લખ્યો હતો, તે પુનઃ પુનઃ વાંચવા યોગ્ય છે. અમે અહીં તેના થોડાક અંશનો મર્માનુવાદ આપીએ છીએઃ–

"જે લોકો ઈશ્વરના કામમાં નિયુક્ત થયેલા દેખાય છે (અર્થાત્ જેમણે ત્યાગનો અથવા ઉપદેશકનો વેષ ધારણ કર્યો છે) તે લોકો-જ જો આત્મસુખને માટે વળખાં મારતા ફરે, તો પછી તેમનાથી કોઇનું પણ મંગળ થઈ શકે કે ? એ ઉપરથી તો એવુંજ સમજાય કે, એમનામાં ધર્મ મરી ગયો છે અથવા તો જાગ્યોજ નથી. × × તમારા તાબાના જે બધા પાદરીઓ બીજાં ત્રીજાં કામોમાં લિપ્ત રહે છે, તેમની ખામીઓ ટાળવાનો તમે પ્રયત્ન કર્યો છે કે ? એમને માઠું લાગશે અથવા કષ્ટ થશે, એવું ધારીનેજ તમે એમ નથી કર્યું ને ? × × એવા માણસો તો ભાડુતી ભરવાડ જેવા છે, વરૂના મોંમાંથી ઘેટાનું રક્ષણ કરવાનો તો તેમનો ઉદ્દેશજ નથી; પણ ઉલટા એ લોકો પોતેજ ઘેટાંનું ભક્ષણ કરવા માગે છે, અને એનું કારણ એ છે કે, એ લોકો ઈશ્વરને ચાહતા નથી પણ પોતાની જાતનેજ ચાહે છે. હું કહું છું કે, તમે બધાઓ ઈસુના માર્ગનું અવલંબન કરો. તેમણે શું ઘેટાંઓને ખાતર (જનસમૂહને ખાતર)

પોતાનો પ્રાણ આપ્યો નથી? × × આગળ થઇ ગયેલા મહાન ગ્રેગરી પોપની કથા સ્મરણ કરો. એમનો દેહ પણ આપની પેઠે રક્ત અને માંસનોજ બનેલો હતો. ઈશ્વર પણ એ વખતે જેવો હતો તેવોજ અત્યારે પણ છે—અર્થાત્ અત્યારે પણ અમારે માટે કોઇ વસ્તુનો અભાવ નથી, પણ અભાવ છે કેવળ એકમાત્ર ધર્મ-પાલનનો. અમારામાં અમારા પોતાનાજ પરિત્રાણ—મુક્તિ—ને સારૂ વ્યાકુળતાજ ક્યાં છે? અમારામાં પ્રભુ માટેની આંતરિક સાચી ભૂખજ ક્યાં છે?"

જે સાધ્વી પોપનું અન્યાયી કાર્ય જોઇને તથા તેના તાબાના પાદરીઓનાં અધર્માચરણથી દુઃખી થઇને આ પ્રમાણે તીવ્ર ભાષામાં તેને પત્ર લખી શકે, તેનું મનોબળ કેટલું બધું હશે તે સહેલાઇથી સમજી શકાય છે.

આ શક્તિશાળી સાધ્વી ધર્મજીવનમાં અતિ ઉન્નત અવસ્થાએ પહોંચ્યાં હતાં, તે વાતનો અમે ઉપર ઉલ્લેખ કરી ગયા છીએ. એમનું જીવન ધીમે ધીમે ઈશ્વરની સાથે ઉંડા યોગથી જોડાવા લાગ્યું, એમની આશ્ચર્યકારક આધ્યાત્મિક શકિતની કથા સાંભળીને, જૂદા જૂદા દેશના લોકો એમનાં દર્શન કરવાને આકુળ વ્યાકુળ થઇ રહ્યાં. દૂર દેશાવરથી હજારો લોકો તેમની સેવામાં હાજર થવા લાગ્યાં. એ વિશ્વાસ, પ્રેમ અને પવિત્રતાથી હૃદયને ભરપૂર કરીને પોતાના જીવનમાં અનુભવેલી સત્ય વાણી ઉચ્ચારવા લાગ્યાં. એમના ઉપદેશથી મનુષ્યનું હૃદય પીગળી જતું, અનેક અવિશ્વાસી લોકો પણ ધર્મમાં વિશ્વાસ રાખવા લાગ્યા. કેટલીક વાર તેમની આધ્યાત્મિક શક્તિ જાદુગરના જાદુની પેઠે મનુષ્યના શરીર ઉપર આશ્ચર્યકારક અસર કરતી અને અસંભવિત મનાતી વાત સંભવિત બની જતી. જે સત્ય અત્યંત દૂર માનવામાં આવતું, તે સત્ય પ્રત્યક્ષ ખડું થતું. એ વિષયમાં અમે એક પ્રસિદ્ધ ઘટનાનો ઉલ્લેખ કરીશું.

પેરૂગિયા શહેરમાં એક ધનવાન યુવક રહેતો હતો. તેનું નામ ટેલેડો હતું. એ જમીનદાર હતો. સાયેના ગવર્નમેન્ટે તેની વિરુદ્ધ રાજ્યદ્રોહ અને પ્રપંચનો મુકદ્દમો ઉભો કર્યો. એ યુવકમાં બીજા સેંકડો જાતના દોષો હતા, પરંતુ તેણે રાજ્યદ્રોહ કે દાવતરૂં કર્યું નહોતું. એનો દોષ કેવળ એટલોજ હતો કે, એણે સરકારને થોડાક સખ્ત શબ્દો સંભળાવ્યા હતા. બસ, આટલા અપરાધ સારૂ સાયેનાની સરકારે તેને પ્રાણદંડની સજા ફરમાવી. એ દંડની

આજ્ઞા સાંભળતાંવારજ એ યુવકનાં રૂવે રૂવાં ખડાં થઈ ગયાં. એ વિચારવા લાગ્યો કે "કેવી આશ્ચર્યકારક વાત છે! બે ચાર સખ્ત વેણુ કહેવા માટે દેહાંતદંડની સજા! આનું નામ તે ન્યાય? ત્યારે શું જગતમાં ધર્મ છેજ નહિ? ઈશ્વર છેજ નહિ? આ સંસારમાં શું શયતાનની ક્રૂર રમતજ ચાલ્યા કરે છે? આવા આવા વિચારોથી એ યુવક ધર્મ અને ઈશ્વરનો વિદ્રોહી થઈ ગયો. હવે તેની દુર્ગતિનો પાર રહ્યો નહિ. તેની અવસ્થા ભયંકર થઇ પડી. એ અશાંતિની ઝાળમાં બળ્યો બળ્યો થઇને તરફડીઆં મારવા લાગ્યો. એવે સમયે યુવકની આ મર્મવિદારક કથા કેથેરિનના કાને પહોંચી કે તરતજ જનનીની પેઠે પ્રેમસુધાથી ઉભરાતા હૃદયે તે યુવકની પાસે ગયાં. તેમના પ્રેમના મંત્રથી અને ઉપદેશની જાદુઈ શક્તિથી એ યુવકમાં આશ્ચર્યજનક પરિવર્તન થયું. એ ઇશ્વરના ચરણુમાં ઢળી પડ્યો. એ વિષયમાં કેથેરિનનો એક ઉત્કૃષ્ટ પત્ર છે. એ પત્ર તેમણે ધર્માચાર્યને લખ્યો હતો. એ પત્ર છપાયો છે. યૂરોપમાં સર્વત્ર એ પ્રસિદ્ધ પત્રનો ઘણો આદર થાય છે. અમે તેના થોડાક ભાગનો સારાનુવાદ નીચે આપીએ છીએઃ—

"હું તે યુવકને મળવા ગઈ હતી, મારા સ્નેહ અને સાંત્વનાથી તેને યથેષ્ટ શાંતિ મળી હતી. મારી આગળ તે પોતાનાં પાપ કબૂલ કરતાં સંકોચાતો નહિ. એ મૃત્યુને માટે સારી રીતે તૈયાર હતો. સવારે હું એ યુવકની પાસે ગઇ. એ વખતે દંડાજ્ઞા જાહેર થવાનો ઘંટ વાગ્યો નહોતો. તે મારી સાથે ઈશ્વરની ઉપાસનામાં સામીલ થયો. એને કેવળ એકજ ચિંતા હતી કે જીવનની છેલ્લી પળે ધર્મ અને ઇશ્વરમાં તેનો વિશ્વાસ કાયમ રહેશે કે નહિ? પરંતુ ઇશ્વરકૃપાથી યુવક મૃત્યુકાળે પણ તેનો વિશ્વાસ અને ભરોસો ટકાવી શકયો હતો. તેણે મને કહ્યું હતું કે 'તમે મારો પરિત્યાગ કરશો નહિ. મારી સાથેજ રહેજો. એથી કરીને હું પ્રસન્નચિત્તે મૃત્યુને ભેટી શકીશ.' યુવકે મૃત્યુની પૂર્વે મારી છાતી ઉપર માથું મૂક્યું હતું. હું તેના દેહના ધબકારા અને નિઃશ્વાસની અંદર એક સુમિષ્ટ ભાવ અનુભવવા લાગી, મારા હૃદયની પ્રીતિને મેં એ ભાવની સાથે ભેળવી દીધી. મેં કહ્યું 'ભાઇ! તું શાંત થા, સ્વર્ગમાં ઈશ્વરનું જે પ્રેમભોજન થશે તેમાં આપણે જલદી જઇને શામિલ થઈશું.' એ સાંભળતાંજ યુવકનું મુખ આનંદથી પ્રકાશિત થઈ ગયું. તે બોલ્યો 'મારા ઉપર આપની કેટલી બધી દયા છે!' જે

સ્થાનમાં તેનું મૃત્યુ થવાનું હતું તે સ્થાનને એ પુણ્યભૂમિ ગણતો હતો. તેણે કહ્યું ‘હું આનંદપૂર્વક વધસ્થાન તરફ જઇશ.’ એ ઇશ્વરની કરુણા અને મંગળભાવ સંબંધી એ અતિ ચમત્કારી વાતો કહેવા લાગ્યો. તેની એ વાતો સાંભળીને હૃદય પીગળી જતું હતું. × × જે લાકડા ઉપર યુવકને ફાંસી દેવામાં આવનાર હતી, તેના ઉપર પહેલાં મેં મારું માથું ટેકવ્યું. મને એવી ઈચ્છા થતી કે યુવકને બદલે મારીજ હત્યા કરવામાં આવે તો સારૂં. પરંતુ મારી એ ઈચ્છા કેવી રીતે પૂર્ણ થાય! કેમકે ખરૂં જોતાં તો મારા મનમાં ત્યાગનો અહંકાર છુપાઇ રહ્યો હતો. મેં પ્રાર્થના કરવા માંડી કે ‘હે ઈશ્વર! આ યુવકને પ્રકાશ અને શાંતિ આપો, કે જેથી તે તમારા અલૌકિક સ્વર્ગમાં જઈ પહોંચે.’ વધસ્થળે પુષ્કળ મેદની જામી હતી. પરંતુ હું એ યુવક સિવાય બીજા કોઇને જોઇ શકી નહિ. હું તેનું સુંદર મુખ જોઇ રહી હતી. એને શાંત ઘેટાની પેઠે ધીમે ધીમે વધસ્થળે લાવવામાં આવ્યો. મને જોતાંજ પાછો તેનો ચહેરો હસમુખો થઇ ગયો. મેં કહ્યું ‘પ્રિય ભાઇ! હવે તું તારૂં મસ્તક નીચે નમાવ. તું તારા અનંત જીવનને બારણે આવી પહોંચ્યો છે, તૈયાર થઇ જા.’ યુવક ઢળી પડયો. મેં તેનું માથું ફાંસીના લાકડા ઉપર ટેકવ્યું અને ઇસુની મૃત્યુકથાનું તેને સ્મરણ કરાવ્યું. ‘ઇશ્વર’ અને ‘કેથેરિન’ એ બે શબ્દો તેના મુખમાંથી નીકળ્યા. ‘તારી ઇચ્છા પૂર્ણ થજો’ એ વચનો બોલીને મેં મારાં નયનો મીંચી દીધાં. ત્યારપછી યુવકનું છેદાયલું મસ્તક મારા હાથ ઉપર આવીને પડયું.”

રાજદંડથી દંડિત એક ધર્મદ્રોહી યુવકના અંતરમાં ફાંસીની સજા ભોગવવા પહેલાં જે સાધ્વી ધર્મવિશ્વાસ ઉત્પન્ન કરી શકે, આશા અને આનંદનો વિકાસ કરી શકે અને તેની શાંતિ તથા મુક્તિને સારૂ પોતાના હૃદયનો બધો પ્રેમ ઠાલવી શકે તે સાધ્વી સામાન્ય મનુષ્યોથી કેટલે ઉંચે દરજ્જે ચઢેલી હશે, તેનો નિર્ણય કોણ કરશે?

(૫)

તપસ્વિની કેથેરિનની સેવાનો ફરી ફરીને ઉલ્લેખ કરવામાં આવ્યો છે; પરંતુ કોઢી અને ચેપી રોગવાળા મનુષ્યોની સેવા તેમણે કેવા પ્રકારે કરી છે તે કહેવામાં નથી આવ્યું. એ સેવાની કથા અતિ ચિત્તાકર્ષક છે. એ સાંભળવાથી આંખમાંથી આંસુ ઝરવા

માંડે છે, અને એમ લાગે છે કે, જાણે ઇશ્વરી કરુણાજ માનવીરૂપ અને કેથેરિન નામ ધારણ કરીને મૃત્યુલોકમાં આવી હતી.

અમે અતિ સંક્ષેપમાં કેથેરિનના બેએક કાર્યનો ઉલ્લેખ કરીશું. એક સ્થાને એક દુર્ભાગી સ્ત્રીને કોઢનો રોગ થયો. તેનું નામ હતું ટેક્કા. તેનું વસમું દર્દ થોડાજ સમયમાં ઘણું ભયાનક થઈ ગયું. રોગીના ઘામાંથી એવી દુર્ગંધ આવતી કે એક ક્ષણ-વાર પણ માણુસ ઉભું રહે તો માથું ફાટી જાય. એ ગામના મેજી-સ્ટ્રેટે તેને ગામબહાર ખુલ્લા મેદાનમાં નાખી મૂકવાનો હુકમ આપ્યો હતો. પરંતુ એ વાત કેથેરિનને કાને પહોંચી. એ દુર્ભાગી બાઇની સેવા કરવા તૈયાર થયાં. તેમનાં સગાંવહાલાંઓએ કહ્યું કે "આ તે શું કરી રહ્યાં છો? તમે ટેક્કાની સેવા કરવા જઈને તમારા અમૂલ્ય જીવનનું બલિદાન દેશો? એથી તો કાંઇ સારૂં પરિણામ નહિ આવે."

પરંતુ કેથેરિનનો પ્રેમ એ અભાગી, દુઃખી, રોગી નારીની તરફજ વહેવા લાગ્યો હતો! હવે એમને એ માર્ગમાં જતાં કોણ રોકી શકે એમ હતું? તેમણે સગી બહેનની પેઠે ટેક્કાની સેવા કરવા માંડી. એ સ્ત્રીનો સ્વભાવ રોગની પીડાથી ઘણોજ ચીઢીઓ થઇ ગયો હતો. ધ્યાન અને પ્રાર્થનાને સારૂ કેથેરિન તેનાથી દૂર એક એકાંત સ્થાનમાં જતાં, એટલામાંજ એ ક્રોધી સ્ત્રી ચીઢાઇ જતી અને એમને ગાળો દેવા લાગતી. એ બધાં કડવાં વચનો સહન કરીને પણ કેથેરિન તેની ચાકરી કરતાં.

કેથેરિન જે આશ્રમમાં વસતાં હતાં, તેજ આશ્રમમાં એક સ્ત્રી વસતી હતી. તેનું નામ એન્ડ્રિયા હતું. એ પણ સંન્યાસિની હતી. તેના અંગમાં એક સ્થાને ઘા પડીને છાતી પાકી જવા આવી હતી. ઘામાંથી એવી દુર્ગંધ આવતી કે ત્યાં ઉભા રહેવાની કોની મગદૂર હતી? છેવટે કેથેરિનજ તેની સેવા કરવાને તૈયાર થયાં.

પરંતુ હાય! જે આશ્રમવાસિનીની સેવા કરવાને કેથેરિન જીવ દઇને યત્ન કરી રહ્યાં હતાં તે માનવી નહોતી પણ રાક્ષસી હતી. એ કંઇ ધર્મપ્રાપ્તિને ખાતર સંન્યાસિની થઇ નહોતી પણ એને તો મનુ-ષ્યોની પ્રશંસાની વાંચ્છના હતી; એટલે એ બહારથી ધર્મનો ડોળ કરીને સૌને છેતરતી, બાકી એના મનમાં તો ભયંકર ભુજંગનું વિષ ભરેલું હતું. એણે લાગ જોઈને એ વિષ કેથેરિનના ઉપર ઢોળી દીધું. તેમનો ધર્મવિશ્વાસ, ભક્તિ અને આધ્યાત્મિક શક્તિ જોઈને

એન્ડ્રિયાના મનમાં દ્વેષની આગ સળગી ઉઠતી. કેથેરિન એની પેઠે છળકપટ કરીને લોકોની આંખમાં ધૂળ નાખી નહોતાં શકતાં, એ એને મનથી એમનો મોટો અપરાધ હતો. એને લીધે એ હિંસાપરાયણ સ્ત્રીએ કોઈ ને કોઈ બહાને કેથેરિનના પવિત્ર નામને કલંક લાગે એવા ખોટા ગપાટા ઉડાવવા શરૂ કરી દીધા. એ વેશધારી રાક્ષસીએ સત્યના માથાપર પગ મૂકીને મિથ્યા વાતોના આડંબરથી ધર્માચાર્યોનાં મન ફેરવી નાખ્યાં. એન્ડ્રિયા કહેવા લાગી કે "કેથેરિન મારી ચાકરી કરવાને બહાને ગુપચૂપ પાપનું સેવન કરે છે."

કેટલાક પાદરીઓ અને સંન્યાસિનીઓ આ મિથ્યાવાદી સ્ત્રીની વાત ઉપર વિશ્વાસ કરવા લાગ્યાં. સ્ત્રીજાતિ બીજી બધા પ્રકારની નિંદા અને અપવાદ સાંખી શકે છે, પણ ચારિત્રસંબંધી નિંદા અને અપવાદ તેને તદ્દન અસહ્ય થઇ પડે છે. પરંતુ કેથેરિને કોઇની વિરુદ્ધ એક શબ્દ પણ કહ્યો નહિ. એમણે એ માટે કેવળ કલંકભંજન પરમેશ્વરનેજ પુકારવાનું શરૂ કર્યું.

એક દિવસ આશ્રમની કેટલીક સ્ત્રીઓએ ખુલ્લી રીતે કેથેરિનની નિંદા કરવા માંડી. શુદ્ધ આચરણવાળાં કેથેરિનથી હવે ધૈર્ય ધરી શકાયું નહિ. એ હૃદયના આવેગથી બોલવા લાગ્યાં કેઃ—"તમે ખાત્રી રાખજો કે, હું કુમારી છું—ચિરકુમારી છું. કોઇ પણ કલંક મારા કુમારીવ્રતને મલિન કરી શકશે નહિ."

આ બધી વાતો કેથેરિનની માતા લાપાને કાને પહોંચી. એ છંછેડાયલી સિંહણની પેઠે ઉશ્કેરાઈ જઇને કન્યાની પાસે આવી. કેથેરિન પવિત્રતાની મૂર્તિ છે, એ વાત લાપા સારી રીતે જાણતી હતી. તેણે કન્યાને કહ્યું "હું તો તારૂં અપમાન સાંખી શકીશ નહિ. એ રાક્ષસી એન્ડ્રયાની ચાકરી કરવા સારૂ તને નહિજ જવા દઉં. જો તું હવે પછી એ કમબખ્તના ઘરમાં જઇશ તો યાદ રાખજે કે, આજથી તારે ને મારે કાંઈ સંબંધ નથી."

કેથેરિને કહ્યું "મા! મનુષ્ય તો ઈશ્વરનો કેટલીએ વાર અસ્વીકાર કરે છે, કેટલીએ વાર તેની આગળ અપરાધ કરે છે; છતાં શું ઈશ્વરની કરુણા મનુષ્યનો ત્યાગ કરી શકે છે? આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તે શૂળીએ ચઢયા છતાં પણ શત્રુઓના કલ્યાણની કામના નથી કરી? પ્રભુએ એન્ડ્રિયાની સેવાનો ભાર મને સોંપ્યો છે, તો હવે એને છોડી દીધાથી હું ઈશ્વરની અપરાધી નહિ થાઉં?"

કેથેરિનનાં વચનો સાંભળીને લાપાની આંખોમાંથી દડ દડ અશ્રુધારા વહેવા લાગી, પોતાની કન્યાનું હૃદય મલિન સંસારીઓથી ઘણુંજ ઉંચું છે અને સંસારની તુચ્છ નિંદા કે પ્રશંસાની પરવા કરે એવો સંકુચિત પ્રેમ તેના હૃદયમાં નથી, એ વાત તે હવેજ સમજી શકી.

આખરે ખરેખર પ્રેમથી પાષાણ પણ પીગળી ગયો. એ પીડા પામતી નારીના મનમાં પરિવર્તન થયું. એન્ડ્રિયાએ જોયું કે, જે બ્રહ્મચારિણીના ચરિત્રમાં કલંક લગાડવાના ઇરાદાથી તેણે ખોટા અપવાદો મૂકયા હતા, તેજ નારી દરરોજ પોતાનું હૃદયપાત્ર પ્રેમથી ભરીને તેની પાસે હાજર થાય છે, અને જીવ દઈને તેની સેવા કરે છે. હવે કયાંસુધી એ પોતાના અંતઃકરણને દ્વેષથી ભરેલું રાખશે? તેનું પાષાણતુલ્ય હૃદય પીગળી ગયું, અંતરમાં પશ્ચાત્તાપનો અગ્નિ સળગી ઉઠયો. તેણે કેથેરિનના પગમાં પડીને છાતીફાટ રુદન કર્યું તથા કહ્યું કેઃ-

" બહેન ! તમે તો માનવી નથી પણ દેવી છો. હું દુર્ભાગી નારી આજ પશ્ચાત્તાપની વેદનાથી વ્યાકુળ થઇ જઇને, તમારૂં શરણ લઉં છું. મને ક્ષમા આપો. બહેન ! આજ મને ક્ષમા આપો."

એન્ડ્રિયાથી હવે પશ્ચાત્તાપની આગ સહન થઇ શકી નહિ. તેણે એક દિવસ પાદરીઓ અને આશ્રમવાસીઓને એકઠાં કરીને કહ્યું કે "મેં આટલા દિવસ સુધી સાધ્વી કેથેરિનના ચારિત્ર વિરુદ્ધ જે જે કલંકની વાતો ફેલાવી છે તે બધી તદ્દન મિથ્યા છે. એ તપસ્વિનીનું ચારિત્ર સુગંધી પુષ્પ જેવું નિર્મળ છે. એ પ્રીતિ, કરુણા અને ક્ષમાની સાક્ષાત મૂર્તિમતી દેવી છે. પવિત્ર પરમાત્માજ સર્વદા એમના હૃદયમાં બિરાજીને એમના જીવનને દોરે છે. મેં શયતાનની શીખવણીથી કેથેરિનની વિરુદ્ધ જૂઠા ગપગોળા ઉડાવ્યા છે."

આ બનાવ બન્યા પછી કેથેરિન પ્રત્યે લોકોની ભક્તિ અને શ્રદ્ધા પ્રથમ કરતાં પણ વધી પડયાં. બધાં એમને આધ્યાત્મિક શક્તિસંપન્ન સિદ્ધ સાધ્વી ગણીને તેમનાં યશોગાન ગાવા લાગ્યાં.

એ સમયથી કેથેરિનના હૃદયમાં પણ નવા નવા ભાવો સ્ફૂરવા લાગ્યા. તેમણે આત્માની અનંત ઉન્નતિના માર્ગમાં યાત્રા કરવા માંડી. હવે ઈશ્વરની સાથે પરાભક્તિથી (પરમ અનુરક્તિપૂર્વક) વારંવાર જોડાયા કરવું અને દીનદુઃખીઓની સેવા કરવી, એ સિવાય બીજી કોઇ આકાંક્ષા તેમના મનમાં રહી નહિ.

આ મહાન સાધ્વીની આવી ઉન્નત આધ્યાત્મિક અવસ્થાના સંબંધમાં 'કુમારી કેથેરિન' ગ્રંથનો લેખક લખે છે કેઃ—

"પુણ્યના પ્રકાશથી કેથેરિનનું આખું જીવન ઉજ્જવલ થયું હતું. શાન્તિ અને આનંદામૃત તેમના હૃદયમાં નિત્ય વિદ્યમાન રહેતાં. કેથેરિનના ભાવ અને રૂપમાં પણ અંતર પડી ગયું હતું. સ્વર્ગીય વિમલ જ્યોતિવડે તેમનાં ચક્ષુ રાતદિવસ પ્રભુનાં દર્શન કરતાં. તેમને સમાધિ થવા લાગી. ઈશ્વરદર્શનથી તથા પ્રભુના નામ-શ્રવણથી પણ એમનું મન એટલું બધું તલ્લીન થઇ જતું કે તેમને બહારનું ભાન મુદ્દલ રહેતું નહિ, અને શરીર જરાપણ હાલ્યા ચાલ્યાવિના મડદા જેવું સ્થિર થઇ રહેતું—તેમનો આત્મા શ્રીહરિના પ્રેમાસ્પદ સ્વરૂપમાં હરાઇ જતો—ડૂબી જતો—તદ્રૂપ થઇ રહેતો—તન્મય બની જતો.

પરંતુ આ તપસ્વિની નારીનું શરીર યુવાવસ્થામાંજ લથડી ગયું. તેમણે પરલોકયાત્રાને માટે તૈયારી કરવા માંડી. આખરે ઇ. સ. ૧૩૮૦ ની ૨૯ મી એપ્રિલનો દિવસ આવી પહોંચ્યો. એ દિવસે કેથેરિને પોતાની પાસે બેઠેલાં સ્ત્રીપુરુષો પાસે એકે એકે વિદાય માગી. ત્યારપછી એમના કંઠમાંથી ફક્ત એકજ વાક્ય નીકળ્યું કે, "…. હે પ્રભો! તમારા હાથમાં મારો આત્મા સમર્પણ કરૂં છું."

કેથેરિનનું એ છેલ્લું વાક્ય હતું, એ વચન બોલવા સાથેજ તેમણે દેહત્યાગ કર્યો. એમના આત્માએ પ્રભુના અલૌકિક ધામમાં પ્રયાણ કર્યું. એ સમયે તપસ્વિનીનું વય કેવળ તેત્રીસ વર્ષનું હતું.

કેથેરિનના મૃત્યુ પછી ઇ. સ. ૧૪૬૧માં રોમના પોપે તેમને 'સેઇન્ટ' (સાધ્વી) ગણવાનું એક જાહેરનામું બહાર પાડયું. તેમના જીવનના સંબંધમાં પાદરી બટલર લખે છે કેઃ—"તેમણે જગદીશ્વર તરફથી કેવો ઉંડો આનંદ અને આશ્ચર્યકારક કૃપા પ્રાપ્ત કર્યાં હતાં! ઈશ્વરે તેમનાદ્વારા કેવાં અસામાન્ય અને વિચિત્ર કાર્યો કરાવ્યાં! એ આપણે સારૂ તેમના જીવનનો ઉત્તમ આદર્શ મૂકતાં ગયાં છે અને તે ઉપરાંત મૂકી ગયાં છે—છ પ્રબંધ, કુમારી મેરી-સંબંધી એક ઉપદેશ અને ચોસઠ પત્ર કે જે તેમની પ્રતિભાના નમુનારૂપ છે."



# સાધ્વી ટેરેસા

## ૧—બાલ્યાવસ્થા

સ્પેનનિવાસી સાધ્વી ટેરેસા ધર્મપરાયણ અને મહાન સાધ્વી હતાં. એક શક્તિશાળી ધાર્મિક પુરુષમાં જેટલા સદ્ગુણો હોય છે તે બધા સદ્ગુણો ટેરેસાના જીવનમાં જણાયા છે. તેમની ઉજ્જવલ પ્રતિભા, તીક્ષ્ણ બુદ્ધિ, ઉંડો ધર્મવિશ્વાસ, કામ કરવાની અસાધારણ શક્તિ, મનુષ્યના હૃદય ઉપર પ્રભાવ પાડવાની અસાધારણ યોગ્યતા, વિપત્તિમાં ધૈર્ય, સંગ્રામમાં સાહસ એ બધા એમના ગુણો યાદ કરવાથી આપણને આપોઆપજ એ મહાન સાધ્વી માટે માન ઉત્પન્ન થાય છે. આ સંસારમાં અનેક વાર એવું જણાય છે કે, જેઓ ઈશ્વરને પ્રિય થવા ઇચ્છે તેઓ મનુષ્યોમાં પ્રિય થતાં નથી; જે લોકો માનવજાતિનું કલ્યાણ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેમનેજ મનુષ્યો પોતાના શત્રુ ગણીને દુઃખ દેવા માગે છે. સેન્ટ ટેરેસાએ સ્વદેશમાં ધર્મની ગ્લાનિ થતી જોઇને એ ધર્મને પવિત્ર અને ઉન્નત કરવાનો પ્રયત્ન કર્યો હતો. એને લીધે એમને જીવનના આરંભમાં ઘોર સંગ્રામમાં ઉતરી અત્યંત જુલ્મ સહન કરવો પડયો હતો; પરંતુ પાછલી વયમાં એ દેશના રાજા, પ્રજા, વિદ્વાન તથા મૂર્ખ સર્વ પ્રકારના લોકોની ભક્તિને પાત્ર તેઓ બન્યાં હતાં. એટલે સુધી કે તેઓ એ સન્નારીને મૂર્તિમતી દેવી ગણવા લાગ્યા હતા. ટેરેસાના મૃત્યુપછી ઇ. સ. ૧૬૧૪ માં તેમનું 'બિટિફીકેશન' થયું—અર્થાત્ રોમના પોપે તેમને "સ્વર્ગસુખનાં અધિકારી" ગણીને જાહેરનામું બહાર પાડયું. એ સમયે સ્પેન દેશમાં એવો મોટો ઉત્સવ થતો હતો કે, અનેક રાજાઓના રાજ્યાભિષેક પ્રસંગે પણ એવો ઠાઠ ભાગ્યે થતો હશે.

આવાં એક પુણ્યશીલા સાધ્વીનું જીવનચરિત્ર લખવું એ પણ સૌભાગ્યની વાત છે; પરંતુ અમને એ બાબતનો વિચાર કરતાંજ સંકોચ આવે છે કે, અમે આ ક્ષુદ્ર લેખમાં એ તપસ્વિનીના જીવન-

ચરિત્રને યથાયોગ્ય સુંદરરૂપે વર્ણવી શકીશું નહિ. એમના વિસ્તૃત જીવનચરિત્રના પુસ્તકમાંની બધી વાત અમે આ ગ્રંથનાં થોડાંક પાનાંઓમાં કેવી રીતે સમાવી શકીએ ? માટે આ લેખમાં સાધ્વી ટેરેસાનાં કાર્યોનો સંક્ષેપમાં ઉલ્લેખ કરીને તેમના ધર્મજીવનની કથા જરા ખુલાસાથી લખવા યત્ન કરીશું.

ટેરેસાએ ઇ. સ. ૧૫૧૫ માં માર્ચ માસની ૨૮ મી તારીખે સૂર્યોદયસમયે સ્પેન દેશના એવિલા નગરમાં જન્મ લીધો હતો. ટેરેસા શબ્દનો અર્થ 'આશ્ચર્યજનક' થાય છે. ટેરેસાનો પિતા ડી. સેપેડા એક પ્રદેશના રાજવંશમાં જન્મ્યો હતો. એમનાં માતાનું નામ બિયાટ્રિસ હતું. એ પરમ સુંદર અને ધાર્મિક સ્ત્રી હતાં. ટેરેસાના પિતૃકુળ તથા મોસાળમાં અનેક વીરપુરુષો થઇ ગયા હતા. એમના પિતા યુદ્ધને ગૌરવનો વિષય ગણતા હતા, એટલે સુધી કે ટેરેસાના સ્વભાવમાં પણ યુદ્ધ કરવાનો ભાવ રહેલો હતો. રણ-ભુમિમાં યુદ્ધ કરવાનો પ્રસંગ તેમને નહિ આવ્યો હોય, પરંતુ જીવનમાં ધર્મસંગ્રામ આવતાં તેઓ સાહસી સૈનિકની પેઠે એ યુદ્ધમાં ઝંપલાવતાં અને જય મેળવતાં. ટેરેસાએ કાર્મેલાઈટ ધર્મ-સંપ્રદાયમાં સુધારો કરવા જતાં પોતાના પ્રતિપક્ષીઓ સાથે જે સંગ્રામ કર્યો હતો, તે તેમના પૂર્વજોએ મૂર લોકો સાથે કરેલા યુદ્ધને અનુરૂપજ હતો. પરંતુ એ બંને યુદ્ધમાં ભેદ એ હતો કે, એમણે મનુષ્યના રક્તથી પૃથ્વીને રંગ્યા વગરજ સ્વદેશનું પુષ્કળ કલ્યાણ કર્યું હતું.

ટેરેસાને સાત ભાઇ અને બે બહેન હતાં. એમના પિતા અતિશય તેજસ્વી અને સદાચારી પુરુષ હતા. તેમના પિતાવિષે ટેરેસાએ જાતે લખ્યું છે કે " મારા પિતાજીનો સ્વભાવ ઘણોજ દ્રઢ હતો; છતાં તે લાગણીવાળા અને દયાળુ પણ બહુ હતા. એમના પુસ્તકાલયમાં ધર્મસંબંધી ગ્રંથો પુષ્કળ હતા. એ બધાં પુસ્તકો વાંચવાને પિતા અમને ઉત્સાહ આપતા. એમની ઉદારતા પણ વધારે હતી. નોકરચાકરો ઉપર એ અતિશય સ્નેહ રાખતા. એમણે પોતાના ભાઇના નોકરને પેટના છોકરાની પેઠે ઉછેરીને મોટો કર્યો હતો. મારા પિતા કદાપિ કોઇની સ્વતંત્રતામાં હાથ ઘાલતા નહિ. કોઇની નિંદા તથા વાતવાતમાં સોગન ખાવા, એ બે વાતો એમને અસહ્ય થઇ પડતી."

ટેરેસાએ આ ટુંકા વર્ણનથી પોતાના પિતાના જીવનની એક

સુંદર છબી ચીતરી દીધી છે. પિતા પ્રત્યે તેમની અત્યંત ભક્તિ હતી, એ વાત તેમનું લખેલું આ વર્ણન વાંચવાથી સમજી શકાય છે. ટેરેસાએ પોતાની માતાના ધર્મવિશ્વાસ તથા વૈરાગ્યસંબંધી પણ સંક્ષેપમાં ઘણું સારૂં વર્ણન લખી રાખ્યું છે. ધર્મ ઉપર એમનો સ્વાભાવિક અનુરાગ હતો. એવાં ધર્મશીલ માતાપિતાની કન્યા ઘણી સારી નીવડે એમાં કહેવુંજ શું ?

ટેરેસા પોતાની માતા જેવાં ઘણાંજ સુંદર અને સુશીલ હતાં. એમનો ચહેરો સહેજ લાંબો હતો, છતાં એમનાં બધાં અંગ પ્રત્યંગ વચ્ચે એક પ્રકારનું સુંદર સામ્ય દીઠામાં આવતું. વિશાળ અને ઉજ્જવલ લલાટ, દીર્ઘ સુંદર ભવાં, સુકુમાર ગંડસ્થળ, તેજસ્વી નયન, સુંદર દાંત, સુકોમળ હાથ એ સર્વને લીધે એમના આખા અંગમાં અપૂર્વ લાવણ્ય ખીલી રહેતું હતું. એમના મસ્તક ઉપર કાળા ગુંચળાદાર કેશ શોભી રહ્યા હતા અને એ ગુચ્છા જ્યારે કપાળ ઉપર આવતા ત્યારે તે ઘણાંજ સુંદર દેખાતાં. એમનાં નયનમાં અને હોઠમાં મધુરૂં હાસ્ય છવાઇ રહેતું અને એમની પ્રસન્નમૂર્તિ જોતાંજ લોકોના મનમાં આનંદ થતો.

અમે જે સમયની વાત કરી રહ્યા છીએ તે સમયમાં સ્પેન-દેશમાં છોકરીઓ બહુ થોડું ભણતી હતી. ઘરકામ અને રાંધવું-સીધવું એજ તેમનું મુખ્ય કામ હતું. એવા રિવાજને લીધે પ્રતિભા-શાળી ટેરેસાને પણ બાલ્યાવસ્થામાં માત્ર સાધારણ જ્ઞાન આપ-વામાં આવ્યું હતું, પરંતુ જ્ઞાન મેળવવાની ઇચ્છા એ વયથીજ એમનામાં સ્વાભાવિક રીતે રહેલી હોવાથી પિતાના પુસ્તકાલયમાં બેસીને પુષ્કળ ગ્રંથો વાંચતાં. એ ગ્રંથોમાંથી સાધુપુરુષો અને સાધ્વી સ્ત્રીઓનાં જીવનચરિત્રો તરફ તેમનું હૃદય વિશેષ આકર્ષાયું હતું. રાતદિવસ ધાર્મિક અને સંસારત્યાગી મનુષ્યોનાં જીવનચરિત્રો વાંચ્યાથી ઘણી નાની વયમાંજ તેમના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. બાલ્યાવસ્થામાં તેઓ પોતાની સાહેલીઓ સાથે એક બગી-ચામાં રમવા સારૂ જતાં. ત્યાં આગળ સંન્યાસિનીનો વેશ ધારણ કરીને રમવામાં એમને બહુ ગમ્મત પડતી. નાના નાના પથરાઓ વીણી લાવીને એ સંન્યાસિનીઓનો મઠ બાંધતાં.

આત્મચરિત્રમાં ટેરેસાએ પોતાની બાલ્યાવસ્થાનું વર્ણન નીચે મુજબ આપ્યું છેઃ—" મને બચપણમાં માતપિતા તરફથી હાથ-ખર્ચ સારૂ થોડાક પૈસા મળતા. એ પૈસા બહુ થોડા હોવા છતાં

પણ હું તે ગરીબ લોકોને આપી દેતી. ઘણી વાર એકાંતમાં બેસીને પ્રાર્થના કરવાનું મને ઘણું ગમતું. નાનપણમાં હું માત-પિતાના કહ્યામાં રહેતી. તેઓ કોઇ પણ કામ કરવાનું બતાવે તો પછી એ કામ મારાથી નહિ થાય એવા શબ્દો કહી મારા મોંમાંથી નીકળતા નહિ. કોઇ પણ દિવસ પરાઇ નિંદા કરી હોય અથવા તો કોઇ મનુષ્યને તિરસ્કારની નજરે દીઠો હોય એવું તો મને સાંભરતું પણ નથી. હિંસા અને ઈર્ષાને પોષીને કોઇ પણ દિવસ મારા મનને ઝેરી બનાવ્યું નથી."

ટેરેસા અને તેમના મોટા ભાઈએ તરુણ વયમાંજ સારી કીર્તિ મેળવી હતી. બન્ને ભાઈબહેન રાતદિવસ સાધુઓનાં જીવન-ચરિત્રો વાંચ્યા કરતાં. એ સાધુઓમાં ઘણા એવા હતા કે જેમણે ઈશ્વર-ના કાર્યમાં પોતાના જીવનને સમર્પણ કર્યાં હતાં. એ પુસ્તકો વાંચીને ભાઈબહેને પણ એવોજ સંકલ્પ કર્યો હતો કે, આપણે પણ સાધુઓની પેઠે આપણું જીવન ધર્મકાર્યમાં અર્પણ કરીશું સંકલ્પ કર્યો એટલું-જ નહિ પણ ઈશ્વરના કાર્યમાં જીવનને જલદીથી પરોવવાનું તથા ધર્મને ખાતર પ્રાણ આપવાનું બન્ને ભાઈબહેનને આવશ્યક જણાયું. પરંતુ જીવનને પ્રભુની ખાતર વિસર્જન કરવાનો ઉપાય શો? તે ઉપાય શોધવામાં પણ વધારે વિલંબ થયો નહિ. તેમણે સારી પેઠે વિચાર કરીને નક્કી કર્યું કે, આપણે બન્ને સંન્યાસ ગ્રહણ કરીને મૂર લોકોના દેશમાં જઈશું અને ત્યાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાથી મુસલમાન મૂર લોકો ગુસ્સે થઇને આપણ બેઉનો વધ કરશે. એથી સાધુઓની પેઠે આપણો પણ ધર્મને ખાતર પ્રાણ જશે. એ બન્ને જણના મગજમાં આવો ખ્યાલ ઘુસી જવાથી તેઓ કોઇને કંઇ કહ્યા કારવ્યા વગર મૂર લોકોના દેશ તરફ મુસાફરીએ નીકળી પડયાં. થોડે દૂર જઇને બન્ને જણ સ્પેન દેશના એક વિજયસ્તંભ આગળ બેસીને વિસામો ખાવા લાગ્યાં. માણસના મનમાં જે બાબતનો ભય હોય છે તેજ વાત પહેલી બને છે. ટેરેસા અને તેમના ભાઈ મૂર લોકોના દેશમાં જઇને ખ્રિસ્તી-ધર્મનો પ્રચાર કરવાનાં સ્વપ્નાં દેખી રહ્યાં હતાં, તેવામાં એક નવી વિપત્તિ આવી પડી. એમના કાકા ઘોડે બેસીને જતા હતા તે એમની સન્મુખ આવીને ઉભા. બન્નેનો પોશાક તથા હાવભાવ જોતાં વારજ એ સમજી ગયા કે આ લોકોના મનમાં કાંઇ ખૂન ભરાઇ છે અને તેઓ કાંઇ અવનવું કરવા સારૂ ક્યાંક જઇ રહ્યાં

છે. તેમણે એમને ખુલાસો પૂછયો, એટલે ટેરેસાએ અંતઃકરણ ખોલીને બધી વાત કાકાની આગળ કહી દીધી. એમના કાકા ઘણા જબરા માણસ હતા. એ બન્ને જણને બળપૂર્વક પકડીને ઘેર પાછાં લઇ ગયા. બન્ને બાલક–બાલિકાથી ધર્મને ખાતર પ્રાણ આપવાનું પણ બન્યું નહિ, તેમ સાધુ પણ થવાયું નહિ; પરંતુ આ બનાવ ઉપરથી એટલું તો સમજાય છે કે, ટેરેસાના મનનું વલણ નાનપણથીજ કયી દિશામાં હતું.

## ૨–સંકલ્પ

ટેરેસાની ઉંમર બાર વર્ષની હતી તે સમયમાં એમનાં સ્નેહાળ માતાનું મૃત્યુ થયું. ઘરનો બધો વહિવટ હવે એમની મોટી બહેનના હાથમાં આવ્યો; પરંતુ એ પરણવાની ચિંતામાં હતી. થોડા સમયમાંજ કોઇ સુપાત્ર વર મળી આવ્યાથી તે એની સાથે લગ્ન કરવા માગતી હતી. આટલા દિવસ તો ટેરેસાના ઉપર માતા દેખરેખ રાખતી હતી; પણ હવે તેની ખબરઅંતર રાખનાર કોઇ રહ્યું નહિ. પરિણામ એ આવ્યું કે, બાલ્યાવસ્થામાં સારા સંસ્કારમાં ઉછરેલી ટેરેસાને પણ કુસંગમાં પડીને ઘણી દુર્ગતિ ભોગવવી પડી. પુત્રી આડે રસ્તે ન ચઢે એ વિષે એમના પિતા બહુ કાળજી રાખતા હતા, પરંતુ એમની એક બીજી ચંચળ, વિલાસી અને ધર્મહીન સગી ટેરેસાના ઉપર ઘણું હેત દેખાડતી હતી. ખરાબ પ્રકૃતિની સ્ત્રી ગમે તેટલી નિકટની સગી હોય તોપણ તેના સહવાસથી નિર્દોષ બાલિકા ઉપર કેવી ખરાબ અસર થાય છે, તે બાબત તરફ ટેરેસાના પિતાનું લક્ષ્ય ગયું નહિ. પરિણામ એ આવ્યું કે, એ સ્ત્રીએ ધીમે ધીમે ટેરેસાના સરળ મનમાં ઝેર રેડવા માંડયું. સંસારના જે અધમાધમ ભાવો આજસુધી બિચારી ટેરેસાની કલ્પનામાં પણ આવી શકયા નહોતા, તે બધા વિષય તરફ પેલી ધર્મહીન નારીએ તેનું ધ્યાન ખેંચ્યું.

હવે ટેરેસા કાંઇ બાલિકા રહી નહોતી. એ તરુણ સ્ત્રીમાં ગણાવા લાયક બની હતી. પરંતુ કુસંગને લીધે તેના હૃદયની સુંદર કળીઓ ખીલતાં પહેલાંજ કરમાઈ ગઇ, તેની આધ્યાત્મિક જ્યોતિ ઝાંખી પડવા લાગી. 'હું રૂપાળી સ્ત્રી છું, ગમે તે પુરુષનો પ્યાર સહજમાં મેળવી શકું એવી છું' એ વાત તેના હૃદયમાં પેસી ગયેલી તે કદી ખસતી નહિ. આજ દિનસુધી એ ધાર્મિક સ્ત્રીપુરુષોનાં ચરિત્રો વાંચતી તેને બદલે હવે આડીઅવળી લૌકિક વાસનાઓ વધવાથી

ચોપડીઓ વાંચવા લાગી. તેની જે દૃષ્ટિ અત્યારસુધી ઉંચે ઈશ્વરની તરફ હતી, તે હવે નીચે પૃથ્વીનાં મનુષ્યોના ઉપર પડવા લાગી. પોતાના જીવનમાં થયેલા આ ફેરફારવિષે ટેરેસાએ પોતે લખ્યું છે કેઃ—"એ વખતમાં હું ઘણું સારાં કપડાં પહેરવા લાગી. લોકો મને જોઈને ઘણા ખુશ થાય એજ મારા મનનો અભિલાષ હતો. વાળ ઓળવામાં તથા એ સંબંધી બીજી ટાપટીપ કરવામાં હું બહુજ કાળજી રાખતી અને શરીરે ઉંચા પ્રકારનું અત્તર ચોળતી. એ સમયમાં ઠાઠમાઠ કરવાનીજ ઇચ્છા પ્રબળ થઇ પડી હતી."

પોતાના આત્મચરિત્રમાં અન્ય સ્થાને ટેરેસા લખે છે કેઃ— "એ સ્ત્રીની સાથે બહેનપણાં બાંધવાથી મારામાં ખૂબ ફેરફાર થયો. આત્માનો ધર્મભાવ નાશ પામવા લાગ્યો. એ સ્ત્રી તથા એક બીજા માણસે મારા હૃદય ઉપર એમનાં ચરિત્રની છાપ પાડી. એને માટે હું બીજાનો દોષ શા સારૂ કાઢું? વાંક તો મારોજ હતો. એમ છતાં પણ પાપ ઉપર મને અતિશય તિરસ્કાર હતો. એને લીધે મનમાં કોઈ કોઇ વાર પાપની કંપારી છૂટવા ઉપરાંત બીજા કોઇ મલિન વિચારો મારા હૃદય ઉપર અધિકાર જમાવી શક્યા નહોતા. × × જે યુવકપ્રત્યે મારો પ્રેમ બંધાયો હતો તેની સાથે લગ્ન કરવાથી કાંઇ ભયંકર અપરાધ થાય એમ નહોતું. મેં ધર્માચાર્ય આગળ મારા જીવનની એ બધી વાત હૈયું ખોલીને કહી હતી. તેમણે કહ્યું હતું કે, એમાં ઈશ્વરાજ્ઞા વિરુદ્ધ કોઇ અયોગ્ય કાર્ય મેં કર્યું નથી."

મનસ્વી ટેરેસાએ હૃદય સાથે સંગ્રામ કરીને લગ્નની અભિલાષા પણ મનમાંથી કાઢી નાખી. થોડા સમય સુધી એક ધર્મહીન યુવક તરફ તેનું જે મન ઝૂક્યું હતું, તે મનને ત્યાંથી હઠાવી લઇને હવે તેણે વિવેકને તાબે કર્યું. પરંતુ એ સમયે પણ બાલ્યાવસ્થાનાં સરળ વિશ્વાસ, ભક્તિ તથા વૈરાગ્ય તેમના હૃદયમાં પાછાં આવ્યાં હતાં કે નહિ એમાં સંદેહ છે. ટેરેસાના પિતાએ કન્યાને હવે ઘેર રાખવી એ ઠીક ગણ્યું નહિ. કારણ કે એની મોટી બહેનનું લગ્ન થઈ ગયું હતું, અને ઘર આગળ તેની દેખરેખ રાખનાર કોઇ સ્ત્રી હતી નહિ. એવી અવસ્થામાં ઉંમરલાયક છોકરીને ઘર આગળ કેવી રીતે રાખે? તેના ઉપર દેખરેખ કોની રહે? એ બધા વિચારોથી લાચાર બનીને તેમણે કન્યાને સંન્યાસિનીઓના મઠમાં અર્થાત્ કૉન્વેન્ટમાં મોકલી આપી. એ વખતે ઘણી કન્યાઓ મઠમાં રહીને

શિક્ષણ મેળવતી હતી.

ટેરેસાએ દોઢ વર્ષ સુધી મઠમાં વાસ કર્યો. ત્યારપછી તેમને કોઇક વ્યાધિ થઈ આવવાથી તેમના પિતા તેમને ઘેર તેડી લાવ્યા; પરંતુ ઘર આગળ પણ તેમની સેવા–ચાકરી કરનાર કોણ હતું? એટલે ટેરેસા પોતાની તબિયત સુધારા ઉપર આવતાં બહેન-ને ઘેર ગયાં. એ જગ્યાનાં હવાપાણી ઘણાં સારાં હતાં. ત્યાં જતી વખતે રસ્તામાં નિર્મળ વાયુનું સેવન કરવાથી તેમના શરીરમાં સુધારો થવા માંડયો. એ ઉપરાંત એમના સ્વભાવમાં કવિત્વ અને સૌંદર્યપ્રેમ પુષ્કળ હતાં. રસ્તાની બન્ને બાજુનાં આકાશભેદી ગિરિ-શિખર, વૃક્ષલતા, વિશાળ અરણ્ય તથા નદીનાળાં અને રસ્તા ઉપર ઉગેલાં પાઇનનાં સુંદર વૃક્ષો જોઇને એ પુષ્કળ આનંદ અનુભવવા લાગ્યાં.

બહેનને ઘેર જતાં રસ્તામાં ટેરેસાના એક કાકાનું ઘર આવતું હતું. એ એક પ્રતિષ્ઠિત જમીનદાર હતા. એમની પાસે પુષ્કળ સંપત્તિ હતી. રહેવાને મોટી હવેલી, ગાડીઘોડા, દાસદાસી વગેરે પુષ્કળ સાહેબી હતી. પરંતુ એટલો બધો વૈભવ હોવા છતાં પણ એ બહાર-થી ધનવાન અને અંદરખાનેથી ખરા સંન્યાસી હતા. સંસારનો ધનવૈભવ, માણસોનો કોલાહલ એ બધું તેમને જરા પણ પસંદ ન હતું. એમનું ચિત્ત ક્ષણસ્થાયી સંસારથી અતીત એવા અવિ-નાશી પરમાત્મા તરફ જવા માટે ઉન્મત્ત થઇ રહ્યું હતું. એમને કોઈ મળવા જતું તો તેની આગળ ફક્ત એકજ વાત કહેતા કે "આ સંસાર બે દહાડાનો છે. બે દહાડા પછી બધું છોડી દઇને જવું પડશે. સંસારની ખટપટમાં રાતદિવસ પડયા રહેવું એ તો અત્યંત મૂર્ખ માણસનું કામ છે."

ટેરેસાના એ ધર્મનિષ્ઠ કાકા ભત્રીજીને જોઇને ઘણાજ પ્રસન્ન થયા. તેમણે ટેરેસાને કહ્યું કે "બેટા! તું જેટલા દિવસ અહીંઆં રહીશ તેટલા દિવસ તારા મધુર સ્વરથી મને એક ગ્રંથ વાંચી સંભળાવવો પડશે."

એ ધર્મગ્રંથના સંબંધમાં ટેરેસાએ જે કાંઇ લખ્યું છે, તેનો સાર આ પ્રમાણે છેઃ—"હું કાકાજીને ઉંચે સ્વરે ધર્મના ગ્રંથો વાંચી સંભળાવતી એમની પાસે હું ઘણા થોડા દિવસ રહી હતી; પરંતુ એ ગ્રંથોમાં કેવીક જાદુઇ અસર હતી તે કોણ કહી શકશે? એ શક્તિએ મને ખબર પડવા દીધા વગર ગુપ્ત રીતેજ મારા

અંતઃકરણમાં પ્રવેશ કર્યો; અને હૃદયમાંનો અંધકાર કાઢી નાખી જીવનમાં જે ચંચળતા હતી તે જતી રહીને બચપણનો ઉચ્ચ પ્રકારનો ધર્મભાવ પાછો હૃદયમાં જાગ્રત થવાલાગ્યો. મારા મનમાં ઠસી ગયું કે, કાકાજી જે કહે છે તે સાચુંજ છે. ખરેખર જગત મિથ્યા છે, આ જગતનું સુખદુઃખ બધું ક્ષણિક છે. મને ઘણોજ ભય થવા લાગ્યો. હાય! આજ ઘડીએ જો મારૂં મરણ થાય તો મારે અવશ્ય નરકમાંજ જવું પડે. જોકે મારી વાસના મને સંન્યાસિની થતાં રોકે છે, તોપણ હવે એ પણ સમજી શકું છું કે, મારૂં શ્રેય એજ માર્ગમાં રહેલું છે."

ટેરેસા કાકાની પાસેથી વિદાય માગીને બહેનને ઘેર ગયાં. ત્યાં એમના મન અને શરીર બન્નેને ફાયદો જણાયો અને એ પોતાના ભવિષ્ય વિષે અત્યંત ચિંતા કરવા લાગ્યાં. ટેરેસાએ વિચાર્યું કે, સંસારનું સુખ મનુષ્યને કદી પણ તૃપ્ત કરી શકે નહિ. ઈશ્વરને પ્રાપ્ત કર્યાથીજ સર્વ વિકાર અને પાપ દૂર થઇને ખરી શક્તિ મેળવી શકાય છે. માટે ઈશ્વરપ્રાપ્તિને સારૂ સંન્યાસિની થવાની જરૂર છે.

ટેરેસાએ લાગલાગટ ત્રણ માસ સુધી નાના પ્રકારની ચિંતાઓ કરી. તેમના મનમાં ઘોર સંગ્રામ જાગ્યો. એ વિચારવા લાગ્યાં કે "શું હું વાસના ઉપર સંપૂર્ણ વિજય મેળવી શકીશ? શું હું ભોગ-વિલાસની લાલસાને દૂર કરીને ત્યાગનો મંત્ર હૃદયમાં ઠસાવી શકીશ? પિતાજીની આંખોમાં આંસુ જોઇને મારૂં હૃદય ફરી નહિ જાય?" એવા એવા હજારો વિચાર એમના હૃદયમાં આવવા લાગ્યા. પરંતુ એમણે એ બધી ચિંતાઓનો ત્યાગ કરીને સંન્યાસિની થવા-નોજ દૃઢ સંકલ્પ કર્યો. ટેરેસાને એ વખતસુધી ખબર નહોતી કે, સંન્યાસિની થઇને ઈશ્વરના કાર્યમાં સ્વાર્થત્યાગ—આત્મસમર્પણ કરવા અગાઉ પ્રથમ તો હૃદયને પ્રભુપ્રેમથી—ઇશ્વરાનુરાગથી પૂર્ણ કરવાની જરૂર છે. કારણ કે સંન્યાસિની થતાંજ સર્વ સાંસારિક પ્રીતિ અને વાસનાઓ તથા કામનાઓને દૂર કરીને હૃદયને ખાલી કરવું પડે છે. પણ એવા ખાલી હૃદયે પણ માણસ કેટલા દિવસ ટકી શકે? માટે એ હૃદયને પ્રભુપ્રેમથી પૂર્ણ કરો; નહિ તો શુષ્કતા આવી જઇ લાગ મળતાં સાંસારિક વાસનાઓ અને કામનાઓ હૃદયદ્વારમાં જરૂર પ્રવેશ કરશે. હાય! કેટલાં બધાં ત્યાગી અને ભેખધારી મનુષ્યો એ વાસનાનો ધક્કો લાગવાથી આદર્શભ્રષ્ટ થઇને અધોગતિને પામ્યાં છે!!

ટેરેસાના પ્રાણમાં એ વખતસુધી એવા પ્રકારની ઈશ્વરપ્રીતિ જોવામાં નહોતી આવી; પરંતુ કેવળ નરકના ભયથી અકળાઈ જઇને અને સંસારના ધનવૈભવથી તૃપ્તિ મળી શકે એમ નથી, એટલીજ સમજણથી એ સંન્યાસિની થવા ઇચ્છતાં હતાં.આ અધુરી સમજણને લીધે એક દિવસ એમને વાસનાની સાથે સંગ્રામ કરતાં કરતાં આંસુની ધારા વહેવરાવવી પડે અને પ્રભુને પુકારવો પડે એ સંભવિત હતું.

ટેરેસાએ સંન્યાસિની થવાનો પોતાનો સંકલ્પ પિતાને જણાવ્યો. હાય! સ્નેહાળ પિતાના જીવને એથી જે સખ્ત ઘા લાગ્યો, તેની વેદના તેના અંતઃકરણ સિવાય કોઈ જાણી શકયું નહિ. મા વગરની છોકરીને એમણે કેટલા યત્નથી મોટી કરી હતી! આજ એ કન્યા સંસારસુખનો માર્ગ ત્યજી દઇ હમેશને સારૂ દુઃખને વરી રહી છે; એટલુંજ નહિ પણ ટેરેસા ધર્મના જે ગિરિ-શિખર ઉપર ચઢવાને સારૂ યાત્રા કરવા માગે છે, તે ગિરિના માર્ગ-માંથી પગ સરી પડવાની પણ આશંકા પુષ્કળ છે;અને વળી એક વાર પગ લપસી ગયા પછી અધર્મની રસાતળ પુરીમાં પહોંચવાનો સંભવ છે; એ બધી બાબતોનો વિચાર કરીને પિતાએ એમને સંન્યાસના વિચારમાંથી પાછાં વાળવાનો પ્રયત્ન કરવા માંડયો. એમનો પ્રયત્ન જ્યારે વ્યર્થ ગયો, ત્યારે તેમણે કન્યાને કહ્યું કેઃ—

“ હું તો હવે આ સંસારમાં થોડા દિવસનો મહેમાન છું; પરંતુ હું જ્યાંસુધી જીવું છું, ત્યાંસુધી તું મારૂં કહેવું માનીને સંન્યાસવ્રત લઇશ નહિ. મારૂં મૃત્યુ થયા પછી તારી મરજીમાં આવે તેમ કરજે. એ વખતે તને રોકનાર કોઇ નહિ રહે. ”

બુદ્ધિમતી ટેરેસા પિતાજીના મનની વેદના સમજી શકયાં; પરંતુ એ સમજ્યાનું ફળ શું ? ઈશ્વરને પોતાનું સર્વસ્વ અર્પણ કરીને સંન્યાસ ગ્રહણ કરવાનો તેમણે જે સંકલ્પ કર્યો હતો તેને તોડવાનો ગંભીર અપરાધ તેમનાથી કેમ થાય? ધર્મની સાથે એ પ્રમાણે નાના છોકરાની રમત જેવી ભાંજગડ કર્યાથી શું નરકનો રસ્તો તેમને માટે ખુલ્લો ન મૂકાય? પિતાના કષ્ટનો વિચાર કરતાં તેમને હાડોહાડ વેદના થવા લાગી, પરંતુ અધર્મ અને નરકના ભયથી તેમણે પોતાના સંકલ્પને દૃઢ રહેવા દીધો અને સંન્યાસિની થવા માટેની તૈયારીઓ કરવા માંડી.

## ૩—સંન્યાસિની

ઇ. સ. ૧૫૩૩ નું વર્ષ હતું, નવેમ્બર માસ હતો. એ માસની

બીજી તારીખ જાણે સ્વર્ગનો પ્રકાશ અને પવિત્રતા લઈને ટેરેસાની સન્મુખ આવી પહોંચી. એ પ્રકાશનો સ્પર્શ થતાંવારજ તેનું ચિત્તરૂપી કમળ ખીલી ઉઠયું અને તેના હૃદયનો તાર એક અવનવો સૂર વગાડવા લાગ્યો. આખરે ટેરેસાના અંતરમાં પવિત્રતા જાગી ઉઠી. પિતાના સ્નેહનું બંધન છોડી નાખીને—સંસારના સુખને લાત મારીને, સંન્યાસિની થવા સારૂ એ ઘરની બહાર નીકળી. એ વખતે ટેરેસાનું વય માત્ર અઢાર વર્ષનું હતું.

ટેરેસાએ પિતૃગૃહ છોડીને એક માઇલ દૂર એવિલા નગરમાં સંન્યાસિનીઓના મઠમાં પ્રવેશ કર્યો. પછી તેને સંન્યાસિની થવાનો દિવસ આવી પહોંચતાં તેમના સ્નેહાળ પિતા કન્યાને જોવા સારૂ ઉપાસનામંદિરમાં ગયા. હાય! એક દિવસે જે સુકુમારી ટેરેસા સુંદર વસ્ત્રાભૂષણ પહેરીને પોતાના સૌંદર્યમાટે લોકોમાં વિસ્મય ઉત્પન્ન કરતી હતી, તેજ ટેરેસાના માથાના સુંદર વાળ આજે કાતરી નાખવામાં આવ્યા છે. અંગ ઉપર એક પણ દાગીનો નથી. પહેરવેશ સાદો સંન્યાસિનીના જેવો છે, પરંતુ એ અલંકારવગરની ટેરેસાની મૂર્તિમાં એક અપાર્થિવ જ્યોતિનું નિરીક્ષણ કરીને તેમના પિતા ચોંકી ઉઠયા. તેમના મનનું દુઃખ જરા શમી ગયું. જોતજોતામાં સંન્યાસવ્રતનો શુભ સંસ્કાર સમાપ્ત થઇ ગયો અને પિતા ઉદાસ મને ઘેર પાછા ફર્યા.

ટેરેસાએ સંન્યાસિની થયા પછી પોતાની અસાધારણ શક્તિનો પ્રયોગ પોતાના હૃદય અને મન ઉપર કરવા માંડયો. દુર્જય પ્રતિજ્ઞાના બળે તેમણે એક વર્ષસુધી આશ્રમના કઠોર વ્રતનું પાલન કર્યું. પરંતુ કેવળ બહારના નિયમો પાળ્યાથી કાંઇ ધર્મની પ્રાપ્તિ થાય છે કે ઇશ્વર મળે છે? એથી ટેરેસા એટલા દિવસ સુધી પોતાના હૃદયમાં ઇશ્વરનો આવિર્ભાવ અનુભવી શકયાં નહિ. તેમનું ખાલી પડી ગયેલું મન માત્ર બાહ્યાચારવડે પ્રભુપ્રેમથી ભરપૂર થયું નહિ; એ આશ્રમના બાંધેલા કાયદા પાળતાં હતાં; પરંતુ તેમનું શરીર એ બધું કષ્ટ સહી શકયું નહિ. શરીર ભાગી ગયું. વખતોવખત એમને મૂર્છા આવવા લાગી.

ઈ. સ. ૧૫૩૫ માં ટેરેસા દવા કરાવવા સારૂ પિતાને ઘેર જઇ રહ્યાં. પરંતુ દવાદારૂથી એમને આરામ જણાયો નહિ. ઇ. સ. ૧૫૩૭ માં એ પાછાં આશ્રમમાં ગયાં. પક્ષાઘાતના રોગને લીધે ત્રણ વર્ષ પથારીવશ રહેવું પડયું. મંદવાડના ખાટલામાં પડયાં

પડયાં એ હમેશાં ધર્મગ્રંથનો પાઠ કરતાં અને વ્યાકુળ ચિત્તે ઈશ્વર-પ્રાર્થના કરતાં. ધર્માર્થી મુમુક્ષુજનને સારૂ તો ઉંડા આધ્યાત્મિક ભાવોથી ભરેલા ગ્રંથોનો પાઠ અને વ્યાકુળ ચિત્તે કરેલી પ્રાર્થના, એ બે બાબતો ઈશ્વર ઉપર વિશ્વાસ અને ભક્તિ જગાડવા અને ખીલવવાના સર્વોત્તમ ઉપાય છે. ટેરેસાએ એ પ્રમાણે કરતાં કરતાંજ ઈશ્વરનો પરિચય મેળવ્યો. થોડા દિવસ સુધી તો તેમનું હૃદય વિશ્વાસ અને પ્રભુપ્રેમથી પૂર્ણ થઇ રહ્યું. ઈશ્વરના ઉપર પૂરો ભરોંસો રાખીને તથા રોગની અવસ્થામાં પ્રેમસ્વરૂપ ભગવાનની પ્રીતિ મેળવીને તેમણે બધી શારીરિક વેદનાને હસતે મોંએ સહન કરી. આશ્રમવાસી બીજી સ્ત્રીઓ આ તરુણીનું ઈશ્વરવિશ્વાસનું બળ, વ્યાધિનું દુઃખ ખમવાની સહનશીલતા, પરનિંદા અને પરચર્ચા તરફ અણગમો ઇત્યાદિ દૈવી ગુણો જોઇને બહુ વિસ્મય પામી અને તેઓએ ટેરેસાપ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ દર્શાવવા માંડયો. ટેરેસાએ લખ્યું છે કે "હું આ સિદ્ધાંત કોઈ દિવસ વિસરી ગઇ નથી કે, મારા વિષયમાં કોઇ માણસદ્વારા જે પ્રકારની વાત થયાથી મને નારાજી થતી હોય તેવા પ્રકારની વાત બીજા લોકોના સંબંધમાં કરવી, એ જરાપણ વ્યાજબી નથી. જે લોકો મારી સાથે નિરંતર વાસ કરતાં, તેમના ઉપર મારા આ વિચારની અસર પડી છે અને જરૂર તેમણે પરનિંદાની ક્ષુદ્રતાનો ત્યાગ કર્યો છે. આશ્રમમાં બધાં એક વાત તો સમજી ગયાં છે કે, જે ઠેકાણે હું બેઠી હોઉં તે ઠેકાણે બીજું તો ભલે થાય, પણ પરનિંદા કદાપિ થઈ શકશે નહિ."

ટેરેસાએ બીજે એક સ્થળે લખ્યું છે કે "રોગથી પીડાતી વખતે મને ઈશ્વરતરફથી જે વિશ્રામ, સમજણ અને અનુભવ મળ્યાં છે તે પણ જો રોગની સાથે મારા અંતરમાંથી નીકળી જવાનાં હોય, તો તો હું સાજી થવાનું નહિ ઇચ્છતાં હમેશને માટે ખાટલેજ પડી રહેવા માગું છું. મેં જ્યારે જોયું કે, આ દુનિયાઇ દાક્તરો પોતાની ચિકિત્સાથી મને કાંઇ પણ આરામ કરી શકયા નહિ, ત્યારે મેં સ્વર્ગીય ચિકીત્સક અર્થાત્ પરલોકવાસી સાધુ જૉસેફના આત્માનું શરણ લીધું હતું; અને મારો વિશ્વાસ છે કે, એમનીજ કૃપાથી મેં પક્ષાઘાત રોગમાંથી સંપૂર્ણ છૂટકારો મેળવ્યો હતો."

સંન્યાસિની ટેરેસાએ રોગશય્યામાં જે ત્રણ વર્ષ ગાળ્યાં તેને તેમનામાં ધર્મજીવન જાગવાની પ્રાથમિક અવસ્થા કહી શકાય. ત્યારપછી તેમના જીવનમાં લાગલાગટ આઠ વર્ષસુધી શ્રેય અને

પ્રેયની વચ્ચે સંગ્રામ ચાલ્યો હતો. એ કાળને તેમના જીવનની બીજી અવસ્થા કહી શકાય.

## ૪—શ્રેય અને પ્રેય વચ્ચે સંગ્રામ

ટેરેસા પક્ષાઘાતના રોગમાંથી બિલકુલ સાજાં થતાં શરીર સબળ થયું. મનમાં સ્ફૂર્તિ વધવા માંડી. થોડાક દિવસ તેમણે પુષ્કળ માનસિક સુખશાંતિમાં ગાળ્યા પછી એમના હૃદયમાં ધર્મભાવ ઝાંખો પડી ગયો. લૌકિક લાલચોની કસોટીનો સમય આવી પહોંચ્યો. થોડા દિવસ તો જાણે સ્વપ્નના આવેશમાં હોય તેવી રીતે ગયા.

ભારતવર્ષના પ્રાચીન ઋષિ કહી ગયા છે કેઃ—

**क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम पथस्तत् कवयो वदन्ति ॥**

અર્થાત પંડિત લોકો એ (સંન્યાસના) માર્ગને તીક્ષ્ણ ધારવાળા અસ્તરાની પેઠે દુર્ગમ કહી ગયા છે.

ઋષિના આ વચનમાં કેવું ગૂઢ સત્ય રહેલું છે! ખરેખર સંન્યાસધર્મનો માર્ગ ધાર કઢાવેલા અસ્તરાની પેઠે દુર્ગમ છે. એ માર્ગમાં ડગલે ને પગલે વિપત્તિનો સંભવ રહે છે. સંન્યાસિની ટેરેસા હજુ સુધી એ માર્ગનું અનુભવસિદ્ધ પૂરૂં જ્ઞાન મેળવી શક્યાં નહોતાં, તેથી એ ઘણાં બુદ્ધિમાન અને શક્તિશાળી હોવા છતાં પણ ચેતીને ચાલી શક્યાં નહિ. એ વખતમાં એવિલા નગરના આશ્રમના નિયમો પણ ઘણા શિથિલ થઇ ગયા હતા. ટેરેસાએ આશ્રમવાસિની સંન્યાસિની હોવા છતાં પણ બહારના લોકો સાથે મળવા માંડયું. આશ્રમની પડોશમાં ઘણા સદ્‌ગૃહસ્થો વાસ કરતા હતા. એમાંના ઘણાખરા સાથે ટેરેસાને કોઇ ને કોઇ પ્રકારનો કૌટુંબિક સંબંધ હતો. એ સંબંધને લીધે એ લોકો ટેરેસાને મળવા સારૂ મઠમાં આવતા. ટેરેસા પણ તેમને ઘેર જતી. એ લોકો સાથે ઘણી વાતચીત તથા ઠઠ્ઠા મશ્કરી પણ થતી. એ લોકો ટેરેસાને ખબર ન પડે એવી રીતે તેના મનને જીવનના ઉચ્ચ આદર્શથી ઘણે દૂર લઇ જવા લાગ્યા. એ સંસારી મનુષ્યોના સહવાસથી ટેરેસાના હૃદયમાં સુખની લાલસા પાછી પ્રબળ થઈ. સ્મરણચિંતનાદિથી ઇશ્વરના સહવાસમાં રહેવા કરતાં મનુષ્યોના સંસર્ગમાં તેને હવે વધારે આનંદ જણાવા માંડયો. જોતજોતામાં એવી સ્થિતિ આવી ગઇ કે પ્રભુના પ્રેમ કરતાં મનુષ્યનો પ્રેમ તેને અધિક ઇચ્છવા લાયક જણાયો. એ વિષે ટેરેસા એક ઠેકાણે લખે છે કેઃ—

“ હું પહેલાંની પેઠે હવે એકાંતમાં બેસીને ધ્યાન અને પ્રાર્થના

કરી શકતી નહોતી; કારણ કે એ વખતે હું ઈશ્વરના કરતાં શયતાન-ની પાસે રહેવાને વધારે લાયક હતી. એવું છતાં પણ હું આશ્રમવા-સિનીઓ સાથે બેસીને ઈશ્વરપ્રાર્થના કરતી; એ મારે માટે એક પ્રકારનું કપટ નહિ તો બીજું શું હતું? હવે તો મને એ બાબતનો વિચાર આવતાં પણ ઘણું દુઃખ થાય છે કે, મારા એ કપટને પણ લોકો તો ધર્મજ ગણતા હતા !!"

ટેરેસાનું જીવનચરિત્ર લખનાર સન્નારી લખે છે કે "એમનું એ સમયનું આત્મચરિત્ર વાંચતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે, ટેરેસા સંન્યાસિની અને કુમારીવ્રતધારિણી હોવા છતાં પણ કોઇ પુરુષના પ્રેમથી આકર્ષાયાં હતાં; પણ એ વખતે એમની વિવેકબુદ્ધિએ ચેતવી દીધાથી એ ખૂબ સાવધાન થઇ ગયાં હતાં; અને લૌકિક પ્રેમને તેમના હ્રદય ઉપર અધિકાર જમાવવાની સગવડ મળી નહોતી. સંભવ છે કે, એમણે પોતાની પ્રબળ ઇચ્છાશક્તિનો ઉપયોગ કરીને એ માનવપ્રેમના અંકુરને ઉખાડીને ફેંકી દીધો હશે." ટેરેસા પોતાના આત્મચરિત્રમાં એક સ્થળે લખે છે કેઃ—

"અનેક અન્યાયી કાર્યોમાંથી ઈશ્વરે પોતે હાથ પકડીને મને બચાવી છે. મારા કોઈ પણ કામને લીધે આશ્રમવાસિનીઓના પવિત્ર નામને કલંકિત કરવું તેને હું અતિશય અયોગ્ય કામ ગણ-તી હતી; છતાં ખરૂં જોતાં એ પણ મારે માટે કેવી આત્મપ્રતારણા—જાતની સાથે છેતરપિંડી હતી? મેં જે કાંઇ કર્યું હતું તેટલાથીજ શું આશ્રમની મર્યાદા સચવાઇ હતી? હા, મારૂં પાપ તો હતુંજ; પણ તે એવા પ્રકારનું નહોતું કે જેથી લોકો આશ્રમને તુચ્છકારી કાઢે."

એ સમયમાં ટેરેસાના પિતા માંદા પડયા. પિતાની સેવાચાકરી કરવા સારૂ એ ઘેર પાછાં ગયાં. પિતાની પ્રત્યે તેમનો જે અતિશય પ્રેમ હતો તે જરા પણ ઝાંખો પડયો ન હતો; એટલે જીવ દઇને એમણે પિતાની ચાકરી કરવા માંડી. પિતાની કેવળ સેવાથીજ તેમને સંતોષ થયો નહિ. તેમના રોગથી કંટાળી ગયેલા અંતઃકરણમાં પુત્રીએ ધર્મભાવની પણ સ્ફૂરણા કરી. ઈશ્વરના હાથમાં આત્મસમર્પણ કરીને તેમના પિતા રોગની દારુણ વેદના શાંતચિત્તે અને વીલું મોં કર્યા વગર સહન કરવા લાગ્યા, અને વખત આવ્યે ઇશ્વરના મંગળ-નામનો જપ કરતા કરતા મૃત્યુને ભેટવા સમર્થ થયા.

ટેરેસાના મનમાંથી એક મોટી ચિંતા ઓછી થઇ, પરંતુ તેમના અંતરમાં સંગ્રામ તો એવો ને એવોજ ચાલવા લાગ્યો.

ટેરેસામાં મનોબળ ઘણું હતું તેમજ તેમણે ઘણા મોટા માણસોને માનસિક શક્તિનો પ્રયોગ કરીને વશ કર્યા હતા એ ખરૂં; પરંતુ એ પોતાના ચિત્તને વિવેકને આધીન કરી શક્યાં ન હતાં. હા, એટલું તો સ્વીકારવું પડશે કે, એ બાબતમાં પણ યત્ન કરવામાં ટેરેસાએ કસર રાખી ન હતી. વખતોવખત પ્રબળ ઇચ્છાશક્તિવડે તેઓ પોતાના હૃદયને ધર્મના ઉંચા શિખર ઉપર લઇ જતાં; ઈશ્વર પણ પોતાના શરણમાં તેમના હૃદયને સ્થાન આપતા અને તેથી એમના હૃદયમાં આનંદ પણ ઉભરાઇ જતો. પરંતુ એ પછીના ઉત્થાનકાળમાં તથા વિષયી લોકોના સહવાસમાં આ સંસારનાં લૌકિક સુખો વળી પાછાં મોહક મૂર્તિ ધારણ કરીને સેંકડો પ્રકારની લાલચોથી ટેરેસાના હૃદયને પોતાની તરફ ખેંચતાં. આથી પાછું એમનું હૃદય ધીમે ધીમે ઉંચા શિખરને બદલે નીચે પૃથ્વીની ધૂળમાં જઈ પડતું. ટેરેસાનું જીવનચરિત્ર લખનાર લિઓં નામનો એક લેખક લખે છે કે "ટેરેસાના હૃદયમાં ઇશ્વરી અને શયતાની વિચારો વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું હતું. શયતાન તેમને નાના પ્રકારના આમોદ-પ્રમોદ તરફ ખેંચતો; અને બીજી તરફ ટેરેસા જ્યારે ઉપાસના કરવા બેસતાં ત્યારે ઈશ્વર કરુણાનો વરસાદ વરસાવતા, તથા જાણે ટેરેસાને બતાવતા કે, શયતાન કરતાં મારી શક્તિ ઘણી વધારે છે. આખરે થયું પણ એમજ. પ્રભુપ્રેમનોજ વિજય થયો."

પ્રભુ પણ હવે ક્યાંસુધી પોતાની પુત્રીને સંગ્રામ અને પ્રલોભનમાં રાખી મૂકે? તેની કરુણાથી ટેરેસાના અંતઃકરણમાં નવી શક્તિ જાગી ઉઠી. તેમણે લૌકિક વાસના ઉપર જય મેળવ્યો. વાદળ દૂર થતાં પ્રકટતા પ્રકાશની પેઠે તેમના અંતરમાં આધ્યાત્મિક જ્યોતિ પ્રકાશી ઉઠી. ધર્મજીવનનો શ્રેષ્ઠ આદર્શ પોતાની સન્મુખ રાખીને એ જીવનમાર્ગમાં આગળ વધવા લાગ્યાં.

એ સમયથી ટેરેસા અનેક પ્રકારનાં આશ્ચર્યકારક દૃશ્ય જોવા લાગ્યાં. તેમણે જોયું કે, ભગવાન ખ્રિસ્ત પોતે જાણે તેમની પડખેજ બેઠા છે, અને મધુર સ્વરે વાતચીત કરી રહ્યા છે. એક દિવસ નહિ, બે દિવસ નહિ, પણ કેટલાએ દિવસસુધી ટેરેસાએ એવાં દૃશ્ય જોયાં હતાં કે જે વિચારતાં આશ્ચર્ય થાય છે. અલબત્ત એ બધી રહસ્યપૂર્ણ ઘટનાઓમાં શું સત્ય સમાયલું હતું તે અમે કહી શકતા નથી.

## ૫—સાધના અને સિદ્ધિ

સાધ્વી ટેરેસાને ધર્મરાજ્યમાં પ્રવેશ કરવામાં ઘણી વાર ઠોકરો

આવી પડી, પણ પાછાં તરત ઉઠીને ઉભાં થઇ જતાં. વળી પાછાં પડતાં અને ઉભાં થતાં. એમ કરતે કરતે એ હવે અતિશય સાવધાન થઇને ચાલતાં શીખ્યાં. હવે તેમની આત્મદૃષ્ટિ ઉઘડી ગઇ. પરમાત્મા સાથે આત્માનો યોગ સાધવા સારૂ તેમણે હવે સાધના કરવા માંડી. થોડાજ દિવસ પૂર્વે ટેરેસાને થોડાક ઉચ્ચકક્ષ સાધુઓનાં દર્શન–સમાગમનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ સાચા સાધુઓનાં નિર્મળ ચરિત્ર, ઉંડો ધર્મવિશ્વાસ અને પવિત્ર પ્રભુપ્રેમ જોયો, ત્યારેજ ટેરેસા ધર્મજીવનનું ગૂઢ રહસ્ય સમજી શકયાં હતાં. એ સાચા સાધુઓના સત્સંગ ઉપરાંત ચારિત્રરૂપી મૂગા અને અસરકારક ઉપદેશે તેમના અંતરમાં અસાધારણ તેજસ્વી ધર્મભાવ ઉત્પન્ન કર્યો હતો. ટેરેસા પોતે એ વિષે લખે છે કે:–

"આ બે સાધુ પુરુષોમાંથી એકના સમાગમમાં આવતાંજ મારા હૃદયમાં એક આશ્ચર્યકારક આધ્યાત્મિક શક્તિ ઉત્પન્ન થઈ. મનમાં એમજ થવા લાગ્યું કે, મારાથી બની શકે નહિ એવું આ જગતમાં કાંઇ પણ નથી."

એ સમયથી ટેરેસાએ હઠયોગીઓની પેઠે દેહદમન કરવા માંડયું. એમની એ કઠોર સાધનાની વાત સંભારતાં પણ વિસ્મય ઉપજે છે. પોતાની પ્રકૃતિને જીતવાનો તેમણે સખ્ત યત્ન કર્યો. જાડા કપડાનો એક ઝભ્ભો બનાવ્યો, કાંટાના બિછાના ઉપર સૂવા માંડયું. એથી એમના સુકુમાર શરીરમાં ઉઝરડા થઇ લોહી નીકળવા માંડયું. એમણે ઘણોજ થોડો આહાર કરવા માંડયો, મદ્યપાનને તો હવે એ સ્પર્શ પણ કરતાં નહિ. ઘોડાઓને ઓઢાડવા માટે જે જાડી હલકા પ્રકારની ધાબળી વાપરવામાં આવે છે એવી ધાબળીનો એક ઝભ્ભો એ પહેરતાં. એ ધર્મશીલા સાધ્વીનું અંતઃકરણ સાધનાની ઉત્તમ અવસ્થાએ પહોંચવા સારૂ કેટલું વ્યાકુળ હતું, તે તેમના દેહદમનથી સમજાશે.

એ ઉપાયોદ્વારા ટેરેસાએ પ્રકૃતિના ઉપર જય મેળવ્યો. તેમના અંતરમાંનો સંગ્રામ ઓછો થઈ ગયો. હવે એ પોતાના જીવનને એ આપત્તિમાંથી છૂટેલું ગણવા લાગ્યાં. હવે એમને ખસી પડવાનો સંભવ રહ્યો નહિ. એમનું ચરિત્ર લખનાર સન્નારીએ ટેરેસાના જીવનની એ અવસ્થાને ધર્મજીવનનું પહેલું પગથીઉં ગણ્યું છે.

ત્યારપછી એ સાધક સન્નારીએ ધર્મસાધનાના બીજા પગથીઆ ઉપર ચઢવાનો યત્ન કરવા માંડયો. એ સમયની અવસ્થા-

વિષે તેઓ પોતે લખે છેઃ—"ઇશ્વરેચ્છા અને ઇશ્વરાજ્ઞા પ્રમાણે વર્તી શકાય એટલા સારૂ મેં ઇશ્વરનાજ હાથમાં આત્મસમર્પણ કર્યું. એ ઉપરાંત વિદેહમુક્ત સાધુ પુરુષો પાસે હું શક્તિની ભિક્ષા માગવા લાગી કે, એમની સહાયતાથી હું ઇશ્વરનું ખરૂં તત્ત્વ પામી શકું. મારાં બે વર્ષ તો માત્ર એવી પ્રાર્થનામાંજ નીકળી ગયાં."

ટેરેસા જે જે પ્રાર્થના કરતાં તે બધી લખી રાખવામાં આવી છે. એ હૃદયસ્પર્શી પ્રાર્થનાઓ વાંચ્યાથી તેમની આધ્યાત્મિક અવસ્થા ઉત્તમરૂપે જણાઈ રહે છે. અમે અહીંઆં એ પ્રાર્થનાઓમાંનો કેટલોક ભાગ નીચે ઉતારીએ છીએ. પ્રસિદ્ધ વિદ્વાન અને ભક્ત કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે પોતાના ભકતવાણી ગ્રંથમાં ટેરેસાની એ પ્રાર્થનાઓને સ્થાન આપ્યું છે.

"હે પ્રભુ ! પ્રત્યેક દિવસની પ્રત્યેક ક્ષણે મારૂં હૃદય તમારા પવિત્ર પ્રેમથી પરિપૂર્ણ થાઓ. × × × હે અવિનશ્વર ! મારા હૃદયનો પ્રેમ તમારામાંજ જઇને વસે કે જેથી કોઈ ક્ષણભંગુર મર્ત્ય પદાર્થ એને વિચલિત કરી શકે નહિ. × × તમારા મેળાપ સિવાય બીજું જે કાંઈ છે તે વિવેકી જીવાત્માને તો કંટાળોજ ઉપજાવનાર અને દુઃખજનક છે. દુનિયાની સારામાં સારી વસ્તુ પણ તેની કોઇ આકાંક્ષા તૃપ્ત કરી શકતી નથી; પણ ઉલટી તેને વધારે વ્યાકુળ, લોભી અને ઉત્તેજિત કરે છે. હે પરમેશ્વર ! કેવળ તમારા મિલનથીજ—માત્ર આપને પામવાથીજ—એ અભાવ—એ આકાંક્ષા સદાને માટે અને પૂરેપૂરી દૂર થાય છે, અને હૃદય શાંતિ પામે છે. આપ હૃદયેશ્વર પરમાત્મદેવના અનુપમ સૌંદર્યે બધાંજ પાર્થિવ સૌંદર્યને હરાવીને ઝાંખાં કરી નાખ્યાં છે, એના સિવાય હવે બીજા કશાથી મારૂં વ્યાકુળ હૃદય તૃપ્ત થઇ શકતું નથી. હે પ્રભો ! કોઇ દિવસ હૃદયદ્વાર ઉઘાડું જોઇને કોઇ તુચ્છ ભાવ એમાં પ્રવેશ કરી જાય, ત્યારે હે હૃદયમાં છુપાઇ રહેલા સર્વજ્ઞ—સર્વશક્તિમાન—દીનાનાથ ! તમારા અનુપમ સૌંદર્યમાં મારી વૃત્તિને ડૂબાડી દેજો કે જેથી બધી ભ્રાંતિનો નાશ થઈ જાય."

આ પ્રમાણે પ્રાર્થના અને ધ્યાન કરતાં થકાં ટેરેસા ધર્મરાજ્યના બીજા પગથીઆ ઉપર ચઢવા લાગ્યાં. તેમના હૃદયમાં એક સ્વર્ગીય પ્રેમનો આવિર્ભાવ થયો. એ પ્રેમની શક્તિ ફક્ત તેમના અંતરમાંજ પ્રગટ થતી એવું નહોતું; શરીરમાં પણ પ્રભુપ્રેમની આશ્ચર્યકારક ક્રિયા એ અનુભવતાં. પ્રભુપ્રેમ વિજળીની પેઠે

ટેરેસાના હૃદયને સ્પર્શ કરતો, અને તેથી તેમનું આખું શરીર રોમાંચિત થઈ જતું. પ્રભુપ્રેમમાં ડૂબી જઇને એ ગાઇ ઉઠતાં કેઃ—

"મારા હૃદયને જાણે એક ધક્કો લાગ્યો છે. ઈશ્વર જાણે મારા હૃદયને સ્પર્શ કરીને આ શરીરમાં કંપારી ઉપજાવી રહ્યા છે. એ ધક્કો જાણે મને મૃત્યુની તરફ લઇ જઇ રહ્યા છે. પરંતુ એ મૃત્યુમાંજ હું જીવન પ્રાપ્ત કરી રહી છું."

ટેરેસાએ ઈશ્વરપ્રેમ મેળવ્યો, તેમનું ચિત્ત પવિત્ર થયું અને હૃદય અમૃતથી ભરાઇ ગયું; પરંતુ એટલાથી એ તપસ્વિનીને તૃપ્તિ કેવી રીતે વળે? એમણે તો સાધનાના માર્ગે ઉતાવળાં ચાલવા માટે પ્રથમ કરતાં પણ વધુ તપસ્યા કરવા માંડી; શરીર રહેવાનું હોય તો રહે નહિ તો પડે, પણ જીવનમાં પૂર્ણતા તો મેળવવીજ; એવો એમનો દૃઢ સંકલ્પ હતો. એ સંકલ્પની વાત સાંભળીને બીજી સંન્યાસિનીઓ કહેવા લાગી કે, ટેરેસા જે વ્રત પૂરૂં કરવા માગે છે તે ઘણુંજ કઠણ છે.

પરંતુ બળવાન સાધ્વી ટેરેસાએ તે કઠોર વ્રતનો પ્રયત્ન પૂર્ણ બળથી ચાલુ કર્યો. એ વ્રત પૂર્ણ કરવાને એમણે પાંચ વર્ષ સુધી કઠણ તપસ્યા કરી હતી. છેવટે તેમના આચાર્યે એ વધારા પડતું કઠોર વ્રત અને દેહદમન તજી દેવાની તેમને સલાહ આપી. હવે તેમણે વધારા પડતા દેહદમનને છોડી દીધું, અને મુખ્યત્વે પ્રભુકૃપા ઉપર આધાર રાખીને ધ્યાન, પ્રાર્થના અને નામસ્મરણ કરવાનું આરંભ્યું- એ સાધનાથી તપસ્વિનીની ઉંચા પ્રકારની આધ્યાત્મિક અવસ્થા પ્રાપ્ત કરવાની લાંબા વખતની અભિલાષા પૂર્ણ થઈ, એમનું સાધ્વી-જીવન સફળ થયું—કૃતકૃત્ય થયું.

સાધ્વી ટેરેસાએ પોતાના એ ધર્મસાધન તથા ધર્મજીવનની ગૂઢ કથા આત્મચરિત્રમાં લખી રાખી છે, તેમાંનો થોડોક સારાંશ નીચે ઉતારીએ છીએઃ—

"મારૂં હૃદય એક બગીચો છે. ઈશ્વર એ ઉદ્યાનના સ્વામી છે. મારા હૃદયોદ્યાનમાં કાંટાનાં જે ઘણાં ઝાડ ઉગી નીકળે છે, તેને ઉખાડી નાખીને ઉત્તમ છોડવાઓને વારિસિંચન કરવાથીજ એમાં સુગંધીદાર સુંદર પુષ્પો ખીલી નીકળે છે. અને તેમ થાય છે ત્યારે-જ પવિત્રતાના સાગરરૂપ પરમાત્મા એ હૃદયોદ્યાનમાં છૂટથી અને નિરાંતે વિહાર કરે છે."

× × ×

"મારા જીવનમાં ચાર અવસ્થાઓમાંથી મારે પસાર થવું પડયું છે. પહેલી અવસ્થામાં પાપ આવીને મારા ઉપર આક્રમણ કરે છે અને તેમાંથી બચવા સારૂ ઈશ્વરની આગળ સર્વદા પ્રાર્થના કરવી પડે છે; જરાપણ વિસામો ખાવાનો નથી હોતો. એ અવસ્થામાં શરીરને પણ એકદમ તરછોડવું ન જોઈએ; નહિ તો એ નબળો દેહજ ધર્મમાર્ગમાં વિઘ્નરૂપ થઇને નડે છે. એટલા સારૂ આહાર અને નિદ્રાનું પણ હદસરનું પ્રયોજન છે."

"બીજી અવસ્થામાં અત્યંત કઠોર તપસ્યા કરવાની જરૂર પડતી નથી. મન આપોઆપજ ઈશ્વરચિંતામાં નિમગ્ન થાય છે. ઈશ્વરની કરુણા સહેલાઇથી આવીને હૃદયમાં અધિકાર જમાવે છે, એટલે મનની બધી ગ્લાનિ જતી રહે છે. બધી મનોવૃત્તિઓ ઈશ્વરમાં સમાઇ જાય છે, એ વખતે મનોવૃત્તિ નાશ પામે છે એવું નથી; પણ ઈચ્છા પોતાની સ્વતંત્રતા મૂકી દઈને ઈશ્વરનું દાસત્વ ગ્રહણ કરે છે. પ્રેમી જેવી રીતે પ્રેમાસ્પદનો આજ્ઞાનુસારી થવામાં દુઃખ કે અડચણ ગણતો નથી, તેવીજ રીતે ઇચ્છા પણ ઈશ્વરને તાબે થવામાં કાંઇપણ કલેશ અનુભવતી નથી."

"હે ઈશ્વર ! તમારા પ્રેમની કેવી અપૂર્વ શક્તિ છે ! તમારા પ્રેમે મારી મનોવૃત્તિઓને આશ્ચર્યકારક રીતે જકડી રાખી છે. હવે તો તમારા સિવાય બીજા કોઇની વાત કરવી ગમતી નથી. મારી ઇચ્છા તમારાજ અમૃતરસનું પાન કરે છે અને મારાં મન તથા બુદ્ધિ પણ એ બાબતમાં ઇચ્છાને સહાય કરે છે."

"ત્રીજી અવસ્થામાં અંતઃકરણમાં રાતદહાડો પ્રભુકૃપાનો પ્રવાહ વહેતો રહે છે. આપણે માત્ર એ અંતઃકરણના મુખને એ કરુણાની તરફ ફેરવવું જોઈએ; એટલે પછી આપણી મનોવૃત્તિ પ્રભુચરણમાંજ આળોટે છે. એ વખતે આપણે આપોઆપ સમજીએ છીએ કે, એ મનોવૃત્તિ કયા પ્રકારના ભાવમાં રમી રહી છે ? એ અવસ્થામાં આત્માનો આનંદ, મધુરતા અને શાંતિ પહેલાંના કરતાં કેટલાં બધાં વધી પડે છે તેનું વર્ણન થઈ શકતું નથી. એ વખતે તો એવુંજ લાગે છે કે, જાણે બળપૂર્વક ભગવાન પોતેજ કરુણારૂપી સુધારસનું પાન કરાવીને આત્માને પોતા તરફ ખેંચી રહ્યા છે. એ વખતે માનવાત્મામાં પાછળ કે આગળ ચાલવાની શક્તિ રહેતી નથી અને આત્મા એક અનિર્વચનીય ભાવમાં રહે છે."

"ચોથી અવસ્થાની કથા કહેવી એ દુઃસાધ્ય છે, છતાં પણ

ઈશ્વરથી પ્રેરાઈને હું એ વિષયમાં લખું છું. મારી એ અવસ્થામાં હું ઇશ્વરની વાણી સાંભળવા પામી. ઈશ્વરે મને કહ્યું ' બેટી ! તારો આત્મા મારામાં મળી ગયો છે, મારી સાથે જોડાઇ ગયો છે. હવે તારામાં તું નહિ રહે પણ હુંજ રહીશ.' "

"એવી અવસ્થામાં મનુષ્યને શ્રમપૂર્વક કાંઇ પણ કરવું પડતું નથી. ઈશ્વરની કરુણા સર્વદા તેના આત્માને ઘેરી રાખે છે અને તેથી તે શાંતિમાં રહે છે, તેના હૃદયરૂપ બગીચો આનંદરૂપ પુષ્પથી સુશોભિત થઇ રહે છે. એ અવસ્થામાં આપણો શ્વાસોચ્છ્વાસ પણ લગભગ બંધ થઇ જાય છે, નયન પણ આપોઆપ મિંચાઈ જાય છે, કર્ણમાં શબ્દ પ્રવેશ કરતો નથી, મુખ બોલતું નથી, શરીર ક્રિયા બંધ થાય છે અને સર્વ શક્તિ આત્મશક્તિમાં ફેરવાઇ જવાથી- આનંદમાં ઓર વધારો થાય છે."

"પરંતુ એવી અવસ્થા થોડી વારજ ટકે છે, તે પછી મનમાં શું થાય છે? એ વખતે ઇશ્વરમાંથી નીકળીને (સમાધિદશામાંથી નીચે ઉતરીને) આપણે આપણા પોતામાં (ઉત્થાન અવસ્થામાં) આવી પડીએ છીએ. આથી મનમાં એક પ્રકારનો ઉદાસભાવ પ્રગટી નીકળે છે. સંસારના કામકાજમાં ચિત્તને રૂચતું નથી. મનમાં સારા સારા સંકલ્પો જાગ્રત થાય છે. એ સંકલ્પોને અમલમાં લાવવાની ઈશ્વર જાતે શક્તિ આપે છે, એ ઈશ્વરી શક્તિ આશ્ચર્ય- કારક રીતે આત્માને બળવાન બનાવે છે અને એવો સબળ આત્મા પરમેશ્વરના નામે કોઇ પણ કાર્યમાં પાછી પાની કરતો નથી."

"હાય ! હું કેટલી બધી ક્ષુદ્ર છું કે એ અવસ્થામાં આત્માએ કેવું કામ કરવું જોઇએ, તે હજીસુધી પણ હું સ્પષ્ટપણે સમજી શકતી નથી, અને તેથી મને કલેશ થાય છે."

"હે મારા પરમ સંપત્તિના સાગર ! તું મારા ઉપર દયા લાવ. હું તારી જેટલી ઋણી છું તે ઋણમાંનું જરા તરા પણ ચૂકવી શકું, એવા શુભ સંયોગ આણી આપ. હે પ્રભુ ! તારી સેવિકા તારી ઇચ્છાનુસાર કાર્ય સાધી શકે, એવો તું એને આદેશ અને ઉત્સાહ આપ ! મારા જેવી અનેક દુર્બળ નારીઓ કેવળ તારા પ્રેમપ્રભાવથી શક્તિવાન થઈને અનેક મહાન કાર્ય કરી ગઇ છે. × × × હે. મારા પરમ ધન ! મને બળ આપો, આપના કાર્યમાં નિયુક્ત કરો. આ લ્યો મારૂં જીવન, આ લ્યો મારી ઇચ્છા; મારી સર્વ મર્યાદા આપને અર્પણ કરૂં છું. હું આપનીજ છું. આપની ઇચ્છાનુસાર

મારી વ્યવસ્થા કરો."

તપસ્વિની ટેરેસાએ કોઇ ગ્રંથ વાંચીને અથવા તો કોઇ આચાર્યનો ઉપદેશ સાંભળીને આટલી બધી ચિત્તાકર્ષક ધર્મકથા લખી નહોતી; સાધનાદ્વારા એમને જે કાંઇ સમજાયું હતું, ધ્યાન-દ્વારા જે કાંઇ જણાયું હતું, અંતરાત્મામાં જે કાંઇ શુભ સંપત્તિ પ્રાપ્ત થઇ હતી, કે જેનો ઉપભોગ કરવાથી તેમનો વાસનારૂપી અગ્નિ હોલવાઇ ગયો હતો અને માનવજન્મ સફળ—કૃતકૃત્ય થયો હતો; તેજ વાતો કશો પણ ઢોળ ચઢાવ્યા વિનાની સાદી અને હૃદયસ્પર્શી ભાષામાં લખી રાખી છે. તેમના એ ઉદ્દ્ગારોને વાંચવા-થી આપણને સ્પષ્ટ જણાય છે કે, સાધ્વીશિરોમણિ ટેરેસા ખરે-ખર ઉત્તમોત્તમ અવસ્થાએ—સિદ્ધ દશાએ પહોંચ્યાં હતાં.

## ૬—કર્મ

પ્રભુ પ્રત્યેનો પ્રેમ અને ભક્તિ ધર્મવૃક્ષનાં ફૂલ છે, અને સેવા-કર્મ એ તેના ફળરૂપ છે; તેથીજ મનુષ્યના ઉન્નત ધર્મજીવનમાંથી પુણ્યકર્મની આકાંક્ષા જાગ્રત થાય છે. જે કોઇ ધર્મસાધના કરીને પ્રભુપ્રેમમાં ડૂબી જાય અને તેના ચરણમાં જીવનનો ઉત્સર્ગ કરે તે શું દુનિયાનાં દીનદુઃખી અજ્ઞાની પ્રાણીઓના કલ્યાણ માટેનાં કાર્ય નહિ કરતાં માત્ર પોતાનોજ સ્વાર્થ સાધીને સંતોષ પામી શકે?

તપસ્વિની ટેરેસાએ સાધના સાધીને સિદ્ધિ મેળવ્યા પછી હવે ઈશ્વરનો આદેશ સાંભળીને અને તેની સેવિકા બનીને, જગતની કોઇ મહાન સેવા કરવાને તેમનું હૃદય આકુળવ્યાકુળ થવા લાગ્યું.

કર્મની બાબતમાં પણ સંન્યાસિની ટેરેસાનો એક ખાસ મત હતો, તેનો પણ અહીં ઉલ્લેખ કરવો જરૂરનો છે. એ કહેતાં કે, માણસનાં બહારનાં કર્મથી પણ તેનો આંતરિક ભાવ સમજી શકાય છે. ઉપલકિયા ધર્મજ્ઞાન અથવા પોથાંપાંડિત્ય તો માત્ર મનમાંજ આવીને અટકે છે; આચરણની બાબતમાં એવા મનુષ્ય ઉપરથીજ પુરુષ જેવો વેષ પહેરનારા નપુંસકના જેવા હોય છે. સાધ્વીજી એ વિષે લખે છે કેઃ—

"પ્રાર્થના ગમે તેટલી સુંદર કેમ ન હોય, પણ તેની સાથે જો કર્મનો યોગ ન હોય તો તે કદી સર્વાંગ સુંદર અને સંપૂર્ણ થઇ શકે નહિ. હાય! કર્મહીન ભક્તિની વિહ્વળતા, પ્રેમનો પ્રભાવ, સંગીતનો મોહ, પૂજાનો ઉપચાર, બહારનો આડંબર એ બધું વ્યર્થ છે. પરાભક્તિથી ગદ્ગદ થઇને એકાગ્રચિત્તે પરમાત્મદેવની

સ્તુતિ અને સ્તવન જરૂરનાં છે; તેમ પૂજાદિ કર્યા પછી શ્રમસાધ્ય ધર્મગ્રંથના પાઠ અને દેવપૂજાદિ બાહ્યાચાર એ વ્યર્થ છે. કર્તવ્યભાર પણ ઉઠાવવાની અને તેને પાર ઉતારવાની પણ જરૂર છે; નહિ તો એ માત્ર ઉપલક્રિયા ઉભરો ક્યાંનો ક્યાંય શમી જાય છે. કેવળ એવી ઉપલક્રિયા ઉપાસનાદ્વારા હૃદયની સાચી ફળદ્રૂપતા અને વિશાળતા તથા સંપૂર્ણતા સધાતી નથી. કર્તવ્યપ્રેમથીજ તેનો પૂર્ણ વિકાસ થાય છે. એ પ્રેમનો પરિચય વાક્યોથી નહિ પણ કાર્યથી મળે છે. કેવળ હાથ જોડીને મોઢાની સ્તુતિઓ કર્યાથી અથવા તો આચરણમાં નહિ ઉતારતાં માત્ર બીજાઓને દેખાડવા કે ઉપદેશવા માટે પોતાના અહંભાવથી ઉભરાતાં ઉત્તમ વિચારવાળાં ભજનાદિ ગાઈ સંભળાવવાથી એ પ્રભુપ્રેમ સાબીત થતો નથી; પરંતુ શ્રમ અને કષ્ટ વેઠીને તથા અનેકવિધ લૌકિક સ્વાર્થોનાં બલિદાન આપીને એ પ્રેમ દર્શાવવો જોઇએ છે. મેં પણ ઘણા કાળ સુધી મોઢાની સ્તુતિઓ ગાઇ છે, હવે મારે બીજું કાંઇ જોઇતું નથી પણ માત્ર એજ પ્રાર્થના છે કે, હું દિનપ્રતિદિન પ્રભુપ્રેમની અને આદેશની અધિકારી બનું અને ઉન્નતિના માર્ગમાં આગળ વધી સદાને માટે તેના શરણમાં રહી શકું. હે પ્રભો ! એ મહદ્ ફળદ્વારા મારા પ્રેમનું સાર્થક હોજો !"

પોતે કયું કર્મ કરવું જોઇએ, એ બાબતમાં ઇશ્વરની શી ઇચ્છા છે? તે હવે એ સ્પષ્ટ રીતે સમજવા લાગ્યાં. એમણે નક્કી કર્યું કે, મારા દેશના ખ્રિસ્તી ધર્મમાં જે દૂષિત રીતરિવાજો છે તેને કાઢી નંખાવીને, દેશના લોકો આગળ ભક્તિ અને કર્મના સમન્વયવાળા ધર્મજીવનનો એક ઉજ્જવળ આદર્શ ખડો કરવો એ મારી ફરજ છે. એને માટે સૌથી પ્રથમ તો એવા ઉચ્ચ આદર્શને અનુકૂળ થાય એવો એક આશ્રમ સ્થાપવાની જરૂર છે. તેમણે એ આશ્રમના સંબંધમાં એક રાત્રે એક આશ્ચર્યકારક સ્વપ્ન જોયું. ઇસુ ખ્રિસ્તે જાતે સ્વપ્નમાં તેમની સન્મુખ પધારીને કહ્યું કે "તું તારી બધી શક્તિ વાપરીને એક આશ્રમ સ્થાપ." એક વાર નહિ, બે વાર નહિ, પણ ફરી ફરીને ખ્રિસ્તની એજ ઉપદેશવાણી ટેરેસા સ્વપ્નમાં સાંભળવા લાગ્યાં. આખરે એક નવો આશ્રમ સ્થાપવાનો સંકલ્પ તેમના મનમાં થયો.

એ સમયે યૂરોપમાં ઘોર ધર્મવિપ્લવ મચી રહ્યો હતો. ઇ. સ. ૧૫૨૦ માં જર્મન દેશમાં મહાત્મા માર્ટિન લ્યુથરે ધર્મનું જે આંદોલન ઉભું કર્યું હતું, તેજ આંદોલનનો પ્લવન હજુ સુધી

સર્વત્ર વાતો હતો. સ્પેનનો ઘાતકી રાજા પાંચમો ચાર્લ્સ એ વખતે જર્મનીનો પણ બાદશાહ હતો. એટલે લ્યુથરનો ન્યાય કરવાનું કાર્ય તેને માથે આવી પડયું હતું. તે લ્યુથરે પ્રચાર કરેલા ધર્મનો ઘોર વિરોધી હતો. એટલે સ્પેનના લોકો લ્યુથરે પ્રવર્તાવેલા પ્રોટેસ્ટંટ—સુધારક—ધર્મનો સ્વીકાર કરી શકયા નહોતા, બલ્કે જૂના કુસંસ્કારો તેમના હૃદયમાં વધારે ઉંડી જડ ઘાલી બેઠા હતા.

સ્પેનવાસી ટેરેસાએ પણ માર્ટિન લ્યુથરનો સુધરેલો ધર્મ સ્વીકાર્યો નહોતો. એમણે ભક્તિરસાત્મક અનેક ઉત્કૃષ્ટ ગ્રંથ રચ્યા હતા અને ધર્મભાવનાં ઉત્તમ અધિકારી બન્યાં હતાં. અનેક આશ્રમોની સ્થાપના કરીને તથા સ્વધર્મમાં પેસી ગયેલા દૂષિત રીતરિવાજો દૂર કરીને તેમાં તેમણે જે નવો પ્રકાશ નાખ્યો હતો, તે ઉપરથી પણ તેમની અસાધારણ આધ્યાત્મિક શક્તિનો પરિચય મળી આવે છે. એ આશ્રમોને લગતાં એમનાં કેટલાંક કામોનો અહીં સંક્ષેપમાં ઉલ્લેખ કરીશું.

જે સમયની વાત અમે લખી રહ્યા છીએ તે સમયમાં ધર્મયાજક, ધર્મસાધક અને સાધિકા સ્ત્રીઓ ઘણુંખરૂં આશ્રમમાંજ રહેતાં. એને લીધે એ આશ્રમોપ્રત્યે સર્વત્ર શ્રદ્ધા અને ભક્તિ જણાતી. આગળ એ આશ્રમોમાં જે આધ્યાત્મિક વાયુ ઉત્પન્ન થતો તે નગરો અને ગામોમાં ફેલાઇને નરનારીઓના આત્મિક સ્વાસ્થ્યનું રક્ષણ કરતો; પરંતુ એ સમયની આશ્રમોની દશા ઘણી ખરાબ થઇ પડી હતી. આશ્રમનાં જે સંન્યાસી અને સંન્યાસિનીઓને માથે મનુષ્યોના અંતરમાં ધર્મભાવ જાગ્રત કરવાનું કામ હતું, તેમનામાંનાં અનેકમાં જ્ઞાનનો અભાવ જણાતો અને કેટલાંક તો પોતાના મનમાં હિંસા, દ્વેષ, વિષયાસક્તિ અને અધર્મનું પોષણ કરી રહ્યાં હતાં.

પોતાના દેશનાં સાધુસંન્યાસિનીઓની આવી શોચનીય અવસ્થા જોઇનેજ ટેરેસાના મનમાં એક નવો આશ્રમ સ્થાપવાનો સંકલ્પ જાગ્રત થયો હતો. હવે એમણે એ મહાન ઉદ્દેશ અને નવો આદર્શ સ્થાપીને આશ્રમ સ્થાપવાનો યત્ન કરવા માંડયો, પરંતુ એક પ્રકારના જૂના વિચારના લોકો તેમના નવા આશ્રમની વાત સાંભળીને ચોંકી ઉઠયા. માર્ટિન લ્યુથરે એક જરા નવી વાત કરવા જતાં આખા યૂરોપમાં આગ સળગાવી મૂકી હતી. હવે ટેરેસા પણ એક નૂતન કાંડ રચવા માગતાં હતાં. હવે સ્પેન દેશના બધા લોકો આ સંન્યાસિની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયા.

દેશના એ બધા સંરક્ષક દળના લોકોએ ટેરેસાનો વિરોધ કરવા સારૂ એક દિવસ ગંજાવર સભા ભરી હતી. પરંતુ એ સભામાં એક વિચારશીલ યુવકના ભાષણથી બધું કામકાજ ઢીલું પડી ગયું હતું. ટેરેસાનો પક્ષ લઇને તે એવું તેજસ્વી ભાષણ કરતો કે સભામાં જાણે અગ્નિ વરસી રહ્યો હોય એવું લાગતું. કોની હિંમત હતી કે એ યુવકની દલીલોનું ખંડન કરીને તેની વાતનો જવાબ આપે ?

તેજસ્વિની સાધ્વી ટેરેસાએ હજારો વિઘ્નો હોવા છતાં પણ પોતાના સંકલ્પને વજ્રની મુઠ્ઠીમાં ધારણ કરીને, પોતાના ઉચ્ચ આદર્શને અનુરૂપ એક આશ્રમની સ્થાપના કરી. ચાર સંન્યાસિનીઓએ તે આશ્રમમાં દાખલ થઇને નવી રીતથી કામ કરવા માંડયું. એમનાં ચિત્ત સત્ય અને ધર્મનાં પિપાસુ હતાં; એટલેજ માણસોના ગુસ્સા તથા નિંદાની જરા પણ પરવા ન કરતાં કેવળ ઈશ્વરની તરફ જોઇને તેઓ ટેરેસાનાં સંગી બન્યાં હતાં. એમના નૂતન આશ્રમમાં કેવા કેવા નિયમો રચવામાં આવ્યા હતા તે પણ થોડુંક કહીશું.

(૧) જેઓ આશ્રમમાં પ્રવેશ કરશે તેમની પોતાની કોઇ સંપત્તિ રહેશે નહિ, બધી માલમત્તા આશ્રમનીજ ગણાશે. આશ્રમવાસીઓ માંસાહાર કરી શકશે નહિ. તેમણે સસ્તાં અને જાડાં વસ્ત્ર પહેરવાં પડશે. અને માથાના વાળ ઘણાજ આછા કરાવવા પડશે.

(૨) આશ્રમવાસી સ્ત્રીઓએ સવારમાં છ વાગ્યે પથારીમાંથી ઉઠવું પડશે. પછી આઠ વાગ્યા સુધી ઉપાસના થશે. આહારના સમયનો કાંઇ નિયમ નથી. ઈશ્વરકૃપાથી આશ્રમમાં ભોજનની સામગ્રી આવી મળશે ત્યારે ઘંટ વાગશે અને બધી સંન્યાસિનીઓ આહાર કરશે. ખોરાક ઘણોજ સાદો હશે. ભોજન કર્યા પછી એક કલાક વિશ્રામનો મળશે. બે વાગ્યે બધી સંન્યાસિનીઓ એકત્ર થઇને ધર્મગ્રંથોનો પાઠ કરશે. છ વાગ્યે છેવટની પ્રાર્થના કરશે.

(૩) આશ્રમનું સૂત્ર આ રહેશે:—" જો કોઈ કામ ન કરે તો તેણે આહાર કરવો એ ઉચિત નથી. "

(૪) આશ્રમવાસિનીઓએ ધન પ્રત્યે કોઈ પ્રકારની આસક્તિ રાખવી નહિ. સ્વાર્થત્યાગ અને વૈરાગ્ય એ બેજ આશ્રમના મૂળમંત્ર છે. ચોથા નિયમ વિષે ટેરેસાએ લખ્યું છે કે:—"ધનાદિકનો અસંગ્રહ, વૈરાગ્ય અને સ્વાર્થત્યાગ, એ ત્રણ વાનાં મનુષ્યની અમૂલ્ય સંપત્તિ છે. જે લોકો એ સંપત્તિના અધિકારી છે તેજ અન્ય મનુષ્યો-પર પ્રભાવ પાડી શકે છે. × × × હું મારા પોતાના અનુભવથી જોઈ

શકી છું કે, ધનવૈભવ અને પદવીની મોટાઈ એ ધર્મમાર્ગમાં મુખ્ય વિઘ્ન છે. હું મારા આશ્રમમાંથી એ બંને વાનાંને જડમૂળમાંથી ઉખેડી નાખીશ. વૈરાગ્ય ઉપરજ મારા આશ્રમની સ્થાપના કરીશ. આપણે પ્રભુ ઈસુનો આદર્શ વિસરી જવો ન જોઇએ. તેમણે તબેલામાં જન્મ લીધો હતો અને પોતાની માલિકીનું તેમને કાંઈજ નહોતું."

આ નાનકડા ગ્રંથમાં સ્થળસંકોચને લીધે અમે સંન્યાસિનીના આશ્રમના અનેક નિયમોમાંથી ફક્ત ચારજ નિયમોનો સંક્ષેપમાં ઉલ્લેખ કર્યો છે. ટેરેસાએ હવે એ આશ્રમની ઉન્નતિ સારૂ ખરા દિલથી યત્ન કરવા માંડયો. સારાં કામોમાં વિઘ્નો પણ ઘણાં નડે છે. એવાં વિઘ્નો નાખનાર વિરોધી દળોની સાથે તેમને સંગ્રામ પણ થયો. તેમણે ટેરેસા ઉપર સરકારી કચેરીમાં એક મુકદ્દમો માંડી તેમના ઉપર એવો આરોપ મૂકયો કે દેશના અમલદારોની મંજુરી મેળવ્યા વગર એમણે નવા પ્રકારનો આશ્રમ સ્થાપ્યો હતો. એમના નવા આશ્રમના ધર્મમત વચ્ચે અને દેશમાં પ્રચલિત ધર્મમત વચ્ચે ઘણી બાબતમાં ભેદ હતો. ઘણીક ભાંજગડ થયા પછી એ મુકદ્દમામાં ટેરેસાના શત્રુઓએ નહિ ધારેલી એવી સફળતા તેમને મળી. ઘણો પ્રયત્ન કરીને એમણે પોતાના ધર્મના મુખ્ય ગુરુ પોપનું આજ્ઞાપત્ર પણ મેળવ્યું. હવે બાકી શું રહ્યું ? પોતાના ધર્મના શ્રેષ્ઠ પુરુષે આશ્રમ સ્થાપવાની રજા આપવાથી આશ્રમના વિરોધી લોકો મનમાં ને મનમાં બળી જવા લાગ્યા; પણ તેનું ખંડન કરવાનું સાહસ તેઓ કેવી રીતે કરી શકે ?

એમ છતાં પણ દેશમાં બે પક્ષ બંધાયા. એક પક્ષ પ્રાચીન રીતરિવાજનો પક્ષ લઈને ટેરેસાને પકડવા સારૂ નાના પ્રકારની યુક્તિઓ તથા તેમના આશ્રમની ખોટી નિંદા કરવા લાગ્યો. બીજા પક્ષનાં અનેક સુશિક્ષિત મનુષ્યો ટેરેસાના પક્ષમાં રહીને, પુષ્કળ સહાયતા આપવા લાગ્યાં.

તપસ્વિની ટેરેસાનું કર્મક્ષેત્ર ધીમે ધીમે પ્રસરવા લાગ્યું. ઠેકાણે ઠેકાણે આશ્રમ સ્થાપીને તેમણે દેશના ધર્મને ઉન્નત કરવા માંડયો. તેમના પ્રયત્નથી એક કૉલેજ પણ સ્થપાઈ. થોડાજ દિવસોમાં એ સાધ્વીની શક્તિ આગળ સેંકડો લોકો મસ્તક નમાવવા લાગ્યાં. સાહસી યોદ્ધો જેવી રીતે અનેક અડચણો તથા વિઘ્નોની પરવા ન કરતાં યાહોમ કરીને તૂટી પડે છે તથા પોતાના લક્ષ્યસ્થાન ઉપર પહોંચે છે, તેવીજ રીતે તપસ્વિની ટેરેસાએ વિરોધી દળ તરફ

નજર પણ ન કરતાં, ઉતાવળે પગલે પોતાના આદર્શ તરફજ આગળ વધવા માંડયું. છેવટે ઉન્નત ધાર્મિક જીવન, શુદ્ધ બુદ્ધિ અને પ્રબળ માનસિક શક્તિદ્વારા ટેરેસાએ સ્પેન દેશમાં જાદુઇ અસર કરવા માંડી. એ અસરને લીધે અનેક ધનવાન લોકોએ આશ્રમને સારૂ પુષ્કળ ધન આપવા માંડયું; જ્ઞાની લોકોએ પોતાના કામથી સહાય કરવા માંડી; ધાર્મિક લોકોએ તેમણે સ્થાપેલા આશ્રમમાં પ્રવેશ કરવાનું આરંભ્યું. સંન્યાસિની ટેરેસાએ એકલાં સો માણસના જેટલી શક્તિથી પ્રબળ ઉત્સાહપૂર્વક એ મહત્ કાર્યને પાર ઉતારવા માંડયું. તેમનું જીવનચરિત્ર લખનાર બાઇએ એ બધાં કામોનો ઉલ્લેખ કરીને થોડાજ શબ્દોમાં એ કર્મનિષ્ઠ સાધ્વીનું સુંદર ચિત્ર આલેખ્યું છે. એનો મર્માનુવાદ આ પ્રમાણે છેઃ—

"ટેરેસા વીર સાધ્વી હતાં. તેમના ચરિત્રમાં ભિન્ન ભિન્ન ગુણોનો સમાવેશ થયો હતો. એ જ્યારે ધ્યાનમગ્ન થઇ જતાં ત્યારે તેમના અંતરમાં પુષ્કળ આનંદ વ્યાપી રહેતો. સંસારના કોઇ કાર્યમાં જ્યારે એ હાથ ઘાલતાં, ત્યારે સૂક્ષ્મ બુદ્ધિ અને અસાધારણ શક્તિદ્વારા તેને એવી સરસ રીતે પાર ઉતારતાં કે ભવિષ્યમાં છેતરાવાનો ડર રહે નહિ. ટેરેસાના સંબંધમાં એવું કહી શકાશે કે, ધ્યાનની વખતે એમના અંતઃકરણમાં જે વિચાર અને ભાવના તરંગો ઉઠતા હતા, તેજ તરંગોને લઇને એ મનુષ્યોની સેવા કરવા પ્રવૃત્ત થતાં અને મોટા કામમાં હાથ ઘાલતાં. એજ ગુણને લીધે એ બધાં કામોને ઉત્તમ રીતે સાધી શક્યાં હતાં.

## ૭—જીવનનો પ્રભાવ

જે લોકો તપસ્યાદ્વારા પુષ્કળ આધ્યાત્મિક શક્તિનો સંચય કરીને એ શક્તિદ્વારા હજારો જનોનું કલ્યાણ કરી શકે છે, એવા મનુષ્ય આગળ દુનિયા વહેલે મોડે મસ્તક નમાવ્યા વગર રહેતીજ નથી. સ્પેન દેશના કેટલાએ લોકો તપસ્વિની ટેરેસાના કામના વિરોધી થયા હતા; પરંતુ મનુષ્યના મનમાં કેવું આશ્ચર્યકારક પરિવર્તન થાય છે! હવે કેટલાંયે સ્ત્રીપુરુષો તેમને દેવી ગણીને તેમના ચરણ આગળ ભક્તિપુષ્પાંજલિ અર્પણ કરવા લાગ્યાં. કેટલાએ ધનવાનો અને જ્ઞાની પુરુષો તેમનો ધર્મોપદેશ સાંભળીને ઉપકૃત થવા લાગ્યા. એમના કોઇ પણ શુભ કાર્યમાં પૈસાની મદદ આપવાથી પુણ્ય થશે એવી ખાત્રીથી લોકોના મનમાં વિશેષ સંતોષ થતો હતો. ટેરેસાએ હવે સ્પેન દેશમાં ઠેકાણે ઠેકાણે

આશ્રમો સ્થાપીને નાના પ્રકારનાં મહાન કાર્યો કરવા માંડયાં. છતાં પણ એમને ધનનો અભાવ કોઇ દિવસ નડયો નહિ. ટેરેસાએ કોઇ સારૂં કામ કરવાનો દૃઢ સંકલ્પ કરતાંજ એની ખબર વાયુ-વેગે ધનવાન લોકોમાં પ્રસરી જતી, અને જાદુગરના મંત્રથી વશ થઇ ગયા હોય તેમ તેઓ તેમને જોઇતા ધનની સગવડ કરી આપતા.

સંન્યાસિની ટેરેસાનાં સત્કાર્યો સારૂ કેટલાએ મોટા મોટા લોકો એમને પૈસાની મદદ આપતા, પરંતુ એ પોતે એ લોકોનું મન મનાવવા માટે કદી પણ પોતાના આદર્શને હલકો પડવા દેતાં નહિ કે પોતાના વિચારોનો કોઇની ખાતર ત્યાગ કરતાં નહિ. એ મહાન સાધ્વીએ પોતાના ચારિત્રના માહાત્મ્યથી પોતાને સારૂ એક એવા ઉંચા આસનની રચના કરી હતી કે ખુદ સ્પેન દેશના બાદ-શાહ પણ તેમને એ આસન ઉપરથી નીચે ઉતારી શકયા નહિ. બાદશાહ જયારે પણ કોઇ અન્યાયી કામ કરતો, ત્યારે એ તેજસ્વિ-ની નારી નિડર થઇને તેનો વિરોધ કરતાં. એમના એ સાહસને લીધેજ બાદશાહ એમનાથી બ્હીતા અને ભકિત દર્શાવતા.

જે લોકો ટેરેસાને અઢળક ધનનું દાન કરતા તે લોકોજ જ્યારે કોઇ ગેરવ્યાજબી કાર્ય કરવા લાગતા, ત્યારે ટેરેસા કેવા સાહસથી એમની વિરુદ્ધ ઉભાં થતાં, તે બતાવવા અમે એક પ્રસંગનું વર્ણન કરીશું. સ્પેન દેશના કોઇ એક જમીનદારની સ્ત્રી ઘણીજ સુંદર હતી. સ્વામીના ઉપર તેનો અત્યંત પ્રભાવ હતો. તેને એક નાનીશી રાણી કહીએ તોપણ અતિશયોકિત ગણાશે નહિ; કારણ કે તેના સ્વામીનો માનમરતબો સ્પેનના ખુદ બાદશાહથી બીજાજ નંબરનો હતો. એ સ્ત્રીના મનમાં એકાએક એવો વિચાર સ્ફૂરી આવ્યો કે, મારે એક મોટો આશ્રમ સ્થાપવો. એથી મારી કીર્તિ અમર રહી જશે; લોકો ખૂબ વાહવાહ કરશે. એ સમયમાં આખા દેશની સંન્યાસિનીઓમાં ટેરેસાની ઘણીજ ખ્યાતિ હતી. એટલે એ ધનવાન જાગીરદારની સ્ત્રીએ એમનીજ દેખરેખ નીચે એક મોટા આશ્રમની સ્થાપના કરી. એ આશ્રમમાં તે બાઈના પૈસા પાણીની પેઠે ખર્ચાયા. થોડા દિવસ પછી એ બાઈના પતિનો દેહાંત થવાથી વૈધવ્ય દશામાં તેણે પોતે પણ એજ આશ્રમમાં પ્રવેશ કર્યો. પરંતુ એ ફુની બાઇની કેટલીક ગેરવર્તણુંક જોઇને આશ્રમવાસી બાઇઓ બહુ આશ્ચર્ય પામી. એ બાઇ આશ્રમની અંદર રહ્યા છતાં પણ પોતાનાં બધી જાતનાં સુખની વાસના તૃપ્ત કરવા માગતી હતી.

એ એવું સમજતી હતી કે, આશ્રમ તો મારોજ સ્થાપેલો છે. હજુ પણ મારા આપેલા ધનથી એનો નિર્વાહ ચાલી રહ્યો છે. મારા અન્યાયી કાર્યની વિરુદ્ધ બોલવાની મગદૂર કોની છે? પરંતુ એને ખબર નહોતી કે ન્યાય અને સદાચારનું રક્ષણ કરવા ખાતર સાધ્વી ટેરેસા કેવું અગ્નિસ્વરૂપ ધારણ કરે છે! આખરે ટેરેસાનો હુકમ માથે ચઢાવીને તેને આશ્રમમાંથી ચાલ્યા જવું પડ્યું.

ધર્મશીલા સાધ્વી ટેરેસા આશ્રમની પવિત્રતા, ધર્મનો ઉચ્ચ આદર્શ અને ન્યાયનું રક્ષણ કરવા સારૂ અત્યંત કઠણ હૈયાનાં થઇને ઉભાં રહેતાં એ વાત ખરી; પરંતુ રોગ, શોક, પાપ અને અશાંતિના સમયમાં લોકોની સેવા કરતી વખતે સગી માતાની પેઠે લોકો ઉપર સ્નેહ દાખવતાં અને સાંત્વના આપતાં. આથીજ પાપમાં પડેલાં, રોગથી પીડાતાં અને શોકનો તીવ્ર દાહ સહન ન કરી શકનારાં સ્ત્રીપુરુષો શાંતિ મેળવવાની આશામાં તપસ્વિની ટેરેસાનું શરણ લેતાં. એ પણ એમને ઇશ્વરના પ્રેમની કથા સંભળાવીને સાંત્વના આપતાં.

એક દિવસ ટેલેડો શહેરના એક ધનવાનની પત્નીએ શોકની પીડાથી અધીરી થઇને ટેરેસાના આચાર્ય ઉપર એક પત્ર લખી મોકલ્યો. આચાર્યના આગ્રહથી ટેરેસાને એ શોકાતુર ધનિક બાઇને ઘેર જવું પડ્યું. એમણે કેટલાક દિવસ એ આબરૂદાર મહિલાની હવેલીમાં રહીને જોયું કે એને ત્યાં ધન, ઐશ્વર્ય, દાસદાસી, ગાડીઘોડા, માનઆબરૂ બધું છે; નથી ફક્ત ધર્મ. એને લીધેજ આ શોકને વખતે એ બધું ધન અને ઐશ્વર્ય કશા કામમાં આવતું નથી. એનાં માનઆબરૂ એના હૃદયનો ઘા રૂઝવી શકતાં નથી. અનેક દાસદાસીઓ ગડબડ મચાવીને તેની અશાંતિમાં ઉલટો વધારો કરી રહ્યાં છે. તપસ્વિની ટેરેસાએ થોડાકજ દિવસોમાં એ સ્ત્રીના અંતરમાં ધર્મભાવ જાગ્રત કરી દીધો. તેમની સાંત્વનાથી એ નારીનો સંતાપ એકદમ જતો રહ્યો; એટલુંજ નહિ પરંતુ સંન્યાસિનીના જીવનના પ્રભાવથી એ આખા કુટુંબની રીતભાતમાં એકદમ ફેરફાર થઈ ગયો. ધનવાન ગૃહિણીની એક સહચરી તો ટેરેસાના મર્મસ્પર્શી ઉપદેશ સાંભળીને ધર્મ પ્રાપ્ત કરવાને અતિશય આકુળવ્યાકુળ થઈ ગઈ.

ટેરેસા જ્યારે પાકી વયનાં થયાં ત્યારે દેશના લોકો તેમને ધર્મરાજ્યનાં અધિશ્વરી ગણીને તેમના પ્રત્યે શ્રદ્ધા અને ભક્તિ દર્શાવવા લાગ્યા. એ આશ્રમમાંથી બહાર નીકળ્યાં છે અને અમુક

રાજમાર્ગે થઇને જવાનાં છે, એવી ખબર બહાર પડતાંજ શહેરના એ માર્ગની બંને બાજુ લોકોની અત્યંત ભીડ જામતી. ગરીબ, તવંગર, બાળક, વૃદ્ધ—સૌ કોઇ તેમનાં દર્શન કરવા તથા તેમનો આશીર્વાદ મેળવવા સારૂ રસ્તામાં જઈને ઉભાં રહેતાં. પુષ્કળ લોકો તપસ્વિનીની ગાડીની સાથે સાથે દોડતાં. તેમની શક્તિ ઉપર લોકોનો વિશ્વાસ જામ્યો હતો. વિલાનિઉવા શહેરમાં ઘણા દિવસથી વૃષ્ટિ થઇ ન હતી. ટેરેસા એકાએક એ સ્થાને જઇ પહોંચ્યાં અને ત્યારપછી પુષ્કળ વરસાદ થયો. બધા લોકો એમજ માનવા લાગ્યા કે, આ પુણ્યશીલા નારીની અમારા નગરમાં પધરામણી થવાથીજ આટલા બધા દિવસો પછી વરસાદ થયો છે.

ટેરેસાનું જીવનચરિત્ર લખનાર સજ્જારી કહે છે કેઃ— " સાધ્વી ટેરેસાને દેશના લોકો તરફથી જે પ્રકારનો આદર અને ભક્તિ પ્રાપ્ત થયાં હતાં, તેટલી શ્રદ્ધા અને ભક્તિ સ્પેન દેશના લોકોએ રાજા ફિલીપ અને તેના મુખ્ય સેનાપતિ ઉપર પણ બતાવી હશે કે નહિ તે બાબતમાં મને ઘણો સંદેહ છે. " એક વાર એક ગામમાં થઇને જતી વખતે ટેરેસા એક સ્થળે વિસામો ખાઈને ભોજનની તૈયારી કરી રહ્યાં હતાં. એવામાં ગામમાં ખબર ફેલાવાથી કીડીઓની પેઠે લોકોની મેદની ઉભરાઇ આવી. સરકારી અમલદારોએ જાણ્યું કે, આથી સંન્યાસિનીને અડચણ પડશે; એટલે તેમણે ભીડ ઓછી કરવા સારૂ પોલીસને ઉભા રાખ્યા. એ વખતે સેંકડો લોકો સંન્યાસિની ટેરેસાનાં દર્શન સારૂ રસ્તામાં તથા અગાશીઓમાં અને કોટની રાંગ ઉપર જઇને ઉભાં રહ્યાં. આવા આવા બનાવો સાધ્વી ટેરેસાની લોકપ્રિયતાની સાક્ષી આપે છે.

## ૮—મૃત્યુ

ઈ. સ. નું ૧૫૮૨ મું વર્ષ હતું. એ વર્ષના સપ્ટેમ્બર માસમાં એલબારના ડ્યુકની પત્નીએ તપસ્વિની ટેરેસાને મળવા સારૂ ઘણીજ વ્યાકુળતા બતાવી. એ વખતે એ બાઇને સંતાન થવાનો પ્રસંગ હતો. એના મનનો એકમાત્ર અભિલાષ એ હતો કે, ટેરેસા એક વખત પધારીને મારે ત્યાં પ્રાર્થના કરે. એના મનમાં કદાચ એવો વિશ્વાસ હશે કે, પુણ્યશીલ ટેરેસાની પ્રાર્થના તથા આશીર્વાદથી મારે પેટે સારૂં સંતાન જન્મશે. પરંતુ ટેરેસા એ વખતમાં વૃદ્ધાવસ્થામાં હતાં. શરીર પણ ઘણું જર્જર થઇ ગયું હતું; દૂર જવા જેવી હાલત ન હતી; છતાં પણ ડ્યુકપત્નીની શ્રદ્ધાભક્તિથી પ્રેરાઈને

એ તેની પાસે ગયાં. ત્યાં પહોંચતાંજ તેમની તબિયત બગડી આવી અને ખાટલે સૂવું પડયું. તેઓ પરમેશ્વરના હાથમાં આત્મ-સમર્પણ કરીને શાન્તચિત્તે રોગની વેદના સહન કરવા લાગ્યાં.

રોમન કેથોલિક સંપ્રદાયમાં ધર્મગુરુ આગળ પ્રસંગોપાત તથા ખાસ કરીને મૃત્યુની પૂર્વે પોતાનાં પાપોનો ખુલ્લે દિલે સ્વીકાર કરવાનો રિવાજ છે. એ ધાર્મિક ઇકરારને 'કનફેશન' કહે છે.ટેરેસાના મૃત્યુના ત્રણ દિવસ પૂર્વે તેમનો ઈકરાર સાંભળવા સારૂ એક પાદરી આવ્યો. સંન્યાસિની ટેરેસા પ્રત્યે તેને અતિશય ભક્તિ અને પ્રેમ હતાં. જે સન્નારીને પોતે સદા પૂજ્યભાવથી જોતો હતો તે નારીને આજે મૃત્યુશય્યામાં સૂતેલાં જોઇને તે પોતાનાં આંસુ ખાળી શકયો નહિ. તેમની આગળ ઘુંટણીએ પડીને અશ્રુવિસર્જન કરતાં તે બોલ્યો કે "મા ! તમે હમણાંજ શા સારૂ અમારો ત્યાગ કરીને ચાલ્યાં જાઓ છો ? ઇશ્વર તમને હજુ થોડા દિવસ આ પૃથ્વીમાં રાખો !"

સંન્યાસિની બોલ્યાં કે "પિતા ! આપના મુખમાં આવાં વચનો શોભે છે ? મારૂં કામ પૂરૂં થયું છે અને હવે આ સંસારમાં રહેવાનું મારે કાંઇ પ્રયોજન નથી; હવે હું મારા પરમેશ્વરની સેવામાં જવા સારૂ તૈયાર થઈ છું."

પોતાના આશ્રમની સંન્યાસિનીઓને સંબોધીને તપસ્વિની ટેરેસા બોલ્યાં કે "મેં તમને અનેક કુદૃષ્ટાંત દેખાડયાં છે, તેને સારૂ આજ મને ક્ષમા આપો. તમે મારાં ગેરવ્યાજબી કાર્યોનું કદી અનુસરણ કરશો નહિ. મારાં પાપ અનેક છે. હું શું આશ્રમના બધા નિયમોનું પરિપાલન કરી શકી છું ? ના, એમ તો બની શકયું નથી. હું ઇશ્વરનું નામ દઇને તમને આગ્રહ કરૂં છું કે, તમે બધાં મળીને આશ્રમોને તેમના મહાન આદર્શને અનુરૂપ બનાવજો. તમે આશ્રમની અધિષ્ઠાત્રીની આજ્ઞા પ્રમાણે ચાલજો."

મૃત્યુના આગલા દિવસની રાત્રે એ ભક્તિમતી સાધ્વી દુર્બળ શરીરે પણ પથારીમાં બેઠાં થયાં. એકાએક તેમનું મુખમંડળ દિવ્ય પ્રકાશથી ઝળકી ઉઠયું. તેમણે પ્રેમાર્દ્ર હૃદયે પ્રાર્થના કરવા માંડી કેઃ—

"હે મારા પ્રભો ! હે મારા સ્વામી ! આજ મારા લાંબા સમયની અભિલાષાનો દિવસ આવી પહોંચ્યો છે; હવે તો તું મને જોઇશ, અને હું પણ તને જોઇશ. હે મારા પ્રભો ! આ મારા પ્રયાણનો સમય છે, ત્યારે તો તું આવ ! હું તો તારી સાથેજ આ શુભ યાત્રા કરીશ. તારી ઈચ્છા પૂર્ણ થાઓ. હે પ્રભો ! આ તો મારે અરણ્યવાસનો ત્યાગ

કરવાનો સમય આવી પહોંચ્યો છે. તારા સદાના મેળાપની આકાંક્ષા મેં ઘણા સમયથી રાખી હતી, આજ એ અવશ્ય ફળીભૂત થશે."

રાત એમ ને એમ વીતી ગઇ, પ્રભાત થયું; સંન્યાસિનીએ તે વખતે છાતી ઉપર ક્રૉસ ધારણ કરીને એક પડખે શયન કર્યું. એ અવસ્થામાં ચોવીસ કલાક વીતી ગયા. એમના બન્ને હોઠ ફફડી રહ્યા હતા—જાણે કે નયન મીંચીને કોઈની સાથે વાતચીત કરી રહ્યાં છે.

આખરે ચોથી આકટોબરનો દિવસ આવ્યો. રાતના નવ વાગે તપસ્વિનીની મૂર્તિ અનુપમ જ્યોતિથી પ્રકાશવા લાગી. પાસે બેઠેલા લોકોએ જોયું કે, ટેરેસા એ વખતે પણ ઇશ્વરના ધ્યાનમાં નિમગ્ન હતાં. એ અવસ્થામાંજ એ જ્યોતિર્મયી સાધ્વી મૈયાનો આત્મા દેહ-ત્યાગ કરીને સદાને માટે ઇશ્વરના પરમધામમાં પ્રયાણ કરી ગયો.

ઇ. સ. ૧૫૮૨ ની ૪થી ઑકટોબરે સંન્યાસિની ટેરેસાએ દેહ-ત્યાગ કર્યો. ઈ. સ. ૧૬૧૪ માં રોમના પોપે પરલોકવાસી ટેરેસાને પરમધામની અધિકારી ગણીને જાહેરનામું બહાર પાડયું. એ સમાચાર જ્યારે સ્પેન દેશમાં જઇ પહોંચ્યા, ત્યારે દેશના બધા વર્ગના લોકો આનંદોત્સવ કરવામાં પ્રમત્ત થઇ ગયા. ઇ. સ. ૧૬૨૨ ની ૧૨ મી મેને દિવસે રોમના પોપે પુણ્યવતી ટેરેસાને સાધુ-ઓના દળમાં શામિલ કરીને, એક 'સેઇન્ટ' અથવા સાધુતરીકે તેનો જાહેરમાં સ્વીકાર કર્યો.

હવે અમે એ પૂજ્ય નારીનું જીવનચરિત્ર લખનાર શ્રીમતી ગ્રેહામનાં કેટલાંક વાકય ઉતારીને આ લેખ સમાપ્ત કરીશું. ગ્રંથની ભૂમિકામાં એ સન્નારી લખે છે કેઃ—

"ટેરેસાએ ધર્મમાં જે સુધારો કરવાનો યત્નકર્યો હતો, તે કામ સહેલું હતું, એવું કોઈએ ધારવું નહિ. એમણે એકલે હાથે પ્રતિકૂળ અવસ્થાઓ સાથે ઘોર સંગ્રામ કર્યો હતો, એજ એમના સાધ્વી-જીવનનું શ્રેષ્ઠ ગૌરવ હતું. એ પોતાના જીવનમાં ધર્મ અને કર્મનો સમન્વય કરી શકયાં હતાં. એમના જીવનનું અવલોકન કર્યાથી સમજી શકાય છે કે, મનુષ્યમાં કલ્પના કે સ્વપ્નથી અતિ શ્રેષ્ઠ એવો એક ધર્મનો સત્ય આદર્શ રહેલો છે."×

---

× 'પિયર્સ સાઇકલોપીડિયા'માંથી ટેરેસાના સંબંધમાં નીચેની વધુ વિગત મળી છેઃ—

તેઓ પોતાની પાછળ કેટલુંક સાહિત્ય મૂકી ગયાં છે, જે "પૂર્ણતાનો માર્ગ" અને "આત્માનો દુર્ગ" એ નામે પ્રસિદ્ધ થયું છે.



# साध्वी गेयाँ

## ૧–જન્મ અને લગ્ન

સાધ્વી ગેયૉં એક મહાન નારી હતાં. એ ફ્રાંસ દેશમાં જન્મ્યાં હતાં. તેમના જીવનનો પ્રકાશ આખા યૂરોપમાં ફેલાયો હતો. હજુ પણ પાશ્ચાત્ય દેશોમાં કેટલાએ ધર્મપિપાસુ લોકો આ ભક્તિમતી નારીની પુણ્યકથા શ્રદ્ધાપૂર્વક વાંચે છે અને તેમના ઉપદેશદ્વારા પોતાના અંધકારમય હૃદયમાં પ્રકાશ મેળવે છે. શ્રદ્ધાભક્તિથી એમનું હૃદય ભરપૂર હતું.

સાધ્વી ગેયૉં પોતે લખી ગયાં છે કે:–" આ પૃથ્વીમાં અનુરક્ત પ્રેમી જેવી રીતે તેના પ્રેમપાત્રને ચાહે છે, તેના કરતાં ઘણું વધારે હું મારા ઈશ્વરને ચાહું છું. "

આ થોડાક શબ્દોથીજ આપણને એ ભક્તિમતી નારીના હૃદય-પ્રેમનો અનુભવ થાય છે. આ લેખમાં અમે વિશેષ ભાગે એમના પ્રભુપ્રેમનીજ કથા વર્ણવીશું.

મેડમ ગેયૉંએ ફ્રાંસદેશના મોટારઝી નામના શહેરમાં ઇ. સ. ૧૬૪૮ ની ૧૩ મી એપ્રિલે જન્મ લીધો હતો. તેમનું મૂળ નામ જૉં–મારિ બૂબિ–એ યાર–ડિ–લા–મોથ હતું. જૉં–મારિના પિતા દેશમાં એક આબરૂદાર ગૃહસ્થ હતા. એમને પૈસાટકાનો પણ અભાવ નહોતો. એ વખતે ફ્રાંસદેશમાં તવંગર લોકોની આગળ સુખના હજાર દરવાજા ખુલ્લા હતા. એટલે જૉં–મારિ બાલ્યાવસ્થામાં અત્યંત સુખ અને લાડમાં ઉછરવા લાગ્યાં. બાલ્યા-વસ્થામાંજ તેમના કોમળ હૃદયમાં ધર્મના સરળ અને મધુર ભાવનો વિકાસ થયો હતો. આત્મચરિત્રમાં તેમણે લખ્યું છે કે:– "હું જો કે ઘણીજ નાની હતી, તોપણ ઈશ્વરની વાત મને ઘણી ગમતી. એ વખતે સંન્યાસિનીનો વેશ લેવાનું મને ઘણું ગમતું."

જૉં–મારિએ ચાર વર્ષની વયે એક કૉન્વેન્ટ–ખ્રિસ્તીઓના મઠ–માં દાખલ થઇને વાંચવા લખવાનું શીખવા માંડ્યું. તેમનામાં સ્વાભાવિક પ્રતિભા હતી, સ્મરણશક્તિ પણ ઘણી તીવ્ર હતી;

એટલે બહુ થોડા સમયમાં એ ઝાઝું શીખી શક્યાં. બાર વર્ષની ઉંમરે બાઇબલનું પુસ્તક એમના હાથમાં પડ્યું, એમના ધર્મમાં એજ સર્વોત્કૃષ્ટ ગ્રંથ છે. બાલિકાના હાથમાં એ ગ્રંથ આવ્યા પછી તેના હર્ષનો પાર રહ્યો નહિ. એ દિવસને એ પોતાના જીવનનો એક સ્મરણમાં રાખવા યોગ્ય દિવસ ગણતાં હતાં. કેમકે એ વખતમાં સાધારણ લોકો બાઇબલને દુર્લભ ગ્રંથ ગણતા હતા. પુરોહિતો સિવાય બીજા લોકોના હાથમાં એ ગ્રંથ બહુ દીઠામાં આવતો નહિ. બાલિકાના હાથમાં દૈવસંયોગે એ ગ્રંથ આવ્યાથી એ સવારથી સાંજ સુધી તેને વાંચવા લાગી. ખ્રિસ્તના એક એક ચમત્કારી ઉપદેશથી તેના સરળ હૃદયમાં કલ્પનાના તરંગો ઉછળવા લાગ્યા. આવું સરસ પુસ્તક અત્યારસુધી એણે કદી વાંચ્યું નહોતું. મહાત્મા ઈસુની વાણીમાંથી એકે એકે પ્રકાશરશ્મિ ઝળકવા લાગી. એ પ્રકાશથી તેના નાના હૃદયનાં નાનાં નાનાં ફૂલો ખીલવા લાગ્યાં. સ્મરણશક્તિની મદદથી તેણે બાઇબલના ચિત્તાકર્ષક અંશો કંઠસ્થ કરી નાખ્યા. બાળકોની મીઠી મીઠી વાતોની ચોપડીની પેઠે આ ધર્મપુસ્તક તેમનો પ્રિય ગ્રંથ થઈ રહ્યો.

બાર વર્ષની વયે બાલિકાનું ચિત્ત ઇશ્વરને માટે આકુળવ્યાકુળ થઇ જતું, ઇશ્વર વગર કોઇ પણ વસ્તુથી તેને તૃપ્તિ વળતી નહિ. એટલે એણે પોતાનું સુપવિત્ર કુમાર હૃદય પરમેશ્વરના ચરણમાં અર્પણ કરવા ધાર્યું.

પરંતુ બાલિકાના હૃદયનો આ ધાર્મિક ઉભરો કેવળ થોડા સમયનો હતો. કેમકે હવે તરુણ વયની ચંચળતા તેમના ચિત્ત ઉપર અધિકાર જમાવી રહી હતી, એટલે લૌકિક સુખેચ્છા પ્રબળ થઈ અને આધ્યાત્મિક જ્યોતિ ઝાંખી પડી.

એ એક આબરૂદાર કુટુંબની કન્યા હતી. દેખાવમાં પરમ સુંદરી હતી. વય વધવાની સાથે સાથે તેની મૂર્તિ મનોહારી થઇ ચાઇ. તેની માતા પણ પોતાની કન્યાને વસ્ત્રાભૂષણથી સજાવેલી રાખવા આગતી હતી અને કન્યાનું મન પણ સુંદર કપડાંલત્તાં તરફ અને દેહની ટાપટીપ તરફ વળ્યું હતું. પોતાનું પુષ્પના જેવું સુંદર મુખડું, પ્રેમ વરસાવતાં બે નયનો અને નવનીત જેવા સુકુમાર અંગ—પ્રત્યંગને સ્વચ્છ દર્પણમાં જોઇને એ રૂપગર્વથી ગર્વિતા બની ધીરે ધીરે સુખવૈભવની માયાજાળ તેના અંતરમાં રચવા લાગી. તેનું હૃદય પ્રભુપ્રેમ કરતાં મનુષ્યપ્રેમ મેળવવાને વધારે ચંચળ થઇ ગયું. આ પ્રમાણે

તેના મનમાં અત્યંત ફેરફાર થયો; પણ એને લીધે તેનો આગલો ધર્મભાવ તથા આગલી ભક્તિ કેવળ કૃત્રિમ કે મનના તરંગરૂપ હતાં, એમ માનવાનું નથી.

જૉ—મારિનું સૌંદર્યથી આખું અંગ પરિપૂર્ણ હતું, ત્યારે એક સુંદર તરુણ યુવક તેની મનોહર મુખછટા અને રમણીય અંગ-પ્રત્યંગ જોઈને મોહિત થઇ ગયો અને તેને પરણવાની ઇચ્છા પ્રગટ કરી. જૉ—મારીનું ચિત્ત પણ એ યુવક તરફ કંઇક ઢળ્યું હતું. પરંતુ એના પિતાને એ યુવક પસંદ પડયો ન હતો, એટલે એ લગ્ન થયું નહિ. ત્યારપછી જૉ—મારીના પિતા છોકરાંઓને લઈને પેરિસ નગરમાં રહેવા ગયા. પેરિસ સદાય સૌંદર્યની માયાપુરી છે. ત્યાંના ઠાઠથી માણસ આશ્ચર્યચકિત થઇ જતો. વિલાસિતાના માયામંત્રથી નરનારીના હૃદયમાં એક પ્રકારની જાળ પથરાતી. આ નગરના એક ધનવાનના પુત્ર એમ. જે. ગેયૉની પ્રેમદૃષ્ટિ જૉ—મારિના ઉપર પડી. તેણે એનું પાણિગ્રહણ કરવાની વિનતિ તેના પિતા આગળ રજુ કરી. જેના ઘરમાં ધન હોય, બહાર માનમર્યાદા હોય તેને કન્યા આપતાં અચકાય એવા કેટલા પિતા હોય છે? અહીં પણ કન્યાના પિતાએ એ બાબતમાં વાંધો લીધો નહિ. વરની વય મોટી છે; ધર્મની બાબતમાં એ તદ્દન બેદરકાર છે; કન્યા કદાચ તેને પસંદજ કરશે નહિ; એ બધા ગંભીર પ્રશ્નોનો વિચાર પિતાએ મુદ્દલ કર્યો નહિ. પછી કન્યાએ જ્યારે વરને દીઠો અને તેની સાથે વાતચીત કરી ત્યારે તેને લાગ્યું કે, આ લગ્નથી હું કદી પણ સુખી થવાની નથી.

પરંતુ આથી એના પિતાનો વિચાર જરા પણ બદલાયો નહિ. તેણે પુત્રીના વિચારની જરા પણ પરવા રાખ્યા વગર ઇ. સ. ૧૬૬૪ ની ૨૧ મી માર્ચે એમ. જે. ગેયૉની સાથેજ તેનું લગ્ન કરી દીધું. એ વખતે જૉ—મારિનું વય ૧૬ વર્ષનું અને તેના સ્વામીનું વય અડત્રીસ વર્ષનું હતું. લગ્ન પછી જૉ—મારિ મેડમ ગેયૉ નામથી પ્રસિદ્ધ થયાં હતાં.

## ૨—પરીક્ષા અને ધર્મજાગૃતિ

મેડમ ગેયૉનું લગ્ન તેમની પસંદગી વિરુદ્ધ થયું ખરું, તોપણ એમને એવી આશા હતી કે પ્રેમ અને મીઠી વર્તણુકવડે સ્વામીને સુખી કરીશ અને પોતે પણ સુખી થઇશ. પરંતુ સ્વામીને ઘેર થોડા દિવસ રહ્યા પછી તેમને જણાયું કે, એ આશા નિષ્ફળ નીવડવાની છે. એ માતપિતાની લાડવાઇ પુત્રી હતાં. સાસુની તરફથી કંઇક

સ્નેહ અને સદ્વ્યવહાર મળવાની તેમને આશા હતી. પરંતુ તે પણ મીજાજી જણાઇ. જરા જરામાં તેનો મીજાજ જતો રહેતો અને વહુને ઠપકો દઇને બેસી નહિ રહેતાં છોકરાને પણ આડું અવળું ભંભેરીને વહુ ઉપરથી તેનું ચિત્ત ઉઠી જાય એવું કરતી. એ પણ સ્ત્રીની ઉપર નાખુશ થઇને તેમની આંખમાંથી આંસુ પડાવતો. સાસુને તો ભણવાગણવા અને ધર્મચર્ચા કરવા કરતાં પરનિંદા અને કજીયા કરવાનુંજ ઘણું ગમતું હતું, ઉપાસના અને ધર્મગ્રંથનો પાઠ કરવામાં વહુનો જે સમય જતો તેને માટે પણ એ તેનો તિરસ્કાર કરતી.

મેડમ ગેયૉના સ્વામીનો સ્વભાવ છેકજ ખરાબ હતો એવું નહોતું; પરંતુ એનામાં સહનશીલતા જરા પણ નહોતી. જરા જરામાં એ ઉશ્કેરાઇ જતો. એ વિષયમાં એ પોતાના જીવનચરિત્રમાં લખે છેઃ—

"હું દુઃખનો કોળીઓ આંસુને ઘુંટડે ઉતારવા લાગી. પતિનો ચઢાઉ સ્વભાવ હોવાથી એમનાં માતુશ્રીને મારી વિરુદ્ધ રાતદિવસ ઉશ્કેરવાનો લાગ મળતો."

પરંતુ એ તરુણી સ્ત્રીનાં નયન આ દુઃખાશ્રુથીજ નિર્મળ થયાં. વિશ્વાસરૂપી નયનથી એ જોઈ શકી કે, તેના જીવનની પાછળ કરુણામય ઈશ્વરનો મંગળ હસ્ત રહેલો છે. સ્વયં ભગવાનજ તેના દોષ અને ત્રુટિઓનું સંશોધન કરવા સારૂ તેને ઘડતરના દુઃખમાં અને પકવતાના અગ્નિમાં નાખી રહ્યા છે; એટલા માટે એ હવે દુઃખ અને જુલમને ઈશ્વરનું દાન ગણીને સ્વીકારવા લાગ્યાં. આટલા દિવસ દુઃખની જે ઝાળ તેમના હૃદયને સળગાવ્યા કરતી હતી, તેજ ઝાળમાંથી હવે આધ્યાત્મિક જ્યોતિ જાગી ઉઠી. મેડમ ગેયૉના અંતરમાંથી રૂપનો અહંકાર અને દુનિયાઈ સુખની આકાંક્ષા જતાં રહ્યાં. દુઃખના કઠિન આઘાતથી તેમની પાર્થિવ વાસનાના ચૂરેચૂરા થઇ ગયા. બે હાથ પસારીને જીવંત ધર્મને અંતરમાં ધારણ કરવા સારૂ એ વ્યાકુળ થઇ ગયાં. હવે ઈશ્વરને પ્રાપ્ત કરવા માટે તેમના મર્મસ્થાનને ભેદીને ક્રંદનધ્વનિ બહાર નીકળવા માંડયો.

હવે કોની પાસે ગયાથી, કોની સહાયતા મેળવ્યાથી ઈશ્વરના હાથમાં આત્મસમર્પણ કરી શકાશે? કેવી રીતે મારૂં ચિત્ત અંતરના સંગ્રામમાંથી છૂટકારો મેળવશે? એજ વિચારોમાં મેડમ ગેયૉ આકુળવ્યાકુળ થઇ ગયાં. એ વખતની એમની ધર્મતૃષ્ણાનું સ્મરણ કર્યાથી વિસ્મય ઉત્પન્ન થાય છે. મહાત્મા ઇસુ કહી ગયા છે કે "ધર્મને માટે તરસ્યા બનેલા મનુષ્યોને ધન્ય છે, કારણ કે

તેઓની તૃષા અવશ્ય તૃપ્ત થશે." સાધ્વી ગેયઁા પણ છેવટે ખરેખર પરિતૃપ્ત થયાં. તેમના હ્રદયની પિપાસા જોઇને ઈશ્વર તેમનાથી દૂર રહી શકયો નહિ. તે પોતે તેમને ખેંચીને પિતૃગૃહે લઇ આવ્યો અને ત્યાં આગળ એક શુભ પળે સેઇન્ટ ફ્રાંસિસ સંપ્રદાયના એક સૌમ્યમૂર્તિ સાધુની સાથે તેમનો મેળાપ થયો.

આ સાધુ એક તપસ્વી પુરુષ હતા. એમણે પાંચ વર્ષસુધી એકાંતમાં તપસ્યા કરીને ઈશ્વરની સાથે અંતરનો યોગ સાધ્યો હતો. હવે નરનારીઓના આત્માનું કલ્યાણ સાધવું એજ તેમના જીવનનો ઉદ્દેશ હતો. મેડમ ગેયઁા એ ઋષિતુલ્ય પુરુષની પાસે ગયાં. ભક્તિથી તેમનું મસ્તક નમ્યું. તેમણે એ તપસ્વીની આગળ પોતાના જીવનની બધી કથા કહી સંભળાવી અને જણાવ્યું કે, ઇશ્વરને પ્રાપ્ત કરવા સારૂ મારો પ્રાણ આકુળવ્યાકુળ થઈ રહ્યો છે; પરંતુ રાતદિવસ પ્રયત્ન કર્યા છતાં હું એને પામી શકી નથી."

સાધુ પુરુષે મેડમ ગેયઁાના જીવનની કથા સાંભળતાંજ તેમનું ચિત્ત ઇશ્વરચિંતનમાં ડૂબી ગયું. તેમણે એક નાનીશી પ્રાર્થના કરી, અને પછી એ બોલ્યા કે "બેટા ! તેં આટલા દિવસસુધી ઈશ્વરને કેવળ બહારજ શોધ્યા કર્યો છે, તેથી તારા પ્રયત્ન નિષ્ફળ નીવડયા છે. એ તો તારા હ્રદયમાંજ બિરાજેલા છે. તું એને ત્યાં શોધ, એટલે એ તને અવશ્ય પ્રાપ્ત થશે."

સાધુ પુરુષ આટલી સાધારણ વાત કહીને ત્યાંથી ચાલ્યા ગયા; પરંતુ ઈશ્વર જયારે મનુષ્યના હ્રદયમાં નવજીવનનો સંચાર કરે છે, ત્યારે એ સાધારણ વાત પણ તેને માટે અસાધારણ બની જાય છે. આજે પણ એવુંજ બન્યું. સાધુ પુરુષના કંઠમાંથી નીકળેલી વાણીમાંથી મેડમ ગેયઁાના અંતઃકરણમાં જાણે વિજળીનો ચમકારો દાખલ થઈ ગયો. તેમના હ્રદયમાં દૈવી શક્તિની ક્રિયા શરૂ થઇ; તેમણે હ્રદયમાં ઈશ્વરકૃપાનો અનુભવ કર્યો. ઈશ્વરી પ્રકાશથી તેમના મનમાં ધર્મનું ઉંડું તત્ત્વ પ્રકટી નીકળ્યું. એ તત્ત્વ એમણે લખી રાખ્યું છે. એનો ટુંક સાર નીચે પ્રમાણે છેઃ—

"બહાર ગમે તેટલી શોધખોળ કરો તેથી ઈશ્વરને મેળવી શકાતો નથી. ખાલી બહારની દુનિયામાં ભમ્યાથી ઈશ્વરદર્શન થતું નથી. મનુષ્ય ચિંતન કરીને અને બાહ્યજગતની આલોચના કરીને એક સિદ્ધ પુરુષની યોગ્યતાએ પહોંચી શકે છે. એ સિદ્ધાંત અસત્ય છે એવું પણ નથી; પરંતુ આપણે ઈશ્વરનાં દર્શન

આપણી પોતાની અંદરજ કરી ન શકીએ તો એ આપણો છે અને આપણે તેનાં છીએ, એ સત્યને અનુભવસિદ્ધ પણ કરી શકીશું નહિ. અને આપણા આત્મા સાથે તેનું મિલન પણ થશે નહિ.”

ઇ. સ. ૧૬૬૮ ની ૨૨ મી જુલાઇએ મેડમ ગેયૉઁના અંતરમાં આ આધ્યાત્મિક ભાવનો ઉદય થયો. એ વખતે એમનું વય વીસ વર્ષનું હતું. એ દિવસે આંતરિક આનંદ અને ભાવાવેશમાં એ આખી રાત સુધી ઉંઘ્યાં નહિ. એ દિવસ એમને માટે નવજીવન પ્રાપ્ત કરવાની સ્મરણીય તારીખ હતી. એ દિવસના બનાવના સંબંધમાં એ લખે છે કેઃ—

“એ સમયે મેં અનુભવ્યું કે, ઇશ્વરનો પ્રેમ જાણે તીરની પેઠે મારા હૃદયમાં પેસી ગયો. એ પ્રેમનો સ્પર્શ કેવો સુમધુર હતો! એ પ્રેમરૂપ અસ્ત્રે મારા હૃદયમાં જે ઘા કર્યો છે, તે ઘાનાં ચિહ્ન હમેશને માટે કાયમ રહો. હું જેને કેટલાંએ વર્ષો થયાં ખોળતી હતી, તેને એક સાચા સાધુના ઉપદેશે મારા હૃદયમાંજ લાવીને રજુ કર્યો; હું જેને દેખી શકતી નહોતી, તેને જોયો; જે સમજી શકતી નહોતી તે સમજી. હે મારા પ્રાણેશ્વર! તમે તો મારા આ હૃદયમંદિરમાં બિરાજેલા હતા, છતાં પણ હું તમને કેમ દેખી શકી નહિ? × × × હે ચિરસુંદર! તમને હું કેમ આટલા બધા દિવસ પછી ઓળખી શકી? એનું કારણ એજ કે “ઇશ્વરનું રાજ્ય તમારામાંજ છે. ઇશ્વર તમારા હૃદયમાં નિવાસ કરે છે.” એ મહાવાણી હું સમજી શકી નહોતી. હવે સમજી શકું છું કે, તમેજ મારા હૃદયના રાજા છો. રહો રહો, હમેશાં તમેજ આ હૃદયના પ્રભુ થઇને રહો.”

મેડમ ગેયૉઁ પોતાના ચિત્તને નિર્મળ આરસીની પેઠે પવિત્ર રાખવાને વ્યાકુળ થઇ ગયાં. મહાત્મા ઇસુ કહી ગયા છે કેઃ— ‘જે લોકોનાં ચિત્ત નિર્મળ છે તેઓને ધન્ય છે, કેમકે તેઓજ ઇશ્વરનાં દર્શન કરવા પામશે.’ આ વચનમાં ઉંડું સત્ય છુપાયલું છે. સત્ય સુંદર ઇશ્વર અંતરમાંજ વાસ કરે છે, એ વાત યથાર્થ છે ખરી, પરંતુ અંતરને શુદ્ધ ન રાખ્યું હોય અને મન બુદ્ધિ નિર્મળ ન હોય તો શું કોઇ એ હૃદયમાં બિરાજેલા દેવતાનાં દર્શન કરી શકે? અંતઃકરણને શુદ્ધ રાખવા સારૂ સંયમ જોઇએ, વૈરાગ્ય જોઇએ, એને માટે દુનિયાઇ સુખની લાલસાને નિર્મૂળ કરવી જોઇએ; એટલા માટે મેડમ ગેયૉઁએ શૃંગારિક ખેલ તમાશામાં

જવાનું બંધ કર્યું; એટલુંજ નહિ પરંતુ જે મોજશોખમાં પડેલી નારીઓ નૃત્ય, ગીત અને રમતગમતને સારૂ પૈસા ઉડાવતી, તંદુરસ્તી બગાડતી અને સમય ગુમાવતી તેમને જોતાંવારજ એમને વિચાર આવતો કે "હાય, હું પણ એક દિવસ આ સ્ત્રીઓની પેઠે ખેલ તમાસામાં જઇને મોજશોખમાં છકી ગઇ હતી !"

હવે એ ધર્મપરાયણા સાધ્વી આગળ ઈશ્વરનો પ્રેમ એજ કેવળ પ્રાર્થનાની સામગ્રી હતી. એટલે એ પોતાની અંદર વસેલા પરમ પુરુષને પ્રેમના દેવતાસ્વરૂપે વરવાને માટે અધીરાં થઇ ગયાં અને ઉપાસના તથા પ્રાર્થનાને છાતીમાં ઠસાવી દીધાં. એમણે પોતે લખ્યું છે કેઃ—

"આ પૃથ્વીમાંનો કોઇ અનુરક્ત પ્રેમી પોતાની પ્રેમાસ્પદને—વહાલીને જે પ્રમાણે ચાહે છે, તેના કરતાં પણ ઘણો વધારે હું ઈશ્વરને ચાહું છું. અત્યારનો મારા મનનો સાચો ભાવ કોઇ પણ ઉપાયે પ્રગટ કરવો સહેલ નથી, એટલા માટેજ આ દૃષ્ટાંત આપ્યું છે. બાકી એ ઉપમા પણ મારા મનના સંપૂર્ણભાવને પ્રગટ કરી શકતી નથી. માત્ર ખ્યાલજ આપી શકે છે."

વળી તેમણે કહ્યું છે કે "હવેથી ઉપાસના પણ મને સહજ સાધ્ય થઇ ગઇ. કલાકના કલાક એક ઘડીની પેઠે ચાલ્યા જતા. પ્રાર્થનાસિવાય બીજું કાંઇ હું કરતી નહિ. પ્રેમની અધિકતાને લીધે વખતની લંબાઇ મને જણાતી નહોતી."

## ૩—ધર્મમાર્ગમાં ખરડાયલે પગે પ્રયાણ

મેડમ ગેયૅાના શુષ્ક અને સંગ્રામપૂર્ણ હૃદયમાં હવે ઈશ્વરનો પ્રેમ ઉતરી આવ્યો છે, દૈવી સંપત્તિવડે તેમનું જીવન હવે પવિત્ર અને સુંદર બન્યું છે. એમના મનમાં હજી પણ ક્યાંક કોઇ પ્રકારનો સંશયવિકાર અથવા હુંપદનો ઉગ્ર ભાવ છુપાઇ રહ્યો છે એવો એમને વિચાર સરખો આવી શક્યો નહિ. તેમના મનમાં આવ્યું કે, પાછલા જીવનના બધા અપરાધોને ઈશ્વરે માફ કર્યા છે. તેમના પાપનો સંભવ સુદ્ધાં ટળી ગયો છે. હવે સંસારની કોઇ આસક્તિ તેમના ચિત્તને ચંચળ બનાવી શકશે નહિ. એ સમયની અવસ્થાવિષે તેમણે લખ્યું છે કેઃ—

"હું ઈશ્વર સિવાય બીજા કોઇને મારી સન્મુખ દેખી શકતી નહોતી. અતિશય પવિત્ર ચિત્તે અને દૃઢતાની સાથે તેને ચાહવાનો વિચાર કર્યાથી મારી આગળથી બીજા બધા વિષયો અંતર્હિત

થઈ ગયા. ઈશ્વરને શા કારણથી હું આટલી બધી ચાહતી તેનું કારણ તો હું જાણુતી નથી. × × એ સમયથી મારા એકાંત મર્મસ્થાનમાં એવી આકાંક્ષા ઉત્પન્ન થઇ કે, હું બધી બાબતોમાં ઈશ્વરના ઉપરજ આધાર રાખીશ. મારા અંતઃકરણમાંથી એવી પ્રાર્થના નીકળવા લાગી કે "હે પિતા! મારે શું એવી કોઈ પણ પ્રિય વસ્તુ છે, કે જેનું બલિદાન અથવા અર્પણ પોતાની મરજીથી તમારી આગળ ન કરી શકું? જો એ પ્રમાણે ન કરી શકું તો મને ક્ષમા કરશો નહિ, અને મારો ત્યાગ પણ કરશો નહિ."

મેડમ ગેયોઁ કેટલાક દિવસ સુધી વિશ્વાસ, ભક્તિ, પ્રેમ, પવિત્રતા, આનંદ અને ઉલટથી હૃદયને ભરચક બનાવીને ઉતાવળે પગે ધર્મમાર્ગમાં આગળ વધવા લાગ્યાં. ઉપાસના અને પ્રાર્થનામાંજ એમનો ઘણો સમય જવા લાગ્યો, એમના પોતાના ખર્ચને સારૂ સ્વામીની પાસેથી પુષ્કળ ધન મળતું હતું. એ ધનનો ઉપયોગ દુઃખી અને નિરાધાર મનુષ્યોની જરૂરીઆતો દૂર કરવાના કાર્યમાંજ થતો. જે અભાગી નારીઓ ધર્મમાર્ગથી ચળી જતી અને કાદવમાં હાથ નાખીને પવિત્ર જીવનને મલિન બનાવતી, તે નારીઓનું દુઃખ મેડમ ગેયોઁથી સહન થતું નહિ. એ ખેદપૂર્વક આંખમાં આંસુ લાવીને તેમની મુક્તિમાટે પ્રાર્થના કરતાં.

પરંતુ એમની સાસુના મનમાં એવું આવતું કે, વહુનું આ કામ ગેરવ્યાજબી છે. એટલા સારૂ એ પુત્રના કાન ભંભેરીને કહેતી કે "આ તારી વહુ 'ધર્મ ધર્મ' કહીને ગાંડી બની ગઈ છે. એને લીધે આપણી બધી દોલત ધૂળમાં મળી જાય છે. આટલા દિવસ સુધી જે કાંઈ બચ્યું છે તે મારે લીધે છે, મેં તો વહુનાં લક્ષણ બારણામાં પેસતાંજ પારખ્યાં હતાં; અને પારખીને સાવચેત થઇ ગઇ હતી."

મેડમ ગેયોઁનો સ્વામી વારે ઘડીએ આવી ને આવી ફરિયાદ સાંભળીને ઉશ્કેરાઇ જતો. એવે વખતે એ સ્ત્રીની પ્રત્યે કઠોર વ્યવહાર કરતો. વળી એ કેટલીક વાર કટાક્ષપૂર્વક સ્ત્રીને કહેતો કે "તમે તમારો બધો પ્રેમ તો ઈશ્વરને આપ્યો છે, તો પછી મને શું આપશો બોલો જોઇએ?"

આવી મશ્કરી કરતી વખતે પણ તેના મનમાં પત્નીની ઉપરની કાંઇ જણાઇ આવતી હતી. એને ખબર નહોતી કે, ઈશ્વરને હૃદય અર્પણ કરવામાં આવે છે, ત્યારે એ કાંઈ એને ઠાલવી દઇને બધો

પ્રેમ કાઢી લેતો નથી; પરંતુ ઉલટો પોતાના પ્રેમરૂપી પારસમણિદ્વારા ભક્તના પ્રેમને સોનાનો બનાવી દે છે. એવે સમયે એ ભક્તિમતી સાધ્વીના સ્વામીને જેટલો લાભ થાય છે, તેટલો લાભ બીજે કોઇ સમયે થતો નથી.

મેડમ ગેયૉં હવે ઘરસંસારની આ બધી પ્રતિકૂળ અવસ્થાઓની સાથે સંગ્રામ કરતાં કંટાળતાં નહિ; પરંતુ કોઈ કોઇ વખત તેમનું હૃદય દુર્બળ થઇ જતું અને સુખની ઇચ્છા પ્રબળ થઇ જઇને ધર્મભાવ ઝાંખો પડી જતો, અને હૃદયમાં રહેલા પ્રાણેશ્વરને હૃદયમાં ખોળી શકતાં નહિ; તેથી એ બાબતની ચિંતાઓમાં એ દુઃખી થઇને મરણતોલ બની જતાં.

હાય, મેડમ ગેયૉંએ એક દિવસ જે એમ ધાર્યું હતું કે, ધર્મરાજ્યમાં મેં જે સ્થાન ઉપર અધિકાર જમાવ્યો છે તે સ્થાન ઘણું ઉંચું છે; વા-વંટોળીઆથી એ સ્થાન હાલશે નહિ, વજ્ર પડવાથી તુટશે નહિ; અને હમેશાં એજ સ્થાનમાં નિર્વિઘ્ને વાસ કરી શકીશ. પરંતુ બે વર્ષ વીત્યાં ન વીત્યાં એટલામાં તો જે પર્વત ઉપર તેમણે આશ્રય લીધો હતો તે પર્વત ધરતીકંપથી હાલી ઉઠયો. તેમણે ચમકીને જોયું કે, એમના વિશ્વાસનો પાયો ડગમગી રહ્યો છે; આધારના ચૂરેચૂરા થવાની તૈયારી છે. હવે ક્યાં ગઇ એમની આધ્યાત્મિક સંપત્તિ? આ તો અંતઃકરણમાં બંડ ઉઠયું છે; હુંપદનો ભાવ ઉગ્ર થઇ રહ્યો છે; પ્રેમ સૂકાઈ રહ્યો છે! આવી અવસ્થામાં એક દિવસ એક અજાણ્યા તટસ્થ પુરુષે ઇશારો કરીને તેમના બધા દોષ અને દુર્બળતા જણાવી દીધાં, એ જાણતાંજ તેઓ માનસિક વેદનાથી મૂર્ચ્છિત થઇ ગયાં.

પરંતુ મેડમ ગેયૉં આ વખતે એવી દુર્દશામાં આવી પડયાથી નિરાશ થયાં નહિ. સંશય તેમના મન ઉપર સદાને માટે માયાજાળ ફેલાવી શકયો નહિ; એ પોતાના ઉંડા આધ્યાત્મિક ચિંતનની મદદવડે ધર્મમાર્ગના રહસ્યની કથા ઘણી ઉત્તમરૂપે સમજી શકયાં. એમના મનમાં આવ્યું કે, આ ધર્મમાર્ગમાં બધે ઠેકાણે કાંઇ પાકી સડક નથી. કોઈ કોઇ સ્થળે એવી સડક છે ખરી; એવે સ્થાને જરાપણ હરકત વિના ચાલી શકાય છે, પરંતુ બીજે કેટલેક સ્થળે જોખમકારક સંગ્રામપૂર્ણ અને અરણ્યમય કાંટાવાળી જમીન પણ હોય છે. એવે સ્થળે ચાલતી વખતે બ્હીતે બ્હીતે, લોહીવાળા ચરણોએ અને સજળ નયને ચાલવું પડશે. એ સિવાય બીજો ઉપાય નથી.

મેડમ ગેયૅાંએ હવે પ્રાર્થના અને ઉપાસનાને મજબૂતીથી ધારણ કર્યાં. હવે એ આત્મશક્તિ ઉપર જરા પણ આધાર રાખી શક્યાં નહિ. કેવી રીતે રાખી શકે? ધર્મ—અધર્મના સંગ્રામમાં પડતાં આખડતાં અને પાછાં ટટાર થતાં એમને એવું શિક્ષણ મળ્યું હતું કે, મનુષ્યની દુર્બળતાની અવસ્થામાં સંપૂર્ણપણે ઈશ્વરના હાથમાં પોતાને સમર્પણ કર્યા સિવાય વિપત્તિમાંથી છૂટકારો મેળવવાનો બીજો કોઈ ઉપાય નથી; કારણ કે આત્મસમર્પણ અને દૃઢ વિશ્વાસમાં થઇનેજ ઇશ્વરની સહાય અને શક્તિ આપણામાં દાખલ થાય છે અને જીવનમાં તેની ક્રિયાનો આરંભ થાય છે; એ દૈવી શક્તિની ક્રિયા શરૂ થતાંજ હુંપદનો ઉગ્રભાવ ચાલ્યો જાય છે, વિશ્વાસ ઉજ્જવળ થાય છે અને પાપની ઉશ્કેરણી બંધ પડી જાય છે.

સાધ્વીજી પોતાના મનમાં સૂક્ષ્મ આત્મચિંતન જાગ્રત રાખીને દિનપર દિન ધર્મમાર્ગમાં આગળ વધવા લાગ્યાં. ઘણી વખત એવું બને છે કે, મનુષ્ય અડધો ધર્મ પકડીને—મનની એક તરફ અંધારૂં અને બીજી તરફ અજવાળું રાખીને પોતાની જાતને છેતરે છે. એટલા સારૂ મેડમ ગેયૅાંએ પોતાના જીવનમાં પૂર્ણ ધર્મનાં લક્ષણ ખીલવવા માટે વિશ્વાસ, પ્રેમ અને દાસત્વદ્વારા એકદમ ઈશ્વરનાં થઈ જવા માટે સાધના કરવા માંડી. એ વિષય- માં એમણે આત્મચરિત્રમાં લખ્યું છે કે "જો બની શકશે તો હું આજથી—આ ક્ષણેથી સંપૂર્ણ રૂપે ઇશ્વરની બનીશ. મારો કોઈ પણ અંશ હવે સંસારમાં મારો રહેશે નહિ."

મેડમ ગેયૅાંના જીવનના સંગ્રામ અને પરિવર્તનની વાત વાંચીને લોકોના મનમાં એક પ્રશ્ન ઉભો થાય તેમ છે. એક દિવસ આ સાધ્વીના હૃદયમાં નવવસંતના આવિર્ભાવની માફક પ્રેમનો પ્રકાશ થયો હતો, મનરૂપી કળીમાં પુણ્યકુસુમ ખીલી રહ્યું હતું; પરંતુ પાછું તે હૃદય પ્રેમશૂન્ય થઈ ગયું, પવિત્રતાનું ફૂલ ખરી પડયું. ત્યારે શું ધર્મરાજ્યમાં પણ પ્રકૃતિની રમત ચાલ્યા કરે છે? ત્યાં પણ શું વસંત સદાને માટે આવતી નથી? ફૂલ સદાને માટે ખીલતું નથી? ધર્મની અંદર અટલ થઇને ઉભા રહેવાને માટે કોઈ એક નિર્ભય સ્થાન નથી? આ પ્રશ્નનો ઉત્તર એજ છે કે, સાધનની વચલી અવસ્થામાં તો સાધકના અંતઃકરણમાં એક પછી બીજી ઋતુની આવ—જા થયા કરે છે; પણ અતિ ઉચ્ચ અવસ્થાને પામ્યા પછી ત્યાં પ્રભુપ્રેમ સદા કાળને માટે આવી વસે છે અને પુણ્યપુષ્પ

સદાને માટે ખીલે છે. આ વાત ધ્યાનમાં રાખ્યાથીજ ધાર્મિક પુરુષોની દુર્બળતાની પળોમાં તેમને ઠગારા કે ઢોંગી ગણી કાઢીને તેમની નિંદા ન કરતાં, તેમની પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરી શકાય છે.

ઈ. સ. ૧૬૭૦ ના ઑકટોબર માસમાં મેડમ ગેયૉંને શીતળાનો ઘાતકી રોગ લાગુ પડયો. રોગની વેદનામાં એ ભકિતમતી સાધ્વીનો વિશ્વાસ અને પ્રભુ ઉપરનો આધાર સોગણો વધી ગયો. એમનું શરીર હવે શકિતહીન થઈ ગયું, અંગનું લાવણ્ય ઝાંખું પડી ગયું; પરંતુ એમના હૃદયના આધ્યાત્મિક પ્રકાશથી આખું જીવન ઉજ્જવલ થઈ ગયું. એ સખ્ત પીડામાં એ પોતાના હૃદયદેવતાનો દુર્લભ પ્રેમ અનુભવીને આનંદ તથા ભાવાવેશથી પૂર્ણ થઈ ગયાં. એમના મનના એ આનંદ અને આત્માની એ અવસ્થા સંબંધે એ લખી ગયાં છે કે "આ અવસ્થાએ મારા આત્માને એટલો બધો આનંદ આપ્યો હતો કે એના બદલામાં હું સમૃદ્ધિશાળી રાજાની અવસ્થા પણ લેવાનું ચાહું નહિ."

મેડમ ગેયૉં એ કઠિન પીડામાંથી સાજાં તો થયાં, પરંતુ તેમનો કુસુમ જેવો સુકુમાર બાળક માતાના ખોળાને સૂનો બનાવીને સંસારમાંથી ચાલ્યો ગયો. મોટો છોકરો દાદીની ખોટી શીખવણીએ ચઢીને માતાની ઇચ્છાનુસાર વર્તતો નહોતો, એટલા માટે જનનીએ આ બીજા છોકરાને પોતાનાજ સ્નેહમાં ઉછેરીને સારો માણસ બનાવવાનું ધાર્યું હતું. એટલા માટે એ પુત્રના મૃત્યુનો ઘા માતાને માટે ઘણો મર્મપીડક થઇ પડયો. પરંતુ એ આપત્તિના સમયમાં તેમણે ઈશ્વરના સામું જોઇને શોકનું સંવરણ કર્યું અને કહ્યું કે "ઈશ્વરે આપ્યો હતો, અને ઈશ્વરેજ તેને લઈ લીધો છે. તેનું નામ જયયુક્ત થાઓ."

આ દારુણ શોકના આઘાતથી મેડમ ગેયૉંના હૃદયમાં એક નવો ભાવ ખીલી નીકળ્યો. એ સમયથી એ કરુણ અને મર્મસ્પર્શી કવિતા રચવા લાગ્યાં.

પરંતુ હાય ! આ ધર્મશીલા નારીના ભાગ્યમાં કાંટાવાળા માર્ગમાં ઘવાયલા પગેજ ચાલવાનું લખ્યું હશે એમ લાગે છે. એટલા માટે શોક ઉપર શોક અને સંગ્રામ ઉપર સંગ્રામ આવીને, તેમના કોમળ અંતઃકરણ ઉપર કઠોર આઘાત કરવા લાગ્યા. મેડમ ગેયૉંના પુત્રના મૃત્યુને એક વર્ષ થયા પછી તેમના સ્નેહાળ પિતાએ પરલોકવાસ કર્યો; ત્યારપછી તેમને પ્રાણ કરતાં પણ અધિક

વહાલી એક કન્યાને ગુમાવવાનો પ્રસંગ આવ્યો. એ છોકરી જાણે કોઇ સૌંદર્યના દેશમાંથી, મુખમાં અલૌકિક માધુર્ય અને મનમાં સરળતા લઇને આ સંસારમાં આવી હતી. જીવી હોત તો કદાચ એનામાં માતાનો ધર્મભાવ ખીલી નીકળત. એ કન્યા માતાને આંખો મીંચીને બેઠેલી જોઇને કહેતી 'મા! તમે ઉંઘી ગયાં છો? ના, મા! તમે પ્રાર્થના કરો છો.' એટલું કહીને એ નાની કન્યા પોતે પણ બે હાથ જોડીને સુંદર પ્રાર્થના કરવા મંડી જતી.

એ બધા શોક અને દુઃખ પછી એ ભક્તિમતી સાધ્વીના હૃદયમાં એક મધુર ભાવની સ્ફુરણા થઈ. એમનો એ ભાવ આપણા દેશના વૈષ્ણવોના ભાવને ઘણો ખરો મળતો આવે છે. એ વખતે એમણે એક પત્રમાં પોતાની સહી કરી હતી, એ પત્રનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

"જો કે હું તેના પ્રેમને યોગ્ય નથી છતાં પણ હું ઇશ્વરને પતિરૂપે વરૂં છું અને તેનાજ હાથમાં આત્મસમર્પણ કરૂં છું. પરમાત્માની સાથે આત્માનો યોગ સાધીને હું તેની ઇચ્છાની સાથે મારી ઇચ્છાને જોડી શકું; શાંત અને પવિત્રભાવથી ઇશ્વરની ઇચ્છા સાથે મારી ઇચ્છાને એક બનાવી શકું, એજ એકમાત્ર અભિલાષા છે."

## ૪—સંસારમાર્ગમાં એકલવાયાં

વૈષ્ણવોમાં એક ઘણી સુંદર વાત પ્રચલિત છે. ભાગવતમાં ઇશ્વરે ભક્તને કહ્યું છે કેઃ—

"જે મારી આશા કરે છે, તેનું હું સર્વનાશ કરૂં છું અને એમ છતાં પણ જે આશા છોડતો નથી તેના દાસનો હું દાસ બનું છું."

મેડમ ગેયૉંના જીવનમાં એ કથા અક્ષરે અક્ષર સાચી પડી હતી. સાંસારિક નજરે જોતાં ખરેખર તેમનું સત્યાનાશ વળી ચૂક્યું હતું; પરંતુ એમ છતાંયે એક પણ દિવસ તેમણે ઇશ્વરને પ્રાપ્ત કરવાની આશા મૂકી દીધી નથી. પ્રાર્થના અને ઉપાસના ઉપરથી ચિત્ત ઉઠાવ્યું નહોતું. એટલા માટેજ એમના પ્રેમદેવતા ઇશ્વરની સાથે તેમનો પ્રેમનો સંબંધ સ્થપાયો. ફ્રાન્સ દેશના ધાર્મિક પુરુષ ફેનલોં જેવાની પણ એ ભક્તિ આકર્ષી શક્યાં.

મેડમ ગેયૉંના ઘરમાં મૃત્યુએ પ્રવેશ કરીને તેમના સ્નેહવૃક્ષ ઉપરથી બે સુંદર કળીઓ ચુંટી લીધી હતી તે અમે આગળ કહી ગયા છીએ, આ વખતે મૃત્યુએ વંટોળીઆના રૂપમાં આવીને

તેમનું આશ્રયગૃહ તોડી નાખ્યું, તેમને અનાથ બનાવ્યાં. એક તણખલાની પેઠે એ એકલવાયાં સંસારના સ્રોતમાં વહેવા લાગ્યાં અને એક તરફથી બીજી તરફ ધક્કા ખાવા લાગ્યાં.

ઈ. સ. ૧૬૭૬ નો જુલાઈ માસ ભીષણ મૂર્તિ ધારણ કરીને તેમની પાસે આવ્યો. એ સમયે તેમના પતિ ગંભીર રોગમાં પડ્યા. સાધ્વી નારીએ પ્રેમમાં પોતાની જાતનું ભાન ભૂલી જઇને સ્વામીની સેવા કરવા માંડી. એ સેવાદ્વારાજ તેમના હૃદયની અમૃતધારા સ્વામીના તૃષાર્ત હૃદયમાં પ્રવેશી. તેનો રોગથી પીડાતો જીવ એ અમૃતથી શાંત થયો.

એ ધનવાનના સંતાનમાં ખરેખર પુષ્કળ દોષ અને ત્રુટિઓ હતાં. પત્ની રાતદિવસ ધર્મનીજ ધૂનમાં રહેતી એ એને જરા પણ રૂચતું નહોતું. જનનીની પાસેથી પત્નીની નિંદા સાંભળીને એને ગુસ્સો ચઢતો ત્યારે એ પત્નીની સાથે નિર્દય વ્યવહાર કરતો. એને જોઇતું હતું કેવળ દુનિયાઇ સુખ અને તેની સ્ત્રી ચાહતી હતી પવિત્રતા, ઈશ્વરનો પ્રેમ, દુઃખીઓની સેવા. એટલા સારૂ એ બન્નેમાં પ્રેમનું મિલન થયું નહોતું, થઇ શકે એમ પણ નહોતું. એમ છતાં પણ પત્નીપ્રત્યે તેને સ્વાભાવિક શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાને તે મનમાં ને મનમાં છુપાવી રાખવા ઇચ્છતો; પણ એમ બની શકતું નહિ. વખતોવખત બહારની વર્તણુકમાં પણ એ શ્રદ્ધા જણાઈ આવતી. તેના ઓળખીતાઓ જ્યારે તેના દયાગુણની પ્રશંસા કરતા ત્યારે એ મનમાં ને મનમાં ગૌરવ અનુભવતો. એટલુંજ નહિ પણ કોઇ કોઇ વાર તો એ પોતાના દોષો અને ખામીઓનું સ્મરણ કરીને ઘણુંજ પસ્તાતો. એવે વખતે તેનું સળગતું હૈયું શાંતિદાયિની પત્ની સાથે જોડાઇ જતું. પત્નીના પવિત્ર હૃદયના મધુરા પ્રેમથી તેનું મન પણ સ્નિગ્ધ, કોમળ અને સરળ બની જતું.

મેડમ ગેયોઁ લાગલાગટ ચોવીસ દિવસ સુધી આહારનિદ્રા વિસરી જઇને પ્રેમથી સ્વામીની સેવા કરવા લાગ્યાં. કેવળ શરીરનીજ સેવા કરતાં નહિ, પરંતુ આ છેવટની ઘડીએ સ્વામી ઈશ્વરના હાથમાં આત્મસમર્પણ કરીને શાંતિ મેળવે, તે સારૂ પણ એ સ્વામીની સાથે એકત્ર થઇને પ્રાર્થના કરતાં. એ રોગશય્યામાં સ્વામી અને સ્ત્રીના પ્રાણ વચ્ચે કોઇ અંતર રહ્યું નહિ. બન્ને જણાં થોડા સમય સારૂ મિલનનો સુનિર્મળ અને સુમિષ્ટ આનંદ ભોગવવા લાગ્યાં.

એક દિવસ મેડમ ગેયોઁએ સ્વામીની આગળ ઘુંટણીએ પડી-

ને કહ્યું કે "મેં તો એવાં અનેક કાર્યો કર્યાં છે કે જેને લીધે તમને અતિશય ક્લેશ સહન કરવો પડયો છે; પરંતુ મેં જાણી જોઇને કદી તમને દુઃખી કર્યા નથી. આમ છતાં પણ મારા અનેક અપરાધ થયા છે. આજ એ બધા અપરાધોની આપની પાસે ક્ષમા માગું છું. પ્રસન્નચિત્તે મને ક્ષમા આપો."

મેડમ ગેયોંના સ્વામીના રોગક્લિષ્ટ મુખ ઉપર સ્નેહ અને પ્રેમની એક પ્રકારની સુરખી આવી, અને તેનાં નયનોમાં કરુણ અને મધુર ભાવનું તેજ ઝળકવા લાગ્યું. એ બોલ્યો "તું શા સારૂ મારી પાસે ક્ષમા માગે છે ? હું તને મેળવવાને યોગ્ય નહોતો, એ વાત શું હું જાણતો નથી ? દોષ તો મારોજ છે. હુંજ તારી પાસે ક્ષમા માગું છું."

૨૧ મી જુલાઇએ મેડમ ગેયોંના પતિનો અંતકાળ આવી પહોંચ્યો. એ દિવસે ડાક્તરોનું ઔષધ, સ્ત્રીની સેવા, સંતાનોની આંખોનાં આંસુ, એ બધું વ્યર્થ ગયું; મૃત્યુએ તેમના ઘસાઇ ગયેલા દેહ ઉપર પોતાની પ્રચંડ શક્તિ અજમાવવા માંડી. પત્ની અને પુત્રપુત્રી તથા સંસાર અને સંપત્તિ બધું પૃથ્વીમાં મૂકીને તેમણે પરલોક તરફ પ્રયાણ કર્યું.

મેડમ ગેયોંના લગ્નને બાર વર્ષ અને ચાર માસ થયા હતા. હવે એમની વય અઠ્ઠાવીસ વર્ષની હતી. એ વયે એ બે પુત્ર અને એક કન્યાને લઇને વિધવા થયાં. એમની આધ્યાત્મિક શક્તિ ગમે તેટલી પ્રબળ હોવા છતાં પણ આ દારુણ શોક એ સહેલાઇથી સહન કરી શકયાં નહિ. અનેક દિવસો સુધી તેમને આંસુ પાડવાં પડયાં. ત્યારપછી એ સાધ્વી નારીએ પોતાના હૃદયમાં અનુભવ્યું કે, ઇશ્વરના ચરણમાં પોતાનું જીવન અને યૌવન સમર્પણ કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે, ઇશ્વરની કરુણા અને પ્રેમસિવાય આ સંસારમાં તેમને આધાર લેવા યોગ્ય બીજું કાંઇજ હવે નથી.

ત્યારપછી થોડાક મહિના બાદ ખ્રિસ્તોત્સવ શરૂ થયો. એ વખતે વિધવા નારીએ સાસુનો સ્નેહ આકર્ષવા અને તેની સાથે સંપ કરવાનો પ્રયત્ન કરવા માંડયો. તેમણે મનમાં ધાર્યું હતું કે, આ શોકના સમયે સાસુજી તેમને પોતાની કુખમાં લઇને ધીરજ આપશે. એટલા માટે તેમણે અતિશય દયામણે ભાવે સાસુને કહ્યું:—"માજી! આજના આ પવિત્ર દિને આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્તે પૃથ્વીમાં શાન્તિ આણવા સારૂ જન્મ ધારણ કર્યો હતો. હું તેમના નામે આપની

પાસે શાંતિની ભિક્ષા માગું છું. મારો કોઇ અપરાધ થયો હોય તો વિસરી જાઓ, અને મને આપની પુત્રી જેવી ગણીને સ્વીકારો."

પરંતુ એ સખ્ત પથ્થર પીગળે એવાં કોઈ લક્ષણ દીઠામાં આવ્યાં નહિ. ઉલટું સાસુજીએ કહ્યું કે "તારી સાથે આ ઘરમાં હું રહી શકીશ નહિ." એ વાક્યનો અર્થ એ હતો કે, તારે મારા આ ઘરમાંથી ચાલ્યાં જવું. મેડમ ગેયૌં સાસુની આજ્ઞાનું પાલન કરવા ત્રણ સંતાનોને લઇને ઘર બહાર નીકળ્યાં, પરંતુ પિતૃહીન સંતાનોના મુખ તરફ જોવાથી તથા સ્વામીના ગૃહ તરફ નજર નાખ્યાથી એમની આંખમાંથી ચોધાર આંસુ ખાળ્યાં ખળી શકયાં નહિ, એમ છતાં પણ એમણે સાસુપ્રત્યે કોઈ દ્વેષભાવ રાખ્યો નહિ. તેમણે વિચાર્યું કે, સાસુના દોષ અને ખોડખાંપણનો વિચાર કરવાનો ભાર ઇશ્વરે કાંઈ મને સોંપ્યો નથી; હું શામાટે તેનો વિચાર કરીને મારૂં મન ખાટું કરૂં ?

આ વખતે મેડમ ગેયૌં જે ઘરની બહાર નીકળ્યાં તે નીકળ્યાંજ; ત્યાર પછી કદી પણ ઝાઝો વખત ઠરીને એક સ્થળે બેસવાનો પ્રસંગ તેમને મળ્યો નહિ. એવી સગવડ શા સારૂ ન મળી તેનું અમે યથાસ્થાને સંક્ષેપમાં વર્ણન કરીશું. હાલ તો એ નિરાધાર સાધ્વી જનકોલાહલથી જરા દૂર એક નિર્જન સ્થાનમાં જઇ વસ્યાં. ત્યાં આગળ સૌથી પ્રથમ પોતાનાં સંતાનોને સારૂં શિક્ષણ આપવા તરફ એમનું ધ્યાન ખેંચાયું. તેમણે છોકરાંઓને ભણાવવાનો સારો બંદોબસ્ત કર્યો. ત્યારપછી એમણે પોતે લેટિન ભાષા શીખવા માંડી. એ ભાષામાં પ્રવીણતા મેળવ્યાથી તેમને જ્ઞાનની શોધમાં અને ધર્મની સાધનામાં ઘણીજ મદદ મળી. એવું જણાય છે કે, ત્યારપછી થોડાકજ દિવસોમાં કેટલાક પુરુષો તેમની આગળ લગ્નની માગણી કરીને તેમને પજવવા લાગ્યા. સાધ્વી નારીએ એમનાં માગાંઓ પાછાં કાઢયાં.

હવે એ ભક્તિમતી સાધ્વીએ નવજીવન પ્રાપ્ત કર્યાનો દિવસ–૨૨મી જુલાઇ આવ્યો. એ આખો દિવસ અને રાત તેમણે ઉપાસનામાં ગાળ્યાં. તેમના મનનો પ્રત્યેક વિચાર, તેમના કંઠમાંથી નીકળતું પ્રત્યેક વાકય, તેમના નયનનું પ્રત્યેક અશ્રુ ઇશ્વરની આગળ પહોંચ્યું. હાય ! આટલા દિવસોમાં પણ એ દુઃખી નારીનો સંગ્રામ બંધ પડયો નહોતો, એ સંશય અને પાપથી અતીત થઇ શકી નહોતી. આજ પ્રેમમય ભગવાને તપસ્વિની નારીની આગળ એક

બીજો શુભ દિન રજુ કર્યો. મેડમ ગેયોંએ સૂક્ષ્મ રીતે જોયું તો જણાયું કે, હવે તેના હૃદયમાં સંશયની રેખા સુદ્ધાં નથી, પાપ પણ નથી, વિકાર પણ નથી, વિદ્રોહ પણ નથી, હુંપદનો અહંકાર નથી. આજ અંદર અને બહાર કેવળ જયોતિર્મય ઈશ્વરનો વિચિત્ર પ્રકાશ છે.

મેડમ ગેયોંની ચરિત્રકાર તેમની એ દિવસની અવસ્થા સંબંધે લખે છે કે:—"ઉંડી શાંતિમાં એ નિમગ્ન થઇ ગયાં. હવે એમને ઇચ્છવા જેવું કાંઇ રહ્યું નહિ, તેમ ખોવાયોગ્ય પણ કાંઈ રહ્યું નહિ, ભય જેવું કાંઇ રહ્યું નહિ. ઈશ્વરની ઇચ્છાજ એમની ઇચ્છા બની રહી."

પછી એ સાધ્વી બાઇ પોતાનાં બે સંતાનોને એક યોગ્ય શિક્ષકના હાથમાં સોંપીને, તથા બાળક કન્યાને પોતાની સાથે લઇને દૂર દેશાવરની યાત્રાએ નીકળ્યાં. એ યાત્રાને તેમની ધર્મયાત્રા પણ કહી શકાશે. કારણ કે એ યાત્રાનો ઉદ્દેશ ધર્મસાધના, ધર્મપ્રચાર અને દુઃખીઓની સેવા કરવાનો હતો. આપણે આગળ જોઇશું કે એ ત્રણ કામોને સારૂ તેમણે પોતાનો સમય, ધન અને સામર્થ્ય સઘળુંજ અર્પણ કરી દીધું હતું.

## ૫—યોગ અને કર્મ

મેડમ ગેયોં જેકસ નગરમાં ગયાં. શહેરના લોકોએ અગાઉથીજ તેમના ધર્મજીવનની કથા સાંભળી હતી, એટલે તેમણે તેમનો ઘણો આદરસત્કાર કર્યો. અહીંઆં એ કેટલાક દિવસ સુધી ખૂબ સુખમાં રહ્યાં. તેમની મનોવીણા નિરંતર ઉચ્ચ સૂર વગાડયા કરતી. એ વીણામાંથી જે સ્વર્ગીય સંગીત નીસરતું, તેનાથી એમનું હૃદય મધુમય થઇ જતું. ધાર્મિક વૃત્તિના જે લોકો ધર્મની તૃષા છીપાવવા ત્યાં આવતા, તેમનાં હૃદય ભીંજાઈ જતાં. સાધ્વીની એ સમયની આધ્યાત્મિક ઉચ્ચ અવસ્થાવિષે તેમનું જીવનચરિત્ર લખનાર બાઈ લખે છે કે "અનેક વખત મધ્યરાત્રે તેમની ઉંઘ ઉડી જતી, ઈશ્વરાનુભૂતિનો આનંદ તેમને ઉંઘવા દેતો નહિ. પ્રિય પ્રભુના સાક્ષાત્કારના વિમળ આનંદમાં તેમની આખી રાત વીતી જતી."

આ દેશના સાધકો કહે છે કે, ધર્મનો સર્વથી ઉચ્ચ ભાવ યોગ અને ભક્તિ છે. મેડમ ગેયોંના જીવનમાં દિનપ્રતિદિન એ બંને ભાવોનો વિકાસ થવા માંડયો. તેમની ભક્તિ ઈશ્વર તરફજ ઝૂકવા લાગી; અને ઉંડા પ્રેમથી ઈશ્વરની સાથે યોગયુક્ત થઇને એ સમય ગાળવા લાગ્યાં. ઇશ્વરની ઇચ્છામાંજ તેમની ઇચ્છા વિલીન થઇ જતી. તેમના મનની અવસ્થા વિષે તેઓ પોતે લખે છે કે:—

"મારો ઇશ્વરની સાથે એટલો પરિચય અને સંબંધ થયો છે કે જેથી તેનીજ ઇચ્છામાં મેં મારી ઇચ્છાને સંપૂર્ણ ગુમાવી દીધી છે. ઈશ્વર મારા ઉપર દયા કરીને એ પ્રમાણે મારૂં સર્વસ્વ બન્યો છે; તેથી જે અહંકાર એક સમયે મને કષ્ટ આપતો હતો, તે હવે દેખાતો નથી અને બધી વસ્તુઓમાં તથા બધી ઘટનાઓમાં હું એ દયાસિંધુનેજ દેખું છું. જીવ કાંઇજ નથી, ઈશ્વરજ બધું છે."

મેડમ ગેયાઁએ કેવા પ્રકારના સંગ્રામ અને સાધના કરીને આવું ઉન્નત આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કર્યું હતું, એ વિષયમાં પણ તેમણે લખ્યું છે કે "મારા પણ દુઃખના દિવસ વીત્યા છે, વિદ્રોહી મનને વશ કરતાં કરતાં મારે હૈયાફાટ રોવું પડયું છે. કેટલાએ માસ અને કેટલાંએ વર્ષ મેં અશ્રુજળથી નયન ભીંજવ્યાં છે. આખરે દયાસિંધુની દયાથી મુક્તિનો દિન ઉગ્યો, ઘા રૂઝાયો, આંસુ સૂકાયાં અને કૃતજ્ઞતાસહિત કહી શકું છું કે, હવે મારા અંતરાત્માએ શાંતિ અને પવિત્રતારૂપે પ્રભુપ્રસાદ મેળવ્યો છે."

તપસ્વિની મેડમ ગેયાઁએ જે દુર્લભ ધર્મની પ્રાપ્તિ કરીને જીવનનું સાર્થક કર્યું હતું, તે ધર્મની સત્ય વાણી મનુષ્યોને સંભળાવવા સારૂ હવે તેમણે યત્ન કરવા માંડયો. તે ઉપરાંત તેમણે રોગીઓની સેવા અને ગરીબોનાં દુઃખ ટાળવા તરફ પણ ચિત્ત પરોવ્યું.

જેકસ શહેરનાં દરિદ્ર મનુષ્યોની દુર્ગતિ જોઇને તેમણે ધનની મદદ આપીને તેમના અભાવ દૂર કર્યા; તેમની સેવા અને કોમળ વ્યવહારથી દુઃખી લોકો ઘણા સુખી થતા. પુષ્કળ સ્ત્રીપુરુષો પાપથી વ્યાકુળ થઇને તેમની પાસે આવતાં અને પોતાના મનની વાત ખુલ્લી રીતે કહેતાં. એમના હૃદયમાં તેઓ ધર્મભાવ જાગ્રત કરતાં. તેમના યત્નથી અનેક લોકો ઇશ્વરને શરણે જતાં અને સદાને માટે પાપનો માર્ગ છોડી દેતાં.

પરંતુ મેડમ ગેયાઁ આ શહેરમાં ઝાઝા દિવસ રહી શકયાં નહિ. તેમના વિશુદ્ધ ધર્મમતને લીધે જૂના વિચારના કટ્ટર ખ્રિસ્તીઓનું એક દળ તેમનો શત્રુ બન્યું હતું. તેઓની ખટપટથી આ ધર્મશીલા સાધ્વીને બીજી જગ્યાએ જવું પડયું. ત્યાં આગળ એમને ખર્ચે એક દવાખાનું બાંધવામાં આવ્યું. એ ઇસ્પિતાલમાં જાતે જઇને માંદાં સ્ત્રીપુરુષોની સેવા કરતાં. ત્યારપછી શત્રુઓની ખટપટને લીધે એમને બીજાં ઘણાં સ્થાનોમાં ફરવું પડયું હતું. લોકોનું વિરુદ્ધાચરણ હોવા છતાં પણ એ સદા દુઃખી મનુષ્યોનાં આંસુ સાથે

પોતાનાં આંસુ ભેળવવા યત્ન કરતાં. પુષ્કળ ગરીબ અને નિરાધાર લોકો તેમની પાસે જતાં અને સહાયતા મેળવીને પાછાં આવતાં. કેટલાએ કારીગરો અને કળાકૌશલ્ય જાણનારાઓને તેમણે ધનની મદદ આપીને ઉત્સાહિત કર્યા હતા. એ મહાન સાધ્વીના આત્મ-ચરિત્રમાં લખ્યું છે કેઃ—

"પીડિત મનુષ્યોને ધીરજ આપવા અને તેમનાં બિછાનાં તૈયાર કરવા હું તેમની પાસે જતી. તેમના ઘા ધોતી, લૂછતી તથા ફરીથી તેને મલમપટ્ટો બાંધતી. મરી ગયેલાંને સમાધિસ્થ કરવાનું ખર્ચ ઘણી વખત હુંજ ઉપાડી લેતી. કોઇ કોઇવાર ગુપ્ત રીતે ગરીબ અને આપત્તિમાં આવી પડેલા ધંધાદારી અને કારીગરોને મદદ આપતી."

અમે જે સમયનો ઉલ્લેખ કરી રહ્યા છીએ, તે સમયે ફ્રાંસ-દેશના લોકોનો ધર્મભાવ ઝાંખો પડી ગયો હતો. અનેક સ્ત્રીપુરુષો ધર્મનાં કેટલાંક બહારનાં અનુષ્ઠાન તો ખૂબ ધામધૂમથી કરતાં; પરંતુ એથી ધર્મની પ્રાપ્તિમાં એમને વિશેષ સગવડ મળતી નહોતી, બલ્કે એ બધાં આડંબરભરેલાં અનુષ્ઠાનની આડમાં મનુષ્યોનાં પાપ ઢંકાઇ જતાં, ધર્મને નામે અધર્મનો પ્રચાર કરવાની સગવડ મળતી, પુષ્કળ ધર્મહીન પાદરીઓ અમુક મત અને પ્રાણહીન અનુષ્ઠાન ઉપરજ સખ્ત નજર રાખતા. એ વિષયમાંથી કોઇ જરાક ચસકતું તો એનું આવી બનતું; કેમકે એ બધા પાદરીઓની સત્તા જનસમાજ પર જમાવવામાટે એવો મત અને બહારનાં અનુષ્ઠાન પૂરતાં હતાં.

દેશમાં ચારે તરફ જ્યારે ધર્મની આવી અવસ્થા હતી, ત્યારે મનુષ્યોનાં દુઃખ અને પાપ જોઇને મેડમ ગેયૌંનું હૈયું પીગળી ગયું. તેમણે ધર્મને સત્યરૂપે પ્રાપ્ત કર્યો હતો; ધર્મ ન હોય તો મનુષ્યનો સંસાર બિલકુલ ચાલે નહિ. એ સિદ્ધાંત પણ હમેશને સારૂ તેમના મર્મસ્થાનમાં કોતરાઇ ગયો હતો. એથી આ ધર્મશીલા સાધ્વી જીવતા જાગતા ધર્મની અમૃતમયી વાણી લઈને લોકોને બારણે ઉભી રહી. જે સ્ત્રીપુરુષોની ધર્મતૃષ્ણા પ્રબળ હતી, જેઓ પાપથી દુઃખી હતાં, પશ્ચાત્તાપથી પીડાતાં હતાં, તેઓ મેડમ ગેયૌંનો ઉપદેશ સાંભળવા સારૂ વ્યાકુળ થઇ ગયાં. વિશ્વાસ-થી ઉત્તેજિત થઇને તેમણે જોશદાર ભાષામાં પોતાના જીવનમાં અનુભવેલાં સત્યો બધાની આગળ પ્રગટ કરવા માંડયાં. એ બધી સરળ અને અકૃત્રિમ ધર્મકથા નરનારીઓનાં હૃદયને સ્પર્શ કરવા લાગી; ઘણાંઓનાં મન બદલાઈ ગયાં; કેટલાંક સ્ત્રી-

પુરુષો પાપના માર્ગનો ત્યાગ કરીને ઈશ્વરને શરણે આવવા લાગ્યાં. મેડમ ગેયૉ પોતાના આ ધર્મપ્રચારના કાર્યવિષે લખે છે કેઃ—"પ્રાતઃકાળથી માંડીને રાતના આઠ વાગ્યા સુધી હું ભગવત્કથા કહેતાં કંટાળતી નહિ. × × ઈશ્વર મારી સંગાથે હતો અને એજ મને લોકોની આધ્યાત્મિક અવસ્થા અને તેમની અગવડો અને આવશ્યકતાઓ જણાવી દેતો. એ સમયે અનેક જણે ઈશ્વરની આગળ આત્મસમર્પણ કર્યું હતું. કોઇ કોઇ તો પળભરમાં બદલાઇ જતાં અને કેટલાંક પ્રયત્ન કરતાં કરતાં તેની કૃપા પ્રાપ્ત કરતાં. કરુણાનિધિ ઈશ્વરનું કાર્ય અતિ અદ્ભુત છે."

અમે અહીંઆં મેડમ ગેયૉની થોડીક ધર્મકથા ઉતારીશું. તે ઉપરથી જણાશે કે, એમનાં એ વચનો કેવાં જ્વલંત છે! કેવા ઉંડા ભાવથી પૂર્ણ છે! કેવાં પ્રાણસ્પર્શી છે! તપસ્વિની સાધ્વી કહે છે કેઃ—"પ્રાર્થના એ શું છે? નક્કી કરી રાખેલાં વાકયો બોલી જવા કરતાં જરૂર એમાં કાંઇક વધારે છે. જે અવસ્થામાં મનુષ્યહૃદય ઈશ્વર સાથે વિશ્વાસ અને પ્રેમવડે જોડાયલું હોય છે, તે અવસ્થાને પ્રાર્થના કહે છે."

"એકાંતમાં વિશ્વાસપૂર્ણ હૃદયે ઈશ્વરની સાથે તમારો શો સંબંધ છે, તેનો અનુભવ કરવાનો યત્ન કરો; તમારૂં અંતઃકરણ બરાબર પ્રભુ સન્મુખ કરો. મનને પ્રથમ એ મહાન ચિંતનમાં જોડો કે 'ઇશ્વર સત્ છે, સર્વત્રની પેઠે તમારી પણ એ સન્મુખજ ઉભો છે, ઇશ્વર આપણો છે અને તેની આગળ આપણે બધા ઋણી છીએ.' એ મહાસત્યોની ઉપર શાંતભાવે અને શ્રદ્ધાપૂર્વક મનને જમાવો. શાંત નમ્ર થઇને રહો; બધી ઇંદ્રિયોને, બધી ચિંતાઓને પરિધિમાંથી સંકેલીને કેન્દ્રમાં લાવી બેસાડો. આ પ્રમાણે ઇશ્વરને માટે રાહ જુઓ. તીવ્ર આકાંક્ષાસહિત તેની વાટ નિહાળો, પરંતુ અંતઃકરણને અધીરૂં થવા દેશો નહિ."

તમારૂં બીજું "સર્વસ્વ છોડી દીધા વગર સાચું અને પૂરૂં આત્મસમર્પણ થઇ શકતું નથી. ઈશ્વરના ચરણમાં પોતાને સર્વ પ્રકારે છોડી દઇ પૂરેપૂરૂં સમર્પણ કરવું પડશે. ભૂતકાળના વિશ્ચયો વિસ્મૃતિસાગરને તળીએ ડુબાડી દેવા પડશે અને ભવિષ્યની ચિંતા ભગવાનના ઉપર છોડી દઇને વર્તમાનમાં—આ મુહૂર્તમાં આપણે આપણી જાતનું તેનાં ચરણોમાં સર્વભાવે સમર્પણ કરી દેવું જોઇએ."

"પૃથ્વીની સાંત્વના એ દિનની છે, એ ચાલી જાય છે; પરંતુ ઇશ્વરની સમીપ સંપૂર્ણ આત્મસમર્પણ કર્યાથી મળતી સાંત્વના શાશ્વત

છે. જેણે દુઃખનું વરણ કર્યું નથી, તે ઇશ્વરને વરી શકતો નથી. ”

મેડમ ગેયૌંની આશ્ચર્યકારક આધ્યાત્મિક શક્તિની વાત આખા દેશમાં પ્રસરી ગઇ. દેશના જ્ઞાની, મૂર્ખ, ગૃહસ્થાશ્રમી અને સંન્યાસી, કુમારી, સધવા અને વિધવા—સર્વ શ્રેણીનાં સ્ત્રીપુરુષો તેમનો આ જ્વલંત ઉપદેશ સાંભળવા સારૂ આવવા લાગ્યાં. તેમણે એ લોકોના અંતઃકરણમાં જ્વલંત ધર્મભાવ જાગ્રત કરી દીધો; પરંતુ સાધ્વીની આ આધ્યાત્મિક શક્તિ, એક પ્રકારના હઠીલા રોમન કેથોલિક ખ્રિસ્તીઓ સહન કરી શક્યા નહિ. કેવી રીતે સહન કરી શકે? તેઓ મૂળ ધર્મકારોનાં ચરિત્ર અને ઉદ્દેશ ભૂલી જઇને જે કાંઇ ઉપલક આચાર અને તેને ઓથે દુરાચાર ચાલતા હતા, તેમાં ડૂબવાને લીધે જૂનું એટલું સોનું કહેનારા અને રૂઢ રીતરિવાજોના આંધળા પક્ષપાતી હતા. મનુષ્ય ધર્મને નામે અધર્મને અને બાહ્યાડંબરોરૂપી પથ્થરને છાતીએ બાંધીને ભલે ડૂબી મરે, તેમાં તેમને વાંધો નહોતો; પરંતુ કોઇ ધર્મના નૂતન પ્રકાશથી આત્મોન્નતિ કરવા માગે તો તેઓ ગુસ્સે થઇ જતા. એ પક્ષના અનેક ધર્માંધ પાદરીઓ સ્વાર્થને ખાતર, સત્યના કરતાં કુસંસ્કારનો પ્રચાર કરવામાં પોતાના કર્તવ્યની સફળતા માનતા. કોઇ એમની વિરુદ્ધ બોલવા જતું તો રાજાની તલવાર તેના માથા ઉપર પડતી; પાદરીઓ રાજશક્તિની મદદથી તરત તેને કેદમાં મોકલાવી દેતા.

પરંતુ મેડમ ગેયૌં દૈવી શક્તિશાળી, અને ધર્મ તેજથી તેજસ્વિની બન્યાં હતાં. તેમણે નિર્ભય ચિત્તે અસત્ય, કુસંસ્કાર અને નકામી ક્રિયાઓ તથા અસ્વાભાવિક દેહદમનવિરુદ્ધ પોતાનો મત પ્રકટ કરવા માંડયો. યથાર્થ ધર્મ કેવો હોય છે, એ સમજાવવા સારૂ તેમણે કેટલાક ધર્મગ્રંથો રચ્યા. હવે શું બાકી રહે? જૂના વિચારના રોમન કેથોલિક ખ્રિસ્તીઓએ પોતાનો પક્ષ બાંધીને એ સાધ્વીપર જુલમ કરવો શરૂ કર્યો તે એટલે સુધી કે મેડમ ગેયૌં સ્થિરતાથી કંઇ પણ કાર્ય કરી શકતાં નહિ. ફક્ત એક જગ્યાથી બીજી જગ્યાએ અને ત્યાંથી વળી ત્રીજી જગ્યાએ એમ ફરતાં ફરવા લાગ્યાં.

## ૬—જીવનની શેષ કથા

મેડમ ગેયૌં વિવિધ સ્થાનોમાં ફરતાં ફરતાં પેરિસ શહેરમાં આવી પહોંચ્યાં. અહીં આં પણ પુષ્કળ ધર્મપિપાસુ નરનારીઓ તેમનાં જ્ઞાન, ભક્તિ અને કર્મના યોગવાળું સુપવિત્ર જીવન જોઇને તથા તેમના મધુર ઉપદેશો સાંભળીને ધર્મમાર્ગમાં આગળ વધવા લાગ્યાં.

પરંતુ આ પેરિસ શહેરમાં જે મોટા મોટા પાદરીઓ વાસ કરતા હતા, તેમનામાં એક વર્ગ એવો હતો કે જે ઇશ્વરને ધર્મના સિંહાસન ઉપરથી ઉતારી પાડીને પોતેજ તેની જગ્યાએ ગોઠવાઇ ગયો હતો. એમ છતાં પણ મેડમ ગેયોંએ તો એકમાત્ર ઇશ્વરનેજ ધર્મના સિંહાસન ઉપર પધરાવીને સર્વત્ર તેનાજ મહિમાનો પ્રચાર કરવા માંડયો. તેમણે મનુષ્યોને સ્પષ્ટ ભાષામાં સમજાવી દીધું કે "સ્વયં ઇશ્વરજ મનુષ્યના હૃદયમાં શાંતિ રેડે છે અને તેનાજ ચરણમાં જીવન અર્પણ કરવાથી યથાર્થ મુક્તિ મેળવાય છે."

સાધ્વી ગેયોંની આ સત્યવાણી ધર્માંધ પાદરીઓ અને હઠીલા રોમન કેથલિકો કેવી રીતે સાંખી શકે ? તેમણે મેડમ ગેયોંને ધર્મદ્રોહનાં અપરાધી ગણીને તેમની વિરુદ્ધ મુકદ્દમો ચલાવ્યો, પરંતુ એ દેશના પ્રચલિત કાયદાની કોઇપણ બેડીદ્વારા એ સાધ્વીને બાંધી શકયા નહિ. આખરે વિરુદ્ધ પક્ષવાળાઓએ એક બનાવટી પત્ર લખીને એ જૂઠા પત્રને સાચા દસ્તાવેજતરીકે ન્યાયાધીશ આગળ રજુ કર્યો. રાજાએ મેડમ ગેયોંને કેદખાનાની શિક્ષા કરી. તેમને સેન્ટ મેરીના મઠમાં કેદ રાખવામાં આવ્યાં. સ્નેહમયી સાધ્વીએ નાના પ્રકારની ચઢતીપડતીમાં પણ પોતાની નાની વયની કન્યાને સાથેજ રાખી હતી. એને છાતીસરસી ચાંપીને એ માતૃત્વનું અનિર્વચનીય સુખ અનુભવતાં હતાં; પરંતુ આ વખતે અમલદારોએ એ કન્યાને પણ માતાથી વિખૂટી પાડી. અસહાય સાધ્વી ગેયોં બંદી અવસ્થામાં શું કરી શકે ? નિર્જન કેદખાનામાં પોતાના પ્રેમદેવતાના સૌંદર્યમાં ગરકાવ થઇ જઈને એ બધું દુઃખ ભૂલવાનો યત્ન કરવા લાગ્યાં. અહીંઆં એમણે અનેક ભક્તિરસાત્મક કાવ્યોની રચના કરી. એ કાવ્યોમાં તેમના જીવનમાં પરીક્ષા કરેલાં અનેક સત્યો પ્રગટ થયાં હતાં. દિલગીર છીએ કે, કવિતા રચવાનો અભ્યાસ નહિ હોવાથી અમે એમની કવિતાનો અનુવાદ પ્રગટ કરી શકતા નથી.

આઠ માસસુધી એમણે કેદખાનાનું દુઃખ વેઠયું. ત્યારપછી એક શક્તિશાળી મહિલા સાથે તેમને વાતચીત થઈ. એ મહિલાએ ફ્રાન્સના રાજા ઉપર પોતાનો પુષ્કળ પ્રભાવ જમાવ્યો હતો. એ બાઇને મેડમ ગેયોં સાથે વાતચીત કરવાથી ખાત્રી થઇ કે, ખરેખર એ ધર્મશીલા સાધ્વી છે; કેવળ ધર્મની ખાતરજ વિપત્તિ વેઠી રહી છે. આથી મેડમ ગેયોંનો છૂટકારો થયો.

એ સમયમાં સુપ્રસિદ્ધ ફેનેલોન ફ્રાન્સદેશનો એક અસાધારણ

ધાર્મિક પુરુષ હતો. તેનામાં ઉજ્જવળ પ્રતિભા, અગાધ પાંડિત્ય અને ઉંડી ઈશ્વરભક્તિ હતાં. એ સાચા ધાર્મિક પાદરી સાથે મેડમ ગેયૅાંને ગાઢ મૈત્રી બંધાઇ. એ પણ ધર્મશીલા સાધ્વીના જીવનની ઉચ્ચ અવસ્થા જોઈને, અને તેમની પ્રતિભા તથા શક્તિનો પરિચય પામીને, તેમનાપ્રત્યે અત્યંત શ્રદ્ધા પ્રગટ કરવા લાગ્યાં. એટલુંજ નહિ પણ એ ઉદારચિત્ત ઉન્નતચરિત વિદ્વાન પાદરી મેડમ ગેયૅાંના ઉંડા તત્ત્વજ્ઞાનના લેખો વાંચીને,તેમના ધર્મનું સમર્થન કરવા લાગ્યો.

એ વખતે પાછું ચારે તરફ વાવાઝોડું ઉઠયું; ઘોર આંદોલન શરૂ થયું. જૂના વિચારના પાદરીઓ માનવા લાગ્યા કે, મેડમ ગેયૅાં કોઇ માયાવિની સ્ત્રી છે. કોઈ પ્રકારની મેલી વિદ્યા ન જાણતી હોતતો ફેનેલોન જેવા અસાધારણ વિદ્વાન ઉપર એ પોતાની અસર કેવી રીતે સ્થાપી શકત ?

હવે વિપક્ષી લોકોએ એકજથ્થે થઇને ફેનેલોન અને મેડમ ગેયૅાંના ઉપર પોતાનાં વજ્ર ફેંકવા માંડયાં. એનું પરિણામ એ આવ્યું કે, ફેનેલોન પોતાના કર્મક્ષેત્રથી દૂર જઇને દેશનિકાલ પામેલા પાદરીની પેઠે વસવા લાગ્યો. મેડમ ગેયૅાંને ફરીથી કારાગૃહ-વાસની આજ્ઞા મળી. ખિનસેજજના કેદખાનામાં તેમને રાખવામાં આવ્યાં. આ વખતે એમને કોઈ પણ જાતની સ્વતંત્રતા આપવામાં આવી નહિ; પરંતુ એથી ગંભીર આનંદ અને સુમધુર શાંતિથી એ વંચિત ન રહ્યાં. જેનો આત્મા ઇશ્વરની સાથે ગૂઢ યોગથી જોડાયલો હોય છે, જે ઈશ્વરપ્રેમથીજ પરિતૃપ્ત છે, ઇશ્વરજ જેનું સર્વસ્વ છે, તેને અશાંતિ કયાંથી ? ભક્તિમતી સાધ્વી કેદખાનામાં પ્રેમસંગીત રચવા લાગ્યાં. એ ધાર્મિક ગીતો ગાતાં ગાતાં પ્રેમ અને આનંદથી મસ્ત થઇ જતાં, એમણે પોતે લખ્યું છે કેઃ—

"હું જાણે નાનુંશું પંખીડું છું. મારા પ્રભુએ મને પાંજરામાં પૂરી રાખ્યું છે. અહીં હરિ ગુણગાન સિવાય મારે બીજું કામ નથી."

અમે આ પ્રેમમયી ફ્રેંચ સાધ્વીના એક સંગીતનો ગદ્યાનુવાદ નીચે આપીએ છીએઃ—

"હું મારા ઇશ્વરને ચાહું છું, પરંતુ મારા પ્રેમવડે નહિ; કેમકે તેને આપવા સરખો તો મારો પ્રેમ નથી. હે પ્રભુ ! હું તને ચાહું છું પરંતુ મારો પ્રેમ તો તારોજ છે, તારા પ્રેમથીજ હું જીવું છું. હું જાતે તો કાંઇ પણ નથી. તને વળગવામાં, તારામાં-જ ખોવાઇ જવામાં, તારામાંજ મસ્ત થવામાં મારો આનંદ છે. હે

પ્રભુ ! તુંજ મારો એક એવો સહાયક અને સર્વસ્વ છે, કે જેના વગર મારૂં જરા પણ ગાડું ચાલે નહિ. તારામાંથીજ મારા સુખનો સ્રોત વહે છે. જેઓ એ સુખથી સુખી છે, તેઓજ તારામાં વાસ કરે છે. તુંજ જીવનનું ઝરણું છે. જે કરુણા આખો દિવસ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે, તેનો મૂળ ઝરો તુંજ છે; અમારા જીવનનો ભંડાર તુંજ છે; ઉત્પત્તિસ્થાન તુંજ છે અને કેંદ્ર પણ તું છે. તુંજ અમારૂં નિવાસસ્થાન છે.”

ચાર વર્ષ પછી મેડમ ગેયૅાએ કારાગૃહમાંથી મુક્તિ મેળવી, પરંતુ પેરિસમાં તેમને રહેવા દેવામાં આવ્યાં નહિ; તેમને દૂર દેશનિકાલ કરવામાં આવ્યાં. અત્યારસુધીમાં અનેક દેશના ધાર્મિક લોકોએ તેમના ઉન્નત ધર્મજીવનની વાત સાંભળી હતી. એટલે ઈંગ્લૅંડ, જર્મની વગેરે દેશોમાંથી પુષ્કળ લોકો તેમનાં દર્શને આવવા લાગ્યા. એ લોકોના અત્યંત આગ્રહથી એમણે પોતાનું આત્મચરિત્ર પ્રગટ કરવા સારૂ ઈંગ્લૅંડના એક સદ્‌ગૃહસ્થને સોંપ્યું.

આખરે તેમના જીવનનો અંતિમ સમય આવી પહોંચ્યો. એ ધનવાનની કન્યા, ધનવાનની પત્ની, રૂપવતી, ગુણવતી, સુશિક્ષિતા અને ધર્મશીલા સાધ્વી હતાં. પરંતુ સત્તર વર્ષની વયથી ઘરમાં અને ઘરબહાર તથા પોતાના હૃદયની અંદર પણ લાંબા સમય સુધી એમને કેવળ સંગ્રામજ કરવો પડયો હતો. લૌકિક ભાષામાં જેને સુખ કહે છે, તેવું સુખ કોઈ દિવસ એમના ભાગ્યમાં લખાયું ન હતું. દુઃખના અંધકારમાં થઈને ઠોકરો ખાતાં ખાતાં એમને જીવનના માર્ગમાં આગળ વધવું પડયું હતું; પરંતુ હવે તેમનો સંગ્રામ બંધ થયો, દુઃખનો અંધકાર ઉડી ગયો; તેમના જીવનના સ્વામી સ્વયં ઈશ્વરે તેમને પોતાના આનંદનિકેતનમાં બોલાવ્યાં. મેડમ ગેયૅા ઇ. સ. ૧૭૧૭ ની ૯ મી જુને ૬૯ વર્ષની વયે આ લોકમાંથી હસતે મુખે ચાલ્યાં ગયાં. મૃત્યુની પૂર્વે એ એક પત્ર લખી ગયાં હતાં. તેમાંથી અમે થોડાંક વાકયો ઉતારીશું. તપસ્વિની નારી ઈશ્વરને સંબોધીને કહે છેઃ—

“મેં તમારી પાસેથી સઘળું મેળવ્યું છે, અને તમનેજ સર્વસ્વ સમર્પણ કરવા જાઉં છું. હે ઈશ્વર ! તમારી જે ઇચ્છા હોય તે કરો. હું તમને મારૂં શરીર અને આત્મા અર્પણ કરૂં છું. તમારી ઇચ્છા પૂર્ણ થાઓ.”



# साध्वी मेरी कार्पेन्टर

જે જનહિતૈષી, બુદ્ધિમાન સાધ્વી આ પૃથ્વીમાં આવીને તેને ધન્ય અને ઉન્નત કરી ગઇ છે; જે શ્રેષ્ઠ સાધ્વીએ પરોપકાર માટે પોતાનું બલિદાન આપ્યું હતું; જેણે ન્યાતજાત, ધર્મ કે દેશનો ભેદ રાખ્યા વગર જનસમાજનું કલ્યાણ કરવામાં ત્યાગનું ઉત્તમ દ્રષ્ટાંત બતાવ્યું હતું; જેણે લાંબા વખતથી અજ્ઞાનરૂપી અંધકારમાં ઢંકાયલી ભારતલલનાનાં દુઃખ અને દુર્દશાની વાત સાંભળીને અશ્રુપૂર્ણ નેત્રે ભારતવર્ષમાં પધારીને સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવા સારૂ પુષ્કળ પ્રયત્ન કર્યો હતો; તે પ્રાતઃસ્મરણીય પૂજ્ય સાધ્વીનું ચરિત્ર ઘણુંજ ઉપદેશપ્રદ છે. એ પુણ્યવતી સાધ્વીના કર્મમય જીવનની ઘટનાઓ કઠોર પરિશ્રમ અને અલૌકિક સહિષ્ણુતાથી અવર્ણનીય છે. એ પુણ્યચરિત્રા, સંન્યાસિની, મહાન સાધ્વીનું નામ 'મેરી કાર્પેન્ટર' હતું.

## ૧—જન્મ અને બાલ્યાવસ્થાનું શિક્ષણ

મેરી કાર્પેન્ટરનો જન્મ ઇ. સ. ૧૮૦૭ ની ત્રીજી એપ્રિલે ઇંગ્લૅંડના એકસીટર નગરમાં થયો હતો. તેમના પિતાનું નામ ડૅાકટર લેન્ટ કાર્પેન્ટર હતું. એ એકસીટર નગરમાં પાદરીનું કામ કરતા હતા. મેરી કાર્પેન્ટરની માતા પણ અતિશય ધર્મશીલા નારી હતાં. માતપિતા પાસેથી મેરીએ ધાર્મિકતાનો ગુણ મેળવ્યો હતો. અસાધારણ સ્મરણશક્તિ અને પ્રખર બુદ્ધિ હોવાથી બાલ્યાવસ્થામાં શિક્ષણ મેળવતાં તેમને ઘણી મહેનત પડી નહિ. તેમનો અભ્યાસ બચપણમાંજ બહુ ઝડપથી વધવા લાગ્યો. પાછલા જીવનની કાર્યકુશળતા અને જગતના હિતમાં શામિલ થવાની આકાંક્ષાના અંકુર ઘણી બાલ્યાવસ્થામાંથીજ એમનામાં જોવામાં આવ્યા હતા. બે વર્ષની ઉંમરે જ્યારે એ પિતાની સાથે હવા ખાવા બહાર જતાં ત્યારે ખેતરોમાં કામ કરનારા ખેડુતોને મહેનત કરતા જોઇ તેઓ બાળકની તોતલી ભાષામાં બોલતાં કે, 'આ લોકો

કામે લાગવું છે. મારે એમને ખપનાં થઇ પડવું છે.' જ્યાંસુધી તેમના પિતા તેમને કાંઇ કામ સોંપતા નહિ ત્યાંસુધી તેમને જંપ વળતો નહિ. ત્રણુજ વર્ષની વયથી તેમના હૃદયમાં ધર્મભાવ અને પિતાની પરોપકારવૃત્તિ જાગી ઉઠયાં હતાં. બાર વર્ષની વયે મેરી કાર્પેન્ટર તેમના પિતાએ સ્થાપેલી રવિવારની નિશાળમાં શિક્ષણુ આપવા લાગ્યાં હતાં અને કુમળાં બાળકોના હૃદય ઉપર ઘણી આશ્ચર્યકારક અસર ઉત્પન્ન કરી હતી. એક તરફથી એવી રીતે પિતાના કાર્યમાં મદદ કરવાનો આરંભ કર્યો હતો અને બીજી તરફથી પોતે નિશાળમાં જઇને લેટિન અને ગ્રીક ભાષા તથા ગણુિત અને પ્રાકૃતિક વિજ્ઞાન, તેમજ પ્રાણીવિદ્યા આદિનો અભ્યાસ કરવા માંડયો હતો. ભૂવિદ્યા અને વિજ્ઞાનનાં સામાન્ય તત્ત્વોનું જ્ઞાન એમણે એ વયેજ પ્રાપ્ત કર્યું હતું. તેમના સહાધ્યાયી મહાત્મા માર્ટિનો કહે છે કે "મેં કુમારી કાર્પેન્ટરને સૌથી પહેલાં જ્યારે જોયાં ત્યારે તેમની ઉંમર બાર વર્ષની હતી. એ અલ્પવયમાંજ તેમનું ગાંભીર્ય અને ધીરજ જોઇને હું આશ્ચર્યચકિત થયો હતો તેમને જોઇને મને એમ લાગતું કે, હું કેટલો બધો હીન છું! અને તેમની સાથે વાર્તાલાપ કરતો ત્યારે જણાઇ રહેતું કે, મારૂં જ્ઞાન કેટલું બધું થોડું છે."

ઇ. સ. ૧૮૧૭ માં તેમના પિતા એકસીટર છોડીને બ્રિસ્ટલ નગરમાં આવી વસ્યા. બાલ્યાવસ્થાની ક્રીડાભૂમિ છોડતાં તેમનું તરુણુ હૃદય ઘણું ઘવાયું હતું; પરંતુ આ બ્રિસ્ટલ નગરમાં તેમના ભાવી જીવનનાં મહાન કાર્યોનો સૂત્રપાત થયો.

ઇ. સ. ૧૮૨૭ માં કેટલીક બાલિકાઓને ભણુાવવાનું કાર્ય માથે લઇને એ વ્હાઇટ દ્વીપમાં ગયાં; અને ત્યાંથી દેશવિદેશના પ્રવાસે નીકળી પડયાં. મુસાફરી કરીને સ્વદેશમાં પાછાં આવ્યા પછી તેમના પિતાએ સ્થાપેલા વિદ્યાલયમાં શિક્ષણુ આપવાનું કામ આરંભ્યું. એ કાર્યમાં તેમનાં માતુશ્રી તથા બહેન મદદ આપવા લાગ્યાં. પહેલાં તેમના પિતા એ વિદ્યાલયના મુખ્ય શિક્ષક હતા; પણુ મેરીએ એ કામ ઉપાડી લીધા પછી તેમણે શિક્ષકનું કામ છોડી દીધું અને સંપૂર્ણરૂપે ધર્મપ્રચારના કાર્યમાં જોડાયા. ત્યારપછી ઇ. સ. ૧૮૩૧ માં મેરી કાર્પેન્ટરે રવિવારની નિશાળના સુપરિન્ટેન્ડન્ટનું પદ સ્વીકાર્યું. એ સમયમાં પોતાના વિદ્યાર્થીઓના ચાલચલણુની તપાસ રાખવાના ઇરાદાથી એ એમને ઘેર પણુ જતાં. એમ કર્યાથી દેશનાં દરિદ્ર અને અજ્ઞાની બાળકોની

દુર્દશાનું તેમને સારી પેઠે ભાન થયું. ઈશ્વરે જે મહાન કાર્ય કરવાને તેમને આ જગતમાં મોકલ્યાં હતાં તે કાર્ય કરવાની ઇચ્છા આ સમયથીજ તેમના મનમાં ઉત્પન્ન થઇ. પાપ, તાપ અને દારિદ્રયથી પીડાતા સ્વદેશવાસીઓનાં દુઃખ દૂર કરવાનો તેમણે સંકલ્પ કર્યો. અજ્ઞાનરૂપી અંધકારથી છવાયલી તેમની શોચનીય અવસ્થા જોઈને તેમનું હૃદય ગળગળું થઇ ગયું. તેમણે વિચાર્યું કે, ઈશ્વરે મને આ મનુષ્યજીવન આપ્યું છે તે આ દીનદરિદ્રી-નાં દુઃખ નીવારવા માટેજ આપ્યું છે. તેમણે એ શુભ કાર્ય માટે બળ આપવાને ઈશ્વર પાસે પ્રાર્થના કરી અને પરમાર્થને ખાતર આત્મવિસર્જન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી; પરંતુ પારકાં-ઓની ખાતર સ્વાર્થત્યાગ કેવી રીતે કરવો, કયા ઉપાયો યોજવા, કયાં કામો કરવાથી એ ઉદ્દેશ સિદ્ધ થઈ શકશે? એ સંબંધી તેમને કાંઇ સમજણ પડી નહિ; છતાં પણ સંકલ્પ છોડી નહિ દેતાં 'ઈશ્વરજ મને માર્ગ દર્શાવશે' એ વિશ્વાસ ઉપર આધાર રાખીને યોગ્ય પ્રસંગની એ વાટ જોવા લાગ્યાં. મેરી કાર્પેન્ટરના ચરિત્રમાં એ એક મુખ્ય ગુણ હતો કે, જે વિચાર અથવા કાર્યને એક વાર એ મહાન ગણતાં તથા સત્યતરીકે સ્વીકારતાં તેને સેંકડો વિઘ્નો અને વિપત્તિ આવી પડવા છતાં પણ છોડી દેતાં નહિ. સ્વાર્થત્યાગનો જે ભાવ એમના હૃદયમાં ઉત્પન્ન થયો હતો તેને સબળ કરવા સારૂ એ સમયમાં તેમણે મહાન પુરુષોનાં જીવનચરિત્રોનો અભ્યા-સ કરવા માંડયો. ઈશ્વરે તેમની પ્રાર્થના આશ્ચર્યકારક રીતે પૂર્ણ કરી અને ભવિષ્યના જીવન માટે કાર્યક્રમ બતાવી દીધો.

### ૨—રાજા રામમોહન રાય અને ડૉકટર ટકરમેન

**क्षणमिह सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका ॥**

ઉપર લખેલું મહાપુરુષનું વચન મેરી કાર્પેન્ટરના જીવનમાં સંપૂર્ણરૂપે ફળિભૂત થયું છે. એ પરમાર્થને સારૂ પોતાને અર્પણ કરવા તૈયાર થયાં હતાં ખરાં, પણ કયો માર્ગ ગ્રહણ કરવાથી શ્રેય થશે તે હજી પણ નક્કી કરી શકયાં નહોતાં. શું કરવું અને શું નહિ તેનાજ ચિંતનમાં એ દિવસો ગાળવા લાગ્યાં.

બીજે વર્ષે ઇ. સ. ૧૮૩૩ માં પ્રાતઃસ્મરણીય મહાત્મા રામમોહન રાય અને અમેરિકાના જનહિતૈષી ડૉકટર ટકરમેનનું ઇંગ્લાંડમાં પધારવું થયું. એ બે મહાપુરુષના સંસર્ગમાં આવવાથી મેરી કાર્પેન્ટરની કાર્યશક્તિ વિકાસ પામી. એ બે મહાત્માઓ-

એ તેમના જીવનની ગતિને બે તરફ ફેરવી દીધી. રાજા રામમોહન રાયે ભારતવર્ષ તરફ તેમના ચિત્તનું આકર્ષણ કર્યું અને ડૉક્ટર ટકરમેને અસહાય, દરિદ્ર અને અજ્ઞાન બાલકબાલિકાઓની સેવા કરવા તરફ તેમને ઘણુંજ ઉત્સાહિત કર્યાં. અત્યાર સુધીમાં પ્રાપ્ત કરેલા શિક્ષણ, ધર્મવિશ્વાસ અને દૃઢ ચરિત્રને લીધે આટલી નાની વયમાંથીજ એ આ બન્ને કાર્યને માટે તૈયાર થઇ ચૂકયાં હતાં. અજ્ઞાનરૂપી અંધકારથી છવાયેલા ભારતવર્ષની એ સમયની શોચનીય અવસ્થામાં રાજા રામમોહન રાયે સત્યની ખાતર કેવાં કેવાં કષ્ટ સહન કર્યાં હતાં અને સર્વ પ્રકારના કુસંસ્કાર અને વિઘ્નોને તોડી નાખીને કેવી રીતે ઇંગ્લૅંડ પધાર્યા હતા એ બધાનો વિચાર કરતાં મેરી કાર્પેન્ટરનું હૃદય તેમની તરફ ઘણી ઉંડી શ્રદ્ધાપૂર્વક નમ્યું. રાજા રામમોહન રાયના ધર્મવિશ્વાસ અને અપૂર્વ સ્વાર્થત્યાગે મેરી કાર્પેન્ટરના હૃદયમાં ભારતનાં દુઃખ દૂર કરવાની ઇચ્છા જાગ્રત કરી દીધી. ત્યારપછી ત્રીસ વર્ષે એ ભારતવર્ષમાં પધારવાને સમર્થ થયાં હતાં. રાજાના મૃત્યુ પછી મેરી કાર્પેન્ટરે રાજા સંબંધી ઘણી ઉંડી લાગણીવાળી એક કવિતા રચી હતી. રાજાનો નશ્વર દેહ જ્યારે સ્ટેપલટનના સમાધિમંદિરમાં દાટવામાં આવ્યો ત્યારે ડૉકટર કાર્પેન્ટરે પોતાની પુત્રીની રચેલી એ કવિતા વાંચી સંભળાવી હતી.

× × × ×

રામમોહન રાય પૃથ્વીના બુદ્ધિમાન પુરુષોમાં ભારતના અસાધારણ પુરુષ હતા. ભારતવર્ષ જે સમયે ઘણી ખરાબ અવસ્થામાં હતો તે સમયે તેઓ બંગાળામાં જન્મ્યા હતા. ધર્મનીતિ, સમાજતત્ત્વ, રાજનીતિ કે બીજો કોઇ ઉપયોગી વિષય એવો ન હતો કે જેમાં સુધારો કરવા માટે તેમણે હસ્તક્ષેપ ન કર્યો હોય. એમના જેવી સર્વતોમુખી પ્રતિભા થોડાઓમાંજ હોય છે. એવા લોકમાન્ય મહાપુરુષના ગુણોથી આકર્ષાવું એ કુમારી મેરી કાર્પેન્ટર જેવાં કોમળ હૃદયનાં પરોપકારી નારીને માટે સ્વાભાવિક હતું. મેરી કાર્પેન્ટરે રાજાની પાસેથી ઘણો ઉપદેશ લીધો હતો. "મનુષ્યજાતિના કલ્યાણનાં કાર્ય કરવાં, એજ પરમેશ્વરની ખરેખરી ઉપાસના છે" એ મહામંત્ર તેમણે રાજાના ચરિત્રમાંથી વિશેષરૂપે મેળવ્યો હતો તથા રાજાના ચરિત્રને આદર્શરૂપ માનીને તેમણે પોતાના જીવનને કર્મસમુદ્રમાં ઝોકાવ્યું હતું. રાજા ઉપરની પોતાની આંતરિક શ્રદ્ધા

અને પ્રગૂઢ ભક્તિ બતાવવા સારૂ તેમણે રામમોહન રાયનું એક જીવનવૃત્તાંત લખ્યું હતું. મેરી કાર્પેન્ટરે રચેલું એ જીવનચરિત્ર ન છપાયું હોત તો રાજા રામમોહન રાય સંબંધી ઘણી જાણવા યોગ્ય બાબતોથી આપણે અજાણ્યા રહ્યા હોત.

## ૩—ડૉકટર ટકરમેન

ડૉકટર ટકરમેન ઇંગ્લૅંડમાં પધાર્યા ત્યારે ડૉકટર કાર્પેન્ટરને ઘેર અતિથિ થયા હતા. મેરી કાર્પેન્ટર એક દિવસ ડૉકટર ટકરમેનની સાથે કોઈ દરિદ્ર ગામડામાં જઇને રહ્યાં હતાં. તેવામાં તેમણે એક અતિ દરિદ્ર બાળકને નગ્નાવસ્થામાં તેમની આગળથી દોડી જતો જોયો. ડૉકટર ટકરમેન બોલ્યા “ આ બાળકની પાછળ જઇને તેના ઘરની તપાસ કરવી જોઇએ. ” એ વખતે તેમના એ ઉપદેશનો કાંઇ અમલ થઇ શકયો નહિં; પરંતુ એ વાકય મેરી કાર્પેન્ટરના હૃદયમાં ઉંડું ખુંપી ગયું અને ત્યારથી જીવનના એક ઘણા મોટા કર્તવ્ય ઉપર ધ્યાન આપવામાં નથી આવતું, એ ચિંતા તેમને પીડવા લાગી. એ ચિંતાને લીધે તેમના પ્રાણમાં નવી આકાંક્ષા અને નવી પ્રતિજ્ઞા ઉત્પન્ન થઇ. એ બનાવ બન્યા પછી ૩૬ વર્ષે પણ એ ઘટનાને પોતાના જીવનના એક શુભ મુહૂર્ત-તરીકે ગણીને તેઓ સંભારતાં; ત્યારપછી ઇ. સ. ૧૮૩૫ માં ડૉકટર ટકરમેનના ઉપદેશાનુસાર ગરીબ માણસોનાં ઘરની તપાસ કરવા સારૂ ‘વર્કિંગ એન્ડ વિઝિટિંગ સોસાઇટી’ નામની એક સભા સ્થાપવામાં આવી. એ સભાના સભાસદો કેટલાક જીલ્લાઓ નક્કી કરીને તેમાં રહેનારા દરિદ્ર લોકોની નૈતિક અને આર્થિક અવસ્થાની તપાસ કરવા લાગ્યા. મેરી કાર્પેન્ટર એ સભાનાં સેક્રેટરી—મંત્રી બન્યાં. વીસ વર્ષ કરતાં વધારે સમયસુધી તેમણે એના સેક્રેટરીતરીકે કામ કર્યું હતું. જ્યારે દરેક સભાસદે પોતપોતાને માટે અમુક મહોલ્લાઓ નક્કી કરી લીધા, ત્યારે મેરી કાર્પેન્ટરે સૌથી વધારે કંગાળ અને અધમ સ્થાનની તપાસ કરવાનો ભાર પોતાને માથે લીધો. એ કાર્યને અંગે તેમને નીચલા વર્ગની બધી અવસ્થા સંપૂર્ણરૂપે જણાઇ રહી. એ મનુષ્યોની તિરસ્કારયોગ્ય દશા જોઇને કેટલીક વખત તેમના મનમાં ઘૃણા અને વિરક્તિ ઉત્પન્ન થતાં; કેટલીક વાર તેમના કામમાં અડચણ આવી પડતી; પરંતુ એ બધા ઉપર વિજય મેળવીને કર્તવ્યમાર્ગમાં સ્થિર રહ્યાં. લગભગ [illegible] વર્ષ પછી તેમના કાર્યનું સારું ફળ

જણાઈ આવ્યું. તેમના પરિશ્રમનું થોડું ઘણું સાર્થક થયું. એ સમયમાં એમના પ્રયાસથી કેટલાક મનુષ્યો ખરાબ ચાલચલણ અને દારૂ પીવાની ટેવ છોડી દઇને ઈશ્વરપરાયણ બન્યા હતા અને કેટલાંક બાલક-બાલિકાઓ પાપપંથમાંથી નીકળીને નીતિમાન થયાં હતાં. એ કાર્ય ઉપરાંત તેમણે એક દૈનિક નિશાળ અને એક રવિવારની નિશાળની સ્થાપના કરી હતી.

## ૪—આત્મશિક્ષણ

આગલાં પ્રકરણોમાં જનસેવા અને પરોપકારનાં જે કાર્યો વર્ણવવામાં આવ્યાં છે તે કાર્યો મેરી કાર્પેન્ટરનું પોતાનું જ્ઞાન વધારવાના માર્ગમાં વિઘ્નરૂપ થઇ પડયાં નહિ. એ સર્વ કાર્ય કરવા ઉપરાંત કાવ્ય, ચિત્રકલા, ભૂવિદ્યા, શરીરવિદ્યા વગેરે વિષયોનો ધ્યાન દઇને એ અભ્યાસ કરતાં અને 'ફિલોસોફિકલ ઇન્સ્ટીટયુશન' અર્થાત્ દાર્શનિક વિદ્યાલયમાં દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરતાં. જે જે સ્થળોમાં પોતે મુસાફરી કરતાં તે તે સ્થાનોની જમીનને લગતા નમુનાઓ એકઠા કરતાં, ભૂસ્તરવિદ્યાના મોટા મોટા પંડિતોનાં ભાષણો સાંભળતાં અને એમને પોતાને ઘેર નિમંત્રણ આપીને ભૂતત્ત્વવિદ્યા સંબંધી વાતચીત કરતાં તથા પોતે એકઠા કરેલા નમુના બતાવતાં, નવું જ્ઞાન મેળવતાં તથા પ્રાપ્ત કરેલા જ્ઞાનની બીજાઓ સાથે વાતચીત કરતાં એમને ઘણો આનંદ થતો. કાવ્ય ઉપર પણ તેમને શોખ હતો. પરંતુ જે કાવ્ય અને સાહિત્યમાં તેમના સ્વભાવમાં રહેલ ધર્મ અને ઉચ્ચતમ નૈતિક આદર્શોને હલકા ગણવામાં આવ્યા હોય તે કાવ્ય અને સાહિત્યને એ ઘણીજ ઘૃણાપૂર્વક જોતાં અને પુષ્કળ તિરસ્કાર દર્શાવતાં. કવિઓમાં કેવળ વર્ડસ્વર્થને એ આદર્શ કવિ માનતાં; પોતાને વર્ડસ્વર્થનાં પ્રશંસક અને બંધુતરીકે ઓળખાવતાં. તેમણે બે વખત બે મોટા વિષયો ઉપર કાવ્યરચના કરી હતી. બાલ્યાવસ્થાથીજ જ્ઞાન સંપાદન કરીને પ્રસિદ્ધિ મેળવવાની તેમના જીવનની એક ઉચ્ચ આકાંક્ષા હતી. એ સમયમાં એ વિષય ઉપર તેઓ પોતાની રોજનિશીમાં લખી ગયાં છે કે "જે બધા વિષયોથી મારો આત્મા તૃપ્ત થાય છે, તે તે બધા વિષયો સંબંધી કાંઇ ને કાંઇ લખીને સ્થાયી રૂપમાં આ પૃથ્વીમાં રાખી જવાની મારી ઇચ્છા છે. કોઇ કોઈ વખત તો મને એવી ઇચ્છા થાય છે કે, જાણે હું એવું કાંઇ મૂકતી જાઉં કે જેથી મૃત્યુ પછી હું ચિરસ્મરણીય ગણાઉં અને ભવિષ્યની પ્રજા મને આ

કરે. પરંતુ મારી એ છેલ્લી ઈચ્છા મારા ગજા ઉપરાંતની હોય એમ લાગે છે." મેરી કાર્પેન્ટરની એ મહાન ઇચ્છા સંપૂર્ણરૂપે ફલીભૂત થઇ છે, એ પોતાની પાછળ એવું કંઇક મૂકતાં ગયાં છે કે જે માનવહૃદય ઉપર ઘણા લાંબા સમયસુધી કોતરાઇ રહેશે. કાવ્યશાસ્ત્ર ઉપરાંત ચિત્રવિદ્યામાં પણ એમણે પારદર્શિતા પ્રાપ્ત કરી હતી. કુદરત ઉપરનો ઉંડો પ્રેમ તેમનાં ચિત્રોમાં જણાઇ આવે છે. એ ઘણું ખરૂં કુદરતને લગતાંજ ચિત્ર દોરતાં હતાં. હોશિયાર શિક્ષકની પાસે શિક્ષણ મેળવ્યાથી ચિત્રવિદ્યાનું પણ તેમને સારૂં જ્ઞાન મળ્યું હતું. તેમણે પોતાને હાથે ચીતરેલું એક ચિત્ર મહાત્મા થિયોડર પાર્કરને ભેટ આપ્યું હતું. થિયોડર પાર્કર એ ચિત્રને પોતાના વાંચનગૃહમાં મૂકી રાખતા.

મેરી કાર્પેન્ટરની નૈતિક અને ધાર્મિક દૃષ્ટિ ઘણી પ્રબળ હતી. સાહિત્ય, કાવ્ય કે ચિત્રવિદ્યાને પણ તેઓ એજ દૃષ્ટિથી જોતાં; અને પ્રત્યેક વિષયના ગુણદોષનો વિચાર એજ આદર્શદ્વારા કરતાં; એટલુંજ નહિ પણ ચિત્રકારનું ચારિત્ર જોઇને ચિત્રના સૌંદર્યનો વિચાર કરતાં. તેઓનો ધાર્મિક અને નૈતિક આદર્શ એટલો બધો ઉંચો ન હોત અને ચારિત્ર્ય એવું તેજસ્વી ન હોત તો શું મેરી કાર્પેન્ટર પોતાના જીવનમાં અનેક વિપત્તિપૂર્ણ કાર્યો સિદ્ધ કરવા સમર્થ થઇ શકત ?

## ૫–પિતૃવિયોગ

ઇ. સ. ૧૮૩૯ માં મેરી કાર્પેન્ટર ઉપર દારુણ દુઃખ આવી પડ્યું. ઘણો પરિશ્રમ કરવાથી તેમના પિતાની તબિયત લથડવા માંડી. ડૉક્ટરોની સલાહ મુજબ શરીર સુધારવા સારૂ તેમને મુસાફરીએ નીકળવું પડ્યું. એ પ્રવાસમાં લેગહોર્નથી માર્સેલ્સ જતાં પાણીમાં પડી જવાથી એમનું મૃત્યુ થયું. આ અકસ્માત આવી પડેલી વિપત્તિના સમાચાર સાંભળતાં વાર મેરી કાર્પેન્ટર અને તેમનાં ભાઇબહેનને સૌથી પહેલી ચિંતા એ થઈ કે, કોઈ પણ પ્રકારે માતાના મનને ધીરજ આપવી. તેઓ સર્વે માતાને શાંતિ આપવા સારૂ યત્ન કરવા લાગ્યાં. મેરી કાર્પેન્ટર પિતાના કાર્યમાં સહાયક હતાં અને તેમની સલાહ અને ઉપદેશ પ્રમાણે પ્રત્યેક કાર્ય કરતાં હતાં; તેથી પિતાની ખોટ તેમને માટે અસહ્ય થઇ પડી હતી. પરંતુ ઈશ્વરના મંગલ સ્વરૂપ ઉપર આધાર રાખીને તથા તેની કરુણા ઉપર વિશ્વાસ રાખીને મેરી કાર્પેન્ટર અને તેમનાં માતુશ્રી આ દારુણ શોક સહન કરવાને સમર્થ થયાં

હતાં. મેરીનો વિશ્વાસ હતો કે, એમના પિતા આ દુનિયા છોડીને એક ઉન્નત દુનિયામાં ગયા છે અને એજ ઉન્નત દુનિયામાં છે. પિતાના મૃત્યુ પછી એક વર્ષ બાદ પોતાની માનસિક અવસ્થા વિષે મેરી કાર્પેન્ટર તેમની રોજનિશીમાં નીચે પ્રમાણે લખી ગયાં છેઃ– "આ પૃથ્વીમાં હું જેમને સૌથી વધારે ચાહતી હતી, તેમને ગુમાવવાથી જો કે મને શોક થાય છે, તોપણ અંદર શાંતિ છે. આ વર્ષ અમારે માટે ઘણું પ્રિય અને પવિત્ર બનજો; કેમકે આ વર્ષમાં મારા પ્રિયતમ પિતા પાર્થિવ દુઃખ, શોક અને પરિશ્રમાંથી છૂટીને ચિર–શાંતિમય ધામમાં સીધાવ્યા છે."

## ૬–કર્મક્ષેત્રનો વિસ્તાર

### ડૉકટર ટકરમેનનું મૃત્યુ

પિતાના મૃત્યુ પછી એક અઠવાડિયા બાદ તેમના ભક્તિભાજન મિત્ર ડૉકટર ટકરમેને પરલોકવાસ કર્યો. ડૉકટર ટકરમેનનું ઉન્નત ચારિત્ર અને જીવનનો ઉચ્ચ આદર્શ મેરી કારપેન્ટર કદી વિસરી શકયાં નહિ. તેમના પાછલા જીવનમાં જ્યારે તેમને હાથે એક પછી એક પરોપકારી કાર્ય સધાતાં હતાં, ત્યારે ડૉકટર ટકરમેને પોતાનામાં જે મહાન ભાવ પ્રેર્યો હતો તેનોજ વિકાસ થયો છે, એમ કહીને તેમને ધન્યવાદ આપતાં હતાં.

### મ્યુઝિયમનું દાન

પોતાના રવિવારના વિદ્યાલયના વિદ્યાર્થીઓમાં જ્ઞાનાનુરાગ જાગ્રત કરવા સારૂ મેરી કાર્પેન્ટરે ભૂસ્તરવિદ્યા અને બીજા વિષયોને લગતી સામગ્રીઓનું પોતાનું એક નાનું સરખું મ્યુઝિયમ અથવા સંગ્રહસ્થાન તેમને દાન કર્યું. શરૂઆતમાં ખરાબ ચાલચલણનાં મનુષ્યોવાળાં ગામોમાં અને ઘરોમાં જતી વખતે તેમના હૃદયમાં કોઈ કોઇ વખત ઘૃણા અને વિરક્તિ ઉપજતી; પરંતુ તેમની સાથે રહીને કેટલાંક વર્ષ કામ કર્યા પછી જનસમાજના નીચલા વર્ગ તરફ તેમને દયા ઉપજી અને તેમની સેવા કરતાં તેમને પુષ્કળ આનંદ થવા લાગ્યો. એ વખતે એ હતભાગીઓ ઉપર તેમનો એટલો બધો પ્રેમ હતો કે, કેટલીએ માતાઓ મૃત્યુશય્યામાં પડી પડી પોતાના સંતાનને તેમના હાથમાં નિઃશંક ચિત્તે સોંપી જતી હતી. તેમની પાસેથી સંપૂર્ણ સહાનુભૂતિ મળશે એવી આશાથી પાપી મનુષ્યો પશ્ચાત્તાપ કરતાં કરતાં તેમની પાસે જતાં. મેરી કાર્પેન્ટર એવા પશ્ચાત્તાપથી બળતાં પાપીઓને સન્માર્ગમાં પાછાં આવતાં

જોઇને ઘણો આનંદ પામતાં અને ઈશ્વરને ધન્યવાદ આપતાં.

### મહાત્મા જોન પાઉન્ડસની શિક્ષણપદ્ધતિ

મેરી કાર્પેન્ટર જે સમયમાં આ પ્રમાણે હલકા વર્ગના લોકોના ઉદ્ધારનું કાર્ય કરી રહ્યાં હતાં તેવામાં ઈ. સ. ૧૮૪૩ માં લૉર્ડ યાસલિએ હલકા વર્ગના લોકોમાં શિક્ષણનો પ્રચાર કરવા સંબંધી એક અરજી પાર્લામેન્ટમાં રજુ કરી, પરંતુ ઘણા સભાસદો એ પ્રસ્તાવની વિરુદ્ધ પડયાથી એ કાયદો પસાર થઈ શકયો નહિ. કાયદાની મદદથી હાલને માટે એ કાર્ય સધાવાનો કોઇ સંભવ નથી એમ ધારીને જનહિતૈષી માણસો પોતપોતાના નગરમાં હલકા વર્ગના લોકોમાં શિક્ષણ ફેલાવવાને પોતાથી બનતો પ્રયત્ન કરવા લાગ્યા. ઇ. સ. ૧૮૩૯ માં એ પ્રખ્યાત પરોપકારી મહાત્મા જૉન પાઉન્ડસનું મૃત્યુ થયું. રસ્તામાં રખડતાં તોફાની, દુરાચારી બાળકોને એ મહાત્મા પોતાને ઘેર લઈ જઇને કેવી રીતે શાંત કરતા તથા ધર્મનીતિનું શિક્ષણ આપતા એ જોઇને ઘણાઓનું ધ્યાન એ માર્ગ તરફ ખેંચાયું હતું. એ મહાત્માને પગલે ચાલીને એ લોકોએ પણ એક દરિદ્ર વિદ્યાલય સ્થાપવાનો યત્ન કર્યો.

### અફૂત નિશાળની સ્થાપના

મેરી કાર્પેન્ટરે જોયું કે, દરિદ્રવિદ્યાલય સ્થાપવું એ પોતાના જીવનનો ઉદ્દેશ સિદ્ધ કરવાનો સુંદર ઉપાય છે. ઇ. સ. ૧૮૪૬ માં નિરાધાર ગરીબ બાલકબાલિકાઓને સારૂ તેમણે એક દરિદ્ર-વિદ્યાલયની સ્થાપના કરી. પ્રારંભમાં તો એ તોફાની અને દુર્ગુણી બાલકબાલિકાઓને શાંત અને કહ્યાગરાં કરવામાં તેમને ઘણી મહેનત પડી. એક દિવસ થોડોક વખત ભણ્યા પછી વિદ્યાર્થીઓમાંથી એક છોકરો બોલી ઉઠયો “ચાલો હવે આપણે યુદ્ધ કરવા જઇએ.” આ શબ્દો નીકળતાંજ લગભગ વીસ બાળકો મારામારી કરવા મંડી પડયાં. થોડી વાર પછી બધાં શાંત થયાં ખરાં, પરંતુ આવા બનાવ નિશાળમાં ઘણી વાર બન્યા કરતા. ઇંગ્લૅંડ જેવા ઠંડા દેશમાં એ બાળકોમાં કોઇની પાસે મોજાં, જોડા કે ગરમ કપડાં નહોતાં. ઘણાંને તો રહેવાને ઘર પણ નહોતું. એ લોકો બીજાઓનાં ઘરની સીડીમાં કે નદીના કિનારા ઉપરના વિસામામાં રાતને સમયે જઇને સૂઈ જતાં અને દિવસને વખતે ચોરી વગેરે દુરાચાર કરીને જીવનનિર્વાહ કરતાં. મેરી કાર્પેન્ટરે આ નિશાળમાં મુખ્યત્વે કરીને ધર્મ અને નીતિનું શિક્ષણ આપવા માંડયું.

તેમનામાં જ્ઞાનનો શોખ વધારવા સારૂ કોઇ કોઇ દિવસ તેમને પૃથ્વીનો નકશો અથવા ગોળો બતાવતાં; કોઇ દિવસ ઇતિહાસમાંથી વાત કહેતાં અને કોઇ દિવસ કોઇ પ્રખ્યાત કવિના કાવ્યની વાત સંભળાવી તેમનાં ચંચળ મનને શાંત કરતાં તો કોઇ વખત ભૂસ્તર વિદ્યાના ચમત્કાર બતાવીને તેમના મનમાં પૃથ્વી કેવી આશ્ચર્યકારક કુશળતાથી બનાવવામાં આવી છે તેનો વિચાર ઉત્પન્ન કરતાં. બાલકબાલિકાઓને એ કેવી રીતે શિક્ષણ આપતાં તે તેમની રોજનિશીમાંના નીચેના ઉતારા ઉપરથી સમજી શકાશે.

"પૃથ્વીમાં ઋતુઓ કેવી રીતે અને શાથી બદલાય છે તે બાળકોને બતાવ્યું અને સમજાવ્યું, તેથી તેમને ઘણોજ આનંદ થયો."

"આ વર્ગના છોકરાઓએ કદી નકશો દીઠો નહોતો. નકશો સમજતાં એમને ઘણી વાર લાગી. એક વિદ્યાર્થી નકશામાં બ્રિસ્ટલ અને બાથ નગર જોઇને અત્યંત આનંદિત થયો; હું હમેશાં પહેલાં જાણીતાં સ્થાન બતાવીને પછીથી અજાણ્યાં સ્થાન બતાવું છું."

"ગયે અઠવાડિયે મેં વિદ્યાર્થીઓને કેટલાંક ×ફર્ન દેખાડયાં હતાં. તેમનું સૌંદર્ય એ લોકો સમજી શકયાં હતાં, પણ એ શી વસ્તુ છે તે કહી શકયાં નહિ. કોઇ કહેવા લાગ્યું કે એ તાડનું વૃક્ષ છે. મેં તેમને ફર્ન સંબંધી જે કાંઇ કહ્યું તે તેમણે ઘણી ઉત્સુકતાપૂર્વક સાંભળ્યું."

"મૅકબેથની વાત તેમને કહી સંભળાવી. ઘણી સારી રીતે હું સમજી શકી કે, એ વાત તેમના મન ઉપર ઠસી ગઈ. એ લોકો શેકસપિયરનું નામ જાણતાં હતાં. કોઇ હોટલની ઉપર તેમણે તેની પથ્થરની મૂર્તિ જોઇ હતી."

પોતાનાં વિદ્યાર્થીઓની માનસિક અવસ્થાની ધીમે ધીમે થતી જતી ઉન્નતિની આ પ્રમાણે તે દેખરેખ રાખતાં અને તેમની સલાહ પ્રમાણે ચાલીને કોઇ વિદ્યાર્થી સત્કાર્ય કરતો અથવા તેમનો ઉપદેશ મનમાં રાખતો, તો એ તેને યત્નપૂર્વક સંભાર્યા કરતાં. એક દિવસ તેમણે પોતાના એક અંધમિત્રને વાયુનિષ્કાશન યંત્રપ્રણાલિ વિદ્યાર્થીઓને સમજાવવા સારૂ બોલાવ્યા હતા. એ દિવસે ભાષણ સાંભળવા સારૂ ૩૦૦ બાલકબાલિકાઓ હાજર હતાં. એ દિવસની વકતૃતા સંબંધે મેરી કાર્પેન્ટરે લખે છે કેઃ—"એક વર્ષ પહેલાં હું કલ્પના પણ કરી નહોતી શકતી કે વિદ્યાર્થીઓ આટલી

× ભીની જગ્યામાં થતો એક સુંદર છોડવો.

ધીરજથી ભાષણ સાંભળશે અને જ્ઞાન મેળવવા માટે આટલો આનંદ પ્રગટ કરશે.” મુખ્યત્વે કરીને ધાર્મિક શિક્ષણદ્વારાજ મેરી કાર્પેન્ટર એ તોફાની છોકરાંઓને ઠેકાણે લાવ્યાં હતાં. રવિવારને દિવસે બે વાર અને આંડે દહાડે એક વાર તેમને જાતે ધર્મનું શિક્ષણ આપતાં. એ બધાં ગરીબ બાલકબાલિકાઓનાં પ્રેમ અને શ્રદ્ધાથી તેમનું જીવન ઘણું મધુરૂં બન્યું હતું.

### મફત શાળા સારૂ મકાન ખરીદવું

તેમના પ્રયત્નથી દરિદ્ર વિદ્યાલયની ધીમે ધીમે ઉન્નતિ થવા લાગી અને છાત્ર–છાત્રાઓની સંખ્યા પણ વધવા માંડી. ઇ. સ. ૧૮૫૦ માં તેમણે એ નિશાળને સારૂ એક મકાન ખરીદ કર્યું. બાલ્યાવસ્થામાં આમોદપ્રમોદની કેટલી આવશ્યકતા છે અને બાલકબાલિકાઓને સારૂ જો નિર્દોષ રમતગમતની સગવડ ન હોય તો એ લોકો કેવે ખરાબ રસ્તે ચઢી જાય છે, તે મેરી કાર્પેન્ટર સારી પેઠે સમજતાં હતાં. એનું નિવારણ કરવા સારૂ તેમણે નિશાળના મકાનની પાસેની કેટલીક જમીન ખરીદી લઇને તેને ક્રીડાભૂમિ બનાવી. એને લીધે બાલકબાલિકાઓએ રસ્તામાં જઇને રઝળવાનું તથા ખરાબ માર્ગે ચઢવાનું બંધ કર્યું. ત્યારપછી થોડા દિવસ બાદ એ મકાનને લગતાં બીજાં કેટલાંક ઘર ખરીદી લઇને ઘરબાર વગરનાં અને અનાથ બાલકબાલિકાઓ માટે તેમણે એક આશ્રમની સ્થાપના કરી. અનેક પ્રકારની અડચણો વેઠીને તથા એ બધાં તોફાની અને નીતિહીન બાલકબાલિકાઓનાં અન્યાયી કાર્યો અને અત્યાચાર સહન કરીને એ નિશાળ જ્યારે એક વર્ષ સુધી ટકી ત્યારે તેની આશ્ચર્યકારક ઉન્નતિ જોઇને બધાં અવાક્ થઇ ગયાં. લોકો પૂછવા લાગ્યાં કે, જે છોકરાંને જોઇને લોકો બ્હીતાં હતાં તે છોકરાંઓ કયા મંત્રબળથી આ પ્રમાણે સભ્ય, શાંત અને સારા સ્વભાવનાં થઇ ગયાં? મેરી કાર્પેન્ટરના આ દરિદ્રવિદ્યાલયની પ્રશંસા દેશવિદેશમાં પ્રસરી ગઇ.

### રાત્રિશાળાની સ્થાપના

દરિદ્ર વિદ્યાલયની આ પ્રમાણે ધીમે ધીમે ઉન્નતિ થતી જોઇને મેરી કાર્પેન્ટરના હૃદયમાં એક બીજી ઇચ્છા ઉત્પન્ન થઇ. ગરીબ ખેડુતો અને મજુરોને ભણાવવા સારૂ તથા તેમના જીવનને વિશેષ નીતિમાન બનાવવા સારૂ કોઇ પ્રયત્ન કરવાનો તેમણે સંકલ્પ કર્યો. એ ઉદ્દેશથી આ દરિદ્ર વિદ્યાલયની સાથે સાથે તેમણે એક રાત્રિ-

શાળાની પણ સ્થાપના કરી. એ નિશાળમાં નીચલા વર્ગનાં સેંકડો તરુણ વયનાં સ્ત્રીપુરુષો દાખલ થયાં. એ બધાં તરુણ સ્ત્રીપુરુષોની ચાલચલણ એટલી બધી ખરાબ હતી તથા એમના સ્વભાવ એવા બગડેલા હતા, કે તેમને જોઇને મેરી કાર્પેન્ટરનું હૃદય પણ કંપી ઉઠતું. પરંતુ તેમના ઉન્નત ચારિત્રનો પ્રભાવ એવો હતો કે એ દુરાચારીઓના હૃદય ઉપર પણ તેમણે ધીમે ધીમે વિજય મેળવ્યો. એ બધાં પાપી નરનારીઓએ પાછળથી સુધરી જતાં મેરી કાર્પેન્ટર આગળ પોતાનો આભાર પ્રગટ કરતી વખતે જે વૃત્તાંત લખી મોકલ્યાં છે તે વાંચ્યાથી શરીર રોમાંચિત થઇ જાય છે.

બાળક ગુન્હેગારોને સુધારવાની શાળા

મેરી કાર્પેન્ટરે દરિદ્રવિદ્યાલયનાં બાલકબાલિકાઓ સાથે કામ કરતાં કરતાં જોયું કે અનેક બાળકો આ વિદ્યાલયમાં દાખલ થતી વખતે ચોરી કરવાની ટેવવાળાં હોય છે. એ વખતમાં નાની ઉંમરનાં બાલકબાલિકાઓને પણ ચોરીના અપરાધની સજાતરીકે પુખ્ત વયનાં કેદીઓની સાથે એકજ કેદખાનામાં રહેવું પડતું. અપરાધીઓને સજા કરવાનો મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઇએ કે એથી અપરાધીની ચાલચલણ સુધરી જાય. પરંતુ વારે ઘડીએ સજા ભોગવ્યાથી તથા વારંવાર કારાગારમાં વાસ કર્યાથી તેમનું ચરિત્ર વધારે બગડયું હતું. વધારે ખરાબ તો એ હતું કે, પુખ્તવયના અને અલ્પવયના કેદીઓને કારાગૃહમાં એકસાથે રહેવું પડવાથી એ નાની વયનાં બાળકોની ચાલચલગત સુધરતી નહિ; એટલુંજ નહિ પણ ઉત્તરોત્તર બગડતી હતી. એનું પરિણામ કેવું વિષમય આવે છે એ મેરી કાર્પેન્ટર સારી પેઠે સમજી શકયાં હતાં. મેરી કાર્પેન્ટર એમનામાંના કેટલાકને સન્માર્ગમાં લાવવાને સમર્થ થયાં હતાં, તોપણ એ લોકોના અનુભવ ઉપરથી એમની ખાત્રી થઈ હતી કે, દરિદ્ર–વિદ્યાલય મારફતે એ પ્રકારનાં બાલકબાલિકાની ચાલચલગત સુધરશે નહિ. એમને સુધારીને માણસના ઢંગમાં લાવવાં હોય તો એમને માટે એક સ્વતંત્ર વિદ્યાલયની જરૂર છે. દર સાંજના અનુભવથી એમનો એ સંકલ્પ વધારે દઢ બનતો ગયો. એમણે એ વિષય સંબંધી જ્ઞાન ધરાવનારા કેટલાક માણસો સાથે એ બાબત પત્રવ્યવહાર ચલાવ્યો, અને નાની વયના અપરાધીઓનું વર્ણન એકઠું કરીને તે વિષય ચર્ચવાનો આરંભ કર્યો.

કેટલાક મહિના સુધી એ વિષય સંબંધી ચર્ચા કર્યા બાદ નાની વયનાં અપરાધીઓ સારૂ સ્વતંત્ર વિદ્યાલય સ્થાપવાની

અત્યંત આવશ્યકતા છે એવું પ્રતિપાદન કરનારૂં એક પુસ્તક મેરી કાર્પેન્ટરે લખ્યું. જનસમાજના કલ્યાણને સારૂ ત્રણ પ્રકારનાં વિદ્યાલયની આવશ્યકતા છે, તે બતાવવાનો આ પુસ્તકમાં યત્ન કરવામાં આવ્યો હતો. પહેલી આવશ્યકતા મફત શિક્ષણ આપનાર વિદ્યાલયોની છે; બીજી જરૂર હુન્નરકલા શીખવનાર વિદ્યાલયની છે અને ત્રીજી આવશ્યકતા અલ્પ વયનાં અપરાધીઓને માટે કેદખાનાને બદલે એક સુધારક કારાગાર અથવા વિદ્યાલયની છે. ઘણી સચોટ દલીલો અને ખરા બનેલા દાખલાઓથી તેમણે એ પુસ્તકમાં સુધારક–વિદ્યાલયની આવશ્યકતા સાબીત કરી આપી છે. એ વિદ્યાલયને સારૂ શા શા ઉપાય લેવા પડશે અને કેવા કેવા નિયમો ઘડવા પડશે, તે પણ તેમણે એ પુસ્તકમાં બતાવ્યું. વિલાયતના લોકોએ પહેલાં એ વિષય સંબંધી કદી પણ વિચાર કર્યો ન હતો; પરંતુ મેરી કાર્પેન્ટરની એકાગ્રતા અને એકનિષ્ઠાને લીધે તેમને એ વિષય ઉપર ધ્યાન આપવાની ફરજ પડી. તેમના યત્નથી એ સંબંધી બે સભા બોલાવવામાં આવી અને એ સભાઓમાં અલ્પ વયનાં અપરાધીઓને લગતો તેમનો અનુભવ અને તેમના ઉદ્ધારના ઉપાયસંબંધી વર્ણન કરવામાં આવ્યું. પાર્લામેન્ટમાં પણ એ સંબંધી દરખાસ્ત રજુ કરવામાં આવી. પરંતુ કાયદાની મદદથી એ જરૂરના વિષયમાં જલદી સફળતા મળવાનો કાંઇ સંભવ જણાયો નહિ.

### સુધારક વિદ્યાલયની સ્થાપના

મેરી કાર્પેન્ટર જે કાર્યને સારૂં ગણતાં તે કાર્યને સહજમાં છોડી દેતાં નહિ. સુધારક વિદ્યાલય સ્થાપવાની દરખાસ્ત પાર્લામેંટની મહાસભામાં મંજુર ના થઇ તેથી તેમણે પોતાનો સંકલ્પ છોડી દીધો નહિ; બલ્કે એમનો સંકલ્પ વધારે દૃઢ બન્યો અને એ બાળાં બાલકબાલિકાઓ સ્વતંત્રપણે કોઇ નીતિપરાયણ વ્યક્તિની દેખરેખ નીચે રહીને વિદ્યાભ્યાસ કરે, ધર્મનું શિક્ષણ મેળવે તથા હુન્નરઉદ્યોગ શીખે એટલા સારૂ તેમણે જાતે એક સુધારક વિદ્યાલયની સ્થાપના કરી. તેમના આ મહાન ઉદ્દેશની જ્યારે દેશવાસીઓને ખબર પડી ત્યારે ચારે તરફથી તેમની મદદને સારૂ નાણાં આવવા માંડ્યાં. તેમના એક મિત્રે એ વિદ્યાલય સારૂ મેજ, ખુરસી વગેરે ભેટ મોકલ્યાં. ઈ. સ. ૧૮૫૨ ની ૧૧ મી સપ્ટેમ્બરે એ વિદ્યાલયની સ્થાપના થઇ. એ દિવસ સંબંધી મેરી કાર્પેન્ટર લખે છેઃ—"આજ મારૂં મન આશા અને ભયથી પૂર્ણ છે, હું એ

કાર્ય યોગ્ય રીતે ચલાવી શકું તેને માટે મારી પાસે પ્રાર્થના સિવાય બીજો કાંઇ પણ આધાર નથી." દરિદ્ર વિદ્યાલયમાં શિક્ષણ આપી આવ્યા પછી જે સમય બચતો તે સમય મેરી કાર્પેન્ટર આ સુધારક વિદ્યાલયમાં ગાળતાં હતાં. આટલા દિવસ તેમના મનમાં એ વિદ્યાલયને માટે જે એક પ્રકારની ચિંતા અને અધીરાઇ હતી તે હવે દૂર થઈ અને હૃદય શાંત થયું. દરિદ્ર વિદ્યાલયના વિદ્યાર્થીઓને જે પ્રેમદ્વારા સત્પથે આણ્યા હતા, તેજ પ્રેમ તેમણે સુધારક–વિદ્યાલયના વિદ્યાર્થીઓ પ્રતિ દર્શાવ્યો. તેમનો દૃઢ વિશ્વાસ હતો કે, કઠોર નિર્દય વ્યવહાર કરવાથી માનવ હૃદય, માનવચરિત્ર કદી પણ સુધારી શકાતું નથી. પરંતુ પ્રેમ અને કોમળ વ્યવહાર એજ માનવચરિત્રને સુધારવાનો એકમાત્ર ઉપાય છે. એ પ્રેમદ્વારાજ એમણે એ અસભ્ય, અદમ્ય અને કઠિન હૃદયનાં બાળકોને સંપૂર્ણરૂપે સુધારીને સારે રસ્તે આણ્યાં હતાં. એક માસ પૂરો થતાં ન થતાંમાં તો જોવામાં આવ્યું કે, એ વિદ્યાલયદ્વારા પુષ્કળ કલ્યાણ સધાયું છે. મેરી કાર્પેન્ટર લખે છે કેઃ–"એક નાનો બાળક જેને પરાણે કેદ કરી રાખવામાં આવ્યો હતો તેને જ્યારે મારી આગળ લાવવામાં આવ્યો, ત્યારે મારા ખભા ઉપર હાથ મૂકીને રોતાં રોતાં તેણે પોતાનાં બધાં દુઃખની કહાણી મને કહી દીધી. મેં આદરપૂર્વક તેને કેટલાંક ચુંબન કર્યાં એટલે તેનું બધું દુઃખ દૂર થઈ ગયું. હું સારી પેઠે સમજી ગઇ કે, હું તેને ચાહું છું એ તે સારી પેઠે સમજે છે. તેનો પ્રેમ પ્રાપ્ત કર્યાથી મેં ઈશ્વરનો ઘણો ઉપકાર માન્યો." આ પ્રમાણે ક્ષુદ્ર પાપીઓને મેરી કાર્પેન્ટર પુણ્યવાન કરવા લાગ્યાં. ટાઢ કે વરસાદની પરવા નહિ કરતાં એ દરરોજ બ્રિસ્ટલ નગરના દરિદ્ર વિદ્યાલયથી કિંગ્સ વ્યૂમાં આવેલા આ સુધારક વિદ્યાલય સુધી પગે ચાલીને જતાં.

દરિદ્રવિદ્યાલય અને સુધારક વિદ્યાલયને કોઈ પણ પ્રકારે સરકારનું અનુમોદન અને મદદ મળે તેને સારૂ મેરી કાર્પેન્ટર અત્યંત પરિશ્રમ કરવા લાગ્યાં. પોતાની સન્મુખ મોટું અનિષ્ટ થઇ રહ્યું છે, ઈશ્વરનાં સંતાનોની ઉન્નતિ કરવાનો કોઈ ઉપાય થતો નથી, છતાં પણ તેને રોકવાને કાંઇ પણ યત્ન નહિ કરતાં આળસુ થઇને બેસી રહેવું એ તો મેરી કાર્પેન્ટરના સ્વભાવમાંજ નહોતું. એ બંને વિદ્યાલયો સારૂ તેમણે સરકાર આગળ કેટલીક અરજીઓ મોકલી હતી, પાર્લામેન્ટના સભાસદો સાથે મુલાકાત કરીને તેની

જરૂર કેટલી બધી વાર સમજાવી હતી, તેને સારૂ કેટલી સભાઓ એકઠી કરી હતી—એ બધાનો વિચાર કરીએ છીએ ત્યારે આપણે આશ્ચર્ય પામી જઇએ છીએ. પરોપકારનાં આ બધાં કાર્ય કરવાને લીધે તેમના ઘરના કામકાજમાં કોઇ જાતની ત્રુટિ આવતી નહિ.

### પાર્લામેન્ટનું અનુમોદન

ઇ. સ. ૧૮૫૪ માં તેમના પરિશ્રમનું ફળ મળ્યું. સુધારક વિદ્યાલયને પાર્લામેન્ટનું અનુમોદન મળ્યું. પહેલાં એ વિદ્યાલયમાં અપરાધીઓને રાખવા બદલ તેમને સરકાર તરફથી કોઇ પ્રકારની મદદ મળતી નહોતી. એ લોકો વિદ્યાલયમાંથી નાસી જતા અથવા તો કોઇ પ્રકારનું અન્યાયી કામ કરતા તો ન્યાયાધીશ કે પોલિસને વિદ્યાલયને મદદ કરવાનો અધિકાર નહોતો. મેરી કાર્પેન્ટર કેવળ માત્ર કેટલાક શિક્ષકો અને મહેતીજીઓની મદદથી એ બધાં તોફાની અપરાધીઓને ઘણા સ્નેહપૂર્વક કાબુમાં રાખતાં. એ વર્ષમાં તેમણે 'રેડ લૉજ' નામના મકાનમાં બાલિકાઓ માટે એક જૂદું વિદ્યાલય સ્થાપ્યું. એ સમયમાં એ રવિવારનું વિદ્યાલય, દરિદ્રવિદ્યાલય અને કિંગ્સ વ્યૂમાં આવેલા સુધારક–વિદ્યાલયમાં નિયમિત સમયે હાજર રહેતાં અને તેમનો વાહેવટ ચલાવતાં. છોકરીઓને માટે ઉઘાડેલી આ નવી સુધારક–શાળાએ તેમનું સૌથી વધારે ધ્યાન ખેંચ્યું હતું. ઘણો વધારે પરિશ્રમ કરવાથી તેમનું શરીર એ સમયમા લથડી પડયું, પરંતુ સાજાં થતાંવારજ પાછાં એ બધાં કામ કરવાનો આરંભ કર્યો. તેમના મંદવાડમાં એ બધી નિશાળોના વિદ્યાર્થીઓ તેમને માટે એટલા બધા વ્યાકુળ થઇ ગયા હતા કે, એવી નાજુક હાલતમાં રખે મેરી કાર્પેન્ટરને પોતાની કોઇ વર્તણુંકથી મનોવેદના થાય, એ ભયથી એ લોકો કદી કોઇ પ્રકારનું અન્યાયી આચરણ કરતા નહિ. પાછળથી મેરી કાર્પેન્ટરે એજ મકાનમાં વાસ કરવા માંડયો.

### બ્રહ્મવાદિની કુમારી કૉબ

આયર્લૅન્ડવાસી સુપ્રસિદ્ધ કુમારી કૉબ બ્રહ્મવાદિની હતાં. એકેશ્વરવાદીઓના ધર્મગ્રંથ વાંચ્યાથી ખ્રિસ્તીધર્મ ઉપરથી તેમનો વિશ્વાસ ઉઠી ગયો હતો. જે વખતે એમણે પોતાના પિતા મિસ્ટર ચાર્લ્સ કૉબને પોતાના ધર્મપરિવર્તનની વાત કરી ત્યારે તેમના પિતા એટલા બધા ગુસ્સે થઇ ગયા કે, તેમણે કુમારી કૉબને ઘરમાંથી કાઢી મૂકયાં. બ્રહ્મવાદિની કુમારી કૉબનો આ

પ્રમાણે પિતાદ્વારા પરિત્યાગ થયો, ત્યારે મેરી કાર્પેન્ટરે તેમને આદરપૂર્વક આમંત્રણ આપીને પોતાના ઘરમાં રાખ્યાં. મેરી કાર્પેન્ટરના સંસર્ગમાં આવવાથી પોતાનું જીવન સફળ થયું છે એમ કુમારી કૉબ માનતાં હતાં. મેરી કાર્પેન્ટરના મહાન ચારિત્ર અને પરમાર્થવૃત્તિથી ઉત્સાહિત થઈને તેમણે પણ દેશનો ઉપકાર કરવા સારૂ પોતાનું જીવન સમર્પણ કર્યું. ગરીબોની ઉન્નતિ કરવી, અત્યાચારીઓના હાથમાંથી તેમની સ્ત્રીઓનો છૂટકારો કરવો; માંદાં, જીર્ણ, નિરાધાર ગરીબોને મદદ કરવા સારૂ સભા સ્થાપવી; પશુઓને ઘાતકીપણે મારી નાખવાનો રિવાજ કાઢી નખાવવો, વગેરે અનેક પ્રકારનાં સત્કાર્યો તેમણે ઉપાડયાં અને પોતાને હાથે ચલાવ્યાં. આ બધું મેરી કાર્પેન્ટરના સત્સંગનુંજ ફળ હતું. એ તેમનું વૃત્તાંત વાંચતાં સ્પષ્ટ જણાઇ આવે છે.

### સુપરિન્ટેન્ડન્ટની જગ્યાનું રાજીનામું

અતિશય પરિશ્રમને લીધે વારે ઘડીએ તબિયત બગડવા લાગી તેથી મેરી કાર્પેન્ટરે રવિવારના વિદ્યાલયના સુપરિન્ટેન્ડન્ટની જગ્યાનું રાજીનામું આપ્યું. પચીસ વર્ષસુધી તેમણે એ કાર્ય ઘણી સારી રીતે ચલાવ્યું હતું, એટલે જ્યારે અમણે એ પદવીનું રાજીનામું આપ્યું ત્યારે તેમના હાથ નીચેના શિક્ષકો અને મહેતીજીઓએ તેમના પ્રત્યેની પોતાની શ્રદ્ધા પ્રગટ કરવા ખાતર તેમને માનપત્ર અને ભેટ અર્પણ કર્યાં. હવે રવિવારની નિશાળમાંથી છૂટાં પડવાથી તેમને જે સમય મળતો, તેનો ઉપયોગ 'રેડ લૉજ'માં સ્થાપવામાં આવેલા બાલિકા વિદ્યાલયના લાભ ખાતર કરવામાં આવતો. મેરી કાર્પેન્ટરના મહાન પ્રેમપૂર્ણ ચારિત્રનો પ્રભાવ તથા તેમના ઉન્નત આદર્શના સમાગમને લીધે મનુષ્યસમાજથી હીણાયલી અને તરછોડાયેલી એ બાલિકાઓનાં ચારિત્ર, વર્તણુંક અને સ્વભાવમાં આશ્ચર્યકારક ફેરફાર થવા લાગ્યો. પોલિસના જે અમલદારો એ બાલિકાઓને અગાઉ કોઇ વાર ગુન્હેગારતરીકે પકડીને કેદખાનામાં લઇ ગયા હતા, તેઓ પણ હવે એ બાલિકાઓને ઓળખી શકયા નહિ. ઉન્નત, પવિત્ર અને ઉચ્ચ શક્તિના પ્રભાવથી મનુષ્યચારિત્ર એવી રીતે પરિવર્તન પામે છે. નિરાધાર બાલકબાલિકાઓ અને કેદીઓની સ્થિતિ સુધારવા સારૂ તેમણે સરકાર સમક્ષ અનેક પ્રકારની દાખલાદલીલો સાથે અરજીઓ આપી, કેદીઓની અવસ્થા પૂરી રીતે જાણવાના ઉદ્દેશ્યથી આયર્લેન્ડના કેદીઓની ઉન્નત

પદ્ધતિ જોવા જાતે આયર્લૅન્ડ ગયાં. દરિદ્રવિદ્યાલય અને સુધારક વિદ્યાલયમાંથી શિક્ષણ સમાપ્ત કરીને જે વિદ્યાર્થીઓ બહાર નીકળતાં તેમને કામધંધે લગાડવા સારૂ અને તેમના ચાલચલણ ઉપર બારીક નજર રાખવા સારૂ એક બાળકોનું ખાતું સ્થાપ્યું. ત્યારપછી તેમણે ઔદ્યોગિક શાળાઓ સ્થાપી તથા મજુરવર્ગના કલ્યાણ સારૂ વિશ્રામસ્થાન સ્થાપ્યાં.

## ૭–અમેરિકામાં ગુલામી પ્રથા સામે સંગ્રામ

એ સમયમાં અમેરિકા દેશમાં ગુલામગીરીના રિવાજની વિરુદ્ધ તુમુલ યુદ્ધ શરૂ થયું. અમેરિકાનું યુદ્ધ એક ઐતિહાસિક બનાવ છે. અમેરિકાના દક્ષિણ–ઉત્તર પ્રદેશના રહેવાસીઓજ માત્ર નહિ પણ ખ્રિસ્તીધર્મના પાદરીઓ પણ એ ધિક્કારી કાઢવા યોગ્ય ગુલામી પ્રથાના વિશેષ પક્ષપાતી હતા. આપણા દેશમાં બંગાળામાં ગુળીના વેપારીઓ મજુરો ઉપર કેવો અત્યાચાર કરતા હતા એ બધાને જાણીતું છે. આસામના ચાહના વેપારીઓ મજુરો ઉપર ઓછો અત્યાચાર કરતા નથી. અમેરિકાના વતનીઓ એ સમયમાં ગુલામો ઉપર એથી પણ વધારે જુલ્મ કરતા હતા. આ જોરજુલમનો ત્રાસ ભોગવતા ગુલામોની દુરવસ્થા જોવાથી કરુણામયી મહિલા શ્રીમતી હેરિયેટ બીચરસ્ટોનું હૃદય પીગળી ગયું. તેમણે એક નવલકથા લખીને ગુલામો ઉપર જે જોરજુલ્મ થતો હતો તેની વાર્તા ઓજસ્વિની ભાષામાં વર્ણવી. એ વાર્તાનું નામ તેમણે "ટોમ કાકાની કુટીર" રાખ્યું. × એ વાર્તાદ્વારા તેમણે અમેરિકાના વતનીઓને જાગ્રત કર્યા. એ ઉપન્યાસ વાંચ્યાથી જનસમાજના સમજવામાં આવ્યું કે ગુલામગીરીનો રિવાજ તિરસ્કાર કરવા યોગ્ય અને ઘણો અનિષ્ટકારી છે. ઉત્તર પ્રાંતના નિવાસીઓએ પોતાની વિવેકબુદ્ધિ વાપરીને એ ઘાતકી રિવાજ બંધ પાડવાનો પ્રથમ યત્ન કર્યો. આ હિલચાલને લીધે ઘેર ઘેર કુસંપ શરૂ થયો. છેવટે ભીષણ યુદ્ધાગ્નિ પણ સળગી ઉઠયો. ઇબ્રાહિમ લિન્કન અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના પ્રમુખ નિમાયા એટલે ઇ. સ. ૧૮૫૪ માં એ ખરાબ વેપાર કાયદાથી બંધ કરવામાં આવ્યો.

અમેરિકાના આ ગુલામ–યુદ્ધ સમયે ઈંગ્લૅંડના અનેક રહેવાસીઓએ ઉત્તર–અમેરિકાવાસીઓ સાથે સહાનુભૂતિ પ્રગટ કરી

× એ પુસ્તકનું ભાષાંતર સસ્તા સાહિત્ય દ્વારા પણ કાઢવા વિચાર છતાં હજી સુધી તે બની શક્યું નથી.

હતી. મિસ્ટર હ્યુમ, મિસ્ટર લકલો, મિસ્ટર બ્રાઈટ વગેરે બુદ્ધિમાન પુરુષોએ એ ધિક્કારવાયોગ્ય રિવાજની વિરુદ્ધ લેખિની ધારણ કરી હતી. અમેરિકામાં ગુલામો ઉપર થતા આ અત્યાચારની વાત સાંભળીને કોમલહૃદયા મેરી કાર્પેન્ટરનું હૃદય પીગળી ગયું હતું. તેમનાથી નિશ્ચિંત થઇને બેસી રહેવાયું નહિ. લૉઇડ ગેરિસન, થિયોડર પાર્કર વગેરે બુદ્ધિમાન પુરુષોની સાથે મળીને મેરી કાર્પેન્ટર ગુલામીની પ્રથાનો તીવ્ર વિરોધ કરવા લાગ્યાં અને જે લોકો એ રિવાજ બંધ પાડવા માગતા હતા તેમને તનમન ધનથી ઉત્સાહિત કરવા લાગ્યાં. ગુલામી પ્રથાના વિરોધી તેમની સહાનુભૂતિ અને ઉત્સાહપૂર્ણ વચનોથી વિશેષ પ્રોત્સાહિત થયા હતા અને દૃઢ સંકલ્પદ્વારા એ ઘૃણિત વ્યવસાયનો ઉચ્છેદ કરવા સમર્થ થયા હતા. કોઇ પણ દેશમાં જનસમાજની દુર્દશાની વાત સાંભળવામાં આવતાંવારજ મેરી કાર્પેન્ટરનો પ્રાણ આકુળવ્યાકુળ થઈ જતો અને તેનું નિવારણ કરવા ખરા અંતઃકરણપૂર્વક યત્ન કરતાં; તથા જ્યાંસુધી એ કાર્ય સિદ્ધ થાય નહિ ત્યાં સુધી પાછાં હઠતાં નહિ.

## ૮–ભારતવર્ષની સેવા

### ભારતવર્ષમાં પધારવાનો યત્ન

ઇ. સ. ૧૮૬૦ ની શરદ્‌ઋતુમાં ભારતવર્ષના એક દેશી ખ્રિસ્તીનું ઇંગ્લૅંડમાં જવું થયું. ત્રીસ વર્ષ પહેલાં મહાન સુધારક રાજા રામમોહન રાયે ઇંગ્લૅંડમાં પધારીને મેરી કાર્પેન્ટરના હૃદયમાં ભારતવર્ષને સારૂ જે સ્નેહ અને ઉત્સાહનાં બીજ રોપ્યાં હતાં, તે આ નવા આવેલા ભારતવાસીઓને જોતાંવારજ પ્રજ્વલિત થઇ ગયાં. ભારતવર્ષમાં જઇને ત્યાંથી સ્ત્રીઓની શોચનીય અવસ્થાની જાતે તપાસ કરવાનો તેમણે દૃઢ સંકલ્પ કર્યો. ઇ. સ. ૧૮૬૪ ની ૧૨ મી જાન્યુઆરીની ડાયરીમાં એ લખે છેઃ—" હું પ્રતિજ્ઞા કરૂં છું કે, આજથી ભારતની સ્ત્રીઓનું કલ્યાણ કરવામાં હું મારૂં સમગ્ર મન પરોવીશ. ઈશ્વર મને બળ આપજો કે જેથી હું આ પ્રતિજ્ઞા પાળવામાં સમર્થ થાઉં. " સ્વદેશમાં તેમને ઘણાં મોટાં કાર્ય કરવાનાં હોવા છતાં ભારતવર્ષની સ્ત્રીજાતિની દુઃખી અવસ્થાથી તેમનો કોમળ પ્રાણ એટલો બધો દ્રવીભૂત થયો કે સ્વદેશનાં કર્તવ્યો તેમને રોકી રાખી શક્યાં નહિ.

### ભારતવર્ષ સંબંધી અનુભવ

ઈ. સ. ૧૮૬૬ માં મેરી કાર્પેન્ટર મુંબઇ આવ્યાં. ભારતમાં

જઈને કયું ખાસ કામ કરવું છે તે તેમણે પહેલેથી નક્કી કરી રાખ્યું નહોતું પરંતુ કેદખાનાની સુધારણા અને બીજાં પરોપકારી કાર્યો-સંબંધી તેમના અનુભવની ખ્યાતિ ભારતવર્ષમાં પહોંચી ચૂકી હતી. મુંબઇ આવી પહોંચતાંજ ભારત સરકારે સ્ત્રીકેળવણી, કેદખાનાની સુધારણા વગેરે જનહિતકારી કાર્યોસંબંધી તેમનો અભિપ્રાય જાણવાની ઇચ્છા દર્શાવી. એથી કાર્ય માટે માર્ગ દેખાઇ આવ્યો. જો કે એ સમયમાં કલકત્તા, મુંબઇ, પૂના વગેરે કેટલાંએક શહેરોમાં કન્યાશાળાઓ સ્થપાઈ હતી, પરંતુ તેમની દશા શોચનીય હતી. ઘણી થોડી બાલિકાઓ નિશાળમાં ભણવા જતી અને એમાંની લગભગ બધી અગિયાર બાર વર્ષ પહેલાં નિશાળેથી ઉઠી જતી. જે જ્ઞાનનો અંત નથી, જે જ્ઞાનપ્રાપ્તિ સંબંધી મહાજ્ઞાની ન્યૂટન કહી ગયા છે કે, "હું હજુ જ્ઞાન–સમુદ્રના કિનારા ઉપરના પથરા વીણી રહ્યો છું" એ જ્ઞાનપ્રાપ્તિ ભારતવાસી બાલિકાઓ દશ અગિયાર વર્ષની વયેજ સંપૂર્ણ કરી દેતી હતી. આ અવસ્થા જોઇને મેરી કાર્પેન્ટર અવાક્ થઇ ગયાં. તેમને બીજું આશ્ચર્ય એ લાગ્યું કે, છોકરીઓને શિક્ષણ આપવા માટે દરેક નિશાળમાં પુરુષ-શિક્ષકો હતા. મહેતીજીઓ મેળવવી એ ઘણું અઘરૂં કામ હતું.

મુંબઇ નગરીમાં પહોંચ્યા પછી થોડા દિવસ બાદ એ અમદાવાદ નગરમાં પધાર્યાં. ત્યાંનું ભદ્રના કિલ્લામાં આવેલું ભયંકર કેદખાનું, હૉસ્પિટલ, ગાંડાનું દવાખાનું, નિશાળો વગેરેની તપાસ કરી અને સાથે સાથે ભારતવર્ષના લોકોનાં ચારિત્ર અને તેમને શી શી વાતની ખોટ છે તેની પણ જાતે તપાસ કરીને ભારતવર્ષની એ વખતની અવસ્થાસંબંધી ઘણું સારૂં જ્ઞાન મેળવ્યું. પ્રખર અવલોકનશક્તિ અને ઉંડા અનુભવને લીધે ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રકારના વતનીઓના જીવનનું અવલોકન કરતાં તેમને ઘણો આનંદ થતો. ફુરસદના વખતમાં એ ભારતના અસીમ પ્રાકૃતિક સૌંદર્યનાં ચિત્ર કાઢતાં અને એ ચિત્રોદ્વારા ભારતવર્ષ ઉપરનો પોતાનો અનુરાગ પ્રગટ કરતાં. તેમણે જનસેવાનાં અમૂલ્ય કાર્યોદ્વારા ભારતપ્રેમનો પરિચય આપ્યો છે, એટલુંજ નહિ પરંતુ ચિત્રકલા-દ્વારા પણ તેમના હૃદયનો એ ઉંડો ભાવ પ્રગટ કર્યો છે. અમદાવાદ શહેરમાંજ ભારતવર્ષમાં કરવાનાં કામોની પદ્ધતિ એમણે નક્કી કરી. ભારતવર્ષમાં સ્ત્રીકેળવણીમાં જે જે વિઘ્નો આડે આવે છે તેની તેમને થોડી ઘણી ખબર હતી. પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં

સ્ત્રીઓને માટે શિક્ષણનો ઉચ્ચ આદર્શ રાખવામાં આવ્યો હતો એ વાત ખરી, પરંતુ હાલના સમયમાં દેશના લોકો એ બાબત માટે તદ્દન ઉદાસીન અને બેપરવા થઇ ગયા હતા. મેરી કાર્પેન્ટરે કલકત્તા, પૂના, અમદાવાદ, મદ્રાસ, મુંબઇ વગેરે સ્થળોની કન્યાશાળાઓની તપાસ કરી. કલકત્તામાં જઇને બેથ્યુન સ્કૂલની તપાસ કરી, અને બ્રાહ્મસમાજની ઉપાસનામાં પણ સામેલ થયાં.

તેમણે ભારતવર્ષના સરકારી અમલદારોનું ધ્યાન ત્રણ વાતો તરફ ખેંચ્યું; ૧—સ્ત્રીકેળવણી, ૨—સુધારક વિદ્યાલય અર્થાત્ નાની ઉંમરના અપરાધીઓને સુધારવાની નિશાળ અને ૩—કેદીઓની અવસ્થામાં સુધારો.

તેમના અખૂટ ઉત્સાહ અને સતત પરિશ્રમનું પરિણામ એ આવ્યું કે, દેશ માટે લાગણી ધરાવનારા મનુષ્યોને એ વિષય ઉપર ધ્યાન આપવાની ફરજ પડી. એ બધા હવે સ્ત્રીકેળવણીની આવશ્યકતા સમજવા લાગ્યા અને સ્ત્રીઓને ભણાવવાની બાબતમાં ખુલ્લી રીતે ઉત્તેજન આપવાનો આરંભ કર્યો. નારીજીવનનો ઉદ્દેશ અતિ ઉચ્ચ અને મહાન છે. યોગ્ય શિક્ષણ આપવામાં આવે તો સ્ત્રીઓ જગતનું ઘણું મોટું કલ્યાણ કરી શકે એમ છે. ભારતવર્ષની સ્ત્રીઓની હીન અવસ્થા તથા તેમના જીવનનું ટુંકું લક્ષ્ય જોઇને મેરી કાર્પેન્ટર અત્યંત દુઃખી થયાં. એમનો દૃઢ વિશ્વાસ હતો કે, ભારતવર્ષની સ્ત્રીઓ કેળવણી પામશે નહિ ત્યાંસુધી ભારતવર્ષ જગતના બીજા દેશોની સાથે યોગ્ય સ્થાન કદી મેળવશે નહિ. જનસમાજમાં એ વિચાર ઠસાવવા સારૂ એમણે ખરા અંતઃકરણથી યત્ન કર્યો. એ કહેતાં કે "આ મહાન કાર્ય પાર પાડવાના માર્ગમાં ઘણાં વિઘ્નો ઉભાં છે એ વાત ખરી છે, પણ હું મારા પોતાના અનુભવ ઉપરથી કહું છું કે, દૃઢ વિશ્વાસ, ખંત અને અખૂટ ઉત્સાહ હશે તો બધાં વિઘ્નો પલાયન કરી જશે અને આ કામમાં સિદ્ધિ મળશે."

### મફત શિક્ષણ આપનારી કન્યાશાળા

કલકત્તા ગયા પછી તેમણે હલકા વર્ણની બાલિકાઓ માટે મફત શિક્ષણ આપનારી કન્યાશાળાની સ્થાપના કરી. એ અરસામાં હિંદના વાઇસરૉય સર જૉન લૉરેન્સ સીમલાથી કલકત્તા પધાર્યા અને તેમણે મેરી કાર્પેન્ટરને સરકારી મહેલમાં નિવાસ કરવાનું આમંત્રણ કર્યું. સ્ત્રીકેળવણી અને જેલના સુધારા વિષે મેરી

કાર્પેન્ટરે જે સૂચનાઓ કરી હતી તથા જે ઉપાય નક્કી કર્યા હતા, તેને અમલમાં મૂકવાના કામમાં સર જૉન લૉરેન્સ અને લેડી લૉરેન્સે તેમને અનેક પ્રકારની મદદ આપી. સરકારી મહેલમાંથી ભારતવર્ષની સ્ત્રીઓસંબંધી તેમણે એક પત્ર પોતાની બહેનને લખ્યો હતો. તેમાં જણાવ્યું હતું કે "હઠીલા અને જૂના વિચારના લોકો મારી સાથે મુલાકાત કરવા આવતા નથી. હું તેમનાથી ભિન્ન ધર્મ પાળનારી છું એટલા માટે તેઓ મને મળવા આવતા નથી એવું નથી, હું ભારતવર્ષની સ્ત્રીઓની અવસ્થા સુધારવા અને તેમને શિક્ષણ આપવા આવી છું; એજ એકલા કારણને લીધે તેઓ મારી પાસે આવતા નથી. સ્ત્રીઓ ભણેલી થાય અને તેમની દશા ઉન્નત થાય તો પછી પુરુષો તેમને સંપૂર્ણરૂપે ગુલામગીરીની દશામાં રાખી શકશે નહિ, એવા સ્વાર્થી વિચારથી દોરવાઇને એ જૂના વિચારના લોકોએ જાણી જોઇને મારી સાથેનો સંસર્ગ છોડી દીધો છે. એવા લોકો માટે મને પણ કાંઈ લાગણી ઉત્પન્ન થતી નથી. પરંતુ એવા અનેક ઉદારપ્રકૃતિસંપન્ન વિદ્વાન અને ઉન્નતચરિત્ર પુરુષો છે કે જેમના કાર્ય સાથે મારી સંપૂર્ણરૂપે દિલસોજી છે." કલકત્તાના નિવાસદરમિયાન મેરી કાર્પેન્ટરે કેટલાંક ભાષણો આપ્યાં. એક સભામાં તેમણે ઇંગ્લૅંડની સમાજ–વિજ્ઞાન સભાના કાર્યનું વિવરણ કર્યું. એ સભાને બીજે વર્ષે બંગાળામાં સમાજ-વિજ્ઞાન સભાની સ્થાપના થઈ.

## ફિમેલ નૉર્મલ સ્કૂલનો પ્રસ્તાવ

એમના પ્રયત્નથી દેશમાં કેટલીક કન્યાશાળાઓ તો સ્થપાઇ, પરંતુ કન્યાશાળામાં શિક્ષણ આપવા માટે પૂરતી સ્ત્રીશિક્ષકો મળી શકી નહિ. સુયોગ્ય સ્ત્રીશિક્ષકો વગર બાલિકાઓને સારૂં શિક્ષણ મળવાની આશા ઘણી થોડી હતી; એવું જોઈને તેમણે સ્ત્રીશિક્ષકો તૈયાર કરવા સારૂ ફિમેલ નૉર્મલ સ્કૂલની સ્થાપના કરવાનો યત્ન આરંભ્યો. એ વિષયનું પ્રયોજન બતાવીને એ વખતના ભારત-સચિવ લૉર્ડ સેલ્સબરીને સઘળી હકીકત નિવેદન કરી. ભારતના એ વખતના ગવર્નર જનરલ સર જૉન લોરેન્સ, બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર સર રિચર્ડ ટેમ્પલ, શિક્ષાવિભાગના ડાઈરેક્ટર અને બીજા મુખ્ય મુખ્ય અમલદારોને મળીને સ્ત્રીશિક્ષણ અને ફિમેલ નૉર્મલ સ્કૂલ સ્થાપવાની મોટી આવશ્યકતા સમજાવી દીધી.

મેરી કાર્પેન્ટર ભારતવર્ષમાં એક વર્ષ સુધી રહીને સ્ત્રીકેળવણી,

કારાગાર સુધાર, નાની વયના કેદીઓનું શિક્ષણ વગેરે કેટલાંક મહાન કાર્ય કરીને ઇંગ્લૅંડ પાછાં સીધાવ્યાં. ઇંગ્લૅંડ ગયા પછી પણ ઉપર જણાવેલા વિષયોસંબંધી ભારતના ગવર્નર જનરલ, મુંબઈના ગવર્નર અને ભારતના આગેવાન ઉત્સાહી લોકો સાથે પત્રવ્યવહાર ચલાવ્યો અને દાખલાદલીલ સાથે અરજી આપીને ગવર્નમેન્ટનું ધ્યાન તે તરફ ખેંચવાનો યત્ન કર્યો. તેમણે વિચાર્યું કે, ભારતવર્ષના ઉત્સાહી પુરુષો એ સંબંધી ગવર્નમેન્ટને અરજી આપશે તો એ કાર્ય થોડા સમયમાં પાર પડવાનો સંભવ છે. તેમની સલાહ મુજબ ચાલીને ભારતના મુખ્ય મુખ્ય ઉદ્યોગી પુરુષોએ સરકાર આગળ સ્ત્રીકેળવણીની આવશ્યકતા સંબંધી એક નિવેદન પત્ર મોકલ્યો. એ નિવેદનનું ફળ એ થયું કે, સરકારે નોર્મલ સ્કૂલની સ્થાપના સારૂ દર વર્ષે ૨૨૫૦૦) રૂપિયાની રકમની મંજુરી આપી. મેરી કાર્પેન્ટર એ શુભ સમાચાર સાંભળીને ઇંગ્લૅંડમાં અત્યંત પ્રસન્ન થયાં. એમની આશા હવે વધતી ગઇ. તેમણે એ શુભ કામને જલદી હાથમાં લેવાનો સ્ત્રીકેળવણીના હિમાયતીઓને આગ્રહ કર્યો.

લેડી સુપરિન્ટેન્ડન્ટનું પદ–ગ્રહણ

ઇ. સ. ૧૮૬૮ ની ૭ મી નવેમ્બરે મેરી કાર્પેન્ટર પાછાં ભારતવર્ષમાં પધાર્યાં. ભારતવર્ષમાં આવીને ફિમેલ નોર્મલ સ્કૂલનું કાંઇ નામનિશાન નહિ જણાયાથી સરકારની મદદથી તેમણે પોતે મુંબઇ શહેરમાં એ પ્રકારની નિશાળ કાઢી અને તેનાં લેડી સુપરિન્ટેન્ડન્ટનું પદ પોતે સ્વીકાર્યું; તેમના આ મહાન દૃષ્ટાંતથી પ્રેરાઇને ઘણા લોકો સ્ત્રીશિક્ષણના કાર્યમાં અગ્રેસર થયા અને કેટલીક કન્યાશાળાઓ પણ સ્થાપવામાં આવી. તેમના પ્રયત્નથી કેટલીક દાનશીલ મહિલાઓએ અને ધનવાન પુરુષોએ એ નિશાળોને નાણાંની મદદ આપવાનું કબૂલ કર્યું, પરંતુ ઘણા પરિશ્રમને લીધે ફરીથી તેમનું સ્વાસ્થ્ય બગડ્યું અને તેમને પાછાં ઇંગ્લૅંડ જવાની ફરજ પડી હતી.

## ૯—ચોથી વાર ભારતવર્ષમાં પધારવું

ઇ. સ. ૧૮૭૫ માં મેરી કાર્પેન્ટરે છેલ્લી વાર ભારતવર્ષમાં આગમન કર્યું. આ વખતે ભારતવર્ષની કેટલીક સ્ત્રીઓની અવસ્થા પહેલાં કરતાં ઉન્નત જોઇને તેમને અત્યંત આનંદ થયો.

આપણા દેશમાં સીલોમાં અને કારખાનાંઓમાં જે મજુરો

કામ કરે છે તેમની અવસ્થા પહેલાં ઘણી શોચનીય હતી. ઘણી નાની વયનાં બાલકબાલિકાઓ પણ એમાં કામ કરતાં અને મોટી ઉંમરના મજુરોને ગજા ઉપરાંત મહેનત કરવી પડતી. એમ છતાં પણ એમને પૂરતી મજુરી મળતી નહિ. મેરી કાર્પેન્ટર મુંબઈ, અમદાવાદ વગેરે શહેરનાં કારખાનાંઓમાં જઈને ત્યાંના મજુરોની સ્થિતિ જાતે જોઈ આવ્યાં. તેમની દુર્દશાથી તેમનું ચિત્ત ઘણું વ્યથિત થયું અને પાંચ વર્ષનાં તથા તેની અંદરનાં બાળકોને નોકર નહિ રાખવાનો અને પુખ્ત વયના મજુરો પાસેથી પણ ગજા ઉપરાંતની મજુરી નહિ કરાવવાનો કાયદો ઘડાવવા યત્ન કરવા લાગ્યાં. મુંબઇ શહેરની કાપડની મીલોમાં કામ કરનારાં બાલકબાલિકાઓને ભણાવવાનો બંદોબસ્ત કરવાનો તેમના માલિકોને ઉપદેશ આપ્યો. એ જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં કેદખાનાના કેદીઓ અને કારખાનાંના મજુરોના કામ કરવાનો સમય નક્કી કરવાનો પ્રયત્ન કરતાં. એ જાણતાં હતાં કે, ઇંગ્લૅંડની માફક ભારતવર્ષમાં પણ કાયદામારફતે કારખાનાનાં બાલકબાલિકાઓના શિક્ષણનો બંદોબસ્ત અને મજુરોને મહેનત કરવાનો સમય નક્કી નહિ થાય તો તેનું પરિણામ ઘણું ખરાબ આવશે. એવા વિચારથી તેમણે હિંદુસ્તાનના સેક્રેટરી ઑફ સ્ટેટ આગળ પોતાના વિચારોનું પ્રયોજન સાબીત કરી આપીને એક અરજી મોકલી અને તેમના યત્નથીજ ભારતસરકારે 'ફૅક્ટરી એક્ટ' (કારખાનાનો કાયદો) પસાર કર્યો.

## કેદખાનાની સુધારણા

મેરી કાર્પેન્ટરે જે બધાં પરોપકારી કાર્યો કર્યાં હતાં તેમાં ભારતનાં કેદખાનાંઓની સુધારણા એ ઉલ્લેખ કરવા યોગ્ય મુખ્ય બનાવ છે. ચોરી, ધાડ અથવા ખરાબ ચાલચલગતને માટે સરકાર તરફથી સજા ભોગવતા કેદીઓ ઉપર પણ મેરી કાર્પેન્ટરે મધુમય સ્નેહનો સંચાર કર્યો હતો. એ એવાં કરુણ હૃદયનાં અને ક્ષમાશીલ રમણી હતાં કે, કારાગારવાસીઓ પણ તેમની દૃષ્ટિમાં ક્ષમાને પાત્ર ગણાતા હતા. એ સમજતાં હતાં કે, અપરાધીઓને કેવળ સખ્ત સજા કર્યાથીજ તેમનું ચરિત્ર સુધરશે નહિ. તેમને ધર્મ અને નીતિનું શિક્ષણ આપીને ચરિત્રવાન બનાવવાની આવશ્યકતા છે. તેમની તંદુરસ્તી સુધારવા શિક્ષણ તથા જ્ઞાનોન્નતિને માટે બંદોબસ્ત કરવામાં મેરી કાર્પેન્ટરે મનને પરોવ્યું.

કારાગૃહની ઉન્નતિ કરવા સંબંધી તેમણે ભારત સરકાર આગળ કેટલીએ વાર અરજીઓ આપી. પહેલાં તો કેદીઓને માટે એક જૂદા શયનગૃહના અભાવ ઉપર કર્તાકારવતાઓનું ધ્યાન ખેંચ્યું. જૂદાં જૂદાં શયનગૃહો ન હોવાથી એક એક ઓરડીમાં લગભગ ચાળીસ પચાસ કેદી સાથે સૂઈ રહેતા. બીજું યોગ્ય શિક્ષકના તાબામાં રાખીને કેદીઓને શિક્ષણ આપવાની આવશ્યકતા સાબીત કરી આપી. ત્રીજું, તેમણે જણાવ્યું હતું કે, સ્ત્રીકેદી-ઓની અવસ્થા સુધારવી જોઇએ, તેમને યોગ્ય શિક્ષણ આપવું જોઈએ, તેમને માટે ભિન્ન ભિન્ન શયનગૃહનો બંદોબસ્ત હોવો જોઇએ અને સ્ત્રીકાર્યાધ્યક્ષની દેખરેખ નીચે તેમને રાખવાની વ્યવસ્થા થવી જોઇએ.

ઈ. સ. ૧૮૭૨ માં દુનિયાનાં કારાગારોની ઉન્નતિ કરવા સં-બંધી વિચાર ચલાવવા ઈંગ્લૅંડમાં એક આંતર્જાતીય કૅાંગ્રેસ એકઠી થઈ. મેરી કાર્પેન્ટરે કારાગારની ઉન્નતિ સંબંધી પોતાની સૂચના-ઓ લખી કાઢીને એ કૅાંગ્રેસમાં એક નિબંધ વાંચ્યો. એ વિષયને માટે જે જે જનહિતૈષી મહાત્માઓની સાથે તેમને પત્રવ્યવહાર થયો હતો, તેમની સાથે આ કૅાંગ્રેસમાં સાક્ષાત્ પરિચય થયો. એ બધાએ મેરી કાર્પેન્ટરનો ઘણા આદરપૂર્વક સત્કાર કર્યો અને તેમણે કરેલી કારાગાર-સુધારણાના પ્રસ્તાવનું સમર્થન કર્યું. ત્યાર પછી થોડા સમયબાદ અમેરિકાના કારાગારની અવસ્થા જોવા સારૂ એ અમેરિકા ગયાં. અમેરિકામાં પણ ભારતની સ્ત્રીશિક્ષા તથા સાધારણ અવસ્થા સંબંધી તેમણે ઠેકાણે ઠેકાણે ભાષણો આપ્યાં હતાં.

મેરી કાર્પેન્ટરે છેવટે ભારતવર્ષમાં પધારીને ભારતનાં મુખ્ય મુખ્ય નગરોની મુલાકાત લીધી અને સ્ત્રીશિક્ષણ તથા કારાગારની અવસ્થાસંબંધી એક વિવરણ લખીને લૉર્ડ સેલ્સબરી આગળ રજુ કર્યું. તેમણે કારાગારસંબંધી જે વિવરણ લખી મોકલ્યું હતું તે બીજેજ વર્ષે પાર્લામેન્ટમાં વિચાર માટે ઉપસ્થિત થયું. નાની વયનાં અપરાધીઓને સુધારવા સારૂ એક વિદ્યાલયનું પ્રયો-જન છે એવી તેમણે જે સૂચના કરી હતી તે ઇ. સ. ૧૮૭૬ માં ભારત સરકાર તરફથી કાયદાના રૂપમાં અમલમાં આવી. વર્તમાન સમયમાં ભારતવર્ષના કેદીઓની અવસ્થામાં જે કાંઇ સુધારો જણાય છે અને ભારતવર્ષમાં જે થોડાં ઘણાં સુધારક વિદ્યાલયો સ્થપાયાં છે, તેનું મૂળ મેરી કાર્પેન્ટર હોઇને તેનો બધો યશ તેમનેજ છે.

## ૧૦—મૃત્યુ

ઈ. સ. ૧૮૭૭ માં ૭૦ વર્ષની વયસુધી પણ મેરી કાર્પેન્ટર, નવીન તેજ અને સતત ઉત્સાહપૂર્વક બધાં કામકાજ નિયમ અને પદ્ધતિસર કર્યે જતાં હતાં. ભારતવર્ષની સ્ત્રીઓની ઉન્નતિની ચિંતા તેમના હૃદયમાં છેલ્લી ઘડી સુધી કાયમ હતી. ઈંગ્લૅંડની મહિલાઓ પણ પુરુષોની માફક પાર્લામેન્ટમાં મત આપી શકે તેને માટે પણ તેમણે યત્ન કર્યો હતો. માદક પદાર્થોનો નિષેધ કરવા સારૂ જે જે સભાઓ સ્થાપવામાં આવી હતી તેમાં મેરી કાર્પેન્ટર ખરા દિલથી સામેલ થતાં હતાં. માનવચરિત્રની ઉન્નતિ કરવા સારૂ જે જે હીલચાલો થઇ હતી, તે સર્વમાં તેમણે ભાગ લીધો હતો અને અસાધારણ હોંશિયારીથી એ બધી હીલચાલોને સફળ કરી હતી. એજ વર્ષમાં એમણે પરલોકગમન કર્યું. ૧૪ મી જુનને દિવસે બધા કામકાજથી પરવારીને પાર્લામેન્ટના સભાસદો સાથે પરોપકારી કામોને લગતી વાતચીત કરીને તથા કાગળપત્ર લખીને રાત્રે શયન કરવા ગયાં. બીજે દિવસે સવારે તેમની જીવંત, ઉત્સાહપૂર્ણ તેજોમય મૂર્તિ કોઈ જોઇ શક્યું નહિ. તેમનો અમર આત્મા તેમના નશ્વર દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો.

## ૧૧—મેરી કાર્પેન્ટરની સમાધિ

પ્રાતઃકાળમાં આ દુઃખજનક સમાચાર ચારે દિશામાં પ્રગટ થઇ ગયા. તેમના એકાએક મૃત્યુના સમાચાર સાંભળીને તેમનાં સ્નેહીઓ એકદમ શોકમગ્ન થઇ ગયાં. અનાથ, દીન, દરિદ્ર લોકો પોતાને માતૃહીન થયેલાં ગણીને આર્તનાદ કરવા લાગ્યાં. તેમના મૃત્યુસમાચાર તારમારફતે ભારતવર્ષ અને અમેરિકા મોકલી આપવામાં આવ્યા. તેમના મરણથી ઇંગ્લૅંડ, અમેરિકા અને ભારતવર્ષના લોકો ઘણા દુઃખી થયા હતા. મેરી કાર્પેન્ટરના મૃત્યુના ચાર દિવસ પછી એટલે ૧૯ મી જૂનને બુધવારે 'અર્નેલવેલ'ના સમાધિક્ષેત્રમાં તેમનાં માતા અને પ્રિય ભગિનીએ નાના સમાધિમંદિરની પાસે ઘણા મોટા સમારોહસહિત તેમના નશ્વર દેહને ભૂમિમાં પધરાવ્યો હતો ઘણાં બંધુબાંધવ, ધની, નિર્ધન, બાલકબાલિકા એકઠાં થઈને મહાસમારોહપૂર્વક શ્રેણીબદ્ધ થઈને કુમારી કાર્પેન્ટરના શબને સમાધિક્ષેત્રમાં લાવ્યાં હતાં. એ શોકાર્ત લોકશ્રેણીમાં ઇંગ્લૅંડ દેશ ઉપરાંત અનેક દેશના લોકો હતા. જ્યારે તેમનો મૃતદેહ મહાત્મા રાજા રામમોહન રાયના ગૌરવ—મંડિત

સમાધિમંદિર આગળ પહોંચ્યો, ત્યારે ભારતવર્ષનાં બે નાનાં બાળકો એકબીજાના હાથ પકડીને રોતાં રોતાં તેમની સાથે જતાં ઘણાઓના જોવામાં આવ્યાં હતાં.

મેરી કાર્પેન્ટરનું લાંબું કર્મમય જીવન ૭૦ વર્ષની વયે આ પ્રમાણે સમાપ્ત થયું.

તેમના મૃત્યુ પછી તેમનું અમૂલ્ય સ્મરણ જાળવી રાખવા સારૂ મજુરવર્ગનાં બાળકો માટે બે આશ્રમ સ્થાપવામાં આવ્યા.

કુમારી મેરી કાર્પેન્ટરે મૃત્યુદિવસ સુધી કામ કરવાનું બંધ કર્યું નહોતું. કેવું આશ્ચર્યકારક, અવર્ણનીય, કર્મમય જીવન! છેવટના દિવસ સુધી કામ, કામ ને કામ! કેવું જ્વલંત દૃષ્ટાંત! તેમણે ઇચ્છા કરી હોત તો કોઈ કુળવાન, વિદ્વાન અને ધનવાન પુરુષ સાથે લગ્ન કરી સુખસાહેબીમાં જીવન ગાળી શકત; પરંતુ તેમણે એવું ન કરતાં આખી જીંદગી સુધી કુમારી રહીને, સેંકડો પ્રકારના અત્યાચાર, વિઘ્નો અને દુઃખોને જરા પણ ગણકાર્યા વગર પારકાંઓને માટેજ જીવન ગાળવાનું પસંદ કર્યું હતું. ઈશ્વર ઉપર અને તેનાં સંતાન મનુષ્યો ઉપર કેવો ઉંડો પ્રેમ! એ પ્રગાઢ પ્રેમથી પ્રેરાઇને તેમણે પોતાના સુખને તુચ્છ ગણ્યું હતું અને બીજાંઓનાં સુખને સારૂજ પ્રાણ સમર્પણ કર્યો હતો.





# साध्वी कॅाब

## ૧—બાલ્યાવસ્થા, માતૃભક્તિ અને ગૃહકાર્ય

કુમારી ફ્રાંસિસ કૅાબ બુદ્ધિશાળી હોઈ તત્ત્વજ્ઞાન ઉપર તેમનો આશ્ચર્યકારક કાબુ હતો. એ સારાં લેખક તથા ગ્રંથકાર હતાં. તરુણ વયમાંજ તેમનું હૃદય ધર્મજિજ્ઞાસાથી વ્યાકુળ થયું હતું. ઈંગ્લૅંડ અને અમેરિકાના અનેક ધાર્મિક તથા વિદ્વાન પુરુષો એમના પ્રત્યે શ્રદ્ધા પ્રગટ કરતા. આપણા દેશની બ્રાહ્મસમાજની સાથે પણ તેમનો ઘણો ગાઢો સંબંધ હતો.

કુમારી કૅાબનો જન્મ ઇ. સ. ૧૮૨૨ ની ૪ થી ડિસેમ્બરે ડબ્લિન શહેરમાં થયો હતો. એમના પિતા ચાર્લ્સ કૅાબ એક સારા કુટુંબના માણસ હતા. ભારતવર્ષ જોવાને મદ્રાસ આવ્યા હતા. ત્યાં સૈન્યવિભાગમાં એમને એક નોકરી મળી હતી. ત્યાં કેટલોક સમય સેવા કર્યા પછી એમણે વિલાયત જઇને લગ્ન કર્યું હતું. કુમારી કૅાબની માતાનું નામ ફ્રાન્સિસ કૅાન્વે હતું. તેમનું મુખ ખીલેલા પુષ્પસમાન સુંદર હતું. કુમારી કૅાબનો જે પ્રેમ આ માતા ઉપર હતો તેટલો સંસારમાં બીજા કોઇના પણ ઉપર નહોતો. એ આત્મચરિત્રમાં લખે છે કે:—

“ મારાં માતુશ્રીનો નમ્ર સ્વભાવ, કોમળ પ્રકૃતિ તથા તેમની વર્તણૂંક અને વાતચીત ઘણાં સ્વાભાવિક હતાં; જનનીના અનેક સદ્‌ગુણોને લીધેજ તેમની શક્તિ મારા જીવન ઉપર પોતાની સત્તા ચલાવી રહી હતી. માતાનું લાવણ્યમય નિર્મળ મુખ મને કેટલું બધું સુંદર લાગતું હતું ! હું કહી શકું છું કે, એ નિરૂપમ માતૃમૂર્તિના દર્શનથીજ મને સૌથી પ્રથમ સૌંદર્યનો અનુભવ થયો હતો. એટલા માટે હું વારે ઘડીએ માતાના મુખ સામું જોઇને બોલી ઉઠતી કે “ મા ! તમે કેવાં સુંદર છો. ”

“ મા એ સાંભળીને હસતાં, સ્નેહના આવેશમાં આવી જઇને મારા મુખનું ચુંબન કરતાં અને કહેતાં ‘ વહાલી કન્યા ! તું મને

અત્યંત ચાહે છે. તારો પ્રેમ જોઇને હું ઘણીજ સુખી થાઉં છું.' હું એક સ્થળે ઉભી રહીને અનિમેષ નેત્રે માતૃમૂર્તિનાં દર્શન કરતી. એ મૂર્તિ નીહાળતાં અસીમ સુંદર પરમાત્માના અનુપમ માધુર્યની કથા મારા મનમાં જાગી ઉઠતી. ઈશ્વર સુંદર છે, એ વાત જનનીનું રમણીય મુખ જોઈનેજ હું સમજી શકી હતી."

જે કન્યાને માતા ઉપર આટલો બધો મધુર પ્રેમ હોય, તેનું જીવન સૌંદર્ય, માધુર્ય, પવિત્રતા અને સદ્ગુણોથી વિભૂષિત થવું સ્વાભાવિક છે. યોગ્ય માતાના સહવાસથી કુમારી કૅાબના જીવનમાં દયા, પ્રીતિ, સરળતા અને ધર્મના સુકોમળ ભાવ ખીલવા માંડયા. માતાપિતાના સારા શિક્ષણને લીધે તેમની દૃષ્ટિ ઘણી નિર્મળ થઈ ગઇ. કોઇ પણ ખરાબ વસ્તુ ઉપર તેમની દૃષ્ટિ પડતી નહિ. સંસારમાં જે કાંઇ સુંદર, પવિત્ર અને મહાન છે તેના ઉપરજ કુમારી કૅાબની દૃષ્ટિ પડતી.

બાલ્યાવસ્થામાં કુમારી કૅાબ ઘણો વખત એકાંતમાં ગાળતાં. તેમના ઘરની પાસે એક મનોહર બગીચો હતો. બાલિકા કૅાબ એ બગીચા પાસેના એક મકાનમાં એકલાં રહેતાં. નિર્જન સ્થાનમાં એકલાં રહેવું તેમને ઘણુંજ પસંદ હતું. બાલ્યાવસ્થાથીજ એ શરીરના આરોગ્ય તથા સુનીતિ તરફ પુષ્કળ ધ્યાન આપતાં હતાં. તેમનાં માતપિતા તેમને ખરાબ ખોરાકને સ્પર્શ પણ કરવા દેતાં નહિ. દૂષિત નૈતિક વાતાવરણમાં પણ એ કદી રહ્યાં નહોતાં. એમના પિતા પાસે પુષ્કળ ધન હતું, છતાં કન્યાને વિલાસિતા જરા પણ રૂચતી ન હતી. કુમારી કૅાબને જ્યારે પાંચ વર્ષ પૂરાં થયાં, ત્યારે તેમની વર્ષગાંઠની ખુશાલીમાં તેમના પિતાએ તેમને એક બાઇબલ ભેટ આપ્યું હતું તથા પોતાની સાથે દેવળમાં લઇ ગયા હતા. એમનું શરીર એ વખતે સુંદર પોશાકથી વિભૂષિત હતું. એક ગરીબની છોકરીએ તેમનો એવો સુંદર પોશાક જોઇને રોવા માંડયું તથા પોતાની માતા આગળ હઠ લીધી કે 'મા ! મને પણ આવો પોશાક કરાવી આપોને.'

કરુણહૃદયા કૅાબના ઉપર એ બનાવથી એટલી બધી અસર થઇ, કે ત્યાર પછી કોઇ પણ દિવસ એ કિંમતી અને આકર્ષક પોશાક પહેરીને ઉપાસનામંદિરમાં ગયાં નહિ.

કુમારી કૅાબ પોતાની બાલ્યાવસ્થાસંબંધી આત્મચરિત્રમાં લખે છે કેઃ—

"નાની વયમાંથીજ હું ભણવાગણવામાં, ઘરના કામકાજમાં તથા નાના ભાઈઓની દેખરેખમાં ગુંથાઇ હતી. પૈસાટકાની ચિંતા મારે કદી કરવી પડી નહોતી. મેં બાલ્યાવસ્થાથીજ ઇસુની પ્રાર્થનાનું અનુસરણ કર્યું છે. ધનસંપત્તિને સારૂ મારૂં ચિત્ત કદી વળખાં મારતું નથી. ઈશ્વરની જે ઇચ્છા હોય તેનાથીજ મારૂં જીવન પૂર્ણ થાઓ."

કુમારી કૅાબની ઉંમર જરા વધી, એટલે એમને નિશાળે બેસાડવામાં આવ્યાં. એમને બોર્ડિંગ હાઉસમાં રહેવું પડતું. એ સમયમાં એમના દેશમાં પણ છોકરીઓની નિશાળો તથા બોર્ડિંગ હાઉસની અવસ્થા બહુ સારી ન હતી. એટલે બોર્ડિંગનો નિવાસ એમને રૂચ્યો નહિ. એ વિષે એક બનાવનો અમે ઉલ્લેખ કરીશું. કુમારી કૅાબ જે બોર્ડિંગમાં રહેતાં હતાં ત્યાં ધર્મના શિક્ષણની કોઇ સારી વ્યવસ્થા ન હતી. એ એકલાં એક ઓરડામાં બેસીને ભક્તિપૂર્વક ઈશ્વરની પ્રાર્થના કરતાં. એ એક દિવસ એવી રીતે પ્રાર્થના કરી રહ્યાં હતાં, એવામાં બોર્ડિંગની એક કન્યા આવીને તેમને કહેવા લાગી "અરી કપટી! ઉઠ, રહેવા દે તારી પ્રાર્થના. ચાલ, હમણાં ને હમણાં ઉઠ. જો ફરીથી કદી પ્રાર્થના કરી છે તો તને મારીશ." એ છોકરીની વાત સાંભળીને કુમારી કૅાબ તો અવાકજ થઈ ગયાં. એમણે મનમાં નિશ્ચય કર્યો કે, હવે ગમે તે થશે તોપણ હું આ બોર્ડિંગ હાઉસમાં નિવાસ નહિ કરૂં અને આ નિશાળમાં અભ્યાસ પણ નહિ કરૂં. ઇ. સ. ૧૮૩૮માં છાત્રનિવાસનો ત્યાગ કરીને એ ઘેર પાછાં ગયાં. એ વખતે એમની અવસ્થા સોળ વર્ષની હતી. એમણે ઘર આગળજ ગ્રીક ભાષાનો અભ્યાસ કરવા માંડયો. ઇતિહાસ તથા પ્લેટોનું દર્શનશાસ્ત્ર શીખવાને પણ તેમનું ચિત્ત આકુળવ્યાકુળ થઇ ગયું. એ વખતે ઘરકામનો બધો બોજો તેમને માથે નાખવામાં આવ્યો હતો અને એ બોજો તેમણે આનંદથી ઉઠાવ્યો હતો.

કુમારી કૅાબે લખ્યું છે કેઃ—"મને ધર્મનું શિક્ષણ સૌથી પહેલું માતપિતા પાસેથી મળ્યું છે. મને બરોબર યાદ છે કે, હું માતાની સાથે બેસીને પ્રાર્થના કરતી. પિતાની આગળ ધર્મસંગીત ગાતી. રવિવારને દિવસે અમારા ઘરમાં કોઇને પણ ધર્મપુસ્તક સિવાય બીજી કોઇ ચોપડી વાંચવા દેવામાં આવતી નહિ. દરરોજ પ્રાતઃકાળે અમારા ઘરમાં પુસ્તકાલયવાળા ઓરડામાં ઉપાસના થતી. ઉપાસના થઇ રહ્યા પછી ધર્મગ્રંથનો પાઠ થતો. ત્યારપછી ધર્મસંબંધી

વાતચીત થતી. ધર્મચર્ચા મને બહુજ ગમતી હતી. નાની વયથી હું તેમાંથી આનંદ મેળવતી હતી. ઈશ્વરનો પવિત્ર ભાવ મારા ચિત્તને પોતાની તરફ ખેંચતો. મને યાદ છે કે, એક દિવસ એ ભાવની એક કવિતા વાંચીને હું આનંદમાં ઘેલી થઈ ગઈ હતી. ”

કુમારી કૅાબનાં જે સ્નેહમયી માતાએ પોતાના ચારિત્રના સૌંદર્ય તથા હૃદયના માધુર્યવડે ઘરને મધુમય કરી દીધું હતું, તેમને કરુણામય પ્રભુએ હવે પોતાની પાસે બોલાવી લીધાં. એ સંબંધી કુમારી કૅાબે પોતાના આત્મચરિત્રમાં લખ્યું છે કે:—“એ સમયમાં મારાં માતુશ્રીનું મૃત્યુ થયું. હું માતાને જેટલું ચાહતી તેટલું બીજા કોઈને ચાહતી નહોતી. માતા પણ બીજા કોઈ સંતાનને મારા જેટલું ચાહતાં નહોતાં. માતાના મૃત્યુ પછી મને એવું લાગતું, કે તેમનું જીવન હવે કોઈ પણ સ્થાને નહિ હોય. એ વખતે મારી માન્યતા એવી હતી કે મૃત્યુ પછી કંઈજ રહેતું નથી. હાય ! આ સંસારમાં જે મને સૌના કરતાં વધારે વહાલી હતી, તેનો તદ્દનજ અંત આવી ગયો ! હું એ માટે બહુ શોક કરવા લાગી, પણ પછી ઈશ્વરનો મંગળભાવ ઝળકવા લાગ્યો. મને વિચાર આવ્યો કે મારી સન્મુખ અનેક કર્તવ્યો છે. જો બીજાંઓની ખાતર હું કાંઈ પણ કરી શકું તો મારા જીવનનાં સઘળાં દુ:ખ અને ક્લેશ ચાલ્યાં જશે, હવેથી ઘરનો બધોજ વહિવટ મેં હાથમાં લીધો. પિતાજીની પણ મારેજ સેવાચાકરી કરવી પડતી. મારા ગામમાં એક નિશાળ હતી. એ નિશાળ મારા ઘરથી એક માઇલ છેટે હતી. હું એ નિશાળમાં અઠવાડીઆમાં ત્રણ દિવસ ભણાવવા જતી. અમારી પડોશનાં બે ગામડાંઓનાં માંદાં લોકોની સેવા કરતી અને ભૂખ્યાંઓને અન્નની મદદ આપતી. ”

દર્શનશાસ્ત્રનું અવલોકન કરવાથી કુમારી કૅાબને પરકાળસંબંધી સંશય ઉત્પન્ન થયો હતો; પણ મહાત્મા થિયોડર પાર્કરે તેમને એક પત્ર લખ્યો. એ વખતે એ મહાત્માનો એક ઉત્તમ ઉપદેશ પણ તેમના હાથમાં પહોંચ્યો. એ ઉપદેશ વાંચવાથી એ ધર્મશીલા સાધ્વીને પરકાલના વિષયમાં કાંઇ પણ સંશય રહ્યો નહિ. પોતાની એ સમયની અવસ્થા વિષે એ લખે છે કે:— “જે વખતે આત્માના અમરત્વ ઉપર વિશ્વાસ ઉપજ્યો, તે વખતે મને કેટલો બધો આનંદ થયો હતો ! કેટલી બધી શાંતિ વળી હતી ! હું વિચારવા લાગી કે, મૃત્યુથી માતુશ્રીનું જીવન કંઇ સમાપ્ત નથી

થઇ ગયું. એ તો હજુ પણ હયાત છે. અને મને ચાહે છે. મારી અવસ્થા ચાલીસ વર્ષની થઇ ત્યાંસુધી મારા જીવનની એક મુખ્ય આકાંક્ષા એ હતી કે મૃત્યુ પછી માતાની સાથે ફરીથી મેળાપ થાય."

## ૨—જ્ઞાનની ઉન્નતિ અને સાહિત્યચર્ચા

કુમારી કૉબે આખું જીવન જ્ઞાનના અભ્યાસમાં ગાળ્યું હતું. સાહિત્ય, ઇતિહાસ અને દર્શનશાસ્ત્રનું—ખાસ કરીને તત્ત્વવિદ્યાનું એમને ગાઢ જ્ઞાન હતું. તેમણે ઉત્તમ ગ્રંથો રચ્યા છે.

કુમારી કૉબના પિતાજીના ઘરમાં એક મોટું પુસ્તકાલય હતું. એમાંના સર્વોત્તમ ગ્રંથોએ તેમના મન ઉપર પોતાનો પ્રભાવ સારી પેઠે જમાવ્યો હતો. બાલ્યાવસ્થાથીજ પુસ્તકાલયમાંનાં પુસ્તકો ફેંદતાં ફેંદતાં અભ્યાસની ઇચ્છા તેમનામાં પ્રબળ થઈ પડી હતી.

કુમારી કૉબે નિશાળ છોડયા પછી ગ્રીક ભાષા શીખવાનો અને ઇતિહાસના ગ્રંથો વાંચવાનો આરંભ કર્યો હતો. પૂરૂં ચિત્ત દઇને બાર વર્ષસુધી એમણે ઇતિહાસનો અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી પૃથ્વીના મોટા મોટા લેખકોમાંથી જેટલાંનાં ઉત્તમ પુસ્તકો એકઠાં કરવાનું તેમનાથી બની શકયું, તે બધાં વાંચી નાખ્યાં હતાં. એ ઉપરચોટીઉં વાંચનારાં ન હતાં; પણ ગંભીર ભાવપૂર્વક સારવાળા ગ્રંથો એકે એકે વાંચતાં, વાંચ્યા પછી એ વિષય ઉપર વિચાર કરતાં અને તેના ભાવસમુદ્રમાં ડુબકી લગાવીને પ્રવીણ તારા-ની પેઠે એ રત્નોને શોધતાં; અને ખરેખર, તેમને રત્ન મળી આવતાં. પોતાની મનનશક્તિ દ્વારા પ્રત્યેક ગ્રંથમાંથી સત્યનો ઉદ્ધાર કરીને એ પોતાની નોંધપોથીમાં લખી રાખતાં. કોઇ પંડિત કદાપિ કોઇ મોટા ગ્રંથવિષે પ્રશ્ન પૂછતો કે "ફલાણો ઉત્તમ વિષય કયા અધ્યાયમાં લખેલો છે?" તો કુમારી કૉબ પોતાની નોંધપોથીમાં જોઇને એ પ્રશ્નનો ઉત્તર આપતાં.

કુમારી કૉબે જ્યારથી ઇંગ્લૅંડમાં જઇને વાસ કર્યો ત્યારથીજ વિશેષ પ્રકારે તેમની સાહિત્યચર્ચાનો આરંભ થયો. એ વખતમાં એ મોટી મોટી સભાઓમાં સામેલ થતાં. મોટા મોટા પંડિતો અને ધાર્મિક પુરુષો સાથે એમનો વાર્તાલાપ થતો. ઇંગ્લૅંડ અને અમેરિકાનાં પ્રસિદ્ધ દૈનિક અને સાપ્તાહિક પત્રોમાં એમના લેખો પ્રગટ થતા. એથી એમને પૈસા પણ પુષ્કળ મળતા હતા. એ 'એકો' અને 'સ્ટૅન્ડર્ડ' પત્રનાં સંપાદિકા પણ નીમાયાં હતાં. કુમારી કૉબ ઇંગ્લૅંડમાં નિવાસ કરતાં હતાં એ સમયમાં મહાત્મા થિયોડર

પાર્કરની ગ્રંથાવલિ પ્રગટ થઇ. એનું સંપાદનકાર્ય એમણે ઘણી ઉત્તમ રીતે કર્યું હતું. એ ઉપરાંત એમણે પોતે રચેલા કેટલાક ગ્રંથો પણ છપાવ્યા હતા. એ વિદુષી સાધ્વી આત્મચરિતમાં લખે છેઃ— "મારા સાહિત્યજીવનનું અવલોકન કરી જોઉં છું, તો જણાય છે કે, હું એક પ્રબંધલેખિકા છું. દૈનિક, સાપ્તાહિક અને માસિક-પત્રોમાં મેં જે કાંઈ લખ્યું છે, તેનો ઉદ્દેશ હતો સત્યનો પ્રચાર અને તેનું લક્ષ્ય હતું ધર્મભાવથી લોકોના મનને ઉંચે લાવવું."

## ૩—ધર્મજીવન

કુમારી કૉબના હૃદયમાં ધાર્મિક પિતામાતાના સુશિક્ષણને લીધે બાલ્યાવસ્થામાંથીજ ધર્મભાવ ખીલવા માંડયો હતો. આથી ઈશ્વરનું ચિંતન કરીને નિર્મળ આનંદનો અનુભવ કરતાં. સંસારનાં તિરસ્કાર કરવાયોગ્ય પાપો અને હલકા પ્રકારના ભાવો કોઈ દિવસ તેમના હૃદયને સ્પર્શ કરી શકયા નથી. કુમારી કૉબનું જીવન ગુલાબના પુષ્પ જેવું હતું. એમણે છેવટ સુધી કુમારીજીવન ગાળ્યું હતું. કર્મક્ષેત્રમાં પુષ્કળ લોકોના સમાગમમાં આવ્યાં હતાં, અને પોતાના ધર્મજીવનથી અનેક લોકોનાં મન ઉપર ઉત્તમ અસર કરી હતી.

કુમારી કૉબે તેમના પ્રારંભિક ધર્મજીવન વિષે આત્મચરિતમાં લખ્યું છે કેઃ—" ઈશ્વર સર્વદર્શી અને વિચારક છે. એ વાતનો સર્વદા મારા મનમાં અનુભવ થતો. ઈશ્વર આપણા ગુપ્તમાં ગુપ્ત વિચાર અને કામકાજ જુએ છે એવી દૃઢ સમજણપૂર્વક હું ચાલતી હતી અને બધાં કામકાજ કરતી હતી. ઈશ્વરની આગળ કૃતજ્ઞતાથી મસ્તક નમાવવું એ મારા સ્વભાવનો એક વિશેષ ભાવ હતો. ઈશ્વર મારા ઉપર અગાધ દયા કરી રહ્યો છે, એજ વિચાર મારા મનમાં આવ્યા કરતો અને અંતરની કૃતજ્ઞતા ઈશ્વર તરફજ દોડતી. હું પોકારી પોકારીને કહી શકું છું કે, હું જ્યારથી નાની છોકરી હતી, ત્યારથીજ ઈશ્વરને ઘણું ચાહતી હતી. * * અંતરમાં આનંદ અનુભવવા માટે હું ઈશ્વરને પુકારતી ત્યારે મારા મનમાં અપાર આનંદ ઉછાળા મારતો અને મને એવું લાગતું કે જાણે એક રહસ્યપૂર્ણ નૂતન જીવન મારા અંતરમાં રહેલું છે. મારા મનનો ભાવ મારાં માતા ઘણી સારી રીતે સમજી શકયાં હતાં. * * હું ઉંડા આધ્યાત્મિક ભાવથી ભરેલા ગ્રંથો વાંચતી. મને ઠીક યાદ છે કે, એક દિવસ પિતાજી મને એક દાખલો ગણવાનો આપીને, મારા ભાઇઓને એક ઉત્કૃષ્ટ ધર્મ-

ગ્રંથ વાંચી સંભળાવતા હતા. હવે મારૂં મન દાખલામાં ચોંટયું રહે કે? હું તો એ ગ્રંથની વાતો સાંભળવા લાગી. × × હું ઘણી વખત છાનીમાની બાઇબલ અને એક બીજી સારી ચોપડી વાંચતી. બાઇબલ હું ઉત્તમરૂપે સમજી શકતી, એવું નહોતું; પણ મને એમ લાગતું કે એને વાંચ્યાથી હું ઈશ્વરની તરફ આગળ વધી રહી છું. અનેક રાત્રિઓ જાગીને હું ઈશ્વરની પ્રાર્થના કરતી; ઇસુખ્રિસ્તની દશ આજ્ઞાઓ અને ઉપદેશ વાંચતી. મેં મારી મેળે પોતાની જાત સારૂ કેટલાક કઠોર નિયમ ઘડી રાખ્યા હતા અને તેનું પાલન કરવાને યત્ન કરતી. નિયમ ભંગ થવાથી મારે પોતાના ન્યાયાધીશ થવું પડતું અને એના ફેંસલામાં જે સજા ભોગવવી ઠરતી, તે ઘણી ગંભીર હતી. ”

કુમારી કૉબને સૌથી પ્રથમ જે ઈશ્વરાનુભૂતિ થઇ હતી તે વિષયમાં એ પોતે લખે છે કેઃ—“ માતાના જન્મદિવસે હું ઉદ્યાનમાં પુષ્પ વીણવા ગઈ હતી. એ વખતે ચારે તરફ ચમત્કારી દૃશ્ય હતું. એવું જણાતું કે જાણે પ્રત્યેક પદાર્થ ઈશ્વરના આવિર્ભાવથી પરિપૂર્ણ છે, અને મારા હૃદયમાં આનંદજ આનંદ છવાઇ રહ્યો છે ! એ અનુભવ, એ સાક્ષાત્કારને સારૂ મેં ઈશ્વરને કેટલોએ ધન્યવાદ આપ્યો હતો; પરંતુ ઘણી વાર ધન્યવાદ આપ્યા છતાં પણ મને તૃપ્તિ મળી શકી નહિ. ”

કુમારી કૉબના પિતા જૂના વિચારના ખ્રિસ્તી હતા. પહેલી વયમાં કુમારીને પણ એ ધર્મ ઉપર પ્રગાઢ વિશ્વાસ હતો, પરંતુ સત્તર વર્ષની વયે એ વિદુષી નારીનો ખ્રિસ્તી ધર્મ ઉપર પૂર્ણ વિશ્વાસ રહી શકયો નહિ. દર્શનશાસ્ત્ર, વિજ્ઞાન અને ધર્મનાં ઉંડાં તત્ત્વોની આલોચના કરતાં કરતાં તેમનું મન નિરાકાર, અનંતસ્વરૂપ પ્રેમમય અને મુક્તિદાતા ઈશ્વરની તરફ ઝૂકવા લાગ્યું; પ્રચલિત ખ્રિસ્તી ધર્મના અનેક મત બાબત તેમના મનમાં શંકાઓ ઉત્પન્ન થઇ. એ વિષયમાં તેમણે આત્મચરિતમાં લખ્યું છેઃ—

“ હું સોળ વર્ષની વયે છાત્રનિવાસનો ત્યાગ કરીને ઘેર આવી. સત્તર વર્ષની વયે જીવનમાં પરિવર્તન શરૂ થયું. એ વખતે મારા જીવનનું મુખ્ય લક્ષ્યજ ધર્મ હતું. બાઈબલનો પાઠ કરીને હું પુષ્કળ આનંદ અનુભવતી. ઉનાળામાં એક એક દિવસમાં આખું બાઈબલ વાંચી નાખતી. મને સારી પેઠે યાદ છે કે, બાઇબલની કોઈ પણ કથા જ્યાંસુધી મારા હૃદયને સ્પર્શ કરી શકતી નહિ અને

અંતરમાં ભાવોચ્છ્વાસ જગાડતી નહિ ત્યાંસુધી પોશાક બદલવા સારૂ હું ઘરમાં જતી નહિ. × × 'ઇસુ ખ્રિસ્ત ઇશ્વર છે, આપણી મુક્તિને સારૂ એમણે અવતાર લીધો છે, ખ્રિસ્તના રક્તથી આપણી મુક્તિ છે' એવા પ્રકારનો વિશ્વાસ મારા અંતરમાં ઠસી ગયો હતો."

"પરંતુ એ સમયમાં મારા મનમાં એક ઉંડો વિચાર ઉત્પન્ન થયો, એ વિચારે મારા આખા સ્વભાવને ઉલટ પાલટ કરી નાખ્યો. મનમાં પ્રશ્ન ઉભો થયો કે, ઇસુ ખ્રિસ્તની અલૌકિક લીલાઓની વાતો શું સાચી છે? શું એવું બનવું સંભવિત છે?"

એક રવિવારનો દિવસ હતો. રાત્રિનો કાળ હતો, ટાઢ ખૂબ પડતી હતી; તેવે સમયે કુમારી કૅાબ, તેમનાં માતા અને એક દાસી સઘડીની પાસે બેસી રહ્યાં હતાં. કુમારી કૅાબના પિતાજી એક ઉપદેશ વાંચી રહ્યા હતા. ઉપદેશ ઇસુ ખ્રિસ્તની રોટલીના ચમત્કાર-સંબંધી હતો. સુશિક્ષિત કુમારી કૅાબ બાઇબલમાં લખેલા એ બનાવને કદી પણ સાચો ગણી શક્યાં નહિ. એવી રીતે ધીમે ધીમે બાઇબલની બધી ચમત્કારી ઘટનાઓ બાબત એમને સંદેહ ઉપજ્યો. એ ધર્મશાસ્ત્રને લગતા પુષ્કળ ગ્રંથો વાંચતાં; દર્શન-વિજ્ઞાનની આલોચના કરતાં; પરંતુ એથી શું? એથી તો સંશય દૂર થવાને બદલે ઉલટો વધવા લાગ્યો. ઇસુ ખ્રિસ્ત મનુષ્યોનો પાપમાંથી ઉદ્ધાર કરી શકે એ વિશ્વાસ પણ એમના હૃદયમાં જામી શક્યો નહિ. નદીનો કાંઠો જ્યારે તૂટવા માંડે છે ત્યારે પછી એનો પાર રહેતો નથી, એકે એક ભેખડો તૂટતીજ જાય છે. તેજ પ્રમાણે મનુષ્યનો વિશ્વાસ પણ જ્યારે તૂટવા માંડે છે, ત્યારે એ ક્યાં જઇને અટકશે એ કાંઈ કહી શકાતું નથી. કુમારી કૅાબનો ધર્મવિશ્વાસ તૂટવા માંડ્યો. તૂટતાં તૂટતાં એવી સ્થિતિ આવી પહોંચી, કે પરકાળ વિષે તેમને સંશય ઉપજ્યો; ઇશ્વરની વાણી સાંભળી શકાય છે, ઇશ્વરને પ્રાપ્ત કરી શકાય છે, એ બધી બાબતો ઉપર પણ તેમના મનમાં સંશય ઉત્પન્ન થયો. એ અજ્ઞેયવાદી થઈ ગયાં.

કુમારી કૅાબની તરુણવયમાં જો ભક્તિનો એક સરળ અને સ્વાભાવિક ભાવ એમના મનમાં વિકસિત ન થયો હોત, જો એમણે ઇશ્વરના સૌંદર્ય અને માધુર્યનો તથા ઉપાસનાની મધુરતાનો સ્વાદ ન ચાખ્યો હોત, તો એ પણ પૃથ્વીના હજારો નાસ્તિકોની પેઠે પાંડિત્યના નશામાં છકી જઇને પોતાનો કાળ નિર્ગમન કરી શકત; પરંતુ એથી અંતરમાં સાચો આનંદ ક્યાંથી આવે? શાંતિ ક્યાંથી

મળે ? આગળ જીવનની સુમધુર સ્મૃતિએજ તેમને સ્થિર રહેવા દીધાં નહિ. આ વિશાળ વિશ્વમાં અપાર જ્ઞાન, પ્રેમ અને શક્તિસંપન્ન પરમાત્મા સર્વત્ર વિરાજી રહ્યો છે; આપણા પિતા, પ્રભુ, રાજા અને બંધુતરીકે તે વિરાજે છે; તેના મંગળમય હસ્તમાંજ આપણે આપણા સમગ્ર યોગક્ષેમનો ભાર સોંપ્યો છે; એ આપણને ચાહે છે અને આપણા કલ્યાણની કાળજી રાખે છે; આપણી ચઢતી અને પડતીદ્વારા એ આપણને અનંત ઉન્નતિનેજ માર્ગે લઇ જાય છે; એવો વિશ્વાસ મનુષ્યના મનમાં ઉત્પન્ન થવાથી તેને કેટલો બધો આનંદ થાય છે! કેટલી બધી શાંતિ વળે છે! આ સંસારમાં જે લોકો એ વિશ્વાસથી વંચિત છે તેઓ કેટલા હતભાગી છે? આ બધા વિષયો નો વિચાર કરીને કુમારી કૉબ પોતાના મનમાં અત્યંત ક્લેશ અનુભવવા લાગ્યાં. તેમના અંતરમાં ઘોર સંગ્રામનો આરંભ થયો. નિરાશ થઈને એ પોતાને દુઃખી ગણવા લાગ્યાં. આખરે તેમની વીસમી જન્મગાંઠને દિવસે એ સંગ્રામનો અંત આવ્યો. ઈશ્વરે પોતે કુમારી કૉબની સરળતા, વ્યાકુળતા અને સત્યાનુરાગ જોઇને તેમના અંતઃકરણમાં દિવ્ય પ્રકાશ પ્રગટ કર્યો. ધર્મશીલા નારીના હૃદયમાં વિશ્વાસ અને ભક્તિ વિકસિત થયાં. એ હવે ઇસુ ખ્રિસ્તને મનુષ્યોનો મુક્તિદાતા અને બાઇબલને અભ્રાન્ત—કદી પણ ભૂલ ન ખાય—એવું ધર્મપુસ્તક માની શકયાં નહિ. અનંત નરક તથા ખ્રિસ્તે બતાવેલા ચમત્કારો બાબત તેમને જે સંશય ઉત્પન્ન થયો હતો તેનો ખુલાસો તો એમને કદી મળી શકયો નહિ, પણ હવે એ બ્રહ્મ-વાદિની થયાં; પોતાને એકેશ્વરવાદીઓના દળમાંનાં એકતરીકે આગ્રહપૂર્વક ઓળખાવવા લાગ્યાં. એમના આત્મચરિતમાં એ વિષયનું વિસ્તારપૂર્વક વર્ણન છે. તેનો સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છેઃ—

“ મારી અવસ્થા વર્તમાન સમયના અજ્ઞેયવાદીઓના જેવીજ થઈ હતી. મનની જ્યારે એવી સ્થિતિ હતી, એવામાં એક દિવસ હું ઉદ્યાનમાં એક જગ્યાએ ફરતી હતી. એ સ્થાન ઘણું નિર્જન હતું. ત્યાં એક કૃત્રિમ પહાડ હતો. હું એની પડખે બેઠી હતી. એ વખતે મે મહિનો હતો. ગ્રીષ્મઋતુનો સમય હતો, કેવો ચમત્કારી દિવસ! સૂર્યના સુવર્ણપ્રકાશથી ચારે દિશાઓમાં વિચિત્ર સૌંદર્ય છવાઈ રહ્યું હતું. વૃક્ષો ઉપર ખીલેલાં પુષ્પો શોભા આપી રહ્યાં હતાં. કુસુમોની સુગંધથી અંતર પ્રફુલ્લિત થતું હતું. એવે વખતે મેં મારા પ્રિય કવિ શેલીની કવિતા વાંચીને ઉદ્યાનમાં પ્રવેશ કર્યો હતો. મારું

મન જાણે કોઇ ઉંડા ભાવથી છવાઇ ગયું. હું વિચારવા લાગી:– 'મારૂં જીવન શૂન્ય અને અસાર થઇ ગયું છે. ઉપાસનામાં ચિત્ત ચોંટતું નથી. ઈશ્વરની કથા રૂચતી નથી, હું શું કરીશ ? મારે માટે હવે શો ઉપાય ?"

"આ પ્રમાણે વિચાર કરતાં કરતાં જ્યારે દિંગ્મૂઢ થઇ જતી હતી, ત્યારે હું મારી જાતને પ્રશ્ન પૂછતી કે, શું હું જાગ્રત ન થઇ શકું ? ન્યાય અને સત્ય ગણીને જે વાત હું માનું છું, તેને અનુસરીને હું મારૂં જીવન ન ગાળી શકું ? મૃત્યુની પછી પણ જીવન છે, એ વાત ઉપર વિશ્વાસ નથી રાખતી એ ખરૂં, પણ વર્તમાન જીવનનું બંધારણ શું હું ઉત્તમ પ્રકારે ન રચી શકું ? જો ઈશ્વર હશે તો એ મારા સારા પ્રકારે રચેલા જીવનને ગ્રહણ કરશે– અવશ્ય ગ્રહણ કરશે. હું એવો સંકલ્પ કરીને ઘેર પાછી ગઇ. કેવું આશ્ચર્ય ! થોડાજ દિવસ પછી મારા હૃદયમાંથી પ્રાર્થના નીકળવા લાગી. હું ઈશ્વરને મારા વિવેકનો પ્રભુ ગણીને બોલાવવા લાગી અને તેની આગળ મારી પ્રાર્થનાઓ કરવાનો આરંભ કર્યો:–હે પ્રભુ ! તું મારા અપરાધોની ક્ષમા આપ, મને શક્તિ પ્રદાન કર. મારા સંકલ્પો પાર પાડવામાં સહાભૂત થા ! તું મારા જીવનને અસત્યમાંથી મુક્ત કરીને એવે સ્થાને લઈ જા કે જ્યાંથી કર્તવ્યના માર્ગમાં આગળ વધી શકું."

"ઈશ્વરની કરુણા આશ્ચર્યજનક છે ! હું જીવનના ઝંઝાવાતોમાંથી પાર ઉતરી, ધીમે ધીમે એકેશ્વરવાદની તરફ આગળ વધવા લાગી. મારા જીવનપથમાં ઘણી વાર નૈતિક સંગ્રામ ઉભો થયો છે, પરંતુ ધર્મવિદ્રોહ તો ત્યારપછી કદી ઉઠયોજ નથી. કોઇ દિવસ સંશય મારા હૃદયને ઘેરી શકયો નથી."

"મેં સૌથી પ્રથમ તો ઈશ્વરને મંગળસ્વરૂપતરીકે માનવા માંડયા. પછી એ પણ સમજી કે, એ પ્રેમસ્વરૂપ છે. દિવસે દિવસે મને એવું થવા લાગ્યું કે જ્ઞાન કરતાં પ્રેમ શ્રેષ્ઠ છે. એ વિચાર કરતાં કરતાં પ્રભુપ્રેમથી મારૂં અંતર ઉભરાઇ જતું, હૃદયના પ્રેમપ્રભાવને લીધે હું આખી રાત ક્રંદન કરતી. એ વખતે મનમાં એવું થતું કે અંતરના આ પ્રેમને બહાર કેવી રીતે પ્રગટ કરવો ? એક દિવસ સવારના પહોરમાં એક માણસે આવીને મને જણાવ્યું કે, મારો ધોબી મરવા પડયો છે. હું એજ ક્ષણે ધોબીના ઘર તરફ જવા નીકળી. તેની સેવા કરીને હૃદયના પ્રેમને સફળ કરીશ, એજ મારો

ઉદ્દેશ હતો. એ માણુસે પોતાના જીવનની છેલ્લી ઘડીએ મને એક પ્રાર્થના કરવાનો આગ્રહ કર્યો. મેં તે પ્રમાણે પ્રાર્થના કરી."

"જે ધર્મવિશ્વાસથી મારૂં હૃદય ઉજ્જવળ થઇ ગયું, તે ધર્મસંબંધી હવે પુષ્કળ ગ્રંથ વાંચવાનો મેં આરંભ કર્યો. મેં જેટલાં પુસ્તકો વાંચ્યાં તેમાં થિયોડર પાર્કરનું લખેલું 'ધર્મવિષે વિવેચન' પુસ્તક સર્વથી શ્રેષ્ઠ હતું. એ ગ્રંથ મારા જીવનમાં પરિવર્તન કરવામાં પરમ સહાયભૂત બન્યો હતો. એ ગ્રંથ વાંચ્યાથી મને કેટલો બધો આનંદ પ્રાપ્ત થયો હતો, તેનું વર્ણન કેવી રીતે કરૂં? પાર્કરનો ગ્રંથ વાંચીને હું ઉત્તમરૂપે સમજી શકી કે, ઈશ્વર મંગલમય છે, ઈશ્વરની આજ્ઞાઓ સ્વાભાવિક છે અને એમાં અલૌકિક બનાવ કાંઇ પણ નથી. એ વખતથી હું ખુલ્લી રીતે પ્રચાર કરવા લાગી કે, હું એકેશ્વરવાદી છું."

ગ્રીષ્મના પ્રચંડ તાપથી પર્વતની નદીઓની ધારા સૂકાઈ જાય છે અને વિશાળ પટ રેતીથી ભરાઇ જાય છે; પરંતુ જ્યારે પર્વતપરથી વૃષ્ટિનો જલપ્રવાહ નીચે આવે છે, ત્યારે એજ નદીઓ પુષ્કળ પાણીથી ભરાઈ જાય છે, તેમનું સૌંદર્ય પાછું આવે છે, તેમના વિશાળ પટ ઉપર તરંગો ઉછળી રહે છે, તેમના પ્રવાહ ઉપર થઇને હોડીઓ ચાલી જાય છે. અવિશ્વાસના પ્રખર તાપથી કુમારી કૉબની જીવનનદી એકદમ સૂકાઇ ગઇ હતી, તેમાં અશાંતિરૂપી રેતીની ઝાળો ઉઠી રહી હતી, પરંતુ હવે તે જીવનતરંગિણીમાં સ્વર્ગમાંથી વિશ્વાસનો પ્રવાહ આવીને મળી ગયો. હવે એમાં ભાવનો તરંગ ઉઠયો. કુમારી કૉબ અનેક સંગ્રામ પછી, ઈશ્વરની પાસેથી સાક્ષાત્ ભાવે સત્ય પ્રાપ્ત કરીને પરિતૃપ્ત થયાં, વિશ્વાસ પ્રાપ્ત કરીને કૃતાર્થ થયાં. હવે એમને અશાંતિ ક્યાંથી હોય?

ધર્મશીલા સાધ્વીનો આંતરિક સંગ્રામ શમી ગયો અને ઉકળેલું હૃદય ઠંડું થયું, એ વાત ખરી; પણ હવે એમનો બહારનો સંગ્રામ શરૂ થયો. તેમના પિતાને ખબર પડી કે, છોકરીને હવે ઈસુ ખ્રિસ્ત ઉપર વિશ્વાસ નથી, એ બ્રહ્મવાદિની થઇ છે. એકમાત્ર જ્ઞાનમય, પ્રેમમય, અનંતસ્વરૂપ ઈશ્વરજ તેના ઉપાસ્ય દેવતા છે; એ વખતે એમના પિતાને જે ક્લેશ ઉત્પન્ન થયો હશે તેનું વર્ણન કોણ કરી શકે? તેમણે કન્યાનો ધર્મમત બદલાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પરંતુ તે વ્યર્થ ગયો. હવે એમણે પુત્રીને સ્પષ્ટ કહી દીધું કે, તું પિતાના ધર્મ ઉપર વિશ્વાસ રાખતી નથી, એટલા માટે

પિતાના ઘરમાં તારેમાટે સ્થાન નથી, તું મારા ઘરમાંથી ચાલી જા.”

કુમારી કૉબે તરતજ પિતૃગૃહનો ત્યાગ કર્યો. હાય ! એ પિતૃગૃહની સાથે તેમનાં કેટલાં સુખોની યાદગીરીઓ જોડાયલી હતી ! એ ઘરમાં એ સુખમાં ઉછર્યાં હતાં તથા ઉંચા પ્રકારનું શિક્ષણ પામ્યાં હતાં. એ ઘરમાંજ એમણે પિતાનો વિમળ સ્નેહ અને જનનીનો અનુપમ પ્રેમ ભોગવ્યો હતો ! આજ પિતાના હૃદયમાં બાણ મારીને તેમને એજ ઘરનો ત્યાગ કરવો પડયો. પરંતુ ઉપાય શો ? ઘણું અધ્યયન કરીને, ઘણું દુઃખ વેઠીને, આંખમાંથી અનેક આંસુ પાડીને, ઈશ્વર પાસેથી તેમણે જે ઉજ્જવળ સત્ય અને જીવતોજાગતો ધર્મ પ્રાપ્ત કર્યો હતો, તેનો શું એ ત્યાગ કરી શકે ? એમ કર્યાથી એમનો જન્મારો વ્યર્થ ન જાય ! કુમારી કૉબ પિતૃગૃહમાંથી કાઢી મૂકાયા પછી, પોતાના એક મોટા ભાઇના આશ્રયમાં જઇ રહ્યાં. ત્યારપછી એમણે અમેરિકાના ધાર્મિક મહાત્મા થિયોડર પાર્કરને એક પત્ર લખ્યો. પાર્કરે એ પત્રના ઉત્તરમાં જે કાંઇ લખી મોકલ્યું; તે અતિ ચમત્કારી, હૃદયસ્પર્શી અને ઉંડા ધર્મભાવથી ભરપૂર હતું. એ પત્રની સાથે પાર્કરનો એક ઉંડા તત્ત્વચિંતન અને દલીલોવાળો ઉપદેશ કૉબના હાથમાં આવ્યો. એ પત્ર તથા ઉપદેશ વાંચીને એ વિદુષી સાધ્વીએ ધર્મજીવનના એક ઉંચા પગથીઆ ઉપર પગ મૂકયો. પૂર્વાકાશના રાતા રંગના અરુણની છટાની પેઠે, એક પ્રકાશ એકદમ તેમની આગળ પ્રકાશિત થયો. તેમણે એ દિવ્ય પ્રકાશમાં સત્યનું દર્શન કર્યું. એ સ્પષ્ટ સમજી શકયાં કે, મૃત્યુથી દેહનો નાશ થાય છે, આત્માનો નાશ થતો નથી. આત્મા અમર છે, આત્માની ઉન્નતિ થયાજ કરવાની છે. એ ધર્મપરાયણ સાધ્વીને જ્યારે આત્માના અમરપણામાં અને પરકાળમાં જરા પણ સંશય રહ્યો નહિ, ત્યારે તેમના હૃદયસાગરમાં આનંદ ઉછાળા મારવા લાગ્યો. સંસારમાં એ પોતાને ઘણાં ભાગ્યશાળી ગણવા લાગ્યાં.

કુમારી કૉબ નવ કે દશ મહિના ભાઈના ઘરમાં રહ્યાં. એમના ગયા પછી પુત્રીવિયોગથી એમના પિતાનું હૃદય આકુળવ્યાકુળ થઇ ગયું. એમણે પુત્રીને પોતાને ઘેર પાછી આવવાને આમંત્રણ મોકલ્યું. કુમારી કૉબ પાછાં પિતાને ઘેર ગયાં. એ વખતે પણ ઘરમાં કર્તાહર્તા થવાનો ભાર એમના ઉપર આવી પડયો. રાતદિવસ પિતૃસેવા કરીને તેમની મનોવેદના દૂર કરવાનો તેમણે યત્ન કર્યો,

પણ પોતાનો ધર્મમત કોઈ પણ પ્રકારે છોડયો નહિ. તેમની સત્ય-નિષ્ઠા અટળ હતી. તેમની ઇચ્છા સંપૂર્ણરૂપે વિવેકને અનુસરતી હતી. જે કાંઇ મિથ્યા, વિવેકવિરુદ્ધ અને ઈશ્વરની ઇચ્છાનું વિરોધી હોય તે કરવાને એ કદી પણ ચાહતાં નહિ. એવો એ સન્નારીનો દુર્જય સંકલ્પ હતો. એ સંકલ્પને લીધેજ એ કોઇ દિવસ સત્ય થકી ભ્રષ્ટ થયાં નહિ, નૈતિક આદર્શથી સ્ખલિત થયાં નહિ, અન્યાય અને અસત્યની સાથે સંધિ કરી નહિ અને લોકોને રાજી રાખવા ખાતર પોતાની વિવેકબુદ્ધિને શિથિલ થવા દીધી નહિ. એને લીધેજ આ વખત પણ પિતાના મનને સંતુષ્ટ કરવા ખાતર એ એક ક્ષણ પણ પોતાના વિશ્વાસની વિરુદ્ધ વર્ત્યાં નહિ; વિવેકની વિરુદ્ધ એક પણ કાર્ય કર્યું નહિ. એ ખ્રિસ્તી દેવળમાં જતાં નહિ. ખ્રિસ્તીઓની સાથે ઉપાસનામાં સામેલ થતાં નહિ. એથી કરીને એમના પિતાને દુઃખ થતું. પરંતુ ઉપાય શો? એ સમયમાં કુમારી કૉબ એક નાના સરખા બગીચામાં જતાં, ત્યાં ગયાથી એમનું ચિત્ત ઈશ્વરચિંતનમાં ડુબી જતું. રવિવારે સર્વ લોકો દેવળમાં જતાં ત્યારે અનંત ભૂરા આકાશ તળેના એ ઉદ્યાનને એ ઈશ્વરનું મંદિર ગણતાં. એ મંદિરમાં પોતાના પ્રિયતમ દેવતાનો આવિર્ભાવ અનુભવીને ઉપાસનામાં મગ્ન થતાં. એમને મનથી ઈશ્વર અનંતસ્વરૂપ હતો અને આત્મા અમર હતો. આત્મા ઉપર ઈશ્વરનો જે પ્રેમ છે તે પણ અનંત છે. એ વિશ્વાસથી એમના મનમાં સુખ ઉભરાઇ જતું. જીવનની છેલ્લી ઘડીસુધી એમનો એ વિશ્વાસ દૃઢ રહ્યો હતો. એને લીધેજ એમણે આખું જીવન આનંદપૂર્વક કુમારીતરીકે વ્યતીત કર્યું હતું.

કુમારી કૉબે દીર્ઘકાળપર્યંત ધર્મના ઐશ્વર્યપૂર્ણ સુદૃઢ મહેલમાં નિર્વિઘ્ને વાસ કરીને, ગંભીર ઈશ્વરાનુભૂતિદ્વારા જે સત્યો પ્રાપ્ત કર્યાં હતાં, તે ધર્મપિપાસુ મનુષ્યોને માટે અમૂલ્ય છે. એ બધાં સત્યોનો સંગ્રહ અહીંઆં કરવામાં આવે તો તે ચિત્તાકર્ષક થઇ પડે એમાં સંદેહ નથી, પરંતુ સ્થળસંકોચને લીધે અમે તેમ કરી શકતા નથી. અહીંઆં એમના ઉપદેશમાંથી બે ચારનો સારાંશ આપીએ છીએ. એ કહી ગયાં છે કેઃ—

"વિજ્ઞાન આ પૃથ્વીને ભલે ગમે તેટલું છિન્નવિચ્છિન્ન કરીને જુએ, પણ તે આપણને એવી કોઈ શક્તિ આપી શકનાર નથી, કે જે શક્તિદ્વારા ઈશ્વરને ખોળી શકાય. આપણે જો ઈશ્વરના અનંત પ્રેમ અને પવિત્રતાનો ઉપભોગ કરવા માગતા હોઇએ, તો આપણે

ઈશ્વરની સાથે આપણા આત્માનો સંબંધ જોડવો જોઈએ. એવી રીતે ઈશ્વરની સાથે યોગ સાધીશું ત્યારેજ આપણે ઈશ્વરને પ્રાપ્ત કરી શકીશું.'

"આપણે જડવાદ અને અજ્ઞેયવાદની વચમાં થઇને જતાં જતાં જ્યારે એક વાર વિશ્વાસનો પ્રકાશ પ્રાપ્ત કરીએ છીએ, ત્યારેજ જાણીએ છીએ કે, ધર્મવિશ્વાસ એ કેવી મૂલ્યવાન વસ્તુ છે. એ અવસ્થામાં થઈને વિશ્વાસ પ્રાપ્ત થઇ શકતો નથી, ત્યાંસુધી આપણે સમજી શકતાં નથી કે, એનું—પ્રભુ ઉપરના વિશ્વાસનું—મૂલ્ય કેટલું બધું વધારે છે. મનુષ્યના અંતઃકરણમાં વિશ્વાસ જરૂર આવશે, પછી તે આજે આવો કે થોડા દિવસ પછી આવો. ઈશ્વરનું અસ્તિત્વ છે એ સિદ્ધાંત જેટલો સાચો છે, તેટલુંજ એ પણ સત્ય છે કે, એના ઉપર આપણો વિશ્વાસ કોઇ ને કોઇ દિવસ બેસશે. મારી એ વાત પણ સાચી છે કે, જે ઈશ્વર માનવાત્માને હજારો વર્ષો થયાં ઉન્નતિને માર્ગે લઈ જઇ રહ્યો છે તે ઈશ્વર શું મનુષ્યને સંશય, નાસ્તિકતા અને ઇંદ્રિયાસક્તિમાં પડયો રહેવા દઈ શકે ? કદી પણ નહિ. જ્યારે વખત આવશે, ત્યારે એ પોતાના નિયમ અનુસાર મનુષ્યના આત્માની આગળ નવા નવા ભાવ પ્રગટ કરશે. એ કેવા પ્રકારે પ્રગટ કરશે ? ઈશ્વરે પાછલા યુગોમાં જે પ્રમાણે મહાપુરુષોદ્વારા પોતાને પ્રગટ કર્યો છે, તે પ્રમાણે તે હવે પછી પણ પોતાને પ્રગટ કરી શકે, અથવા તો કોઈ અન્ય પ્રકારે પણ તે પોતાનો પ્રકાશ પ્રગટ કરી શકે, કે જે પ્રકાશનો અનુભવ અત્યારે કોઇ કરી શકતું નથી. ઈશ્વરજ આપણા ઉપર રહ્યો છે અને સ્વર્ગમાં આપણે સારૂ રાહ જુએ છે. યુરોપના વિજ્ઞાનવેત્તાઓ જોરપૂર્વક બોલે છે કે, પૃથ્વી કેવળ જડ પદાર્થથી પરિપૂર્ણ છે, પરંતુ હું તો મોટે સાદે કહી શકું છું કે, ઈશ્વર છે અને સ્વર્ગ પણ છે. નાસ્તિકતા ફક્ત એકાદ રાતસુધી આપણા મન ઉપર માયાજાળ ફેલાવી શકે; પણ ત્યાર પછી બીજે દિવસે હૃદય ઉપર ધર્મનું રાજ્ય સ્થપાઈ જશે, એકેશ્વરવાદનો જય થશે. આપણે જે પ્રકારે એકેશ્વરવાદનો પ્રચાર કરી રહ્યા છીએ, તેજ પ્રકારનો સર્વ કાળમાં જય થશે, એવું હું કહી શકતી નથી; પરંતુ ઈશ્વર એક છે, તે પ્રેમસ્વરૂપ છે, ન્યાયવાન છે, મૃત્યુ પછી પણ જીવન છે; એ સત્યના પાયા ઉપર બધા ધર્મનો આધાર છે, એ સત્ય હમેશાં કાયમ રહેશે."

## ૪—સેવા અને શેષજીવન

કુમારી કૉબ દેશવિદેશમાં ભ્રમણ કરીને તંદુરસ્ત થઈને ઘેર

પાછાં આવ્યાં. એ વખતે એમની ઉંમર ૩૬ વર્ષની હતી. પિતાએ તેમને સારૂ વાર્ષિક બસો પાઉંડ(લગભગ ત્રણ હજાર-રૂપિયા)ની આવકની વ્યવસ્થા કરી હતી. એટલા રૂપિયાથી એ ધર્મશીલા નારીનું જીવન સુખમાં વ્યતીત થતું હતું. હવે એમને સંસારમાં કોઇનું બંધન રહ્યું નહોતું. એમની માતાનું તો આગળથીજ મૃત્યુ નીપજ્યું હતું. થોડા દિવસ પહેલાં પિતા પણ સ્વર્ગમાં સીધાવ્યા હતા. એટલે કુમારી કૅાબનો બધો વખત ઈશ્વરચિંતન, ધર્મવિચાર અને સાહિત્યચર્ચામાં વ્યતીત થતો હતો. પરંતુ શું એટલાથી કોઇ સન્નારી, પોતાના જીવનનું સાર્થક થયું ગણે ? ના, કદી નહિ. કુમારી કૅાબના હૃદયમાં રહેલા પ્રેમે તેમને જનસેવા કરવાને સારૂ આકુળવ્યાકુળ કરી નાખ્યાં. એ વિચારવા લાગ્યાં કે, મારે જરૂર આ પૃથ્વીમાં કોઈ અગત્યનું કાર્ય કરવું જોઈએ. પરંતુ ધર્મ-સંબંધી મારી સમજણ, પ્રચલિત લોકમતથી જૂદા પ્રકારની હોવા-થી ઘણા લોકો મારી સેવાને પસંદ કરશે નહિ; હું ક્યાં જાઉં અને કેવા કામમાં હાથ ઘાલું ?

એ સમયમાં પરોપકારી કુમારી કાર્પેન્ટરે દરિદ્ર લોકોને સારૂ એક નિશાળ ઉઘાડી હતી. એ નિશાળને માટે એક મહેતી-જીની જરૂર હતી. કુમારી કૅાબે એ નિશાળની શિક્ષિકાનું પદ સ્વી-કાર્યું. એ નિશાળની બોર્ડિંગમાં વાસ કરવા માટે તેમને દર અ-ઠવાડીએ પોતાની ગાંઠના ત્રીસ શિલિંગ ખર્ચવા પડતા; પરંતુ આ કાર્યને હાથમાં લીધાથી પોતે ગરીબોની ખાતર કાંઇ ને કાંઈ કરી શકશે, એ વિચારથી એમને ઘણો આનંદ થતો હતો.

ત્યારપછી કુમારી કૅાબ ઇંગ્લૅંડમાં વાસ કરવા લાગ્યાં. એ સારા કુટુંબનાં કન્યા હતાં, કેળવાયલાં હતાં, સારાં લેખક હતાં અને પરસેવાનેજ પોતાનું વ્રત બનાવ્યું હતું; એટલે વિલાયતના અનેક વિદ્વાન અને તત્ત્વવેત્તાઓ સાથે તેમને સારો સંબંધ બંધાયો. પ્રખ્યાત વર્તમાનપત્રો અને માસિકોમાં એમના ઉંડા વિચારપૂર્ણ અને ચિત્તાકર્ષક લેખો છપાવા લાગ્યા. એ વખતમાં વિલાયતમાં મજુરોની અવસ્થા ઘણી ખરાબ હતી. એ લોકો તન-તોડ મહેનત કરતા, છતાં પણ એમનું દારિદ્રય દૂર થતું નહિ. એ બિચારા હતભાગીઓનું આરોગ્ય સારૂં નહોતું, એમની ચાલ-ચલણ સારી નહોતી, બધી બાબતમાં તેમને ક્લેશ અને વેદના ભોગવવાં પડતાં. અનેક સ્થળે પેટની ઝાળ હોલવવા ખાતર નાની

નાની છોકરીઓ મહેનતમજુરી કરતી, પણ એથી એમને જે પૈસા મળતા તેથી એમનું પેટ ભરાતું નહિ. બાલિકાઓ ભૂખમરો નહિ વેઠી શકાયાથી ચોરી કરતી. એ બધાં દુઃખી અને દરિદ્ર મનુષ્યોને માટે કુમારી કૉબનું હૃદય પીગળી ગયું. એમની અવસ્થા સુધારવા સારૂ એ તન–મન–ધનથી પ્રયત્ન કરવા લાગ્યાં. તેમના પરિશ્રમનું પરિણામ એ આવ્યું કે, પાર્લામેન્ટે ઇ. સ. ૧૮૬૮ ની ૩૧ મી જુલાઇએ મજુરોને માટે એક કાયદો પસાર કર્યો. એ કાયદાથી તે વર્ગને ઘણો લાભ પહોંચ્યો હતો.

કુમારી કૉબ બાલ્યાવસ્થામાંથીજ બીજાં પ્રાણીઓને ઘણું ચાહતાં હતાં. એમના ઉપર થતી નિર્દયતા તેમનાથી સહન થઇ શકતી નહિ. એ વિષયમાં એમના બાળપણના એક બનાવનો ઉલ્લેખ કરીશું. કુમારી કૉબ જ્યારે બાળક હતાં, ત્યારે તળાવમાંથી માછલાં પકડતાં. એક દિવસ તેમણે જોયું, કે પાણીમાં કેટલાંક સુંદર માછલાં રમી રહ્યાં છે. એ દૃશ્ય જોતાંવારજ તેમના મનમાં વિચાર ઉપજ્યો કે ઇશ્વરે જેમને આટલા બધા સુખમાં રાખ્યાં છે તેમનો સંહાર કરવો, એ શું વ્યાજબી છે? એ દિવસથી એમણે માછલાં પકડવાનું બિલકુલ છોડી દીધું. ત્યારપછી મોટીઉંમરે પશુઓના કલેશ અને વેદના જોઇને તેમના હૃદયને ઘણો ઉંડો ઘા લાગ્યો હતો. મનુષ્ય પ્રતિદિન સ્વાર્થની ખાતર, આમોદપ્રમોદની ખાતર અને આહ્લાદની ખાતર તો પશુઓને કષ્ટ આપેજ છે. તેમાં વળી વૈજ્ઞાનિક પંડિતો પશુઓ પ્રત્યે કેવો નિર્દય વ્યવહાર કરે છે; એનું સ્મરણ કર્યાથી તો શરીર રોમાંચિત થાય છે. વૈજ્ઞાનિકોનો ઉપાય કરવા સારૂ અથવા અમુક દવાની શોધ સારૂ, જીવતાં પશુઓના શરીરમાં ઝેરી જંતુઓ દાખલ કરતાં, અને તેમનાં અંગનો છેદ કરતાં પણ સંકોચાતા નથી. એને લીધે એ બધાં નિરાધાર પશુઓને કેટલી ભીષણ વેદના વેઠવી પડે છે, તે નજરે દીઠા વગર સમજી શકાય એમ નથી. કુમારી કૉબ વૈજ્ઞાનિકોની પ્રયોગશાળાઓ જોઇને સ્થિર બેસી શક્યાં નહિ. તેમણે પશુઓ ઉપર ગુજરતા ત્રાસનું નિવારણ કરવા ખાતર એક સભા ઇંગ્લૅંડમાં સ્થાપી. એ સભાને પશુક્લેશનિવારિણી સભા કહે છે. વૈજ્ઞાનિકોના ઘાતકી આચરણનો વિરોધ કરવો એજ એ સભાનો ઉદ્દેશ્ય હતો. એ ઉપરાંત પશુઓના બીજા પણ ક્લેશ ટાળવાનો યત્ન એ સભા તરફથી થવા માંડયો. અનેક પ્રતિષ્ઠિત માણસો એ સભાના સભાસદ થયા. એ સભાની ખાતર

કુમારી કૉબને પુષ્કળ મનુષ્યો સાથે વાદવિવાદ કરવો પડયો. જ્યારે એમણે જોયું કે, આ સભાદ્વારા પશુઓનાં દુઃખ દૂર થવાનો સંભવ છે, ત્યારે એમણે એજ કાર્યમાં પોતાનું મન વિશેષ પરોવ્યું. એમણે એ વિષયમાં કરેલા પરિશ્રમનું સ્મરણ કરતાં એમજ લાગે છે કે, એ કુમારીના હૃદયનો સમસ્ત પ્રેમ એ કાર્યમાંજ અર્પણ થયો હતો. એમણે આત્મચરિત્રમાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે, પશુક્લેશનિવારિણી સભાને સારૂ રાતદિવસ કામ કર્યાથી, તેમનું શરીર લથડી ગયું હતું. જગતવિખ્યાત નેપોલિયન બોનાપાર્ટના ભત્રીજા પ્રિન્સ લુસિયન બોનાપાર્ટે એ વિષયમાં કુમારી કૉબને જે પત્ર લખ્યો હતો, તેનો સારાંશ નીચે મુજબ છેઃ—

આપે મને 'પશુક્લેશ નિવારિણી સભા'નો સહકારી પ્રમુખ નીમ્યો છે, તેને માટે હું આપની કમિટિના સભાસદોનો આભાર માનું છું. હું આવા પ્રકારની સભાઓનો ઘણોજ પક્ષપાતી છું; કારણકે મારૂં એવું માનવું છે, કે બીજાં પ્રાણીઓ ઉપર ગમે તે પ્રકારનો અત્યાચાર ભલે ચાલતો હોય, પણ વૈજ્ઞાનિક જગતમાં એવો અત્યાચાર ચાલે તો એ એમને માટે ઘણું લજ્જાજનક છે. વર્તમાન સભ્યતાને માટે પણ એ ગૌરવની વાત નથી. તે ઉપરાંત સૌથી મોટી વાત મારે એ કહેવાની છે કે, આવું નિષ્ઠુરાચરણ ઈશ્વરના કાયદા વિરુદ્ધ અને પાપકર્મ સિવાય બીજું કાંઇજ નથી.

કુમારી કૉબને ઇ. સ. ૧૮૮૪ની સાલમાં વૃદ્ધાવસ્થાને લીધે એ સભાના સેક્રેટેરીના પદનું રાજીનામું આપવું પડયું. એ વખતે એ સભાના સભાસદોએ તેમને એક માનપત્ર આપ્યું હતું, એનો સંક્ષિપ્ત સાર નીચે પ્રમાણે છેઃ—

અમે વિકટોરિયા સ્ટ્રીટ સોસાઇટીના અનુરાગી સભાસદો આજ આપને અભિનંદન આપવા સારૂ આવ્યા છીએ. આ સોસાઇટીના કામને ખાતર આપે કેટલો પરિશ્રમ કર્યો છે, કેટલું કષ્ટ વેઠયું છે, કેટલો ક્લેશ સહન કર્યો છે તે જાણવું બહારના લોકોને માટે અસંભવિત છે, આપ સર્વદા કેટલા ઉત્સાહપૂર્વક સભાનું કામ કરતાં તથા એ કામને ખાતર કેટલી વકતૃત્વ શક્તિનો ઉપયોગ કરતાં, એ અમે ધ્યાનપૂર્વક જોયું છે. લોકોએ આપની કેટલી-એ નિંદા કરી છે; પણ અમે ભાર દઇને કહી શકીએ છીએ કે, એ લોકોની એક પણ વાત પાયાદાર નહોતી."

એ સભાના સભાસદોએ કેવળ ચાંનાં વખાણ કરીને ચોલાખું

કર્તવ્ય સમાપ્ત કર્યું નહિ. તેમણે કુમારી કૉબને દરવર્ષે એકસો પાઉંડ ( પંદરસો રૂપિયા ) આપવાનો બંદોબસ્ત કર્યો.

કુમારી કૉબનું એક બીજું કામ, દરેક વર્ગની સ્ત્રીઓની ઉન્નતિનો પ્રયાસ કરવાનું હતું. એ જે સમયમાં તરુણ વયનાં હતાં તે સમયમાં ઇંગ્લૅંડની દરેક વર્ગની સ્ત્રીઓની દુર્ગતિ દૂર થઇ નહોતી. કેટલીએ સ્ત્રીઓ આખી જીંદગી નિર્દય અને સ્વાર્થી પુરુષોનો જુલ્મ સહન કરીને, આંખમાંથી આંસુ ઢાળતી ઢાળતી આ પૃથ્વીમાંથી વિદાય થતી; પરંતુ કુમારી કૉબ આ દશ્યને સહન કરી શક્યાં નહિ. તેમનું હ્રદય પીગળી ગયું અને સઘળા વર્ગોનાં સ્ત્રીઓનાં દુઃખ દૂર થાય, તેમને સ્વતંત્રતા અને ઉંચા અધિકાર મળે એટલા માટે અત્યંત ઉત્સાહ અને પરિશ્રમપૂર્વક પ્રયત્ન કરવા લાગ્યાં. કેટલીએક બાબતમાં એ સન્નારીનો પરિશ્રમ સફળ નીવડ્યો તથા એમની સાથી બહેનોના પ્રયત્નથી પાર્લામેન્ટે એક કાયદો પસાર કર્યો, તેને લીધે દુઃખી નારીઓનાં દુઃખ કેટલેક અંશે દૂર થયાં. અર્ધશિક્ષિત અને અશિક્ષિત અથવા સદ્ગૃહસ્થમાં ખપતા શિથિલ પ્રકૃતિના સુરાપાનમત્ત પુરુષો પોતાની પત્નીઓને માર મારતા અથવા તો એમના પ્રત્યે બીજી રીતે ઘોર અત્યાચાર કરતા. તે માર્ગ ઘણો ખરો બંધ થઈ ગયોઃ—

એ સમયમાં કન્યાઓ વિશ્વવિદ્યાલયની ઉંચામાં ઉંચી પરીક્ષા પસાર કરી શકતી, પરંતુ તેમ છતાં પણ એમને ઉપાધિ મળી શકતી નહોતી. એ અન્યાયી કાયદો દૂર કરાવવા ખાતર કુમારી કૉબે ઘણો પ્રયત્ન કર્યો હતો. એ સમયના લંડન યુનિવાર્સટીના પ્રમુખ લૉર્ડ ગ્રેન્ડવિલે એમના પક્ષનું સમર્થન કરવાની આશા પણ આપી હતી. કુમારી કૉબે ૭૦ વર્ષની વયપર્યંત પોતાના રક્તનું બિંદુએ બિંદુ લોકહિતના કાર્યમાં વાપર્યું હતું.

કુમારી કૉબની સેવા સંક્ષેપમાં ઉપર કહેવામાં આવી. હવે એમના પરિચયમાં આવેલા બે ચાર માણસોની બાબતમાં કાંઇક કહીશું.

અમેરિકાના મહાત્મા થિયોડર પાર્કર પ્રત્યે કુમારી કૉબને અગાધ ભક્તિ હતી. એક તો એ સાધુ પુરુષ હતા, અને બીજું તેમનાં પુસ્તકો વાંચીને કુમારી કૉબે યથેષ્ટ પ્રકાશ પ્રાપ્ત કર્યો હતો. ઈ. સ. ૧૮૬૦ માં એ સાધુપુરુષ ઇટાલિના ફ્લોરેન્સ નગરમાં બિમાર હતા ત્યારે કુમારી કૉબ એ શહેરમાં જઈ પહોંચ્યાં; એમનો ઘણા દિવસનો મનોભિલાષ પૂર્ણ થયો. પાર્કરના દર્શનથી એ પોતાના જીવન-

નું સાર્થક થયું ગણતાં. એ વિષયમાં પોતે નોંધપોથીમાં લખે છે કે:—

"જીવનમાં પાર્કરની સાથે આજ મારી પ્રથમ મુલાકાત થઈ. એ બિછાનામાં સૂઈ રહ્યા હતા. મિસિસ પાર્કર મને એમની પાસે લઇ ગયાં, પાર્કરની પાસે જતાં એમણે આગ્રહપૂર્વક મારો એક હાથ પકડયો. તેમણે કોમળ સ્વરે કહ્યું કે "મિસ કૉબ! કેટલા બધા દિવસ પછી આજ આશ્ચર્યકારક રીતે તમારી સાથે મારી મુલાકાત થઇ!" પાર્કરના મુખ ઉપર હાસ્ય છવાઇ રહ્યું. તેમણે ફરીથી કહ્યું:— "શરીર છૂટશે તેનો મને ભય નથી; પરંતુ આગળ પુષ્કળ કામ પડયું છે, તે પડતું મૂકીને જવું પડે છે, તેનો કલેશ થાય છે." મેં કહ્યું "પ્રાચીન કાળના સાધુઓ જેવી રીતે ઈશ્વરના કાર્યમાં જીવન અર્પણ કરતા હતા, તેવીજ રીતે આપે પણ ઈશ્વરની સેવા અને સત્યના પ્રચાર માટે શરીરનો ક્ષય કર્યો છે."

પાર્કરે તેમની પત્નીને કહ્યું હતું કે, હું મિસ કૉબને ફરી મળીશ નહિ. એમને જોતાંજ મારા અંતરમાં ધાર્મિક ભાવ ઉછળવા માંડે છે; તમે તેમને મળતાં રહેજો.

ધર્મ, કર્મ અને જ્ઞાનમાં આ સાધ્વીનું જીવન ધન્ય થયું હતું.

કુમારી કૉબે ઈ. સ. ૧૯૦૪ની ૫ મી એપ્રિલે પરલોકયાત્રા કરી. તેમનો આત્મા પ્રેમમય પ્રભુ પાસે ગયો.





# साध्वी क्लेरा

પુણ્યશીલા ભગિની નિવેદિતાએ જેવી રીતે પોતાના ગુરુ સ્વામી વિવેકાનંદના ઉપદેશનો ઉચ્ચ ભાવ હૃદયમાં ધારણ કરીને ભારતના કર્મક્ષેત્રમાં જીવન સમર્પણ કર્યું હતું; એમનું જીવન જેવી રીતે સ્વામીજીના ચરણમાં ભગવાનના નૈવેદ્યરૂપ હતું, તેવીજ રીતે સાધ્વી કલેરાએ ભગવત્સેવા અર્થે પોતાનું જીવન પ્રખ્યાત સાધુ ફ્રાન્સિસના ચરણમાં નૈવેદ્યરૂપે ધર્યું હતું.

સાધુ ફ્રાન્સિસનો ઉન્નતભાવ જેટલો કલેરાના હૃદયમાં ઉત્તમરૂપે ઠસી ગયો હતો તેટલો તેમના બીજા અસંખ્ય સાધકો અને શિષ્યો-માંથી કોઇના પણ હૃદયમાં ઠસ્યો નહોતો. પોતાના આદર્શની વાત, પોતાના હૃદયના ઉચ્ચ ભાવની કથા કલેરા આગળ કરે ત્યારેજ સાધુ ફ્રાન્સિસને શાંતિ વળતી. કારણ કે એ એકલીજ તેમના ઉચ્ચ આદર્શને સમજી શકતી. કલેરાએ પોતાનું અંતર ગુરુના આદર્શની સાથે એકરૂપ કરી દીધું હતું, તેથી ગુરુને પણ એ શિષ્યાને ઉપદેશ આપવાથી તૃપ્તિ થતી. કલેરાએ પોતાના અસ્તિત્વનો નાશ કરીને બધું ભગવાનને અર્પણ કરીને સંતોષ માન્યો હતો. પોતાને માટે વિચારવાનું તેણે કંઇ રાખ્યું નહોતું. કેમકે બાહ્ય પદાર્થો ઉપરાંત પોતાનાં મન, વાણી અને કર્મ પણ એણે ભગવાનને સમર્પણ કર્યાં હતાં.

સાધ્વી કલેરાએ એસિસિ નગરના એક સદ્‌ગૃહસ્થને ઘેર જન્મ લીધો હતો. બાલ્યાવસ્થાથીજ તેમનું ચિત્ત પવિત્ર અને ઉચ્ચ વિષયો તરફ જતું. હાથખર્ચને માટે માતાપિતા તરફથી જે કાંઇ રકમ મળતી તે એ ગરીબોને વહેંચી આપતાં. એટલે સુધી કે પોતાનું ખાવાનું પણ ગરીબ છોકરાંઓને આપી દઇને આનંદ માનતાં. માતપિતા એમને લગ્ન કરવાનું કહેતાં ત્યારે જવાબ આપતાં કે "હું પરણીશ નહિ, આખી જીંદગીસુધી કુંવારીજ રહીશ અને ભગવાનની સેવામાં જીવન ગાળીશ." વસ્તુતઃ બાલ્યા-

વસ્થાથીજ એ પ્રભુને ચાહતાં શીખ્યાં હતાં.

યૌવનના આરંભકાળમાંજ તેમણે સાંભળ્યું હતું કે, પોતાનાજ શહેરમાં ફ્રાન્સિસ નામના એક મહાત્માએ યશ અને ધનનો ત્યાગ કરી ફકીરી ધારણ કરીને ભગવાનને આત્મસમર્પણ કર્યું છે. એ વખતથીજ એ મહાપુરુષનાં દર્શન કરવાને ક્લેરા આકુળ વ્યાકુળ થયાં. ભગવાને એ સુયોગ પણ જલદી સાધી આપ્યો. ફ્રાન્સિસની સાથે ક્લેરાનો મેળાપ થયો. ક્લેરાએ તેમનું શિષ્યત્વ સ્વીકાર્યું. ફ્રાન્સિસે શિષ્યાને ધર્મનું રહસ્ય સમજાવ્યું અને ભગવત્પ્રાપ્તિનાં સાધનો તથા યોગપદ્ધતિનું શિક્ષણ આપવા માંડયું. પોતે પણ ધર્મની સાધના સારૂ કઠણ તપ કરતા હતા. ધર્મસાધનામાં સિદ્ધિ મેળવ્યાથી ભગવાનની કરુણા કેવી રીતે મેળવાય છે, એ બધું સાધુ ફ્રાન્સિસે એમને પોતાના ઉપદેશ અને આચરણદ્વારા સમજાવ્યું.

શિષ્યા ક્લેરાને પણ હવે ભગવત્ચિંતન અને ધ્યાન સિવાય બીજું કાંઇ કામ રહ્યું નહિ. ધર્મનું ચિંતન કરીને એ સદા સંસારની અનિત્યતાનો વિચાર હૃદયમાં ઠસાવવા લાગ્યાં. ભગવાનની લીલા જોઇ પ્રભુના ધ્યાનમાંજ એમને આનંદનો અનુભવ થવા લાગ્યો. એમને ખાત્રી થઇ કે, સંસારનું સુખદુઃખ ચાર દિવસનું છે. એ ચિરસ્થાયી નથી. ભોગવિલાસથી ખરો આનંદ કદી મળતો નથી. સુખપ્રાપ્તિનું એકમાત્ર સાધન ત્યાગ છે. સુખ અને દુઃખની પેલી પાર જઇને નિત્યાનંદને વરવું હોય તો એનો એકમાત્ર ઉપાય છે ત્યાગ. ત્યાગદ્વારાજ એ સચ્ચિદાનંદને પ્રાપ્ત કરી શકાય છે. આપણા ભારતવર્ષના ઋષિઓ પણ એજ વાણી ઉચ્ચારી ગયા છે.

ક્લેરાની વય એ સમયે કેવળ અઢાર વર્ષની હતી. યૌવનના આંગણામાં હમણાંજ પગ મૂકયા હતા. એ ઉંમરેજ તેમણે સંસારનો ત્યાગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો અને માતપિતા, ધનસંપત્તિ બધાનો ત્યાગ કરીને ફ્રાન્સિસના મઠમાં પ્રવેશ કર્યો. ફ્રાન્સિસે એમના કાર્યથી સંતુષ્ટ થઇને થોડા દિવસ સારૂ એમને સ્ત્રીઓના મઠમાં રાખ્યાં. ક્લેરાનાં માતપિતાએ તેમને રાજમહેલ જેવી પોતાની હવેલીમાં આવી રહેવા માટે ઘણીએ વિનતિ કરી, પણ ધર્મના વિમળ આનંદનો સ્વાદ એક વાર ચાખેલો હોવાથી—હરિરસસુધાનું પાન કરેલું હોવાથી સંસારસુખના મોહમાં ફસાવાનું તેમણે જરાયે પસંદ કર્યું નહિ. શ્રીહરિનું નામ લઇને પોતાનાં સઘળાં સુખવૈભવનો ત્યાગ કરી એમણે સદાને માટે દરિદ્રતા

ધારણ કરી. તેમનાં માતપિતાની બધી કોશીશ ફોગટ ગઇ.

થોડા દિવસ પછી કલેરાને બીજા મઠમાં રાખવામાં આવ્યાં. એ સમયમાં એમની ચૌદ વર્ષની નાની બહેન એગ્નિસ પણ તેમની સાથે રહેવા લાગી અને સંન્યાસિની થઇ. હવે એમનાં માતપિતાથી સહન થઇ શકયું નહિ. આડોશી પાડોશીઓને સાથે લઇને તેમણે મઠ ઉપર હલ્લો કર્યો; અને એગ્નિસને જબરદસ્તીથી બહાર લાવ્યાં. એગ્નિસના ઉપર ત્રાસ વર્તાવવામાં તેમણે બાકી રાખી નહિ. સંસારના મોહમુગ્ધ જીવ ઘણા પ્રાચીન કાળથી એવી-જ રીતે ભક્તો, સાધુઓ અને મુમુક્ષુઓ તરફ વર્તતા આવ્યા છે. આપણા દેશમાં પ્રહ્લાદ અને મીરાંના ઉપર કયાં ઓછાં દુઃખ પડયાં છે ?

પિતા અને પાડોશીઓના જુલ્મથી એગ્નિસ મૂર્છિત થઇ ગઈ. પરંતુ એવી અવસ્થામાં એ બાલિકાનું શરીર એટલું બધું ભારે થઈ ગયું કે સગાંઓ તેને ઉંચકીજ શકયાં નહિ ! નિષ્ફળ થઇને તેમને પાછાં ફરવું પડયું. ભગવાને ભક્તની આવી રીતે સહાય કરી. કેમકે તેની મોટી બહેન સાધ્વી કલેરા આટલી વાર સુધી બહેનને માટે પ્રાર્થના કરી રહી હતી. ભક્તવત્સલ ભગવાને ભક્તની હૃદયપૂર્વકની પ્રાર્થના સાંભળીનેજ એગ્નિસનું શરીર એટલું બધું ભારે કરી દીધું કે શત્રુઓ તેમને ઉપાડી શકયા નહિ. આવી રીતે એ આપત્તિમાંથી એનું રક્ષણ થયું, કલેરા બહાર આવી-ને ભગિનીને પોતાની સાથે લઇ ગયાં.

ત્યારપછી ફ્રાન્સિસે તેમને એક બીજા મઠમાં રાખ્યાં. ત્યાં આગળ કલેરાએ સાધ્વીઓનો મઠ સ્થાપ્યો, અને બ્રહ્મચારિણીઓને ધર્મનું શિક્ષણ આપવામાં બાકીનું જીવન ગાળ્યું.

સાધુ ફ્રાન્સિસના દેહત્યાગ પછી ૨૭ વર્ષ સુધી કલેરા જીવ્યાં હતાં.×



× "ભારતમહિલા" ભાગ–૧૦, અંક ૭ માંના શ્રીમતી અબલા બાલા ઘોષના લેખ ઉપરથી અનુવાદ.



# साध्वी सैयदा नफसिया

મુસલમાનોમાં બે તપસ્વીઓની સમાધિ સર્વશ્રેષ્ઠ યાત્રાના સ્થળરૂપે ગણાય છે. પુરુષોમાં ખ્વાજા મઇનુદ્દીન ચિસ્તીની અને સ્ત્રીઓમાં સૈયદા નફ્સિયાની.

એ પવિત્ર સન્નારીનો જન્મ હિજરી સન ૧૩૪ માં મુસલમાનોના તીર્થ મદિના શહેરમાં થયો હતો. બાલ્યાવસ્થામાં તેમને પ્રથમ કુરાન શરીફનું શિક્ષણ આપવામાં આવ્યું. વયવૃદ્ધિની સાથે સાથે તેમની બુદ્ધિમાં પણ અલૌકિક વધારો થતો ગયો અને તેમની જ્ઞાનતૃષ્ણા પણ તીવ્ર બની. થોડાજ સમયમાં તેમણે હદીસના વિશાળ સમુદ્રનું મંથન કરવાનો આરંભ કર્યો. પ્રત્યેક હદીસનો કેવળ પાઠ કરીને તેમણે સંતોષ માન્યો નહિ પણ એકે એક હદીસને મોઢે કરી નાખ્યો. એવી અસાધારણ શક્તિ કોઇ કોઇમાંજ હોય છે.

બગદાદના ખલિફા અબુ જાફર મન્સુરે હિજરી સન ૧૫૦ માં સૈયદા નફ્સિયાના પિતા મહાત્મા હુસેનને મદિનાના સુબા નીમ્યા. એ હુસેન હજરત અલીના વંશજ હતા.

એજ વર્ષમાં પ્રસિદ્ધ ઇમામ જાફર સાદેકના પુત્ર ઇસહાક મોતમાનની સાથે ૧૬ વર્ષની વયે સૈયદા નફ્સિયાનું શુભ લગ્ન થયું. એમના પતિ ઉંચા કુળમાં જન્મેલા અને સારૂં શિક્ષણ પામેલા વિદ્વાન તથા સાધુ પુરુષ હતા. એ સૈયદાને મક્કા શરીફ લઈ ગયા.

હિજરી સન ૧૫૬ માં અરબસ્તાન દેશના રાજનૈતિક આકાશમાં કાળાં વાદળાં દેખાવા લાગ્યાં. તેના પરિણામે બગદાદના ખલીફાઓ હજરત અલીના વંશજોની વિરુદ્ધ થઇ ગયા. એ ઝગડાનું છેવટનું પરિણામ બહુ ભયંકર આવ્યું. સૈયદા નફ્સિયાના પિતા વૃદ્ધ હસન બધી માલમિલ્કતસહિત કેદ પકડાયા.

પરંતુ બે વર્ષમાં હસનનું ભાગ્યચક્ર બદલાયું. હિ. સ. ૧૫૮ માં ખલીફા મન્સુરનું મૃત્યુ થતાં તેનો પુત્ર મેહદીહુસેન ગાદીએ બેઠો. ખલીફા મેહદીએ હસનને કેદખાનામાંથી મુક્ત કર્યો અને તેની

મિલ્કત તેને પાછી સોંપી દીધી; એટલુંજ નહિ પણ તેને પોતાનો મંત્રી નીમીને પિતાના પાપ અને અન્યાયી આચરણનું પ્રાયશ્ચિત્ત કર્યું. હસન ઘણી હોંશિયારીસહિત રાજ્યતંત્ર ચલાવવા લાગ્યો. વિદ્યા, બુદ્ધિ અને ખંતને લીધે એ પોતાના સમયમાં એક પ્રવીણ અમલદાર ગણાવા લાગ્યો. તેણે દશ વર્ષ સુધી ખલિફા મેહદીનું મંત્રીપણું કર્યું હતું. ૧૬૮ માં ખલિફા મેહદી હજ્જ કરવા સારૂ ગયા ત્યારે વૃદ્ધ હસન પણ તેની સાથે ગયા; પરંતુ રસ્તામાં હાજર નામના સ્થળે ૮૫ વર્ષની વયે તેમનું મૃત્યુ થયું.

પિતા વિનાની થઈને સૈયદા નફસિયા સ્વામીની સાથે મિસર દેશમાં ગઈ. ત્યાંજ એણે બાકીનું જીવન ગાળ્યું.

મિસરમાં પગ મૂકતાંજ ત્યાંના લોકોને સૈયદાના ગુણોનો પરિચય મળ્યો અને ઘેરે ઘેર તેનાં વખાણ થવા લાગ્યાં. વળી તે છેલ્લા પેગંબરનાં વંશજ હોવાથી લોકો એમને ઘણું માન આપવા લાગ્યા.

મિસરના રાજ્યકર્તાએ સૈયદાના પતિને માસિક પગાર બાંધી આપીને તેના પ્રત્યે ભક્તિ પ્રગટ કરી. તે ઉપરાંત સૈયદાના પિતાએ મૂકેલી સંપત્તિ પણ ખલિફાએ તેની પાસે મોકલી આપી. એ મોટી મિલ્કત મળ્યાથી એ દંપતીની આર્થિક દશા એકદમ સુધરી ગઈ. તેઓ ધનવાન થઈ ગયાં, પરંતુ હૃદયમાં ઉચ્ચ પ્રકારનો ધર્મભાવ રહેલો હોવાથી તેમણે પોતાના દીન વેશનો ત્યાગ કર્યો નહિ. ધનદ્વારા તેઓ દરિદ્ર, ભિખારી, અનાથ અને વિધવાઓની સેવા કરવા લાગ્યાં. એમની એ દયા અને ઉદારતાથી આખા શહેરમાં ખુશી ફેલાઈ ગઈ.

ઇમામ શાફી જેટલા દિવસ મિસરમાં રહ્યા તેટલા દિવસ તે સૈયદાની પાસે આવીને હદીસ સાંભળતા. ઇમામ શાફી એ સમયમાં અદ્વિતીય વિદ્વાન ગણાતા હતા, છતાં તેઓ પણ સૈયદાના ઉપદેશામૃતનું પાન કરવા સદા ઉત્કંઠિત રહેતા.

હજરત સૈયદા નફસિયા ઉપર ઇમામ શાફિને એટલી બધી ભક્તિ હતી કે સન ૨૦૪ માંજ્યારે તેમનું મૃત્યુ થયું ત્યારે તેમણે કહ્યું હતું કે "મારૂં મૃત્યુ થાય ત્યારે શહેરનો સુબો મને સ્નાન કરાવે અને સૈયદા નફસિયા મારો જનાઝો ભણે, અને એજ મારા છેવટના સંસ્કાર કરે. આ ઉપરથી જણાઇ આવે છે કે, એ સમયમાં સૈયદાનું ગૌરવ કેટલું હતું.

હિ. સ. ૨૦૮ ના રમઝાન મહિનામાં ૭૪ વર્ષની વયે એ

શ્રેષ્ઠ સાધ્વીએ સ્વર્ગવાસ કર્યો. તેમના સ્વામીની ઇચ્છા હતી કે, એમના પવિત્ર દેહને મદિના લઇ જઇને દફનાવવો; પરંતુ મિસરવાસીઓએ જણાવ્યું કે "મહાત્મન્! આપ એવું કરશો તો અમે ખુદાની મહેરબાનીથી બેનસીબ રહીશું." એ લોકોની ઇચ્છાને માન આપીને તેમના શબને દારાબુસસારા નામના સ્થાનમાં દફનાવવામાં આવ્યું.

મિસરનાં ઘણાં પ્રતિષ્ઠિત અને પવિત્ર કુટુંબો એમ માને છે કે, સૈયદાની સમાધિ પાસે પોતાની કબર હોય તો એથી પોતાના આત્માને અભય અને પરિત્રાણ મળે. ઘણા ખલીફાઓ અને અમીરોના દેહ હજરત સૈયદા નફીસિયાની પડખે દફનાવવામાં આવ્યા છે. સંસારત્યાગી સાધુઓ અને સાધકો સદા તેમની કબ્રની યાત્રાએ આવે છે.

હિ. સ. ૬૨૫ માં ખલિફા મલેક અશરફે તેમની સમાધિ આગળ એક મોટો મહેલ બંધાવીને તેમાં મફત નિશાળની સ્થાપના કરી છે, તથા તેના નિર્વાહ સારૂ મોટી જાગીરનું દાન કર્યું છે.

ઈ. સ. ૭૩૫ માં મલેક નાસિરે એ સમાધિને સમરાવીને એમાં ઘણા સુધારાવધારા કરાવ્યા છે.

ઇ. સ. ૭૭૩ માં સાયેફુદ્દીન કાઇતાબ મિસરની રાજ્યગાદી ઉપર બેઠો અને તેણે સાધ્વી સૈયદાની જયંતી ઉજવવાનું શરૂ કર્યું. એના જન્મદિવસે દર વર્ષે એક મોટો મેળો ભરાય છે અને ઘણા મુસલમાનો દૂર દેશાવરથી આવીને એમાં ભાગ લે છે. ખલીફા તરફથી બધા જાત્રાળુઓને જમાડવામાં આવે છે.

દરેક દેશમાં સાધુઓના ચરિત્રની સાથે અનેક ચમત્કારોની દંતકથાઓ પણ પ્રચાર પામે છે; અને પવિત્રાત્માઓ મરી જયા પછી પણ અલૌકિક શક્તિ ધરાવે છે એવી માન્યતા દરેક દેશમાં છે. સૈયદા નફીસિયાની બાબતમાં પણ એવી ઘણી કથાઓ મુસ્લિમ સમાજમાં પ્રચલિત છે. સ્થળસંકોચને લીધે અમે એ કથાઓનો ઉલ્લેખ કરતા નથી. સૈયદાની મહત્તા દર્શાવવા ઉપરનો સ્વલ્પ પરિચયજ પૂરતો છે.*



* 'કોહિનૂર' નામના અંગ્રેજી માસિક ઉપરથી.



# साध्वी लुइसा

જે સાધ્વીઓ મસ્તક ઉપર સુવર્ણમુકુટ અને ગળામાં રત્નોનો હાર ધારણ કરીને સિંહાસન ઉપર બેસવાનો અધિકાર ધરાવે છે, જેઓ રમણીય મહેલોના ધનવૈભવમાં વાસ કરે છે, તેમણે તો ઈશ્વરની કરુણાનું સ્મરણ કરીને અવશ્ય ધર્મશીલા અને દયાવાન થવું જોઈએ. પરંતુ આ સંસારમાં જે કાંઇ થવું ઉચિત હોય તેજ કાંઇ સદા બનતું નથી. એટલા માટેજ ઘણાંખરાં રાજકુટુંબોમાં ધર્મનું નામનિશાન નથી હોતું અને દુઃખીઓના દીર્ઘનિઃશ્વાસ રાજમહેલના અંતઃપુરની પથ્થરની દિવાલોને ભેદીને રાજ્યેશ્વરીઓના હૃદયમાં કરુણાનો સંચાર નથી કરતા.

એથી કરીને કોઇ એકાદ રાણીને આપણે દયાધર્મનું પાલન કરનારી જોઇએ છીએ ત્યારે આપણા વિસ્મયનો પાર રહેતો નથી. આપણે સ્વાભાવિક રીતે તેને દેવી ગણીએ છીએ અને તેના પ્રત્યે આપણી ભક્તિ જાગે છે.

અહીં અમે યૂરોપની એવીજ એક દયાળુ રાણીની કરુણાની કહાણી વર્ણવીશું. હૃદયની મહત્તાને લીધે તેણે અસંખ્ય નરનારીઓની શ્રદ્ધા પોતાની તરફ આકર્ષી હતી. એના પુણ્યમય જીવનનો વિચાર કરતાં એમ લાગે છે કે, જાણે એ સ્વર્ગમાંથી દેવભાવ લઇને મૃત્યુલોકમાં ઉતરી હતી.

એ સાધ્વીનું નામ હતું લુઇસા. એ ઈ. સ. ૧૭૭૬ માં જર્મનીના એક પ્રતિષ્ઠિત કુટુંબમાં જન્મ્યાં હતાં. એમની માતા અતિશય બુદ્ધિમતી હતી. છોકરાંઓને કેવી રીતે કેળવવાં એ તે સારી રીતે સમજતી હતી. લુઇસા જ્યારે નાની સરખી બાલિકા હતી ત્યારથીજ માતાએ એના નિર્મળ મુખમાં સ્વર્ગીય ભાવની ઝાંખી કરી હતી. એને ખાત્રી હતી કે, લુઇસાના શિક્ષણનો સારો બંદોબસ્ત કરવામાં આવે તો એનું સુકુમાર હૃદય ધર્મભાવથી ખીલી નીકળશે. એ ઉદ્દેશથી એ કન્યાને અનેક પ્રકાર-

ના વિષયોનું શિક્ષણ આપવા લાગી. જનનીની સારી કેળવણીને લીધે બાલિકા લુઇસાના જીવનપુષ્પની પાંખડીઓ ખીલવા લાગી.

પરંતુ સ્નેહમયી માતાની દેખરેખ નીચે શિક્ષણ પામવાનું બહુ થોડા દિવસને માટેજ લુઈસાના ભાગ્યમાં હતું. એની અલ્પ અવસ્થામાંજ માતા સંસાર છોડી ગઇ. હવે લુઇસાને સુશિક્ષિત કરવાનો ભાર એની દાદીએ લીધો.

લુઇસાની વય વધવા સાથે તેનું રૂપલાવણ્ય પણ વધવા લાગ્યું, તેના ઉજ્જવળ હાસ્યમાં અપૂર્વ સરળતા અને પ્રફુલ્લિત નયનોમાં સુમધુર ભાવ દેખાવા લાગ્યા. લુઈસાનું પવિત્ર હૃદય શિશિરની કોમળતાથી ઘડાયલું હતું. દુઃખીઓના રુદનથી એના મનને ઘણી વ્યથા થતી, ભક્તિ અને કરુણા તેના અંતરને શોભાવી રહ્યાં હતાં. તરુણ વયથીજ ઈશ્વરપ્રત્યે તેના હૃદયમાં અત્યંત વિશ્વાસ અને ભરોંસો હતો. એ દરરોજ સરળ હૃદયે ભક્તિપૂર્વક ઈશ્વરની પ્રાર્થના કરતી. એ પ્રાર્થનાદ્વારાજ તેના હૃદયમાં સ્વર્ગીય પ્રેમ ઉતરી આવ્યો હતો. એટલે કોઇને પણ મંદવાડની પથારીમાં પડેલું જોતાં એમને દયા ઉપજતી અને એનું દુઃખ દૂર કરવા સારૂ સેવા કરવા તૈયાર થતાં. એ બાબતમાં એમના બચપણની એક ઘટના આપીશું.

એક વાર લુઈસાનાં દાદી અને શિક્ષિકા તેને ઘરમાં ન જોવાથી બહુ ચિંતાતુર થયાં. પાછળથી એમને ખબર પડી કે, લુઇસા એ વખતે એક માતાપિતાહીન નિરાધાર અને દુઃખી બાલિકાની પાસે બેસીને બાઇબલ વાંચી રહી હતી અને મીઠા સ્નેહપૂર્ણ વાક્યવડે તેને ધીરજ આપી રહી હતી.

હવે લુઈસાની તેર વર્ષની વયની એક બીજી વાતનો ઉલ્લેખ કરીશું. પોતાને મનગમતી એક વસ્તુ ખરીદવા માટે એ ધીમે ધીમે થોડા પૈસા એકઠા કરી રહ્યાં હતાં; પરંતુ એટલામાં એક દિવસ એક કંગાળ દુઃખી વિધવા તેમની પાસે ભીખ માગવા આવી. એ ભિખારણના દુઃખની કહાણી સાંભળીને તેમની આંખોમાં આંસુ આવી ગયાં, અને પોતે એકઠાં કરેલાં બધાં નાણાં એને આપી દીધાં. ત્યારપછી લુઇસાના રૂપ અને ગુણની પ્રશંસા ચારે તરફ ફેલાવા લાગી. એમની સરળતા, પવિત્રતા, દયા અને ધર્મભાવ જોઇને બધા એના પ્રત્યે શ્રદ્ધા દેખાડવા લાગ્યા. પ્રશિયાના રાજ-કુમાર એ ધર્મશીલા અને કરુણામયી નારીના ગુણથી આકર્ષાયા

અને રૂપથી મુગ્ધ થઇ ગયા. ઇ. સ. ૧૭૯૩ ની ૨૩ મી ડિસેમ્બરે એ રાજકુમારની સાથે લુઇસાનું લગ્ન થઇ ગયું.

લુઈસા રાણી થયાં. સ્વામીનો તેમના ઉપર બહુજ પ્રેમ હતો. એમના મનને સંતોષવા માટે રાજમહેલમાં પુષ્કળ ધન અને ઝવેરાત હતું. ધાર્યું હોત તો ધનગર્વિતા વિલાસી સ્ત્રીઓની પેઠે એ પણ સુખના મદમાં મસ્ત થઇને પોતાનું જીવન ગાળી શક્યાં હોત, ઈશ્વરને ભૂલી જઇને દુઃખીઓનાં દુઃખને વિસરી ગયાં હોત. પરંતુ બાલ્યાવસ્થાથીજ સારૂં શિક્ષણ મળેલું હોવાથી એમના હૃદયમાં અનુપમ ધર્મભાવ વિકાસ પામ્યો હતો. રાજમહેલનો વૈભવ એમના એ ધાર્મિક ભાવને ઝાંખો કરી શક્યો નહિ. એ ધર્મભાવને લીધેજ રાણી લુઇસા રાજસિંહાસને પણ બેસતાં અને દુઃખીઓને ઘેર જઈ તેમનાં આંસુ પણ લૂછતાં. ગરીબોનાં અશ્રુ લૂછતાં તેમને કેટલો બધો આનંદ આવતો! પરણ્યા પછી તેમણે પોતાની દાદીને લખ્યું હતું કેઃ—

"રાણી થઇને હું ગરીબોને મરજી પ્રમાણે સહાયતા આપી શકું છું, એજ મારા જીવનનું સર્વશ્રેષ્ઠ સુખ છે."

લુઇસાના લગ્ન પછી એક વાર તેમના સ્વામીએ કહ્યું "તને સાથે લઇ એક વાર હું મોટા ઠાઠ સાથે રાજમાર્ગ પર ફરવા નીકળીશ."

રાણી લુઈસાએ સ્વામીનાં એ સ્નેહભર્યાં વચનો સાંભળીને આનંદી મુખે ઉત્તર આપ્યો કે "વહાલા! એટલું બધું નકામું ખર્ચ શા સારૂ કરશો? એવા આમોદપ્રમોદથી શો લાભ? એવા ખોટા ઠાઠમાં જે ખર્ચ કરવા ધારો છો તે વિધવા અને માબાપવગરનાં નિરાધાર બાલકબાલિકાઓનાં દુઃખ ટાળવામાં વાપરો તો કેટલું સારૂં થાય? હું તો એવાં પુણ્યકાર્યોથીજ સુખી થઇશ."

રાણી લુઇસાને લગ્નસમયે બહુ કિંમતી વસ્તુઓની ભેટ મળી હતી. પરંતુ એમણે એમાંની ઘણી ખરી ગરીબ અને નિરાધાર દુઃખીઓને વહેંચી દીધી હતી.

પરણ્યા પછી લુઈસાની વર્ષગાંઠ આવી. તેમના સ્વામીનો એમના ઉપર બહુજ પ્રેમ હોવાથી એમણે એમની વર્ષગાંઠનિમિત્તે ગરમીમાં રહેવા લાયક એક સુંદર મહેલ બંધાવ્યો અને હસતે મુખે કહ્યું "તારે મારી પાસેથી બીજું કાંઇ જોઇતું નથી?"

લુઈસા—"હા, જોઈએ છે."

રાજા—"શું જોઇએ છે?"

લુઇસા—" હું ઇચ્છું છું કે, આપ મને હજુ ઘણું વધારે ધન આપો એટલે હું ગરીબ અને અનાથ લોકોની વધારે સેવા કરૂં."

રાજા—" બોલ, કેટલું ધન આપું ?"

લુઇસા—"એક દયાળુ રાજાનું હૃદય જેટલું આપી શકે તેટલું ધન મારે જોઇએ."

રાણીની વાત સાંભળીને રાજાનું હૃદય હર્ષથી છલકાઇ ગયું. એણે તરતજ હસતે મુખે રાણીના હાથમાં પુષ્કળ ધન સોંપ્યું. એ ધનદ્વારા રાણી લુઇસા ગરીબો અને માંદાંઓની સેવા કરી તેમનાં દુઃખ નિવારણ કરવા લાગ્યાં. ગરીબો તેમને દયામયી માતા ગણીને એમના તરફ ભક્તિ દાખવવા લાગ્યાં.

રાણી લુઇસા અને તેમના સ્વામી એક વાર પોસ્ટડેમની પાસે પારેઝ નામના એક ગામડામાં ગયાં. એ ગામ બહુ સુંદર હોવાથી એમણે થોડા દિવસ સુધી એમાં વાસ કર્યો. એ ત્યાં એવી સાદાઇથી રહેતાં અને એવા પ્રેમથી લોકો સાથે હળતાં કે એ રાણી છે એ વાત લોકો થોડા સમય માટે ભૂલી ગયા હતા. કરુણાભર્યા આનંદોજ્જવલ મુખ સાથે રાણી ગરીબોને ઘેર જતાં અને નાના પ્રકારની વાતોથી તેમને સુખી કરતાં. કોઈ કોઈ વાર મિઠાઇ મંગાવીને બાળકોને ખવરાવતાં. કદી કદી રસ્તામાંનાં નિરાધાર બાળકોને પોતાના ખોળામાં લઇને રમાડતાં. પ્રશિયાની રાણીનું એ કાર્ય જોઇને લોકો વિસ્મય પામતાં. રાણી એ દિવસોને પોતાના જીવનના સુખી દિવસો ગણતાં અને કહેતાં કે, લોકો મને 'શ્રીમતી મહારાણી સાહેબ'કહીને બોલાવે છે તેના કરતાં એ લોકો 'દયાળુ બાઈ' કહીને બોલાવે છે તે વધારે ગમે છે.

લુઇસાને લખતાંવાંચતાં સારૂં આવડતું હતું. ઉત્તમ ગ્રંથો વાંચવાનું એમને બહુ ગમતું. એમણે વિદ્વત્તાપૂર્ણ અનેક નિબંધો લખ્યા છે. સરળતા, કોમળતા અને વિનયથી એમનો સ્વભાવ બહુ મધુર થઇ ગયો હતો. લોકોનાં દુઃખ જોઇને એમનું હૃદય રડી ઉઠતું, દુઃખથી પ્રેરાઇને એ વિષાદ સંગીત ગાતાં. એમના કંઠમાંથી નીકળતાં વિષાદગીત સાંભળીને પથ્થરનાં હૈયાં પણ દયાથી પીગળી જતાં અને આંસુ ખાળવાં એ તેમને માટે વસમું થઇ પડતું.

ઇ. સ. ૧૭૯૭ માં લુઇસાના પ્રથમ પુત્રનો જન્મ થયો. એજ પ્રથમ વિલિયમ હતો. એને હાથે જર્મન સામ્રાજ્યની સ્થાપના થઈ.

રાણી લુઇસા જેટલાં વર્ષ જીવ્યાં તેટલાં વર્ષ દુઃખીઓના

સેવાકાર્યમાંજ સુખ માણતાં. એ ફરવા નીકળતાં ત્યારે સડકની બન્ને તરફ ગરીબ લોકોની ભીડ જામતી. અંગરક્ષકો બહુ પ્રયત્ન કર્યા છતાં પણ એમને ખસેડી શકતા નહિ. રાણી લુઇસાને તો એ ભીડ જોઇને બહુ આનંદ થતો અને એ ગરીબોને ધન, ભૂખ્યાંને અન્ન અને બાળકોને રમકડાં આપી ખુશ કરતાં. રસ્તામાં એકઠા થયેલા લોકો એ અપૂર્વ દૃશ્ય જોઈને આનંદપૂર્વક જયધ્વનિ કરતા કે " અમારી દયાળુ મહારાણી ઘણું જીવો. "

સુખ પછી દુઃખ એ વિધાતાનો નિયમ છે. રાણી લુઇસાનું સુખી જીવન ઘણા દિવસ ટક્યું નહિ. મહાન નેપોલિયન સામે પ્રશિયા અને ઑસ્ટ્રિયા એકસંપીથી મળી ગયા હોત તો નેપોલિયન ફાવત નહિ; પરંતુ પ્રશિયા ઓસ્ટ્રિયાથી અલગ રહ્યું. થોડા સમય પછી નેપોલિયને પ્રશિયાની વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું. રાજાને બીજાઓની મદદની આશા નહોતી, પણ રાણી લુઇસામાં વીરતા અને મુત્સદ્દીપણાના ગુણ હતા. એણે નિરાશ થયેલા સૈનિકોને બોલાવીને વીરતાપૂર્ણ ભાષણ આપ્યું; પોતાના દેશમાં થઈ ગયેલા પૂર્વકાળના મહાન યોદ્ધાઓની વીરતા અને સ્વતંત્રતાનું સ્મરણ કરાવી યુદ્ધ કરવાનો ઉત્સાહ આપ્યો.

ઇ. સ. ૧૮૦૫ ના નવેમ્બરમાં પોસ્ટડેમ ગામના નાનકડા દેવળમાં રાજા, રાણી અને રૂશિયાનો બાદશાહ અલેકઝાન્ડર મળ્યા અને સ્વર્ગવાસી મહાન રાજા ફ્રેડરિકની સમાધિ આગળ પ્રતિજ્ઞા લીધી કે, અમે સ્વદેશને શત્રુઓથી બચાવીશું. એ પ્રતિજ્ઞાનું પાલન કરવા એજ ક્ષણથી એમણે પ્રયત્ન કર્યો, અત્યંત દુઃખ સહન કર્યાં. પ્રતિજ્ઞા પૂર્ણ થતાં ઘણો સમય લાગ્યો; પણ વિજયનો એ શુભ દિવસ જોવા રાણી લુઈસા આ સંસારમાં રહ્યાં નહોતાં.

૧૮૦૬ માં નેપોલિયન સાથે લુઇસાના પતિને યુદ્ધ થયું. એ યુદ્ધસમયે રાણી લુઈસા મહેલમાં બેસી રહ્યાં નહોતાં, એમણે પ્રભાવશાળી વ્યાખ્યાનોથી લોકોને દેશનું રક્ષણ કરવાને પ્રેર્યા; એટલુંજ નહિ પણ જાતે સૈનિક બન્યાં, એક ટુકડીના 'કર્નલ'તરીકે પોતાનું નામ નોંધાવ્યું અને યુદ્ધભૂમિમાં રણચંડીની પેઠે સજ્જ થઇને ગયાં. પરંતુ રાણીમાં જેટલી વીરતા અને આત્મવિશ્વાસ હતાં તેટલાજ પ્રમાણમાં રાજામાં પોતાની શક્તિઓમાટે અવિશ્વાસ હતો. આંતરકલહને લીધે પાડોશીઓ અને બાંધવો તેને મદદ આપવા તૈયાર નહોતા. રાજનીતિના ગુંચવાડા અને દાવપેચ એને

આવડતા નહોતા અને બીજાઓના ઉપર વિશ્વાસ રાખીને એને કામ કરવું પડતું.

આત્મવિશ્વાસની એ ખામીને લીધે રાજાથી સૈન્યની આગેવાની લેવાઇ શકી નહિ, અને 'જેના'ના યુદ્ધમાંથી તેને પલાયન કરવું પડ્યું. બોનાપાર્ટે વિજેતાતરીકે બર્લિન રાજધાનીમાં પ્રવેશ કર્યો. રાણી લુઇસાના દુઃખ અને આપત્તિનો પાર રહ્યો નહિ. એ દુઃખ પતિમાં સાહસ, ધૈર્ય અને દૂરંદેશીની ખામીને લીધે આવી પડ્યું છે એ જાણવા છતાં પતિપ્રત્યેના પ્રેમ અને ન્યૂનતામાં એમણે જરાયે ઉણપ આવવા દીધી નથી. પતિનો દોષ એક દિવસ પણ કાઢયો નથી, એટલુંજ નહિ પણ એ દોષને હૃદયમાં પણ વસવા દીધો નથી. આપત્તિના સમયમાં એમનો પતિપ્રેમ વધારે દૃઢ થયો અને એક આદર્શ પત્નીતરીકે એમણે એમની સેવાચાકરી કરી. ઘોર આપત્તિના સમયમાં એક દિવસ પણ એમણે નિરાશાનો અનુભવ કર્યો નથી. પ્રશિયા એક દિવસ જરૂર સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરશે એ આશામાંજ એ જીવતા હતા. ધૈર્યની પરીક્ષા આપત્તિસમયેજ થાય છે. એ પરીક્ષામાં રાણી લુઇસા સારી રીતે પાર ઉતર્યાં હતાં. એમની એ સફળતાનો યશ એમણે બાલ્યાવસ્થામાં પ્રાપ્ત કરેલા ધર્મજ્ઞાનનેજ છે. ધર્મજ આપત્તિને સમયે ધૈર્ય પ્રદાન કરી સહાયતા આપે છે. રાજ્યભ્રષ્ટ થયા પછી તેમણે પોતાના પિતાને જે પત્ર લખ્યો છે તે ઉપરથી એમનો ઉંડો ધર્મવિશ્વાસ તથા રાજનીતિના જ્ઞાનનો પરિચય મળી આવે છે. એ લાંબા પત્રમાંથી થોડાંજ વચનો અમે નીચે ઉતારીશું.

"પિતાશ્રેષ્ઠ !

અમારૂં સર્વસ્વ ગયું છે—સદાને માટે નહિ તો હાલ થોડા સમયને માટે તો જરૂર અમારૂં સર્વ નાશ પામ્યું છે. આ જીવનમાં મને અધિક સુખની લાલસા નથી. મેં હવે પ્રભુને આત્મસમર્પણ કર્યું છે અને પ્રભુના વિધાનને શાંતિપૂર્વક શરણે થાઉં છું. શાંતચિત્તે પ્રભુમાં વિશ્વાસ રાખ્યાથી મને સાંસારિક સુખ કરતાં ઘણી વધારે એવી કિંમતી માનસિક શાંતિ મળે છે. દરરોજ મારી ખાત્રી થતી જાય છે કે, જે બનાવો બન્યા છે તે બનવાજ જોઇતા હતા. જુના જમાનાની, શિથિલ અને કઢંગી રાજનીતિ બદલાઇને રાજ્યતંત્રમાં સુધારો કરવાની ભગવાનની સ્પષ્ટ ઇચ્છા હતી. મહાન સમ્રાટ્ ફ્રેડરિક, જે મહાન વીર પુરુષ હતા અને જેમણે આ

દેશમાં નવીન યુગ પ્રકટાવ્યો હતો, તેની કીર્તિનાં બણુગાં ફૂંકવા છતાં પણ અમે તો નિરાંતે ઘોર નિદ્રામાં જીવન ગાળીએ છીએ. અમે સમયની સાથે પ્રગતિ નથી કરી, બલ્કે ઉલટા પાછળ હઠયા છીએ. આ વાત રાજા જેટલી સ્પષ્ટતાથી સમજી શક્યા છે તેટલી સ્પષ્ટતાથી બીજું કોઇ સમજ્યું નહિ હોય. હાલમાંજ મારે એમની સાથે વાતચીત થઇ હતી, અને એમણે વિચારપૂર્વક કહ્યું હતું કે, આ બધું બદલાવુંજ જોઇએ. આપણે સ્થિતિમાં ફેરફાર કરવોજ પડશે.''

''સંસારમાં સારામાં સારા અને ડાહ્યામાં ડાહ્યા માણસો પણ નિષ્ફળ નીવડે છે, અને એટલું તો નક્કી છે કે, ફ્રાન્સનો બાદશાહ રાજ્યનીતિકુશળ અને પ્રપંચી છે. રૂશિયા અને પ્રશિયાવાસીઓ સિંહના જેટલા પરાક્રમપૂર્વક લડયા હોત, અને અમે પરાજિત ન થયા હોત, તોપણ અમારે રણક્ષેત્રનો ત્યાગ કરવાવારો આવત અને શત્રુઓએ આ ભૂમિનો કબજો લીધો હોત. નેપોલિયનના જીવનમાંથી આપણે ઘણું શીખવાનું છે. એણે જે કાંઇ કર્યું છે તેના ઉપરથી શિખામણ લેવાનું અમે નહિ ભૂલીએ. ઇશ્વરે એને મદદ કરી છે એવું કહેવું એ તો ભગવાનની નિંદા કરી ગણાય; પણ ખરી વાત તો એ છે કે, વૃક્ષની જે શાખાઓમાંથી ચૈતન્ય ચાલ્યું ગયું હતું, અને જેને લોકો ભૂલથી વૃક્ષ સમજી રહ્યા હતા તેમને કાપી નાખવામાં એ પ્રભુના હાથમાં ઓજારરૂપ બન્યો છે. સારા દહાડા પણ પ્રભુ જરૂર દેખાડશે. સર્વશક્તિમાન પ્રભુમાં દૃઢ વિશ્વાસ અમને એ બાબતની ખાત્રી આપે છે. આ સંસારમાં કેવળ શુભ કર્મોનુંજ પરિણામ શુભ આવે છે, એટલા માટે હું નથી માનતી કે, બાદશાહ નેપોલિયન દૃઢતાપૂર્વક એ સિંહાસન ઉપર બેસી શકે. એકનિષ્ઠા, સત્ય અને ન્યાય, એ ત્રણુજ ગુણ ચિરસ્થાયી અને અખંડ છે. નેપોલિયન ફક્ત રાજનીતિવિશારદ અને વ્યવહારકુશળ છે. એ ભગવાનના નિયમને અનુસરીને રાજ્ય નથી ચલાવતો, પણ સમય વર્તીને ચાલે છે; એટલે એનું શાસન અન્યાયથી કલંકિત છે. એ મનુષ્યો સાથે ન્યાયથી વર્તતો નથી તેમજ એના ઉદ્દેશો પ્રમાણિક અને વ્યાજબી નથી. એની બધી મહત્ત્વાકાંક્ષા પોતાની સત્તા વધારવા પૂરતી છે. એના વર્તનથી આપણને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી. પોતાના પાસા સવળા પડતા જોઇને એ મદાંધ થયો છે અને માને છે કે, હું ધારૂં એ પાર પાડી શકું એમ છું.

એને લીધે એનામાં વિનય અને નિરભિમાનતા નથી, અને જેનામાં એ ગુણ નથી તે છેવટે પોતાનું સમતોલપણું ખોશે અને એનું અધઃપતન થશે. ઇશ્વરમાં અને સાંસારિક બાબતોમાં એના ડહાપણભર્યા શાસનમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે અને એનું શાસન જોરજુલ્મમાં છે એ હું કદી સ્વીકારતી નથી; એટલે હું આશા રાખું છું કે, હાલની ખરાબ સ્થિતિમાંથી સારૂંજ પરિણામ આવશે. બધા સારા માણસો એજ ઇચ્છે છે અને એનીજ આશા રાખે છે. જે કાંઇ બન્યું છે અને જે કાંઇ બની રહ્યું છે તે અમારે ભોગવવાના પરિણામરૂપ નથી, પરંતુ વધારે સારા માર્ગે અમને પહોંચાડવાના માર્ગરૂપ છે એમ હું માનું છું. લક્ષ્ય બહુ દૂર છે; સંભવ છે કે, અમે એને પહોંચી પણ ન શકીએ, અને એ પ્રયત્નમાંજ મરણ પામીએ."

"પ્રભુ જે ધારે છે તે ખરૂંજ હોય છે. એ વિચારથી અને મારા હૃદયમાં દૃઢતાથી અંકિત થયેલી આશાને લીધે મને આશ્વાસન, હિંમત અને શાંતિ મળે છે. આ સંસારમાં બધી વસ્તુઓ પરિવર્તનશીલ હોવાથી આપણે એ બધી ચઢતી પડતી સહન કરવી જોઇએ. આપણે તો એટલીજ કાળજી રાખવી જોઇએ કે, દરેક દિવસે આપણે દુઃખ સહન કરવાને વધારે તૈયાર થઇએ."

"પ્રિય પિતાજી! હું એક અબળા મારા રાજ્યદ્વારી વિચારોનો એકરાર જેટલો કરી શકું તેટલો આ રહ્યો. સંભવ છે કે, મારા આ વિચારોમાં અપૂર્ણતા હશે. એ વિચારો આપની આગળ રજુ કરવા માટે મને ક્ષમા આપશો; પણ આપને એટલી તો ખાત્રી થશે કે, આપની પુત્રીએ આપત્તિના સમયમાં ભગવાનનું શરણ લીધું છે, અને ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતો અને પ્રભુના ડરના જે શિક્ષણને માટે હું આપની ઋણી છું, તેનું ફળ મળતું જાય છે. અને જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી એ શિક્ષણનું શુભ પરિણામ આવતુંજ રહેશે."

" વહાલા બાપુ! આપને જાણીને આનંદ થશે કે, અમારા ઉપર જે જે આપત્તિઓ આવી પડી છે તેથી અમારા દાંપત્યજીવન અને ગૃહસ્થાશ્રમના ધર્મના પાલનમાં જરા પણ અંતરાય આવ્યો નથી. એથી ઉલટું, અમારી સ્નેહગાંઠ વધારે મજબૂત થઇ છે અને અમને એકબીજાને માટે વધારે યોગ્ય બનાવ્યાં છે. મહારાજા સાહેબ મને પહેલાં કરતાં પણ અધિક ચાહે છે અને મારા ઉપર પહેલાં કરતાં પણ વધારે મમતા દાખવે છે. દરેક પ્રસંગે એ

પોતાનો પ્રેમ બોલી બતાવ્યા કરતાં કર્મદ્વારા પ્રગટ કરે છે. ગઈ કાલેજ એમણે મારા સામું પ્રેમથી નીહાળીને પોતાની સ્વાભાવિક સરળતાથી મને કહ્યું હતું કે 'વહાલી લુઇસા ! તું મને પહેલાં કરતાં વધારે પ્રિય લાગે છે અને આ આપત્તિના સમયમાં મને તારી વધારે કદર થાય છે. અનુભવથી મને ખબર પડી છે કે, તારા સ્વામી બનવું એમાં કેટલી મહત્તા છે. આપણી એકતાની ગાંઠ ઢીલી પડતી ન હોય ત્યાંસુધી બહાર ગમે તેટલો વંટોળીઓ આવે તેની મને જરા પણ પરવા નથી. હું તને ઘણાજ પ્રેમથી ચાહું છું તેથીજ મેં આપણી સૌથી નાની પુત્રીનું નામ લુઇસા પાડયું છે.' એમનો આ પ્રેમ જોઇને મારાં નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં. એ નાની છોકરી એમને માટે સાચી લુઇસાજ નીવડી. સંસારમાંના સર્વોત્તમ નરનો પ્રેમ અને વિશ્વાસ મેળવ્યાથી હું ગૌરવ, આનંદ અને સુખ અનુભવું છું. હું પણ ખરા અંતઃકરણથી એમના પ્રેમનો બદલો વાળું છું; અને અમે એટલાં બધાં એકરૂપ થઇ ગયાં છીએ, કે એકની ઇચ્છા તેજ બીજાની ઇચ્છા થઈ પડી છે. એથી કરીને વર્ષો વીતતાં ગયાં તેમ તેમ એમનો વિશ્વાસ કાયમ રાખવાનું મારે માટે સહેલું થઇ પડયું છે. એક શબ્દમાં કહું તો એ મને દરેક વિષયમાં અનુકૂળ છે અને હું દરેક વિષયમાં એમને અનુકૂળ છું. અમે બંને જ્યારે સાથે હોઇએ છીએ ત્યારે અમે સુખને શિખરે હોઇએ છીએ. પિતાજી ! અમારા આ આનંદજનક ઐક્યની વાત અભિમાનપૂર્વક કહેવા માટે મને ક્ષમા કરશો. આ તો મારા સુખમાંથી ઉદ્ભવેલા સ્વાભાવિક ઉભરા છે, અને એ બધું જાણ્યાથી મારા ઉત્તમ અને સ્નેહાળ પિતા કરતાં બીજા કોઇને વધારે આનંદ નહિ થાય એમ ધારીનેજ એ ઉદ્ગારો કાઢયા છે."

આ પત્રમાંથી રાણી લુઇસાનો પતિપ્રેમ અને પ્રભુપ્રત્યેની શ્રદ્ધાનો પૂર્ણ પરિચય મળી આવે છે. કોણ કહેશે કે એ આદર્શ સાધ્વી આદર્શ પત્ની નહોતાં ? પતિ પ્રત્યેના પ્રેમને લીધે એમની એક નાની સરખી છબી હમેશાં એ પોતાના ગળામાં ધારણ કરતાં. એમના ઉપર દુઃખ પડવામાં ન્યૂનતા રહી નહોતી, પરંતુ ગમે તેવા સંકટમાં પણ એમણે ધૈર્યને વિસાર્યું નથી, આત્માને દબાવી દીધો નથી કે મનમાં હલકા વિચારો આવવા દીધા નથી.

પોતે પોતાનું દુઃખ તો બધું સહન કરતાં, પણ નિર્દોષ પતિ-

નું દુઃખ એમનાથી જોવાતું નહિ. એમને રાતદિવસ ચિંતાગ્રસ્ત જોવાથી, પોતાના વહાલા સ્વદેશને દરરોજ પરતંત્રતા અને અપમાનની દુર્દશામાં ફસાતો જોવાથી એમનું હૃદય પણ શોકગ્રસ્ત થયું. એમની તબિયત લથડવા માંડી અને એમનો અંતકાળ નજીક આવવા લાગ્યો. મૃત્યુના થોડા દિવસ પૂર્વે એમના ફેફસામાં વ્યાધિ થયો. એની વેદનાથી કાયર થઈને એ પ્રાર્થના કરતાં કે "હે ભગવાન! મારો પરિત્યાગ કરશો નહિ."

આખરે જ્યારે જાણ્યું કે, મૃત્યુને ઝાઝો વિલંબ નથી ત્યારે સ્વામીના હાથમાં પોતાના બંને હાથ મૂકીને કહ્યું "મારા સ્વામી! વિદાય, હવે વિદાય આપો. સાંભળો, મારા પિતા પરમેશ્વર મને બોલાવે છે." એટલું કહીને એ ધર્મશીલા અને કર્તવ્યપ્રેમી દયાળુ સાધ્વીએ આ સંસારનો ત્યાગ કર્યો. ઈ. સ. ૧૮૧૦ની ૨૩ મી ડિસેમ્બરે તેમના દેહને દફનાવવામાં આવ્યો.

રાણી લુઇસા આ સંસારમાંથી ચાલ્યાં ગયાં, પરંતુ એમની પુણ્યકથા લોકોના હૃદયમાં અંકિત થઇ ગઈ. હજુ પણ એ કરુણામયી રાણીની દયાની વાત સંભારીને પ્રશિયાની સ્ત્રીઓ તેમના પ્રત્યે શ્રદ્ધા પ્રગટ કરે છે, અને તેમના દૃષ્ટાંતનું અનુસરણ કરીને પોતાના જીવનને ઉન્નત બનાવવા પ્રયત્ન કરે છે.

લુઇસાએ પોતાના દેશવાસીઓને જાગ્રત કરવા જે પ્રયત્નો કર્યા હતા તે નિષ્ફળ ગયા નહિ. એમના મૃત્યુ પછી ત્રણ વર્ષે તે પ્રમાદની નિદ્રામાંથી જાગ્રત થયા અને સ્વતંત્રતાનું યુદ્ધ ફરીથી આરંભીને વિજયી થયા.





# साध्वी एनिटा

ઇટલીના ઉદ્ધારકર્તા મહાત્મા ગેરિબાલ્ડીના નામથી કોણ અજાણ્યું હશે ? એમની દેશભક્તિ તથા સ્વદેશપ્રેમની ખ્યાતિ આખી દુનિયામાં છે. બુદ્ધિમતી એનિટા એજ મહાપુરુષની સહધર્મિણી હતી. ઓગણીસમી સદીની યૂરોપીય સન્નારીઓમાં એ સર્વશ્રેષ્ઠ હતી. પોતાના સમયની એ આદર્શ સ્ત્રી હતી. ગેરિબાલ્ડી સાથે એનાં લગ્ન કોઇ દેવળમાં નહોતાં થયાં; છતાં ગેરિબાલ્ડીની એ આદર્શ પત્ની હતી. આપણાં શાસ્ત્રોમાં લખ્યું છે કે, સ્ત્રીએ છાયાની પેઠે પતિને અનુસરવું જોઇએ. આર્ય સ્ત્રીનો એ આદર્શ એનિટાના જીવનના પ્રત્યેક કાર્યમાં, તેના પ્રત્યેક ભાવમાં પ્રકટ થતો હતો. ગેરિબાલ્ડીને પરણ્યા પછી તે છેક મૃત્યુપર્યંત એ વીર સન્નારી ઘરમાં કે બહાર, જંગલોમાં કે બાગબગીચામાં, રણભૂમિમાં કે ઘરની શીતળ છાયામાં, જળમાં કે સ્થળમાં, પાયદળ કે ઘોડાની પીઠ ઉપર, પહાડ ઉપર કે નદીના ઊંડા પાણીમાં, રાત્રે કે દહાડે, આરોગ્ય દશામાં કે મંદવાડમાં, ફૂલશય્યામાં કે મૃત્યુશય્યામાં જ્યાં જુઓ ત્યાં સર્વત્ર છાયાની પેઠે પતિની સાથે રહી હતી. પરતંત્રતાની બેડીમાં ફસાયલા ઇટલીનો ઉદ્ધાર કરવા ખાતર જાણે ગેરિબાલ્ડીની મદદ સારૂ મહાશક્તિએ પોતાનાજ એક અંશવડે એનિટાની ઉત્પત્તિ કરી હોય એમ લાગતું હતું.

વિધાતાએ એનિટાને ગેરિબાલ્ડી સારૂ રચી હતી અને ગેરિબાલ્ડીને એનિટાને સારૂ સર્જ્યો હતો, વિધાતાએજ બન્નેનો મેળાપ કરાવ્યો હતો. એમની પ્રથમ મુલાકાતનો વૃત્તાંત ઘણો રોચક છે. એક વાર ગેરિબાલ્ડી 'રાઓપાર્ડો' નામના વહાણમાં બેસીને બ્રેઝિલના લડાયક વહાણ ઉપર હુમલો કરવા જઇ રહ્યો હતો. રસ્તામાં અચાનક આંધી ચઢી આવી અને એમનું વહાણ ડૂબવા લાગ્યું. એ વહાણમાં ત્રીસ માણસો હતાં. એમાંથી સોળ તો ડૂબી મર્યાં અને બાકીનાં ચૌદ વીરતાથી તરીને એ વિપત્તિમાંથી બચી ગયાં તથા

સહીસલામત કિનારે આવ્યાં. ગેરિબાલ્ડીને એક માઇલસુધી એ દિવસે તરવું પડયું હતું. પોતે બચ્યા એટલુંજ નહિ પણ તરતી વખતે એમના દીઠામાં લાકડાનાં પાટિયાં આવ્યાં તેને ધક્કા મારીને પાછળ ઠેલ્યાં કે પોતાના સાથીઓ એમનો આધાર લઈને બચી જાય. આ પ્રમાણે જળસમાધિમાંથી રક્ષણ પામીને ગેરિબાલ્ડી સેઇન્ટ કેથેરાઇન નામના પ્રદેશમાં પહોંચ્યા. એ પ્રદેશના લોકો તેમની દુર્દશા જોઈને એમને મદદ આપવા લાગ્યા. એક માણસે એમને બેસવાને સારૂ ઘોડો ભેટ આપ્યો. ગેરિબાલ્ડી ઘોડા ઉપર સવાર થઇને પાસેના બારા નામના ગામમાં ગયા. ત્યાં એમણે એકાંતમાં એક ઘર જોયું. નદીની એક ક્ષીણ ધારા એ મકાનની પાસે થઈને વહી રહી હતી. એ ઝુંપડીની ચારે તરફ પહાડ હતા અને પાસેજ એક નાનું સરખું જંગલ હતું. ઘરધણીએ ગેરિબાલ્ડીને જોતાંવારજ પોતાના ગરીબડા ઘરમાં પધારવાની વિનતિ કરી. એ મનુષ્યની સ્ત્રી, બે પરમ રૂપલાવણ્યવતી અને અલૌકિક ગુણવતી કન્યાઓને મૂકીને મરી ગઈ હતી. એ બે છોકરીઓમાં નાની વધારે સારી હતી. એનો વીણાને પણ લજવે એવો સ્વર, પૂર્ણ યૌવન-પ્રાપ્ત શરીર, ઉજ્જવલ તારાઓના જેવાં નેત્ર, સુંદર દેહકાંતિ અને કોમળ સ્વભાવ જોતાંવારજ એમ લાગતું કે કોઇ દેવકન્યા શાપ-ભ્રષ્ટ થઈને આ પૃથ્વીમાં અવતરી છે. વિધાતાએ જાણે ગેરિબાલ્ડીનો ઉત્સાહ વધારવાને માટેજ આ સર્વગુણસંપન્ન રમણીને મોકલી હતી. મોહક કાંતિ અને કોમળ સ્વભાવની સાથે સાથેજ એનામાં દુષ્ટોનું દમન કરવા જેટલા તેજ અને અસાધારણ વીરત્વનું અપૂર્વ સંમિશ્રણ હતું. આ બંને ગુણો એકસાથે ઘણી થોડીજ સ્ત્રીઓમાં હોય છે.

ગેરિબાલ્ડી અને એનિટાની ચાર આંખ થતાંજ બંનેએ એક-બીજાને પોતપોતાના હૃદયમાં સ્થાન આપી દીધું. કેવું વિચિત્ર મિલન હતું ! ગેરિબાલ્ડી કયાંનો રહેવાસી અને એનિટા કયાંની રહેવાસી ! કયાં થોડાકજ દિવસ ઉપર ગેરિબાલ્ડી મોતના મુખ-માં ફસાયો હતો અને કયાં આ સુખદ મેળાપ ! ! ઇશ્વરેજ બંનેને એકબીજાને માટે નિર્માણ કર્યાં હતાં, એટલે કોઇ ને કોઇ પ્રકારે એમનો મેળાપ અનિવાર્ય હતો. પ્રથમ દૃષ્ટિએજ બંનેએ એકબીજાને આત્મસમર્પણ કર્યું અને હૃદયથીજ તેઓ એક-બીજાને વર્યાં. જે ગાંધર્વ પ્રથાનુસાર અર્જુન અને સુભદ્રા, શ્રી-

કૃષ્ણ અને રુક્મિણી તથા દુષ્યંત અને શકુંતલાનું લગ્ન થયું હતું, તેજ પ્રથાનુસાર ગેરિબાલ્ડીએ એનિટાનું પાણિગ્રહણ કર્યું. ગેરિબાલ્ડીએ પોતે એક પ્રસંગે એ લગ્નનું વર્ણન કરતાં લખ્યું છે કે "આ લગ્નમાં ઈશ્વર પોતે સાક્ષી અને પુરોહિત હતા; નભો-મંડળનો ચંદરવો હતો અને પથ્થરની છાટ વેદી બની હતી. આ નાના સરખા ઝરણાને કાંઠે અમારૂં શુભ લગ્ન સમાપ્ત થયું." જેવી રીતે આ નદી અનંતકાળ સુધી વહેશે તેવી રીતે આ દંપતિના યશનો પ્રવાહ પણ ચિરકાળ સુધી સ્થાયી રહેશે. પ્રાતઃસૂર્યની જે રશ્મિ-માળામાં એ વીર દંપતિ નવીન પ્રેમપાશમાં બંધાયાં હતાં તે પ્રેમ પ્રાતઃસૂર્યની રશ્મિની પેઠે એમનો દિનપ્રતિદિન વધતો ગયો.

વૃદ્ધ પિતાને આ બે કન્યાઓજ અવલંબનરૂપ હતી; એટલે પરણીને નવોઢા પત્ની એનિટાને પોતાની સાથે રણભૂમિમાં લઇ જવાની ગેરિબાલ્ડીની ઈચ્છા નહોતી. પરંતુ સહધર્મિણીનો અત્યંત આગ્રહ જોઇને તેને રણભૂમિમાં લઇ જવીજ પડી. વિવાહ પછી એક માસ પૂરો થતાં થતાંમાં તો ગેરિબાલ્ડીને સેનાપતિ કેનિ-ભરોની સેનામાં દાખલ થવાનો હુકમ મળ્યો. અહીંથીજ એનિટા અને ગેરિબાલ્ડીના હર-ગૌરિ મિલનનો આરંભ થયો. નેપલ્સનો આ ભવિષ્યનો ડિક્ટેટર અને તેની સહધર્મિણી બે બ્રેઝિલિયન ઘોડા ઉપર સવાર થઇને આનંદપૂર્વક સેનાપતિના તંબુ તરફ ચાલ્યાં. એક ભોમિયો પણ રસ્તો બતાવવા તેમની સાથે ઘોડા ઉપર બેસીને આગળ જતો હતો. એક અઠવાડિયા પછી આ નવ-દંપતિ મેંટિમિરિયો લશ્કરમાં જઇ પહોંચ્યાં.

એનિટાએ પોતાની અદ્દભુત પતિપરાયણતાદ્વારા તરતજ એ વાતનો પરિચય આપ્યો કે, એ ગેરિબાલ્ડી જેવા યોદ્ધાની સહ-ધર્મિણી થવાને યોગ્ય છે. એ લોકોના ત્યાં પહોંચ્યા પછી થોડીજ વારમાં ગેરિબાલ્ડીને બ્રેઝિલના નૌકાસૈન્ય ઉપર ચઢાઇ કરવાને માટે સમુદ્રયાત્રા કરવાની આજ્ઞા મળી. એનિટા પણ એમની સાથે ગઈ. ઘણું વાર્યા છતાં પણ એ ઘર આગળ ન રહી. લગ્નને એક મહિનો પણ ન થયો એટલામાં તો એનિટાએ એક વીરાંગનાતરીકે પોતાની પ્રતિષ્ઠા જમાવી. જે વહાણમાં એ લોકો બેઠાં હતાં તે વહાણ અનુકૂળ પવનની સગવડ મળતાં પ્રબળ વેગથી શત્રુઓનાં વહાણની તરફ જવા લાગ્યું અને શત્રુઓના એક વહાણ સાથે એને ટક્કર ઝીલવી પડી. શત્રુઓએ તોપના ગોળા વરસાવવા માંડ્યા.

ગેરિબાલ્ડીએ એનિટાને વિનતિ કરી કે "તમે કેબિનની અંદર ચાલ્યાં જાઓ." એના ઉત્તરમાં એનિટાએ કહ્યું કે "જાઉં છું, પણ બીકણુ અને હીચકારા પુરુષોને કેબિનની બહાર કાઢવા સારૂ જાઉં છું, મારી જાતના બચાવ માટે નહિ." એનિટાએ કહ્યું હતું તેજ કરી બતાવ્યું. કેબિનમાં બે ડરપોક સૈનિકો બીકના માર્યા સંતાઇ ગયા હતા. તેમને ધમકાવીને તથા ઉશ્કેરીને એનિટાએ યુદ્ધ કરવાને બહાર ધકેલ્યા. શત્રુસૈન્યમાં અવિરામ ભીષણુ અગ્નિવર્ષા થઇ રહી હતી. બન્ને વહાણો એટલાં પાસે આવી ગયાં કે, બન્ને પક્ષના યોદ્ધાઓ તલવારવડે એકબીજા સાથે ઝપાઝપી કરવા લાગ્યા. ડેક ઉપર મડદાંનો ઢગલો થઇ ગયો. રૂંવાડાં ઉભાં કરે એવું એ દૃશ્ય જોઈને એનિટા જરા પણુ ગભરાઇ નહિ. તે તો યોદ્ધાઓ પાસેથી બંદૂકો લઇને એમાં દારૂ ભરવા લાગી અને એ અગ્નિકુંડની વચમાં ઉભી રહીને અસ્ખલિતરૂપે તેમને ઉત્તેજિત કરવા લાગી. પાંચ કલાક લડયા પછી ગેરિબાલ્ડીના લશ્કરે શત્રુઓના વહાણ ઉપર વિજય મેળવ્યો. શત્રુઓ પાસે ગેરિબાલ્ડીના કરતાં ઘણાં વધારે હથિયારો હતાં, છતાં પણુ તેના અસાધારણુ રણુચાતુર્ય તથા તેમની પત્ની એનિટાની અલૌકિક ઉત્તેજનાને લીધે વિજયલક્ષ્મી એમનાજ હાથમાં આવી. વિજય મેળવવામાં વધારે હાથ એનિટાનો હતો કે ગેરિબાલ્ડીનો એ કહેવું ઘણું અઘરૂં છે. ગેરિબાલ્ડી અને તેમના સૈનિકો લડયા તો ખરા, પણુ તેમને ઉશ્કેરવા, તેમની હિંમત વધારવી અને બીકણુ સૈનિકોને પણુ યુદ્ધને માટે બહાર લાવવા એ એક સ્ત્રીરત્નનુંજ કામ હતું.

ઈશ્વરે એનિટામાં અલૌકિક મધુરતા અને સુંદરતાની સાથે સાથે અસાધારણુ વીરતા અને સાહસ પણુ ભર્યાં હતાં. ગેરિબાલ્ડીની સાથે એનું લગ્ન ન થયું હોત, તો એના એ સદ્‌ગુણો ખીલ્યા વગરનાજ રહ્યા હોત. આ વિજય મળ્યા પછી સેઈન્ટ કેથેરિન પ્રદેશમાં આવેલા હમારુ નામના સરોવર ઉપર એનિટાને પોતાના અદ્‌ભુત વીરત્વનો પરિચય આપવાનો બીજો પ્રસંગ મળ્યો. આ સરોવર શાઓઆન્ડીથી બહુ દૂર નથી. ત્યાંજ શત્રુઓના કાફલા સાથે એમને લડવાનો પ્રસંગ આવ્યો. શિલાવૃષ્ટિની પેઠે ગોળીઓ વરસવા લાગી. એનિટા આગળ આવીને પોતાના સ્વામીને પડખે ઉભી રહીને લડવા લાગી. એ દૃશ્ય જોતાંવાર એવું જણાતું હતું કે, સાક્ષાત્ રણુચંડી લડાઇના મેદાનમાં ઉતરીને યુદ્ધ કરી રહી છે.

શત્રુઓની સેના લાગલાગટ ગોળીઓનો વરસાદ વરસાવી રહી હતી. એની સામે ટક્કર ઝીલવી એ ગેરિબાલ્ડી અને તેમની વીર પત્નીનુંજ કામ હતું. એમના વહાણ ઉપર બીજા પાંચ સૈનિક હતા, પણ તેઓ તો આ ભયંકર યુદ્ધમાં પહેલાંથીજ વીર ગતિ પામી ચૂક્યા હતા. થોડી વારમાં વહાણ પણ ડૂબવાની હાલતમાં આવ્યું. હવે ગેરિબાલ્ડીને વહાણમાંથી લડાઇનો સામાન બહાર કિનારા ઉપર પહોંચાડવાની ફિકર પડી. એમનો પોતાનો જીવ બે પ્રકારે જોખમમાં હતો. જો પોતે યુદ્ધ કરવું બંધ કરે તો શત્રુઓ ગોળીઓનો મારો ચાલુ રાખી તેમને મારી નાખે; અને જો વહાણ ડૂબી જાય તો પોતે તથા પત્ની વગરમોતે મરી જાય. એવા સંયોગોમાં લડાઇનો દારૂગોળો કિનારે પહોંચાડવાનું કામ એમણે એનિટાને સોંપ્યું. એ કામ પાર પાડવા સારૂ એનિટાને મછવામાં બેસીને કેટલીએ વાર કિનારાથી વહાણ ઉપર અને વહાણ ઉપરથી કિનારે જવું આવવું પડ્યું. એ સમયમાં પણ શત્રુઓ તેના ઉપર નિશાન તાકીને ગોળીઓ છોડવા લાગ્યા, પરંતુ એનિટાએ ઘણીજ પ્રશંસનીય રીતે પોતાનું રક્ષણ કર્યું. એ અગ્નિવર્ષા સમયે ગેરિબાલ્ડીની પત્ની બિલકુલ ધીર અને સ્થિર રહી. ધન્ય એનિટા! ધન્ય તારૂં સાહસ! અને ધન્ય તારી પતિભક્તિ!

આ સરોવરયુદ્ધને થોડાક દિવસ વીતી ગયા પછી ગેરિબાલ્ડીએ સેનાપતિ કેનિબરોની સેના સાથે શત્રુઓ વિરુદ્ધ યાત્રા આરંભી. એ યુદ્ધયાત્રામાં એનિટા ઘોડેસ્વાર થઇને પોતાના સ્વામીની સાથે સાથે જવા લાગી. રસ્તાની અડચણો, ભૂખ, તરસ, થાક અને યુદ્ધનાં કષ્ટોને એ હર્ષપૂર્વક સહન કરવા લાગી. પ્રત્યેક યુદ્ધમાં એ સ્વામીની પાસે રહેતી અને સૈનિકોની યથાસાધ્ય દવાદારૂ કરતી. નિરંતર યુદ્ધક્ષેત્રમાં રહીને ઘાયલ સૈનિકોની ચિકિત્સા કરવાથી એ નસ્તર મૂકવાના કામમાં પણ એટલી બધી કુશળ થઈ ગઇ હતી કે ઘાયલ સૈનિકના શરીરમાંથી બંદુકની ગોળી પણ સહેલાઈથી ખેંચી કાઢી શકતી. શસ્ત્રચિકિત્સા ઉપરાંત માવજતના કામમાં પણ એમણે પૂરી કુશળતા મેળવી લીધી હતી. એમની સારવારથી બધા ઘાયલ સૈનિકો સંતુષ્ટ રહેતા હતા, એટલે ગેરિબાલ્ડીની ફોજની સાથે કોઇ સર્જ્યન કે નર્સ રાખવાની જરૂર પડતી નહિ. એ ઉપરથી જણાશે કે, એનિટા બન્ને જવાબદારીનાં કામોને કેવી ખુબીથી કરતી હતી. મૂર્તિમતી રણદેવીની પેઠે એ

રણક્ષેત્રની પ્રત્યેક આવશ્યકતાને પૂરી કરતી હતી. જે કાયર અને હીચકારા પુરુષો ભયભીત થઈને યુદ્ધભૂમિમાંથી પાછી પાની કરતા હતા, તેમને તિરસ્કારપૂર્ણ વાક્યોથી શરમાવીને પાછા પોતાના સ્થાન ઉપર લડવાને મોકલતી હતી. જેની પાસે બંદુકનો દારૂ ખૂટી જતો તેની કોથળીમાં દારૂ ભરી દેતી; જેનાં હથિયાર ચાલ્યાં જતાં તેને હથિયાર લાવી આપતી, જેનો ઘોડો મરી જતો તેને નવો ઘોડો આપવાનું કામ પણ એનુંજ હતું. રણક્ષેત્રમાં એ પોતે દશભુજા દેવીની પેઠે ગેરિબાલ્ડીની અને બીજા સૈનિકોની બધી જરૂરીઆતો પૂરી કરતી હતી. એનિટાને ઘા ઉપર પાટા બાંધતાં બહુ સારૂં આવડતું હતું. કોઈ સૈનિકનો હાથ કે પગ કપાઈ ગયો હોય, શરીરમાંથી લોહી નીકળી રહ્યું હોય અને એ લોહીને કોઈ બંધ કરી શકતું ન હોય, તેવે વખતે એનિટા ત્યાં પહોંચતી અને એવા મલમપટ્ટા કરતી કે લોહી વહેતું તરતજ બંધ થઈ જતું. એ મલમપટ્ટાને લીધે સૈનિક થોડા વખતમાંજ સાજો થઈ જતો. એનિટાની દૃષ્ટિ ચારે તરફ ફરતી રહેતી હતી. એનું એક દૃષ્ટાન્ત નીચે આપવામાં આવે છે. એક દિવસ તે સેન્ટામિટોરિયા રણક્ષેત્રમાં કોઈ એક ઘવાયલા સૈનિકને મલમપટ્ટો કરી રહી હતી. એજ સમયે એણે જોયું કે કેટલાક ઘોડેસ્વાર મેંટિમિરિયો સૈનિક રણક્ષેત્રને છોડીને નાસી રહ્યા હતા. તરતજ એ ઘોડેસ્વાર થઈને એમની સામે આવી અને સૈનિકોને ધિક્કાર દર્શાવીને તેમને પાછા રણભૂમિમાં આવવાને ઉત્સાહિત કર્યા. એ લોકો પણ એનિટાના ધમકાવ્યાથી બહુ શરમીંદા થયા અને એવી રીતે લડવા લાગ્યા કે થોડી વાર સુધી તો એવું જણાયું કે વિજયલક્ષ્મી જાણે ગેરિબાલ્ડીની હથેળીમાં આવી જશે. બરાબર એજ સમયે બાદશાહના પક્ષની સેનાની એક ગોળી આવીને એનિટાની ટોપીને વિંધતી ચાલી ગઈ. એનિટા સહેજમાં બચી ગઈ; પરંતુ બીજી ગોળીથી એનો ઘોડો મરી ગયો અને આખરે તે કેદ પકડાઈ.

સૂર્ય આથમી ગયા પછી શત્રુઓએ એનિટાને એક ઓરડીમાં કેદ કરી. એનિટાની તીક્ષ્ણ દૃષ્ટિ એકાએક એ ઓરડીના એક ખૂણા ઉપર પડી. એણે જોયું કે, એ ખૂણામાં એક બ્રેઝિલવાસી સૈનિકનો પોશાક લટકાવેલો છે. સમયસૂચકતા વાપરી એણે નાસી જવાનો રસ્તો તરતજ શોધી કાઢયો. એ પોશાક પહેરીને બ્રેઝિલવાસી સૈનિક બનીને પહેરેગીરોની આંખમાં ધૂળ નાખીને તે

સહેલાઈથી બહાર નીકળી આવી. અંધકારને લીધે કોઈએ એને ઓળખી નહિં અને કોઇ પણ પ્રકારની રોકટોક થઈ નહિ. આ પ્રમાણે એ વીર અને પતિવ્રતા નારી એનિટા શત્રુઓના બંધનથી મુક્ત થઇ નિર્ભય બનીને વિજળી, વજ્રઘાત અને મુસળધાર વરસાદમાં પતિની શોધમાં નીકળી. એ પ્રમાણે કેદખાનામાંથી એનિટા જ્યારે નીકળી ત્યારે આઠ વાગ્યા હતા. લેસેજ ત્યાંથી સાઠ માઈલ દૂર હતું. ત્યાં ગયા વગર સ્વામીનો પત્તો લાગે એમ નહોતું; એટલે એ ભયંકર રાતમાં પણ એ લેસેજ જવા તૈયાર થઈ. રસ્તો ઘણોજ ઉજ્જડ અને ભયાનક હતો, પરંતુ એનિટાએ એવા માર્ગમાં પતિભક્તિથી પ્રેરાઇને એકલાં પ્રયાણ કર્યું. રાતનો અંધકાર એને શત્રુઓની નજરથી બચાવવા લાગ્યો. આકાશમાં ચંદ્રમા પણ નહોતો, તેમ એનિટાને રસ્તો બતાવવાને તારાઓનો ક્ષીણ પ્રકાશ પણ નહોતો; પરંતુ થોડી થોડી વારે વિજળીનો ચમકાટ થવાથી એવા ગાઢ અંધકારમાં પણ એનિટાને રસ્તો સાફ દેખાતો હતો. એનિટા ઘોડા ઉપર સવાર થઇને એ ભીષણ રાત્રિમાં અનેક વિઘ્નોને ઓળંગીને પતિની શોધમાં જવા લાગી. એસ્વિન્યાના પહાડની આસપાસ જે ભયાનક અરણ્ય આવેલું છે, ત્યાં આગળ ઝેરી સાપો પુષ્કળ વસે છે. ત્યાં મનુષ્યોનો નિવાસ બહુજ થોડો છે. એવા ભીષણ સ્થાનની પાસે થઇને એનિટા જવા લાગી. એટલું સારૂં હતું કે એનો રસ્તો જંગલની એક તરફ થઇને જતો હતો અને જંગલની વચમાં થઇને જવાની જરૂર પડતી નહોતી; નહિ તો એ વાટ ભૂલી જઇને જંગલમાં તેનો પત્તો પણ લાગત નહિ.

આ પ્રમાણે ખાધાપીધા વગર કેટલાએ કલાક ચાલ્યા પછી તે વનની પાર સહીસલામત નીકળી આવી. પ્રાતઃકાળે તેણે જોયું કે ચાર બ્રેઝિલવાસી સિપાઇઓ ઘોડેસ્વાર થઇને એની પાછળ પાછળ આવી રહ્યા છે. એમને જોઇને એનિટા એક સ્થાનમાં સંતાઈ ગઈ; અને છેક એમની પાસે થઇને તેઓ ચાલ્યા ગયા તોપણ એનિટા દૃષ્ટિએ નહિ પડવાથી નિરાશ થઇને પાછા ફર્યા. એમના ચાલ્યા ગયા પછી એનિટા કેનોઆસ નદીને કિનારે જઇ પહોંચી, વર્ષાઋતુ હતી. એ સમયે નદીમાં પુષ્કળ પાણી જોશથી વહેતું હતું. પરંતુ એનો ઘોડો સધાવેલો હતો. એ એનિટાને પોતાની પીઠ ઉપર બેસાડીને પાણીમાં કૂદી પડયો અને તરવાની કુશળતા દાખવીને સામે પાર પહોંચી ગયો. ઘોડેસ્વાર એનિટાએ ત્યાં જઈ

ઘોડાને ચરાવી લીધો અને પછી પહાડની ટેકરીઓ તથા પહાડી નદીઓને ઓળંગીને એક ગિરિ–ગુફામાં પ્રવેશ કર્યો. ત્યાં એક નાની સરખી મઢી બાંધેલી હતી. એ મઢુલીમાં વસતા આશ્રમવાસીઓએ આદરપૂર્વક તેનું સ્વાગત કર્યું. ત્યાં એણે ઘણે દિવસે પહેલી વાર ભોજન કર્યું. ભોજન કર્યા પછી વિસામો ન ખાતાં એનિટા પાછી ઘોડેસ્વાર થઇને લેસેજ પહોંચી અને સ્વામીનાં દર્શન કર્યાં. આટલા અરસામાં એ બન્નેના ઉપર એટલી આફતો આવી હતી કે આ જીંદગીમાં તો બંનેના મેળાપની જરા પણ આશા નહોતી. એ આઠ દિવસો એમને માટે આઠ યુગ સમાન વીત્યા હતા. આ પ્રકારે નિરાશા તથા આશંકાના સમયમાં અકસ્માત બન્નેનો મેળાપ થતાં તેમનાં હૃદય આનંદથી પરિપૂર્ણ થઇ ગયાં. એ સમયના એમના આંતરિક ભાવોનું વર્ણન થઇ શકે એમ નથી.

એ મેળાપ થયા પછી એનિટા ગેરિબાલ્ડીની સાથે લેજેન્સ સેન્ટથી સાઇમિન ગઇ. ત્યાં આગળ માંદી પડવાથી એનિટાને થોડાક દિવસ રોકાઇ જવું પડયું, અને ગેરિબાલ્ડીને એકલાજ યુદ્ધક્ષેત્રમાં જવું પડયું. એ સમયમાં ઇ. સ. ૧૮૪૦ની ૧૬ મી ડિસેમ્બરે એનિટાએ પોતાના પ્રથમ પુત્ર મિનોતીને જન્મ આપ્યો. પ્રસવના થોડાજ દિવસો બાદ એનિટા ત્યાંના રહેવાસીઓનો વિરોધ જોઇને પોતાના દશ દિવસના બાળકને લઇને ત્યાંથી ચાલી નીકળી. ઘોડા ઉપર બાળકને પોતાની સામે જીનની ઉપર સૂવાડીને જમણા હાથથી બાળકને પકડીને અને ડાબા હાથમાં લગામ ધારણ કરીને એ બીજા સ્થાનની શોધમાં ચાલી!

બ્રેઝિલની આંધી પ્રસિદ્ધ છે. પ્રવાસમાં નીકળ્યા પછી બીજેજ દિવસે એનિટાને મહાવિકટ આંધીની સામે થવું પડયું. એક તરફથી પવન જોરમાં ફૂંકાતો હતો, બીજી તરફ મૂસળધાર વરસાદ વરસી રહ્યો હતો, જાણે કે બન્નેમાં હરિફાઈ થઇ રહી હતી કે કોણ કોને હરાવે છે! રક્ષણનો બીજો કાંઇ ઉપાય નહિ હોવાથી એનિટા ઘોડા ઉપરથી ઉતરી પડી અને પાસેના એક ઘોર અરણ્યમાં જઇ એક ઝાડ સાથે ઘોડો બાંધીને પોતાના કોમળ બાળકને છાતી સરસો ચાંપીને એક મોટા વૃક્ષની નીચે ઉભી રહી. ત્યારપછી આંધી અને વરસાદ બંધ પડી જતાં એ પહેલાંની પેઠે ઘોડા ઉપર બાળકને સૂવાડીને આગળ ચાલી. પાણીને લીધે પગ લપસી જતો

હતો. તેથી ઘોડો ઘણી સાવધાનીથી એક એક પગલું આગળ વધતો હતો. એમ છતાં પણ થોડે દૂર ગયા પછી તેનો પગ સરકી પડ્યો અને એનિટા તથા તેના બાળક સહિત નીચે પડી ગયો. એથી બાળકના માથામાં ઘા થયો અને માથું એક સ્થાનેથી ફાટી ગયું. તાત્કાલિક તેએ બાબત ઉપર કાંઇ પણ લક્ષ્ય આપી શકી નહિ. ત્યાં આગળ વિસામો ખાવાનું કોઇ સ્થાન નહિ હોવાથી એનિટા ઘોડા ઉપર પાછી સવાર થઇ અને નવકુમારને એવી સાવધાનીથી પોતાના ખોળામાં લીધો કે ઘોડા ઉપરથી ફરીને પડી જવાનો અને વાગવાનો સંભવજ રહે નહિ. વફાદાર ઘોડો પાછો બન્નેને લઇને ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી એનિટાએ મેન્ટિમિરિયોના સૈનિકોનું એક લશ્કર જોયું અને ગેરિબાલ્ડી એમાં અવશ્ય હશે, એમ ધારીને તેણે ઘોડાને રોકયો. એ સૈન્ય સેઇન્ટ સાઇમનની તરફથી આવી રહ્યું હતું અને ગેરિબાલ્ડી પોતાની ધર્મપત્નીને તેડી લાવવા સારૂ સૈન્યસહિત જઈ રહ્યા હતા. થોડીજ વારમાં સાગર અને સરિતાનું મિલન થયું. બંનેનાં હૃદય ઉલ્લસિત થયાં અને તેમણે ગુપ્તરૂપે એકબીજાને આલિંગન દીધું. એનિટાના ખોળામાં બાળકને જોતાં ગેરિબાલ્ડીના હર્ષનો પાર રહ્યો નહિ. એ બાળકનો હમણાંજ એક ઘાતમાંથી અણધારી રીતે બચાવ થયો છે, એ જાણતાં એના આનંદ અને વિસ્મયનો પાર રહ્યો નહિ.

પરંતુ એનિટાનો જન્મ દુઃખ ભોગવવાને માટેજ થયો હતો, એટલે એનાં કષ્ટોનો પાર આટલેથી આવ્યો નહિ. મેંટિમિરિયો સેના બ્રેઝિલની સેનાથી ટેરિફામાં હાર ખાઇને સેઇન્ટ સાઇમનથી મેંટિમિરિયોની તરફ નાસી રહી હતી. એ સેનામાં ગેરિબાલ્ડી સહાયક સેનાપતિના પદ ઉપર હોવાથી, લશ્કર છોડીને જવાનો અધિકાર એમને નહોતો; એટલે ગેરિબાલ્ડીને પોતાના નવજાત–બાળક તથા સ્રીને સાથે લઇને સેનાની પાછળ પાછળ જવું પડ્યું. વરસાદ જોરમાં વરસી રહ્યો હતો, વળી રસ્તો પહાડો અને જંગલોમાં થઇને જતો હતો. એનિટાને પણ પોતાના બાળકને લઇને સૈનિકોની સાથે ઘોડાની પીઠ ઉપર બેસીને રવાના થવું પડ્યું. એ ઘાડા જંગલમાં સૂર્યનાં કિરણ કદી પ્રવેશ કરી શકતાં નહોતાં. એ જંગલના ઘોર અંધકારને ભેદી એ પરાજિત સૈન્ય નાસવા લાગ્યું. હિંસક જંતુઓના વિકટ શબ્દથી એ વનની શાંતિનો કોઇ કોઇ વાર ભંગ થતો હતો. જે નદીઓ પહાડોના શિખરમાંથી નીકળી

જંગલોને ભેદીને સમુદ્રની તરફ વહેતી હતી, તેમાં વરસાદનું પાણી ભળ્યાથી તે એવા જોશથી વહેતી હતી કે એમને પાર કરવાનું કામ ઘણુંજ વસમું થઇ પડયું હતું. એને લીધે મેંટિમિરિયો સૈનિકોને બે જોરાવર વહેળાંની વચમાં બેએક દિવસ રોકાઈ જવું પડયું. આનું પરિણામ ઘણુંજ દુઃખદાયક આવ્યું. શત્રુઓની ગોળીઓ તથા તલવારોથી ગેરિબાલ્ડીની સેનાની જેટલી હાનિ થઇ હતી તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં આ વનયાત્રામાં ભૂખમરાને લીધે થઇ. અનાહાર, અનિદ્રા અને વિશ્રામના અભાવને લીધે એટલાં બધાં માણસો માર્યાં ગયાં કે સૈન્ય જ્યારે બહાર નીકળ્યું ત્યારેજ ખબર પડી કે, લગભગ બધી સ્ત્રીઓ અને બાળકો નાશ પામ્યાં હતાં.

એ સમયે ગેરિબાલ્ડીના પુત્ર મિનોતીની ઉંમર કેવળ એક મહીનાની હતી. કોઇને સ્વપ્નમાં પણ વિશ્વાસ નહોતો કે, આવી કષ્ટજનક મુસાફરીમાં એ નિર્વિઘ્ન પાર ઉતરશે; પરંતુ કોઇ ભાગ્યબળને લીધે એનિટા આજે આટલાં વિઘ્નોમાંથી પણ સહીસલામત બહાર નીકળી આવી. સ્નેહમયી સાહસી એનિટાએ આ દુર્ગમ માર્ગમાં લગભગ બધે સ્થાને નવકુમારને પોતાના ખોળામાં લઈને કદી ઘોડા ઉપર તો કદી પગે ચાલીને મુસાફરી કરી હતી. વેગવતી નદીને ઓળંગવાનો પ્રસંગ આવ્યો ત્યારેજ એણે પુત્રને પતિના હાથમાં સોંપ્યો હતો. ગેરિબાલ્ડી પુત્રને રૂમાલમાં બાંધીને અને એ રૂમાલની ઝોળી ગળામાં લટકાવીને પાણીમાં તરતા હતા. એ પહાડી નદીઓમાં બરફ પીગળી જવાથી પાણી એટલું ઠંડુ થઇ ગયું હતું કે ગેરિબાલ્ડીને એવી બીક લાગતી હતી કે, રખે આ ઠંડા પાણીથી બાળકનું લોહી ફરતું બંધ થઇ જઇ રસ્તામાંજ એના રામ રમી જાય. આથીજ એ એને ગરમ રાખવાને બનતા ઉપાય કરતા હતા. ઘોડો મરી જવાથી આ દુર્ગમ રસ્તામાં ચાલવું વધારે અઘરૂં થઈ પડયું હતું. જે રસ્તાઓમાં ઘોડા પણ મરણ પામ્યા હતા, તેજ માર્ગોનું કષ્ટ મનુષ્યો કેવી રીતે સહન કરી શકે? એથી પછી ગેરિબાલ્ડીએ એનિટા અને પુત્રને એક સોમિયા સાથે સેનાની આગળ મોકલી દીધાં. કેમકે બધાની સાથે જવામાં વધારે વખત જઇ બધા ઘોડા મરી જાય તોપણ આશ્ચર્ય નહોતું. એનિટા એ સોમિયાની સાથે નિર્વિઘ્ને જંગલમાંથી બહાર નીકળી અને દેવદારના બનાવેલા એક સૈન્યવાસમાં આશ્રય લીધો. ત્યાં આગળ

લાકડાં સળગાવીને તાપણી કરવામાં આવી હતી. એના તાપમાં મરણતોલ થયેલા બાળકને તપાવીને એનિટાએ પુત્રને બચાવ્યો. સદ્દભાગ્યે ત્યાં આગળ ફ્લેનલ પણ મળી ગઇ. એ ફ્લેનલમાં એણે પુત્રને લપેટી દીધો. કુદરતી ગરમીના અભાવે બાળક મિનોતીનું બધું અંગ ઠંડુંગાર થઇ ગયું હતું. એનિટાને એના બચવાની જરા પણ આશા નહોતી, એણે ફ્લેનલ તથા અગ્નિની સહાયતાથી મિનોતીના શરીરને ધીમે ધીમે ગરમી પહોંચાડી અને એ પ્રમાણે એ બાળકનો પ્રાણ બચ્યો. એમના આશ્રયદાતા અમેરિટનોએ તેમને પૂરતાં લૂગડાં અને ભોજનસામગ્રી પૂરાં પાડયાં અને ગેરિબાલ્ડી આવતા સુધી નાના પ્રકારથી એમની સેવા ચાકરી કરી. પેલી તરફ બધા ઘોડા મરી પરવારવાથી ગેરિબાલ્ડીને રસ્તાનો બાકીનો ભાગ પગે ચાલીને પૂરો કરવો પડયો. એથીજ એમને પત્નીની પાસે પહોંચવામાં ઘણી વાર લાગી.

આ બનાવ પછી પણ થોડાજ દિવસમાં એનિટાને સ્વામીની સાથે પાછા સમરભૂમિમાં ઉતરવું પડયું. જુલ્મી બાદશાહ રોજસ મેન્ટિમિરિયોનો ક્રૂરતાપૂર્વક નાશ કરવા માગતો હતો. એ ક્રૂર રાજાની ચઢાઇ રોકવા માટે ગેરિબાલ્ડી પોતાની સ્ત્રીની સાથે રણક્ષેત્રમાં ગયો. ગેરિબાલ્ડીની સેના આગળ એ ઘાતકી રાજાનું કાંઇ ન ચાલ્યું. ત્યારપછી થોડા દિવસ બાદ એનિટા પતિની સાથે—પતિની જન્મભૂમિ, પ્રાકૃતિક સૌંદર્યનું વિકાસસ્થાન, વીરત્વની ખાણ, ઇતિહાસનું ઉત્પત્તિસ્થાન—પવિત્ર ઇટલિમાં ગઇ.

ઇ.સ. ૧૮૪૭ ની ૨૪ મી જૂને તેમના વહાણે ગેરિબાલ્ડીના જન્મસ્થાન નાઇસ નગરથી થોડેક દૂર લંગર નાખ્યું. જો કે એ સમયે પણ ગેરિબાલ્ડીની વિરુદ્ધ ફાંસીનો હુકમ જારી હતો, પણ કિનારે ઉતરતી વખતે તેમને કેદ પકડવામાં આવ્યા નહિ. એમણે જમીન ઉપર પગ મૂકતાંવારજ આખા ઇટલિ દેશમાં વિજળીનો સંચાર થઇ ગયો. ચારે તરફ મહોત્સવ થવા લાગ્યા. ઇટલિનું પ્રત્યેક નગર દીપમાળાઓથી સુસજ્જિત થઇ ગયું. ચારે તરફથી વીરોનાં દળ આવીને તેમને મળવા લાગ્યાં.

ગેરિબાલ્ડી પ્રિયતમા એનિટા અને પોતાના પુત્રને નાઇસ નગરમાં પોતાની માતાની પાસે મૂકીને પોતે રાષ્ટ્રીય સૈન્યને લઇને પ્રિન્સ આલ્બર્ટના તંબુ તરફ રવાના થયા. પ્રિન્સ આલ્બર્ટ એ સમયે ઑસ્ટ્રિયાની વિરુદ્ધ લડવાને કમર કસીને તૈયાર હતો, પણ

એ ગેરિબાલ્ડીને મેઝિનીના જેવો ધારતો હતો. મેઝિની રાજતંત્ર-નો વિરોધી અને પ્રજાસત્તાક રાજ્યનો વિશેષ પક્ષપાતી હતો. એટલા માટે એને લશ્કરી ખાતામાં કોઇ મોટો હોદ્દો આપવાની તેની ઇચ્છા નહોતી. ગેરિબાલ્ડીએ એથી દુઃખી થઇને તા. ૧૨ મી ઑગસ્ટે ચાર્લ્સ આલ્બર્ટની વિરુદ્ધ પ્રચાર કરવા માંડયો કે, એ સ્વજાતિદ્રોહી અને સ્વદેશશત્રુ છે, એટલા માટે દેશપ્રેમી અને સ્વદેશભક્ત મનુષ્યોએ એનું કહ્યું ન માનવું જોઇએ. એ જાહેરનામું પ્રગટ કરીને એ સૈન્યની સાથે રોમની તરફ ગયા. મેઝિનીના લશ્કરે એજ અરસામાં પોપને ધક્કો મારીને પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરી હતી. એમણે રોમના પ્રજાસત્તાક રાજ્યના સૌથી મોટા સભાસદ તથા સેનાપતિનું પદ સ્વીકારવાને ગેરિબાલ્ડિને નિમંત્રણ આપ્યું. ગેરિબાલ્ડીએ તેમના નિમંત્રણથી પ્રસન્ન થઇને સેનાસહિત રોમની યાત્રા કરી. એમણે ૧૮૪૯ ની ૯ મી ફેબ્રુઆરીએ મેસિરાટા પ્રદેશના પ્રતિનિધિતરીકે રોમની મહાસભાના સૌથી મોટા સભાસદનું આસન ગ્રહણ કર્યું. એ વખતે વોઝેલ્લી રોમના પ્રજાસત્તાક રાજ્યનો મુખ્ય સેનાપતિ હતો. મહાસભાએ ગેરિબાલ્ડીને એના હાથ તળે સેનાપતિપદ સ્વીકારવાને આગ્રહ કર્યો; અને ગેરિબાલ્ડીએ એ આગ્રહને માન આપ્યું.

એજ સમયે ફ્રાન્સના રાજા ત્રીજા નેપોલિયને રોમની મહાસભાને નષ્ટ કરવા માટે ઓદિનોને રોમ મોકલ્યો. ઓદિનોએ સાઠ હજાર સૈનિકો સાથે ત્રીજી જૂનની રાતે એકદમ રોમ ઉપર ચઢાઇ કરી. એણે રોમવાસીઓને ચેતવણી આપી હતી કે, હું ૪ થી જૂને તમારા ઉપર ચઢાઇ કરીશ. એટલા માટે ૪થી જૂનની આગલી રાત્રે રોમના લોકો ઘોર ઉંઘમાં સૂતેલા હતા. નેપોલિયને દગો કરીને અચાનક ચઢાઇ કરી અને સહેલાઇથી એ રાત્રે રોમના કેટલાક ભાગ ઉપર કબજો કરી લીધો. પહેરેગીરોએ 'ઇટલીનો જય' પોકારીને એ સેનાનો વિરોધ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ એ ભીષણ સેનાએ તરતજ તેમનો સંહાર કરી નાખ્યો. ચારે તરફથી ઘંટ વાગવા લાગ્યા અને જોતજોતામાં આખું રોમ-નગર જાગી ગયું અને સ્ત્રી તથા પુરુષ, વૃદ્ધ અને યુવાન બધાં નગરની રક્ષા કરવા ચઢાઇના મેદાન તરફ દોડવા લાગ્યાં. આકુળ-વ્યાકુળ થયેલાં રોમનિવાસીઓની દૃષ્ટિ એ સમયે ગેરિબાલ્ડીના ઉપર હતી. બધાએ રોમના રક્ષણનો ભાર એને સોંપી દીધો.

ત્રીજી જૂનથી ૨૮ મી જૂન સુધી એ ઘોર યુદ્ધ જારી રહ્યું. ગેરિબાલ્ડીની અલૌકિક વીરતાથી બધાં રોમવાસીઓમાં પણ વીરતાનો સંચાર થયો. પ્રબળ પ્રવાહથી વહેતી નદી જેવી રીતે સમુદ્રમાં જઇને મળે છે અને થોડા સમય માટે તેને આકુલિત કરી દે છે, તેવીજ રીતે રોમની સેનાએ ફ્રાન્સના પ્રબળ સેનાસાગરમાં થોડા સમયને માટે ખળભળાટ મચાવી મૂકયો અને તેમના હુમલા સામે ઘણી વીરતા અને સાહસપૂર્વક ટક્કર ઝીલી.

એજ ભીષણ સમયમાં ૨૪ મી જૂનની રાતે ગેરિબાલ્ડીએ કેટલાક સૈનિકોને રાત્રિભોજનને માટે આમંત્રણ આપ્યું. નિરંતર ગોળા વરસવાથી એમનું ઘર ખડભડી ઉઠયું હતું, એટલે એને છોડીને બીજે કોઇ ઠેકાણે જવાની એમને ફરજ પડી. ઘરની બહાર આવીને આંગણામાં ટેબલ ઉપર જમવાને સારૂ એ લોકો બેઠા. એજ સમયે અચાનક એક ધગધગતો ગોળો આવીને એમની સામે પડયો. એ ગોળાથી બ્હીને બધા મહેમાનો નાસી ગયા, ફ્રેંચી નામનો એક મહાસભાનો સભાસદ પણ નાસવાની તૈયારી કરવા લાગ્યો; પણ ગેરિબાલ્ડીએ તેને પકડી રાખ્યો. એટલામાં પેલો ગોળો ફાટી ગયો અને બધે ધૂમાડો ફેલાઇ ગયો. એજ સમયે વીરતાની સાક્ષાત મૂર્તિ એનિટા વિજળીની પેઠે એકદમ ગેરિબાલ્ડીની સન્મુખ આવીને ઉભી રહી. ફ્રાન્સની અભેદ્ય સેનાની વચમાં થઈને એનિટા ત્યાં કેવી રીતે આવી પહોંચી, એ જોઇને ગેરિબાલ્ડી તથા તેમના મહેમાનોને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. તેઓ સ્થંભિત થઈ ગયા.

ગેરિબાલ્ડી જે સમયે ચાર્લ્સ આલ્બર્ટથી હારીને જીનેવામાં માંદા પડયા હતા, તેજ સમયે એમની રજા વગર એનિટા એમની સારવાર સારૂ એમની પાસે જઈ પહોંચી હતી. ગેરિબાલ્ડીએ તેને નાઇસ નગરમાં માતાની પાસે પાછા જવાનું કહ્યું, પણ પતિને મંદવાડના ખાટલામાં મૂકીને પોતે સહીસલામત સ્થાને જવાનું એનિટાએ પસંદ ન કર્યું. ત્યારપછી ગેરિબાલ્ડીએ કદી એને પોતાનાથી વિખૂટા પડવાનું ન કહ્યું. એનિટા પણ સદા પતિની પાસેજ રહી. રોમના ઘેરાઓની શરૂઆતમાં એનિટાને ગર્ભવતી સમજીને ગેરિબાલ્ડી એને રોમની પાસેના વિચેટી નગરમાં મૂકી આવ્યા હતા; પણ ગેરિબાલ્ડીનો જીવ જોખમમાં છે એવી શંકા થતાંજ એ ઝાઝીવાર ત્યાં રહી શકી નહિ. એટલા માટેજ અરિજેની નામના એક માણસને સાથે લઇને ફ્રાન્સના અભેદ્ય સૈન્યવ્યૂહને

ભેદીને–વરસતા ગોળાના વરસાદને વીરતાપૂર્વક પાર કરીને એ પતિને જઇ મળી. ફ્રેંચ સૈન્ય મંત્રમુગ્ધની પેઠે એના તરફ જોઇ રહ્યું; મના કરવાનું સાહસ કોઇનાથી થઇ શક્યું નહિ. એ સમય પછી એનિટાના જીવનના અંતપર્યંત ગેરિબાલ્ડીએ કદી તેને પોતાનો સાથ છોડીને જવાનું ન કહ્યું.

અલૌકિક વીરતાપૂર્વક લગભગ એક મહિના સુધી લડયા પછી ગેરિબાલ્ડીએ જ્યારે જોયું કે, રોમની રક્ષા કરવાનો કાંઇ ઉપાય નથી ત્યારે એ પાંચ હજાર ચૂંટી કાઢેલા સૈનિકોને સાથે લઇને રોમની બહાર નીકળી પડયા. બીજી જુલાઇએ એ વીર દળ વેનિસ નગર તરફ ગયું. ગેરિબાલ્ડીએ એનિટાને પ્રસવકાળ સુધી રોમમાં રહેવાને કહ્યું, પરંતુ પતિપ્રાણા સતીએ પતિને આવી વિપત્તિના સાગરમાં એકલો ન જવા દીધો. એ પુરુષવેશ ધારણ કરી ઘોડેસ્વાર થઇને જીવનની છેલ્લી ઘડી સુધી પતિની સાથે રહી. સીતાજી જે પ્રકારે રામચંદ્રજીની સાથે ગયાં હતાં, દમયંતી જે પ્રકારે નળની સાથે વનગામી થઇ હતી, સાવિત્રી જે પ્રકારે સત્યવાનની સાથે યમસદનમાં જવાને તૈયાર થઈ હતી; તેવીજ રીતે ગર્ભાવસ્થાના પૂરા દહાડા છતાં એનિટા આજે ગેરિબાલ્ડીની સાથે મૃત્યુના મુખમાં જવાને તૈયાર થઇ.

ગેરિબાલ્ડીની આજ્ઞાથી એ પાંચ હજાર સૈનિકો વેનિસની તરફ ચાલ્યા. પરંતુ ઑસ્ટ્રિયા, ન્યુપલિટી અને ફ્રેંચ સેનાએ આવીને ત્રણે તરફથી એમને રોકી દીધા. એથી એ જરા પણ અકળાયા નહિ. શત્રુના એ સૈન્યવ્યૂહને ભેદી તેઓ એટાની નામક સ્થાનની તરફ ચાલ્યા. એમની સેના અત્યારલગી કાંઇ પણ બહાનું કાઢયા વગર કે જરાયે આનાકાની કર્યા વગર અહીં સુધી તેમની સાથે ગઈ હતી. પણ ૧૧ મી જુલાઇએ જ્યારે એમણે એ નગર છોડીને વેનિસ જવાની આજ્ઞા આપી, ત્યારે એ સેનાએ પણ બહુ મોટો બળવો મચાવ્યો. શત્રુસેનાએ રાતદિવસ પીછો પકડેલો હોવાથી વસ્ત્રના અભાવ તથા ટાઢના કષ્ટથી, અને અન્નના અભાવને લીધે જઠરાગ્નિ ઠંડો પડી જવાથી, તથા બહુ ઉતાવળે કૂચ કરીને બહુ થાકી જવાથી, ગેરિબાલ્ડીની સેના નિરાશ થઇ ગઈ હતી. એ નિરાશાને લીધે એમના ઘણા સૈનિકો પોતાની ફોજને છોડીને નાસી ગયા. પાંચ હજારમાંથી કેવળ છસો માણસો રહ્યા. એ સેનાને લઇને તેમણે આરેઝો નગરમાં આશ્રય પામવાનો પ્રયત્ન

કર્યો; પરંતુ ત્યાં પ્રવેશ કરવા પામ્યા નહિ. આખરે એમણે સાન-મેરિનોના પ્રજાસત્તાક રાજ્યની પાસે આશ્રયની ભિક્ષા માગવાનો ઈરાદો કર્યો; પરંતુ એ પાદરીઓની સત્તા નીચેના, દરિદ્રતાથી પીડાતા અને દુર્દશાપ્રાપ્ત પ્રજાતંત્ર રાજ્ય આસ્ટ્રિયાના આધિપત્યથી મુક્ત થયું નહોતું. એટલા માટે ગેરિબાલ્ડી અને તેમના સૈનિકો જ્યાંસુધી હથિયાર છોડી ન દે ત્યાંસુધી એ પ્રજાસત્તાક રાજ્ય એમને આશ્રય આપવાને તૈયાર નહોતું. ગેરિબાલ્ડી તથા તેમના સૈનિકો આવું અપમાનજનક આત્મસમર્પણ કરવાને રાજી નહોતા. ગેરિબાલ્ડીએ ફક્ત સાઠ સાથીઓને રાખી બાકીના સૈનિકોને યુદ્ધભૂમિના નિયમોથી મુક્ત કરી દીધા. એ બધા સિપાઈઓ પોતપોતાના આત્મરક્ષણને માટે ચારે તરફ ભટકવા લાગ્યા. એ સાઠ સાથીઓને સાથે લઈને ગેરિબાલ્ડી એડ્રિયાટિક ઉપસાગરના કિનારે સિસેનાટિકો બંદર પહોંચ્યા અને ત્યાં નાના નાના મછવાઓ પકડીને એમાં બેસીને વેનિસની યાત્રા કરી.

અનુકૂળ પવન આવતાં મછવાઓ તીરની ગતિથી વેનિસની તરફ જવા લાગ્યા. કેટલાક સમયસુધી સૌભાગ્યદેવી મુસાફરો ઉપર વિશેષ પ્રકારે પ્રસન્ન હતી, પરંતુ એની એ પ્રસન્નતા ચિરસ્થાયી નહોતી. વેનિસથી બાવીસ માઇલ ઉપર જ્યારે એ વહાણો પહોંચ્યાં ત્યારે મિસોલી નામના બંદરમાં લંગર નાખી પડેલા આસ્ટ્રિયન નૌકાસૈન્યની દૃષ્ટિ તેમના ઉપર પડી. નજર પડતાંજ તેણે એ વહાણો ઉપર ચઢાઈ કરી અને તેમનામાંથી નવને પકડીને લઈ ગયા. બાકીનાં છ વહાણ કિનારાસુધી પહોંચી ગયાં. એ છમાંથી એકમાં ગેરિબાલ્ડી, એનિટા, યુગોવેસી, સિસેરો અને ડેચિયા તથા તેના બે પુત્રો હતા. કિનારે પહોંચતાંજ મુસાફરો પોતાની પૂંઠ પકડનારા ઓસ્ટ્રિયનોથી બચવા સારૂ ચારે તરફ નાસવા લાગ્યા. હતભાગી સિસેરો, ડેચિયા અને તેના બંને પુત્રો તથા યુગોવેસી શત્રુઓના હાથમાં સપડાયા અને એમની ગોળીથી માર્યા ગયા. ગેરિબાલ્ડી તથા એનિટા રામોનાની તરફ નાસી ગયાં. ત્યાં એમના ઘણા મિત્રો એમને મદદ આપી શકે એમ હતું, પરંતુ એનિટા પહેલેથીજ પીડા પામી રહી હતી અને હવે એની પીડા દિવસે દિવસે વધતી જતી હતી. અત્યંત સખત તાપ વેઠવાથી એનું શરીર ક્ષીણ થઈ ગયું હતું. એની મુખાકૃતિ જોતાંજ જણાતું હતું કે, એનું મૃત્યુ નિકટ છે. એટલે બીજો કાંઇ ઉપાય ન દેખાતાં

ગેરિબાલ્ડી પત્નીને લઈને મેંડિયાલી નામના એક ગામમાં એક ખેડુતના ખળામાં આશ્રય સારૂ લઇ ગયા.

એ ભલા ખેડુતનું નામ રાભિગલિયા હતું. એણે તથા એના ભાઈઓએ ગેરિબાલ્ડીનો બહુજ આદરસત્કાર કર્યો. સાન એલબેટી નામક નગરના પ્રસિદ્ધ ડૉકટર નાનનિની અચાનક કોઈ કામસર ત્યાં જઈ પહોંચ્યા. એમણે એનિટાની નાડી જોઇને કહ્યું કે, એમને વિષમજ્વર થયો છે. ઘણા પ્રયત્નપૂર્વક એનિટાને ઉપાડીને એક ઓરડીમાં નરમ બિછાનામાં સૂવાડી. તરસથી એનો કંઠ સૂકાઈ રહ્યો હતો, એટલે તરસ છીપાવવા એક ગ્લાસ પાણી પાવામાં આવ્યું. ગેરિબાલ્ડી પોતાની પ્રાણપ્રિયા એનિટાને ખોળામાં લઈને પાણી પાઇ રહ્યા હતા. પાણીના બે ચાર ઘુંટડા પીધા પછી એ પતિવ્રતાનું મૃત્યુ થયું. પતિના ખોળામાં એ પૂર્ણગર્ભા સતીનો મૃત–દેહ અપૂર્વ સ્વર્ગીય શોભા આપી રહ્યો હતો. એનિટાની જીંદગીભરની અભિલાષા આજે પૂરી થઈ. પતિની સન્મુખ પોતે પ્રાણ ત્યજશે, પતિના મૃત્યુ પછી જીવવા વારો પોતાને નહિ આવે એજ એમની એકમાત્ર અભિલાષા હતી. એટલા માટેજ એ રણક્ષેત્ર કે ગમે તેવા ભયાનક સ્થાનમાં પણ પતિથી વિખૂટી પડતી નહોતી. એની ઇચ્છા આજે પૂરી પડી. ઇ. સ. ૧૮૪૯ ની ૪ થી ઑગસ્ટની સાંજે લગભગ વીસ શોકાતુર સંબંધીઓની સન્મુખ પતિના ખોળામાં આદર્શ નારી એનિટાની માનવલીલા સમાપ્ત થઇ. શોકાર્ત ગેરિબાલ્ડી મોટે સાદે રડવા લાગ્યા, પરંતુ એમના નસીબમાં હૈયું ખાલી કરીને પત્નીને માટે પૂરૂં રડવાનું પણ લખાયું નહોતું. એમની પૂંઠ પકડનાર શત્રુ ઑસ્ટ્રિયનોના ભયથી એમને સહધર્મિણીના મૃતદેહની અંત્યેષ્ટિ ક્રિયા કરવાનું કામ એ ખેડુતને સોંપીને નાસવું પડયું. એ ખેડુત ઑસ્ટ્રિયનોના ભયથી એનિટાના શરીરને સમાધિમાં મૂકવાની ક્રિયા જાહેર રીતે કરી શકયો નહિ. એણે ભયભીત હાથે એનિટાના શબને ખેતરના એક ખૂણામાં ચિરવિશ્રામને માટે દફનાવ્યું. ગેરિબાલ્ડી જ્યારે ઑસ્ટ્રિયનોને ઈટાલીમાંથી હાંકી કાઢીને ડિકટેટરના પદ ઉપર બિરાજમાન થયા, ત્યારે એમણે એ સામાન્ય સમાધિ ઉપર એક મોટું સ્મરણચિહ્ન ઉભું કર્યું. એ સમયથી એ સ્થાન એક પવિત્ર તીર્થ મનાવા લાગ્યું છે.

એનિટાના જીવન ઉપરથી ભારતીય રમણીઓ વીરતા, સેવા-

પરાયણ પાતિવ્રત્ય અને કાર્યતત્પરતાનો બોધ ગ્રહણ કરશે ?

ભારતવાસી સન્નારીઓ ! ઇટાલીના ઉદ્ધારનું વ્રત સાધવાને એનિટાએ જે પ્રમાણે આત્મજીવનની આહુતિ આપી હતી, પાતિવ્રત્ય ધર્મનું ઉદ્યાપન કરવાને જે પ્રમાણે તેણે આત્મબલિદાન કર્યું હતું, તેજ પ્રમાણે તમે પણ સ્વદેશસેવાના વ્રતમાં જીવનની આહુતિ નહિ આપો અને પાતિવ્રત્ય ધર્મનો પ્રચાર થવા સારૂ એજ પ્રમાણે પતિની સર્વ શુભ પ્રવૃત્તિઓમાં આત્મસમર્પણ કરતાં નહિ શીખો, ત્યાંસુધી આપણા પડતીમાં પડેલા દેશના ઉદ્ધારની કોઇ પણ આશા નથી.

સ્ત્રી એ મહાશક્તિ—મહામાયાના અંશસ્વરૂપ છે. એ શક્તિ બેપરવા રહે, દેશનાં કાર્યોમાં ભાગ ન લે તો પુરુષોના પ્રયત્નો સફળ થઇ શકે નહિ. શક્તિસંચાર થયા વગર કોઇ પણ જાતિની ઉન્નતિની જરા પણ આશા રાખી શકાય નહિ. સ્ત્રીવર્ગ રાષ્ટ્રીય ઉન્નતિ અને જાતીય અભ્યુત્થાનથી પ્રતિકૂળ હોય, પતિ ગમે તેટલા સુધારા કરવા ઇચ્છતો હોય, પણ પત્ની તેમાં શામેલ હોય નહિ છે તો તે દેશ કદી ઉન્નતિ કરતો નથી, પણ અંધકારમાંજ ડૂબેલો રહે છે. પાશ્ચાત્ય દેશોની ઉન્નતિનું મૂળકારણ ત્યાંની સ્ત્રીઓનો ક્રમપૂર્વક વિકાસ છે. ભારતીય આર્ય લલનાઓ જ્યારે સતીત્વમાં, પરોપકારમાં અને સ્વદેશસેવામાં જગતને આદર્શરૂપ જીવન વ્યતીત કરતી હતી, ત્યારે આ ભારત પણ સંસારમાત્રના મુકુટરૂપ હતો. શું એ દિવસ પાછો નહિ આવે ? કોણ કહે છે નહિ આવે ? શુભ ચિહ્‌ન દેખાવા લાગ્યાં છે. ઉચ્ચ આદર્શને દષ્ટિ આગળ રાખી, પુણ્ય માર્ગે જવાથી સફળતા અવશ્યંભાવી છે. પરમાત્મા ભારતમાં હજારો એનિટાઓ ઉત્પન્ન કરો.





# परिशिष्ट

## १—केरोलीन हर्शेल

સ્ત્રીઓના શિક્ષણસંબંધી આજ જે સ્થિતિ આપણા દેશમાં છે તેવી અથવા તેથી પણ જરા વધારે ખરાબ સ્થિતિ શુમારે સો દોઢસો વર્ષ પહેલાં યૂરોપમાં—તેમાં વિશેષે કરીને જર્મનીમાં હતી. લખતાં વાંચતાં આવડવું એ પુરુષોને માટે ઠીક છે, પરંતુ સ્ત્રીઓને તેની જરાએ જરૂર નથી, એવું સાધારણ રીતે તે સમયે ત્યાં મનાતું હતું. તેથી આવા સમયમાં થઇ ગયેલી એકાદી સ્ત્રી અનેક અડચણો અને સંકટો સહન કરીને વિદ્વત્તા મેળવે અને પોતાનું નામ ખગોળશાસ્ત્રના જ્ઞાનસંબંધી ઇતિહાસમાં અજરામર કરે એના જેવી પ્રશંસનીય બીના બીજી કયી હોઇ શકે ? કેરોલીન હર્શેલ એક આવી સ્ત્રી હતી તેથી તેનું ચરિત્ર પણ વાંચનારાંઓને આનંદ અને બોધદાયક થાય એવા હેતુથી અહીં આપીએ છીએ.

જર્મનીના હેનોવર ગામમાં કેરોલીન હર્શેલ સન ૧૭૫૦ના માર્ચમાં જન્મી હતી. એનો બાપ તે ગામમાં ગવૈયાનો અને વાદ્ય બનાવવાનો ધંધો કરતો હતો. એ ધંધામાં એણે સારૂં નામ કાઢયું હતું. એને બે છોકરીઓ અને બે છોકરાઓ હતા. સૌમાં મોટો છોકરો જેકબ ગમે તેમ દહાડા કાઢતો હતો. એનાથી નાની દીકરી હતી તેનું લગ્ન થયું હતું અને તેથી તે પોતાના પતિને ઘેર રહેતી હતી. એનાથી નાનો છોકરો વિલિયમ, એજ આગળ જતાં સર વિલિયમ હર્શેલને નામે જગપ્રસિદ્ધ થયો. એનાથી નાની આ ચરિત્રની નાયિકા કેરોલીન હર્શેલ હતી. મોટી બહેનનું લગ્ન થયાં પછી ઘરમાં છોકરીમાં ફક્ત કેરોલીનજ રહી, તેથી માતાને ઘરનાં બધાં કામકાજમાં મદદ કરનારી એ એકલીજ હતી. બાપ થોડો ઘણો સુધરેલા વિચારનો હતો તેથી તેને એમ લાગતું કે, કેરોલીન-

ને થોડું ઘણું લખતાંવાંચતાં શીખવવું, અને પોતાની ગાવા વગાડવાની કળા પણ થોડી ઘણી શીખવવી; પરંતુ તેની મા ઘણી તામસી સ્વભાવની હતી. તે કહે કે "છોકરીની જાતને લખતાંવાંચતાં શીખીને શું કરવું છે? એને તો ઘરમાં વાસીદું વાળવું, પાણી ભરવું, કપડાં ધોવાં, શીવવું, સાંધવું અને રસોઇ કરવી, આટલી બાબતો આવડે એટલે બહુ છે. એને ગાતાંએ શીખવવું નથી અને વગાડતાંએ શીખવવું નથી. તમારા એવા ગાંડા વિચાર મારા ઘરમાં નહિ જોઇએ." આવું આવું એ બોલે ત્યાં પછી બીજાનું શું ચાલે? બાપ બિચારો ગરીબ સ્વભાવનો હોઇ પત્નીની વિરુદ્ધ જતો નહોતો, તોપણ પોતાની પુત્રીને પોતાની કળા થોડી પણ શીખવવાનો તેનો ઘણો વિચાર હતો. આથી અને કેરોલીનનું પણ ચિત્ત વિદ્યા તરફ હતું તેથી તેની મા ઘરમાં ન હોય ત્યારે અથવા તો તેનું મન જરા આનંદમાં હોય ત્યારે—તેટલાજ વખતનો લાભ લઇને—તેનો બાપ તેને સંગીત શીખવતો હતો. પોતાની ઉંમરના ૮૮ મા વર્ષે લખેલા એક પત્રમાં કેરોલીન પોતાના પૂર્વકાળના સંબંધમાં લખે છે કે "મારૂં તે વખતનું ઘરનું કામ એટલે શીવવું, તૂનવું, ભરત ભરવું વગેરે ઘરનું કામ બધું મારેજ કરવું પડતું હતું. તેથી મને જે વિષયો ગમતા હતા, અને જેને લીધે મારા મનને સારા સંસ્કાર મળશે એમ મને લાગતું હતું, તેને માટે મને વખત પણ મળતો નહોતો અને પરવાનગી પણ નહોતી. ઘરમાં જે જે કામ હું શીખી હતી, તેમાંના એકનો પણ આગળ જતાં મને ઉપયોગ થયો નહિ. કોઇ વખત મારી મા જરા બહાર ગઇ હોય ત્યારે ચોરી છુપીથી મારા બાપે મને જે કાંઇ સંગીતનું જ્ઞાન આપ્યું હતું તેટલુંજ આગળ જતાં ઉપયોગમાં આવ્યું."

વિલિયમનો નાનપણથી કેરોલીન ઉપર અત્યંત પ્રેમ હતો. મોટો ભાઇ જેકબ હમેશાં 'તને પીરસતાં નથી આવડતું', વાળતાંજ નથી આવડતું' વગેરે કહી તેને વખતો વખત મારતો પણ ખરો. પરંતુ વિલિયમ ઘણો માયાળુ હતો. ઉપર કહ્યા પ્રમાણે એક વખત જેકબે તેને બહુ સંતાપી તેથી તે એક બાજુએ જઇને બેઠી હતી. આ વિષે એક પત્રમાં કેરોલીને પોતેજ એવું લખ્યું છે કે "વિલિયમ જમતાં જમતાં ઉઠીને એકદમ મારી પાસે આવ્યો અને મને આશ્વાસન આપવા લાગ્યો, અને તેથી તરતજ હું મારૂં સર્વ દુઃખ એક ક્ષણમાં ભૂલી ગઈ." આ ઉપરથી ભાઇબહેનનું હેત એકબીજા

ઉપર કેટલું હતું એ સારી રીતે ધ્યાનમાં આવશે.

બાપની પાસેથી સંગીત અને વગાડવાની વિદ્યા થોડી ઘણી શીખ્યા પછી વિલિયમ જે જન્મથીજ ઉદ્યોગી હતો તેને એમ લાગવા માંડયું કે, માખી મારતા ઘેર બેસી રહેવામાં કાંઈ ફળ નથી. તેથી વિના વિલંબે તે જર્મની છોડીને ઈંગ્લૅંડમાં બાથ નામના શહેરમાં ગવૈયાનો અને વગાડવાનો ધંધો કરવાને ગયો.

બાથ શહેરમાં આવ્યા પછી પેટપૂરતું મળવા માંડ્યાથી વિલિયમ હર્શેલને તારા જોવાનો અને તારાઓ બરાબર દેખાય તે માટે દૂરબીન તૈયાર કરવાનો નાદ લાગ્યો. પેટ ભરવા માટે સવારથી સાંજ સુધી ઘેરે ઘેર જઇને ગાવા વગાડવાનું શીખવવું અને સાંજે ઘેર આવીને થોડો વખત દૂરબીન બનાવવામાં અને થોડો વખત આકાશ તરફ જોઇને જૂદા જૂદા તારાઓવિષે જ્ઞાન મેળવવામાં કાઢવો, એવો એનો નિત્યક્રમ હતો. અહીં ઘેર કેરોલીન બિચારી પોતાના મોટા ભાઇને ખુશ કરવા માટે અને માતાનો રોષ ન થાય તેટલા માટે સવારથી સાંજસુધી જેટલું એનાથી બને તેટલું કરવાને મથતી હતી. જેકબ હજી સુધી તો કાંઇજ મેળવતો નહોતો. આવી સ્થિતિમાં બાપના ગુજરી જવાથી કુટુંબના ઘણાજ હાલહવાલ થયા.

કેરોલીનને અને તેની માને ઘણોજ શ્રમ કરવો પડતો હતો; કારણ કે જેકબને પોતાના ઘરને શોભે એવો ધંધો જડતો નહોતો. આવી સ્થિતિમાં શુમારે ચાર પાંચ વર્ષ ગયાં. વિલિયમને ઘરનાં માણસોને મળવાની ઇચ્છા થઈ તેથી તે થોડા દિવસ ઘેર આવ્યો. એને જોઇને કેરોલીનને ઘણોજ આનંદ થયો અને વિલિયમ જ્યારે પાછો જાય ત્યારે તેની સાથે કેરોલીને જવું એવું ભાઇબહેન વચ્ચે ઠર્યું. જવાના દિવસ સુધી એમનો આ વિચાર જેકબને જાણવા દીધો નહિ. છેલ્લે તેમણે જે વિચાર કર્યો હતો તે પાર પડયો. કેરોલીન પોતાના ભાઈ સાથે ઈંગ્લૅંડ ગઈ.

ઈંગ્લૅંડ જઇને ભાઇને ઘેર રહ્યા પછીના કેરોલીનના ચરિત્રમાં આસમાન જમીનનો ફરક પડી ગયો. જર્મનીના એક નાના ગામમાં પોતાની માતાના હાથ નીચે સવારથી સાંજ સુધી કેરોલીન કામ કર્યા કરતી, પણ હવે પોતાના ભાઈ સાથે ઈંગ્લૅંડ આવ્યા પછી તેની સ્થિતિ બદલાઈ ગઈ. આગળ જતાં તે એક પ્રખ્યાત ગાનારી થઈ, ખગોળશાસ્ત્રમાં તેણે નામ મેળવ્યું અને મોટાં મોટાં દૂરબીનો તૈયાર ક-

રવામાં તેણે પોતાના ભાઈને ઘણી મદદ કરી. આ બંને ભાઇબહેને બાથ શહેરમાં રહી વખતનો જે ઉપયોગ કર્યો તેના કરતાં વધારે આશ્ચર્યજનક બીના ઘણી થોડીજ હોય. વિલિયમ આખા દિવસમાં પાંચ છ ઠેકાણે શીખવતો. આ સિવાય સંગીતસભાનો તે વ્યવસ્થાપક હોવાથી તે કામ પણ તેને કરવું પડતું હતું. આ કામ કરીને જે પૈસો તેને મળતો તેથી બે વખત ખાવાની બંનેને જોકે હરકત પડતી નહોતી તોપણ વિલિયમનો દિવસનો બધો વખત એ કામ-માંજ જતો હતો એ ખુલ્લું છે. રાત્રિનો વખત તે 'આકાશ અવલો-કવામાં' અથવા 'આકાશ તરફ બારીક રીતે નિરીક્ષા કરવાનાં સાધનો (દૂરબીનો) તૈયાર કરવામાં' કાઢતો હતો. ઘરમાં જ્યાં જોઇએ ત્યાં લાકડાના તથા કાચના કકડા પડેલા હોયજ. આ કામમાં મન લાગેલું હોવાથી વિલિયમને ઉંઘવાનું તો સૂઝતુંજ નહોતું, પણ ખાવાપીવાનું સુદ્ધાં ભાન રહેતું નહોતું. કોઈ કોઈ વખત એવું બનતું કે, તે પોતે પોતાનું કામ કરતો હોય અને તેની બહેન તેના મોંમાં કોળિયા મૂકીને જમાડે. એક વખત તો એક રજાના દહાડે એક દૂરબીન માટે સાત ફુટનો કાચ તે તૈયાર કરતો હતો ત્યારે તેણે બરાબર સોળ કલાકસુધી લાગલાગટ કામ કર્યું. એક ક્ષણનો પણ આરામ લીધો નહિ. બાથ શહેરમાં હતો ત્યારેજ વિલિયમ હર્શેલે પોતાનું ચાલીસ ફુટનું દૂરબીન તૈયાર કર્યું. ત્યાંજ તેણે કેટલાએક નવા તારાની શોધ કરી, અને ઈંગ્લૈંડમાં ઘણાજ ઉત્તમ ખગોળવેત્તાનું નામ મેળવ્યું.

આ બધા કામમાં કેરોલીન પોતાના ભાઇને મદદ કરતી અને સાથે સાથે પોતાનો ગાવાનો અભ્યાસ પણ ચાલુ રાખતી. પાંચ વર્ષ સુધી સતત અભ્યાસ કરીને છેવટે એક દહાડો મેળાવડો કરીને તેણે પોતાની ગાવાની કળા બધાંને સંભળાવી. તે વખતની તેની કુશળતા જોઇને અને અવાજ સાંભળીને મિત્રમંડળીને ઘણો આનંદ થયો; અને પૈસો મેળવવાને કેરોલીનને આ ઘણું ઉત્તમ સાધન થશું એમ તેઓ કહેવા લાગ્યાં. સંગીતનો એટલે ગાવાનો અને કોઈપણ જાતનું વાદ્ય વગાડવાનો ધંધો ખરૂં જોતાં સર્વોત્તમ છે છતાં પણ આપણામાં તેને હલકો ગણ્યો છે. જેમ આપણા જન-સમાજમાં અત્યંત નીચ ધંધો કરનારી સ્ત્રીઓનાજ હાથમાં તેની બધી કુંચીઓ છે, તેમ યૂરોપ અને અમેરિકાખંડમાં નથી. ગાવા-વગાડવાનો અથવા નાટકોમાં વેશ લેવાનો ધંધો એ લોકોમાં હલ-

કો ગણાતો નથી. પુષ્કળ સભ્ય કુલીન સ્ત્રીઓ એ ધંધામાં છે અને તેમને સમાજમાં ઘણું માન મળે છે. તેથી કેરોલીન એક કુલીન સ્ત્રી તે વિદ્યા સંપાદન કરે અથવા તે ઉત્તમ રીતે સંપાદન કર્યા પછી તેના મિત્રો તેને મુબારકબાદી આપે એમાં કાંઇ ગેરવ્યાજબી નહોતું. સંગીતવિદ્યામાં મેળવેલી કુશળતા માટે કેરોલિનનાં સૌ કોઈ વખાણ કરવા લાગ્યાં, તોપણ તેના અને તેના ભાઇના વિચારોનું એટલું વિલક્ષણ ઐક્ય થયું હતું કે, આપણો આ ગાવાનો ધંધો તે ફક્ત ભાઇને તેમાંથી મુક્ત કરવા માટેજ ચલાવવો એમ તેને લાગતું હતું. બન્નેના પેટપૂરતું ભાઈને મેળવવું પડતું, પણ તેમ ન થતાં પોતેજ બંનેના પૂરતું મેળવે અને તેથી ભાઈને ખગોળવિદ્યાના અભ્યાસમાં પૂરેપૂરો વખત મળે એવો તેનો વિચાર હતો. ઉત્તમ દૂરબીનો બનાવનારતરીકે વિલિયમ હર્શલની કીર્તિ દિવસે દિવસે પ્રસરવા માંડી અને હવે તો મોટા મોટા ખગોળવેત્તાઓ તરફથી, રાજારજવાડા તરફથી અગર શાસ્ત્રશોધક મંડળીઓ તરફથી દૂરબીનો તૈયાર કરવાનું કામ તેની પાસે આવવા માંડયું. આ દૂરબીનો તૈયાર કરવાથી તેને પુષ્કળ નફો થતો, પરંતુ પોતાનો ભાઈ આકાશના અવલોકનનું વધારે મહત્ત્વનું કામ બાજુએ મૂકીને દૂરબીનો તૈયાર કરવામાં પોતાનો વખત ગાળે એ બહેનને જરાએ પસંદ નહોતું. તેની ઇચ્છા કાંઈ પોતે અથવા પોતાનો ભાઇ શ્રીમંત થાય અથવા તો ખાઈ–પીને સુખી રહે એવીજ નહોતી; પણ તેણે ખગોળવિદ્યાની શોધમાં જેટલી વધારે પ્રવીણતા મેળવાય તેટલી મેળવવી, એ હતી. આ ઇચ્છા સફળ કરવા માટે એક કકડો રોટલો ખાઇને અથવા પેટે પાટો બાંધી રહેવું પડે તોપણ તેવી રીતે દહાડા કાઢીને રહેવું એમ તેને લાગતું. ભાઇ જે કાંઇ પૈસા મેળવતો તે બધા કેરોલીનને સ્વાધીન કરતો અને કહેતો કે, તારે જોઇએ તેટલો તું તારે પોતાને માટે ખર્ચ કર; પણ તે એટલી કરકસરથી રહેતી અને એવી સ્વાર્થત્યાગી હતી કે વર્ષમાં તેને પોતાને માટે બધા મળીને ૫૦–૬૦ રૂપિયા સુદ્ધાં કદી લાગતા નહિ.

વિલિયમની કીર્તિ દિવસે દિવસે વધીને રાજાના કાનસુધી ગઇ અને ઈ. સ. ૧૭૮૨ માં દર વર્ષે ૨૦૦ પૌંડના સાલિયાણાથી તેને રાજ્યજ્યોતિષીની જગ્યા મળી. આ જગ્યા એણે સ્વીકારી; પરંતુ આથી ખરેખરૂં જોતાં પૈસાનું નુકસાન થયું. તોપણ જે વિષય ઉપર તેની આટલી બધી પ્રીતિ હતી તે વિષયનો અભ્યાસ કરવાને

તેને હવે ફુરસદ મળી, તેથી તેને અપૂર્વ આનંદ થયો. બંને ભાઈ-બહેને કહ્યું કે, 'કાંઇ હરકત નહિ. આપણે હવે ફક્ત બટાટા વગેરે ઉપર રહીશું, પણ આપણું આકાશના અવલોકનનું કામ ચલાવીશું અને તેથી બંને બહુ ઉલટમાં આવ્યાં.

કેરોલીન તો હવે બીજી રાજ્યજ્યોતિષી થઇ, એમ કહીએ તોપણ ચાલે. તેને વિલિયમે એક સાત ફૂટનું દૂરબીન આપ્યું હતું. જ્યારે ભાઇને મદદ કરવાની ન હોય ત્યારે તે પોતે એકલીજ આકાશના અવલોકનનું કામ ચલાવતી. પરંતુ હમણાં તેનું મુખ્ય કામ એ હતું કે જ્યારે વિલિયમ દૂરબીનમાંથી અવલોકન કરતો અને તેમ કરતાં જે બાબતનું ટિપ્પણ કરવું જોઈએ એમ તેને લાગતું ત્યારે તે કેરોલીન ઉતારી લેતી. આ વખતે બંને ભાઇબહેન એટલો શ્રમ કરતાં કે ન પૂછો વાત. અતિશય ઠંડી હોય તોપણ ખુલ્લી જગામાં બંને જણાં આકાશના અવલોકનનું કામ કરતાં. વિલિયમ દૂરબીનમાંથી જોતો અને કેરોલીન તેની નોંધ લેતી. કોઇ કોઇ વખત તો ખડિયામાંની શાહી ઠરી જઇને જામી જતી, તોયે પણ આ બંનેનું પોતાનું કામ તો ચાલુજ રહેતું. આ બંને ભાઇ-બહેનના એક મિત્રે એવું કહ્યું છે કે, આકાશમાં ઘણાં વાદળાં થવાથી તેમાં અવલોકન કરવાનું કામ અશક્ય થઈ પડે એવી રાત્રિઓ વચમાં વચમાં આવતી, તેથીજ આ બંને જણાં બચવા પામ્યાં; નહિ તો તેમના તે દિવસોના અથાગ શ્રમથી તેમનાં મૃત્યુ જલદીજ થયાં હોત. ગ્રહનક્ષત્રોનું અવલોકન કરવામાં રાત્રિઓ ગાળવી અને તે વખતે લીધેલી નોંધોસંબંધી વિચાર કરવામાં અને લખવામાં દિવસો ગાળવા. આવી રીતે તેમણે એકસરખો અવિશ્રાંત પરિશ્રમ ચલાવ્યો હતો. આ સિવાય દૂરબીનો તૈયાર કરવાનો શારીરિક શ્રમ દિવસે કરવો પડતો તે તો જૂદોજ. બંને ભાઇબહેને આજ વખતે એક પ્રચંડ દૂરબીન તૈયાર કર્યું. તે ઉભું કરવા માટે અને તેનાં યંત્રો વગેરે બરોબર કરવા માટે જે કાંઇ ખર્ચ થયો તે સરકારે આપ્યો.

આજસુધી કેરોલીન પોતાના ભાઇને મદદ કરતી તે ફક્ત પોતાની હોંશને ખાતરજ કરતી હતી. તેને કાંઈ તે કામ માટે પગાર નહોતો મળતો; પરંતુ થોડાજ વખતમાં સરકારે તેને પણ વર્ષે ૫૦ પૌંડનું સાલિયાણું બાંધી આપીને વિલિયમની મદદગાર નીમી. આ વખતે તેને ઘણોજ આનંદ થયો; કારણકે હવે પછી

પોતાના પેટ માટે પોતાના ભાઈ ઉપર આધાર રાખવાની તેને જરૂર રહી નહિ. પરંતુ તે વખતે ઇંગ્લૅંડના રાજાઓમાં પણ આપણા દેશના રજવાડા પ્રમાણે વિદ્યાની આસ્થા ઓછી હોવાથી, તેનો પગાર તેને વખતસર મળવાની મારામારજ હતી. વિદ્યાવૃદ્ધિ માટે સરકારમાંથી રાજાને ૮૦,૦૦૦ પૌંડ મળતા; તેમાંથી રાજ્યખગોળ-શાસ્ત્રીનો પગાર માત્ર ૨૦૦ પૌંડનો હતો, પણ બ્રુણેખાંચરેના એક દેવળમાં સિંહાસન બાંધવામાં ૩૦,૦૦૦ પૌંડનો ખર્ચ થયો હતો.

એક વખત કેરોલીનનો પગાર મળવામાં ઘણાજ દિવસની ઢીલ થઈ; તેથી તેના ભાઇ પાસે પૈસા માગવા પડયા તે તેના જીવ ઉપર આવ્યું. એટલી તે સ્વતંત્ર સ્વભાવની સંકોચવાળી હતી.

ઈ. સ. ૧૭૮૮ ની સાલમાં વિલિયમે લગ્ન કર્યું. તે પછી કેરોલીન પોતે સ્વતંત્રપણેજ ખગોળવિદ્યાની શોધ કરવા લાગી. તેણે બધા મળીને આઠ પૂછડિયા તારાઓની શોધ કરી. પહેલો ધૂમકેતુ તેણે શોધી કાઢયો તે ઇ. સ. ૧૭૮૬ ની સાલમાં અને છેલ્લો ૧૭૯૦ ની સાલમાં. તેની આ શોધથી યુરોપખંડના બધા પ્રખ્યાત ખગોળવેત્તાઓ તેને પોતાની કાર્યભગિનીતરીકે માન આપવા લાગ્યા અને તેની અપૂર્વ શોધ માટે કેટલાએ આવકાર-દાયક પત્રો તેને આવ્યા. લાલાંદ નામના ફ્રેંચ ખગોળવેત્તાએ તેને "પંડિતા કેરોલીન" એવું નામ આપ્યું. રે. ડા. માસ્કેલ નામના બીજા નામાંકિત ખગોળવેત્તાએ "મારી અત્યંત સન્માનનીય ખ-ગોળવિદ્યાની બહેન" એવું લખ્યું. રાજ્યકુળનાં અને સરદારકુળનાં સ્ત્રીપુરુષો તેને ઘેર આવીને તેનું દૂરબીન જોતાં અને તેની પાસેથી ખગોળવિદ્યાની માહિતી મેળવતાં. ખગોળવિદ્યાના અભ્યાસ ઉપર તેનો અત્યંત પ્રેમ ચોંટયો હતો; આ વિદ્યા આગળ તેને બીજી કોઈ પણ વિદ્યાનું મહત્ત્વ દેખાતું નહોતું.

ઇ. સ. ૧૮૨૨ ની સાલમાં તેનો ભાઇ ગુજરી ગયો. તેથી તેને અત્યંત દુઃખ થયું અને તે ઇંગ્લૅંડ છોડીને પાછી જર્મની ગઈ. તે વખતે તે બોંતેર વર્ષની હતી. ભાઈના ગુજરી જવાથી તેને ઇંગ્લૅંડમાં રહેવું એ હવે અશક્ય લાગવા માંડયું. પોતાના જે ભાઇની સાથે અહોરાત્ર સહવાસમાં લગભગ પચાસ વર્ષ ગાળ્યાં તે ભાઈ ગુજરી જતાંની સાથે તે ગાંડા જેવી થાય એ સ્વાભાવિક હતું. "હવે આપણે તો આ દુનિયામાં કેટલા દિવસ કાઢવાના છે?" અને "હું પણ મારા ભાઇની પડખે જઇશ" એમ તેને લાગતું

માંડયું; પણ હજી બીજાં છવીસ વર્ષ તેને જીવવાનું હતું. ઇંગ્લૅંડથી ગયા પછી તે ફરીને કદી ત્યાં પાછી આવી નહિ. પોતાની ભોજાઇ અને ભત્રીજાને માત્ર કાગળો લખતી. તે કાગળો બધા ખગોળવિદ્યા સંબંધી હતા. વિલિયમ હર્શેલનો છોકરો સર જૉન હર્શેલ, બાપ અને ફોઇની પેઠેજ અત્યંત અથવા તેમના કરતાં કાંઇક અંશે વધારે બુદ્ધિમાન નીકળ્યો હતો. ૧૮૩૨ ની સાલમાં એટલે તેના ૭૨ મા વર્ષે પોતાનો ભત્રીજો કેપ ઑફ ગુડ હોપમાં અવલોકન કરવા ગયો, એમ તેણે સાંભળ્યું તે સાથેજ તેને પરમાનંદ થયો; અને પોતે પણ ગઈ હોત તો સારૂં એમ તેને લાગવા માંડયું.

ભાઈ ગુજરી ગયા પછીજ કેરોલીન હર્શેલનો સૌથી વધારે શ્રમવાળો અને અત્યંત ઉપયોગી એવો એક ગ્રંથ બહાર પડયો. "હર્શેલે અવલોકન કરેલાં સર્વ નક્ષત્રો અને ધૂમકેતુઓનું વર્ગીકરણ" એ તે ગ્રંથનું નામ હતું. આ ગ્રંથને લીધે તેની કીર્તિ વધારે પ્રસરી, અને રાજ્યખગોળશાસ્ત્રીઓનાં મંડળે સન ૧૮૨૮ ની સાલમાં તેને સોનાનો ચાંદ આપીને તેને બહુ માન આપ્યું.

પોતાના મૂળ ગામમાં પાછી આવ્યા પછી તે અતિશય કરકસરથી રહેતી હતી. વિલિયમે મરતી વખતે તેને દર સાલ ૧૦૦ પૌંડ મળે એવી વ્યવસ્થા કરી હતી; પરંતુ એક સાલ પણ તેણે તે પૈસા મંગાવ્યા નહોતા. તે ૯૮ વર્ષની થઇ ત્યાંસુધી પોતાની જાતકમાઇથીજ તેણે પોતાનો ઉદરનિર્વાહ કર્યો. તે કહેતી કે, મારા જેવીએ વર્ષે ૫૦ પૌંડ કરતાં વધારે ખર્ચ કરવો એ કેવળ મૂર્ખાઈભરેલું છે.

મરણ પછી પોતાની ઉત્તરક્રિયા માટે શું ખર્ચ કરવો અને શું વ્યવસ્થા કરવી તે વિષે પણ તેણે બધું લખી રાખ્યું હતું. તેની મતલબ એ હતી કે, પૈસો અને વખત એ બંનેનો ખર્ચ કરવા માટે પોતાના ભત્રીજા ઉપર જરાયે બોજો પડે નહિ. તેણે આવીને માત્ર ભૂમિદા દેવો અને તે કરવામાંજ જે વખત જાય તેજ. છેક છેલ્લી ઘડીએ મરતાં મરતાં પોતાની આખરની ઘડીની ઈચ્છા દર્શાવતાં તેણે કહ્યું કે "મારા ભાઇ વિલિયમના વાળની એક લટ મેં સંભાળીને રાખી છે તે મારા શબ ઉપર મૂકજો, અને પછી શબને પેટીમાં મૂકીને પૂરજો." કેરોલીન હર્શેલમાં રહેલી બંધુપ્રીતિ અને વિદ્યાશક્તિ ઘણીજ થોડી જગ્યાએ માલમ પડે છે. એ જેટલી

વિદ્યાસંપન્ન હતી તેટલીજ અથવા તેથી પણ વધારે વિનયવતી હતી. પોતાના હાથથી ખગોળવિદ્યાને લગતી શોધો કરવાથી જે કાંઇ થોડીઘણી લોકસેવા થઈ, તે બધી પોતાના ભાઇને લીધેજ થઇ અને તે બધાનો યશ વિલિયમને હતો, એમ તે રોજ કહેતી. ભાઇનાં વખાણ ન કરતાં તેની એકલીનાંજ વખાણ કરેલાં જો તે સાંભળતી તો તેને ઘણો ગુસ્સો લાગતો. એ કહેતી કે, હું તો માત્ર મારા ભાઈના હાથમાં એક હથિયારરૂપ હતી, તેને ધાર કાઢવાનો શ્રમ તેણે લીધો તેથીજ મારાથી આટલું કામ થયું. તેણે એક ઠેકાણે લખ્યું છે કે "વિલિયમની ઈચ્છાથીજ હું આકાશનું અવલોકન કરતી. હું એટલે કાંઈ નહિ અને મેં કર્યું એમ પણ નહિ. જે કાંઈ હું છું, જે કાંઇ મને આવડે છે તે બધાનો યશ મારા ભાઇને ઘટે છે. હું એટલે માત્ર એક ઘાટઘૂટ વિનાનું હથિયાર. તેને આકાર આપીને તેણે તેનો ઉપયોગ કર્યો. એકાદા જાતવાન કુતરાને સારૂ શીખવ્યું હોત તો તેણે પણ મારા જેટલું કામ કર્યું હોત."

પરંતુ શાસ્ત્રજ્ઞ લોકોએ અને શાસ્ત્રીય પરિષદોએ તેના આ અત્યંત વિનયપૂર્ણ લખાણમાં સત્યતા છે એમ માન્યું નહિ. ઇ. સ. ૧૮૨૮ ની સાલમાં રાજ્યખગોળશાસ્ત્રીઓના મંડળે તેને સોનાનો ચાંદ અને માનપત્ર આપ્યું. એ પરિષદના અધ્યક્ષ સાઉથ સાહેબે તે વખતે કહ્યું કે " પોતાના ભાઈની શોધોને પ્રમાણથી સિદ્ધ કરનારી તે એજ, તે શોધોનું પદ્ધતિવાર વર્ગીકરણ કરનારી પણ તેજ; અને સર વિલિયમ હર્શૅલનું નામ અજરામર કરનાર પણ તેજ હતી; પરંતુ એટલાજ માટે આ પરિષદે તેને પોતાની કૃતજ્ઞતા દેખાડી એમ નથી. એ કૃતજ્ઞતા દેખાડવાનાં બીજાં પણ કારણો છે. તે જાતે સ્વતંત્ર મહાન શોધક હતી. તેને માટે પણ આપણે બધાંએ ખુલ્લા દિલથી તેને અભિનંદન આપવું જોઇએ." આટલું બોલીને તેણે સ્વતંત્રપણે કરેલી બધી શોધોનો ઉલ્લેખ કર્યો, અને છેલ્લે આ ભાઇબહેનસંબંધી તે બોલ્યો કે "આ અલૌકિક ભાઇબહેનના એકંદર શ્રમ તરફ જોતાં ભાઈની વિશાળ બુદ્ધિ માટે આશ્ચર્ય પામવું કે બહેનના અથાગ ઉદ્યોગ માટે ચકિત થવું એ કાંઈ સૂઝતું નથી."

હિંદુસ્તાનના પ્રસિદ્ધ હિતચિંતક હેન્રી ફૉસેટનાં વિદુષી પત્નીએ કેરોલીન હર્શૅલ માટે લખેલા ઉદ્‌ગાર વાંચવાલાયક છે. મિસિસ ફૉસેટ કહે છે કે "અત્યંત તીક્ષ્ણ ધાર કાઢેલાં હથિયારનાં

અથવા પુષ્કળ શીખવેલા જાતવાન કૂતરાનાં કદી પણ કોઈએ આવાં વખાણ કર્યાં હોત શું ? કેરોલીને અત્યંત વિનયને લીધે તથા પોતાના ભાઈની કીર્તિ વધારવાની સબળ ઇચ્છાને લીધે જે કાંઇ લખ્યું છે તે સર્વ અક્ષરશઃ ખરૂં માનવું જોઇતું નથી. પરંતુ એટલી વાત કબૂલ કરવીજ જોઇએ કે, ઘણે ભાગે તેના ભાઇએ આપેલા વલણને લીધેજ તેનું નામ પ્રખ્યાત થયું. જન્મથીજ તેની ગ્રાહકશક્તિ ઘણી વિશાળ હોવાથી ભાઇ શીખવે તે સમજી લેવાની તેની તૈયારીજ રહેતી. તે માત્ર એક હથિયારજ હતી એમ કાંઈ નહોતું. પરંતુ તેનું મન એકાદા ઉત્તમ વાદ્ય જેવું હતું. તે વાદ્યમાંથી એકાદો સાદો અથવા અતિશય કઠણ રાગ ઉત્પન્ન કરવો એ કેવળ વિલિયમની મરજી ઉપર હતું. એના કહેવાથી પ્રથમ તે સંગીતમાં અત્યંત કુશળ થઇ અને એનાજ શિક્ષણથી તે ખગોળવેત્તા પણ થઇ. તેની બુદ્ધિનું વિશાળપણું અને મનની હોંશ એટલાં વિલક્ષણ હતાં કે જો એણે કહ્યું હોત તો વળી કોઈ બીજા ગમે તે શાસ્ત્રમાં અથવા કળામાં મન પરોવીને તેણે નામ મેળવ્યું હોત.” કેરોલીન જેવાં ‘બુઠ્ઠાં પણ ધાર કાઢીને તીક્ષ્ણ કરવા યોગ્ય’ કેટલાંયે હથિયારો આપણા સમાજની સ્ત્રીઓમાં હશે, પણ તેમની ધાર કાઢવાનું ધૈર્ય તેમના ભાઇ–બાપમાં આવે ત્યારે ખરૂં !

(“બુદ્ધિપ્રકાશ”ના સને ૧૯૦૭ ના સપ્ટેમ્બર–ઑકટોબરના અંકોમાં
મરાઠીપરથી લખનાર મણિબહેન દોલતરામ)





# २—साध्वी बहेन दोरा

## ૧–બાલ્યાવસ્થા (૧૮૩૨–૧૮૫૨)

દોરા વિંડલો પાટીસનનો જન્મ ઇંગ્લૅંડના યૉર્કશાયર પ્રગણા-ના હક્ષોચેલ ગામમાં ઈ. સ. ૧૮૩૨ ના જાન્યુઆરી માસની ૧૪મી તારીખે થયો હતો. તેના પિતાનું નામ માર્ક પાટિસન હતું, જે ઘણા કાળસુધી હક્ષોચેલ ગામમાં પાદરીનું કામ કરતો હતો. તેનાં દશ છોકરી ને બે છોકરામાંથી દોરા દશમું ફરજંદ હોઇ પોતાની માતા-ની પેઠે ઘણી ખૂબસુરત તથા પિતાની પેઠે મજબૂત બાંધાની હતી.

હક્ષોચેલ ગામ ઘણું નાનું અને નાના સરખા પર્વતની પાસે હતું. પર્વતની એક બાજુએ પાણીનું નાળું અને પાણીવાળી જમી-ન હતાં. એ ગામમાં બસો ત્રણુસો માણુસો રહેતાં હતાં. માર્ક પાટિસનનું ઘર એક નાના સ્વચ્છ આશ્રમના જેવું હતું. ઘરથી દેવળ અર્ધો કોશ દૂર હતું. તે જગ્યા ચારે બાજુએથી ઝાડપાનથી ઘેરાયલી હતી. એ ઠેકાણે નગરની ગરબડ નહોતી. ચારે બાજુએ શાંતિ હતી. વરસાદથી નાળાં ભરાઇ જઇ પર્વતમાંથી ચારે બાજુ-એ પાણીના મોટા ધોધ વહેતા ત્યારે દેખાવ ઘણો ગંભીર અને ભયં-કર થઇ રહેતો. આવી ગંભીર જગ્યામાં દોરા ઉછરેલી હોવાથી તેનામાં બાળપણુથીજ ગંભીરતાનો સંચાર થયો હતો.

દોરા બચપણુમાં ઘણી માંદી રહેતી. તેની મોટી બહેનોએ બહુ ખંતથી તેની સેવાચાકરી ન કરી હોત તો તે ઉછરવા પામત-જ નહિ. દોરાને તેનાં ભાઇબહેન પ્રાણુથી પણ અધિક ચાહતાં. ઘણું કરીને મંદવાડમાં માણુસ ક્રોધી અને ચીઢિયા સ્વભાવવાળું થઇ જઇ સહેજ પણ કસુર થતાં તેનો મીજાજ ઠેકાણે રહેતો નથી, પરંતુ દોરા-ની બાબતમાં આથી ઉલટું જ હતું. વારંવાર મંદવાડના સપાટામાં આવવાથી એ શાંત અને સહનશીલ બની હતી. જાણે ભવિષ્યમાં સહનશીલતા માટેની કઠણ પરીક્ષા આપવા તૈયાર કરવાનેજ ઇશ્વરે કૃપા કરી તેને મંદવાડ મોકલ્યો હોયની ! દોરા આવી સહનશીલ

હોવા છતાં બાળપણમાં તે ઘણીજ મસ્તીખોર હતી. તેનું શરીર સારૂં રહેતું ન હોવાથી તેનાં માબાપ રીતસર અભ્યાસ કરવા દેતાં નહોતાં, છતાં એની બુદ્ધિ એવી તો વિચક્ષણ હતી કે કોઈ વિષય સાંભળે કે તરત તે શીખી જતી હતી. નિયમિત કેળવણી નહિ મળવા છતાં પણ દરરોજના બનાવો ઉપરથી તે ઘણું શીખી શકતી.

ડોરા બાળપણથીજ સર્વ વિષયનું તત્ત્વ શોધતાં શીખી હતી. જે જે જોતી અથવા સાંભળતી તે સર્વનું તે કારણ શોધતી અને જ્ઞાન મેળવી હૃદયમાં ભરી રાખતી. ગમે તેવો સારો કે નરસો વિષય હોય પણ તેનું કારણ જાણી તે વિષે કોઇ પણ પ્રકારનો નિર્ણય કરવાની તેને ટેવ હતી. કોઇ ને કોઈ વિષયમાં તેનું મન લાગેલુંજ રહેતું. તેની પ્રકૃતિ કોમળ છતાં તેનું મન ઘણું દૃઢ હતું. આપણે જોઇએ છીએ કે, નાના બાળકને કોઈ બાબતમાં હરકત પડે કે તરત તે રોઈ પડે છે. પરંતુ ડોરાને અડચણ આવે તો તે રોતી નહોતી, પણ તેમાં ફતેહ મેળવવા મનમાં ને મનમાં વધારે દૃઢ પ્રતિજ્ઞા લેતી. એક રવિવારે તેની માતાએ તેને અને તેની બહેનને ગમતી ટોપી નહિ પહેરાવતાં દેવળમાં લઇ જવાની હઠ કરી. પસંદ પડતી ટોપી નહિ મળ્યાથી બેઉ બહેનોએ ઘણો અસંતોષ જણાવ્યો અને કહ્યું કે, આ ટોપી પહેરી અમે આવવાનાં નથી; છતાં કોઇ રીતે માતાની આજ્ઞા ઉથાપી ન શકાવાથી લાચારીથી તે ટોપી પહેરવી પડી. આગળ જણાવ્યા પ્રમાણે જોકે ડોરા સ્વભાવે શાંત હતી તોપણ બાળકોનાં સ્વાભાવિક મસ્તીતોફાન તો તેનામાં હતાંજ. આથી કોઇ કોઇ વાર તે એવી હઠે ચઢતી કે ધારેલું કામ સિદ્ધ કરવા સર્વદા ઉપાય શોધતીજ ફરતી. તે મુજબ તે માતાને કાયર કરવાની યુક્તિ શોધ્યાં કરતી હતી. એક દહાડો પુષ્કળ વરસાદ પડતો હતો અને ડોરાની મા ઘરમાં નહોતી. એ લાગ જોઇ ડોરા એકદમ પોતાની બહેન પાસે દોડી જઈ બોલી "ચાલ બહેન! આજે આપણે પેલી ટોપીઓ બગાડી દઇએ કે ફરી મા બળાત્કારે એવી ટોપી પહેરાવે નહિ." બેઉ જણાં આમ મસલત કરી માથે ટોપી પહેરી બારીમાંથી ડોકિયું કરી બહાર વરસાદમાં જોવા લાગ્યાં. સારી પેઠે ટોપી ભીંજાઈ ગઇ કે તેમને પાછી પેટીમાં મૂકી દીધી. પરંતુ તેમની મા પણ કાંઈ કાચી નહોતી. તેના જાણવામાં આવ્યું ત્યારે એક રવિવાર તો શું પણ ત્યારપછીના ઘણા રવિવાર સુધી એજ ને એજ સડેલી ટોપીઓજ પહેરાવી દેવળમાં લઇ જતી. ડોરાનું શાણ-

જ સારૂં રહેતું ન હોવાથી સારે સેનાપર મારવા લાગ્યાં, પણ તેથી તેની મા નકામાં લાઠ લાડકી દીકરીનો જીવ બચાવવા માગતી નહોતી.

ડોરાની ૧૪ વર્ષની ઉંમર થઇ ત્યાં સુધી રોગીઓની સેવા તરફ પાટિસનની કન્યાઓનું ધ્યાન ખેંચાયું નહોતું. છતાં તેમની વૃત્તિ એક સુંદર કામમાં દોરાઈ હતી. દરિદ્રોને માટે તેઓના કોમળ અંતઃકરણમાં પીડા થતી. સૌ કન્યાઓમાંથી ઘણું કરીને બે બહેનો ભેગી થઇ કાંઇ ને કાંઇ ખાવાનું ટોપલીમાં ભરીને ગરીબ[illegible] ગરીબોને ઘેર આપી આવતી. પાટિસનનું કુટુંબ ઘણા કાળથી પરોપકાર માટે પ્રખ્યાત હતું. પાટિસનની દીકરીઓમાં પણ વત્તાઓછા પ્રમાણમાં આ સદ્ગુણ આવ્યો હતો. તેઓ જાણતી હતી એટલું જ નહિ પણ ધનવાન કે ગરીબ જે કોઇ એમને ત્યાં જતો તેને પ્રેમથી પોતાની સાથે ખવરાવી પીવરાવી સંતોષ આપતી. એમના ઘરમાં સુખની કે સુખની વસ્તુની ખોટ નહોતી. ડોરા અને તેનાં ભાઇબહેન સર્વદા ગરીબોને પૈસા આપતાં. પોતે જૂનાં ફાટેલાં વસ્ત્રથી ચલાવી લઈ નવાં વેચાતાં લેવામાં જે પૈસા બચે તેમાંથી ગરીબોને જોઇતી ચીજો લાવી આપતાં. દુઃખીને માટે તેમનાં અંતઃકરણ એટલાં તો પીડા પામતાં કે ભૂખ્યાને પોતાના મોંમાંનો કોળીઓ આપીને પોતે અનાહારે રહેવામાં તેમને ઘણોજ આનંદ થતો. અહા! પરમાત્માએ માનવહૃદયમાં જે પ્રેમબીજ વાવ્યું છે તે અતિ અલૌકિક છે.

હલોયેલ દેવળમાં ગાવાનો ભાર ડોરાએ લીધો હતો અને પોતાના મધુર સૂરથી ધર્મગીત ગાઈ તે સૌને આનંદ આપતી.

ડોરાનું શરીર ધીમે ધીમે બળવાન થવા માંડ્યું ત્યારે તેણે ઘોડે બેસવાનો આરંભ કર્યો. રસ્તે રસ્તે તે એક બહાદુર [illegible] થઇ પડી. હવે તે સ્વચ્છ હવામાં તથા ખુલ્લા મેદાનમાં જઈ ફરવા લાગી, શરીરની સુખાકારીને માફક આવે એવી કેટલીક કસરત કરવા લાગી અને થોડાજ વખતમાં તેનું શરીર બળવાન થયું.

ડોરા હવે ગમ્મત વિનોદ અને લોકોને હસાવવામાં [illegible] થતી. તેના એક મિત્રે તે વેળાની હકીકતને યાદ કરી કહ્યું છે કે, ડોરાનું હસવું હજી પણ મારા કાનમાં સંભળાય છે. પરંતુ આ સર્વની સાથે હવે તેને ભવિષ્યના જીવનનો વિચાર કરવાનો આરંભ થયો. "હવે મારે સંસારમાં [illegible] [illegible] ડોરાના મનમાં ગુંચવણ લાગી. હવે [illegible] ડોરાનું શરીર

પુષ્ટ, કપાળ વિશાળ અને હાથપગ દૃઢ થયા. ટુંકામાં તે એક પરમ રૂપવતી સ્રીતરીકે પ્રખ્યાત થઈ અને સુંદર સુમિષ્ટ સ્વભાવવડે સર્વની પ્રશંસા તથા પ્રીતિ મેળવવા લાગી. તેનું બહારનું રૂપ જોઇને, તેની સાથે વાતચીત કરીને તથા તેની સહૃદયતા અને પરમાર્થપર પ્રીતિ જોઇ સૌ તેનાં વખાણ કરતાં. ગરીબોના દુઃખનિવારણ માટે સ્વાર્થત્યાગ અને મહેનતથી પણ જો પારકાને સુખ ન કરી શકે તો તેનું ચિત્ત શાંત થતું નહોતું. ફ્લોરાએ આ સર્વ સદ્ગુણ એકત્ર કરી સંસારમાં પ્રવેશ કર્યો.

## ૨—સંસારપ્રવેશ (૧૮૬૧—૧૮૬૬)

વીસ વર્ષ પછી પણ ફ્લોરાને કામ નહિ સૂઝવાથી લાચારીથી બીજાં નવ વર્ષ તેણે પોતાના પિયરમાં જઇ હક્ષોચેલમાં ગાળ્યાં. તેથી ૨૦ થી ૨૯ વર્ષ સુધી તેના જીવનમાં કાંઇ નવીન બનાવ બન્યા નથી. આ લાંબા સમય સુધી ફ્લોરા ગામમાં રહી શારીરિક શ્રમમાં તથા રમતગમતમાં ગુજારવા લાગી; પણ હવે તે જીવનના માર્ગપર પગ મૂકવા ઘણી આતુર થઇ. તેનું મન આવી અસ્થિર સ્થિતિમાં હતું તેવામાં એક દિવસે તેણે સાંભળ્યું કે, ક્રીમિયાની લડાઇના મેદાનમાં જખમી થયેલા સિપાઇઓની સેવાચાકરી કરવામાં કુમારી નાઇટિંગેલ જોડાઇ છે. આ ખબર સાંભળતાંજ ફ્લોરાનું નિર્ભય ચિત્ત સાહસથી ઉછળી રહ્યું. કુમારી નાઇટિંગેલના હાથ નીચે રહી જખમી થયેલા સિપાઇઓની ચાકરી કરવા તે તૈયાર થઈ. પિતાની આગળ તેણે આ મનસુબો જણાવ્યો; અને રજા આપે એ માટે નમ્રભાવે વિનતિ કરી. પરંતુ દીર્ઘદર્શી પિતાએ પુત્રીનો આ સંકલ્પ છોડી દેવડાવ્યો. તેણે કહ્યું કે, ભયાનક લડાઇના મેદાનમાં જઇને જખમીઓની સેવા કરવાનું કામ એ બાબતનો અનુભવ તથા જ્ઞાન હોય તોજ થઈ શકે. ફ્લોરામાં એ કાંઇજ નહોતું. તેથી કાર્યક્ષેત્રમાં જઇને તું બીજી સ્રીઓને મદદ આપવાને બદલે ઉલટી આપદાકારક થઇ પડવા સંભવ છે. બહેન! એવું ભારે કામ માથે લેવાને હજી તારે વાર છે. તારી મરજી હશે તો ઘરમાં રહી પુષ્કળ સારાં કામ કરી શકાશે. પિતાના આ નકારનો જવાબ ફ્લોરા આપી શકી નહિ. મનમાં ને મનમાં તે ઘણો કલેશ પામવા લાગી. હાલમાં તેની મા હંમેશાં માંદી રહેતી. ફ્લોરા અને તેની બહેનો ખરા દિલથી તેની સેવા કરતી.

કેટલાક દિવસ પછી માતા ગુજરી જતાં ફ્લોરા ઘણી દુઃખી થઈ.

એ પછી ડોરા રેડકાર નગરમાં ફરવા ગઈ; ત્યાં તેને ભગિનીસંપ્રદાયની કેટલીક સ્ત્રીઓ સાથે ઓળખાણ થઇ. એ સ્ત્રીઓ ભગિની-સેવા વગેરે પરમાર્થકાર્યોમાં લાગેલી હતી. ઇંગ્લૅંડમાં જૂદે જૂદે ઠેકાણે એઓ પરોપકારનાં કામ કરતી ફરતી. સરળ સ્વભાવની ડોરા તેમને જોઇ વિચારવા લાગી કે "ઓહો! એઓ કેવું રૂડું કામ કરે છે! દીન દુઃખીઓની સેવા કરવા જેવું જગતમાં બીજું કયું આનંદદાયક કામ છે? રેડકાર નગરથી પાછા ફરતી વેળાએ ડોરાના મનમાં આવા વિચારો આવવાથી ડોરાને ઘરમાં ગોઠતું નહિ. ડોરા આવો ઉદ્દેશ રાખી સંસારક્ષેત્રમાંથી નીકળી જાય એ તેના પિતાને ગમતું નહોતું; તેથી સાવધાનતાથી તે આ માર્ગમાં પડતી વિપત્તિઓ એક પછી એક સમજાવવા લાગ્યો; પરંતુ દૈવી ભાવથી પૂર્ણ થયેલી ડોરાને વિપત્તિઓના ભયથી પોતાની ઉન્નત ભાવનાઓ પડી મૂકવાનું અને સંસારમાં પડી સર્વના જેવું સ્વાર્થી જીવન ગાળવાનું તેને ગમ્યું નહિ.

અંતે ડોરાએ પોતાના ૨૯ મા વર્ષે એટલે સને ૧૮૬૨ માં પોતાના મહાન ઉદ્દેશને લઈને પિતાનું ઘર તજ્યું. પ્રથમ તે ભગિનીસંપ્રદાય સાથે ન જોડાતાં ઉલ્સ્ટન ગામની નિશાળમાં શિક્ષિકા તરીકે દાખલ થઇ. આ કામમાં તેને ઘણો થોડો પગાર મળતો હોવાથી તેનો પિતા થોડા થોડા પૈસા મોકલતો રહેતો. ભોગવિલાસ અને આડંબરથી દૂર રહીને ગરીબાઇથી ગુજારો કરવામાં તે અસંતોષ ન માનતાં ઉલટું ગૌરવ સમજતી. ઘણા સંતોષપૂર્વક તેણે ઉલ્સ્ટનમાં ત્રણ વર્ષ ગાળીને શિક્ષિકાનું કામ ઘણી બાહોશીથી બજાવીને સારૂં નામ મેળવ્યું. પોતે એક નાની સરખી ઝુંપડીમાં રહીને ઘરનું તમામ કામકાજ જાતેજ કરતી. હક્ષોયેલના લોકો તેનાપર જેવી પ્રીતિ રાખતા, તેમ અહીં પણ તેના શાંત સ્વભાવ અને સદ્ગુણથી લોકો મોહિત થઈ ગયા. ધીરે ધીરે હવે તેનામાં સદ્ગુણોનો વિકાસ થવા લાગ્યો. ડોરા જ્યારે વાર્તા કહેતી ત્યારે લોકો ચકિત થઇ તેના મોં સામે જોઇ રહેતા. નાનાં બાળકો તો તેના સ્નેહથી બહુજ હળી ગયાં. બાળકો ભેગાં હોય ત્યારે જાણે કે તે તેમનીજ આંખે જોતી હોય અને તેમનાજ કાને સાંભળતી હોય એમ લાગતું. સરળ હૃદયવાળી ડોરા જ્યારે બાળક સાથે રમતી ત્યારે તે એક બાળક થઈ જતી. કોઇ વેળા બાળકની પેઠે કૂદાકૂદ અને દોડાદોડ કરી મૂકતી, કોઈ વાર ગપેડાનો કે એવો કોઈ અવા-

જ સાંભળી છોકરાંની સાથે આનંદથી તાળીઓ પાડતી અને કોઇ વાર સુંદર ફૂલ જોઇ ઘેલીની પેઠે તેના તરફ દોડતી. ટુંકામાં ક્ષુદ્ર અને સામાન્ય વિષયમાં પણ તેનું હૃદય બાળક સાથે આનંદમાં ભાગ લેતું. નિશાળમાં ડોરા બાળકોની શિક્ષક હતી, ઘરમાં સાથે રમનાર સાથી હતી, અને રોગી અવસ્થામાં તેઓની દાસી હતી. ડોરાની આવી યોગ્યતા જોઇને છોકરાંનાં માબાપ પણ તેને બહુજ ચાહતાં. ડોરા પણ તેમની સાથે સદ્ભાવ રાખતી.

ડોરા પોતાની ઝુંપડીમાં એકલીજ રહેતી અને ચાકરનું કામ પણ હાથેજ કરતી. તેની આવી રહેણી જોઈ લોકો અજાયબ થતા. વૉલ્સટનના ગરીબ રહેવાસીઓ તેને રાજકન્યા સમજતા. પડોશમાં એક બહુજ ભલો પુરુષ અને તેની સ્ત્રી રહેતાં હતાં. ડોરાનાં રૂડાં આચરણથી તેના ઉપર તેઓ પુત્રીતુલ્ય પ્રેમ રાખતાં. તેમની પાસે કાંઇક દોલત હતી, પરંતુ પેટે પરિવાર ન હોવાથી પોતાની વારસ ડોરાને કરવાની તેમની ઇચ્છા હતી. ડોરા વૉલ્સટનમાંથી ગયા પછી પણ દરવર્ષે આ ભલો પુરુષ તેને સો રૂપિયા મોકલતો અને લખતો કે "બહેન ! તમો આને દાનસ્વરૂપ નહિ ગણતાં ઇચ્છા પ્રમાણે ખર્ચ કરજો." પરંતુ ડોરા તેને રીતસર દાનતરીકે સ્વીકારી ગરીબોને મદદ કરવામાં ખર્ચી નાખતી. પોતાની પેદાશમાંથી પણ ચાર આનાથી વધારે પૈસા પોતાને માટે નહિ ખર્ચતાં ગરીબોને આપી દેતી. દીન દુઃખીઓ માટે વધારે મહેનત કરવાથી ડોરાનું શરીર પાછું ખરાબ થઈ ગયું. છતાં પણ પરોપકારમાં હજી પોતાનાં તનમન વધારે સારી રીતે વાપરી નહિ શકવાથી તેનું ચિત્ત હમેશા અપ્રસન્ન રહેતું. વળી ભગિનીસંપ્રદાયનું વ્રત ગ્રહણ કરવાના વિચારમાં પણ તેનું મન ગુંચવાયેલું રહેતું.

ડોરાનું શરીર વધારે બગડવા માંડયું; છતાં પણ તે કામ કરતી અટકી નહિ. આવી હાલતમાં પણ તે દિવસે સ્કૂલમાં ભણાવતી અને રાત્રે રોગીઓને ઘેર જઈ જાગરણ કરતી. વૉલ્સટનનો પાદરી પણ તેને આવા રૂડા કામમાં ઉત્સાહ આપ્યા કરતો. આથી તેણે પાદરીનાં વચનોથી ઉત્તેજિત થઇને તંદુરસ્તીની દરકાર રાખવાનું છેક છોડી દીધું. આખરે વાત એટલે સુધી વધી કે ડોરા બિછાનાપરથી ઉઠી ન શકે એવી અવસ્થામાં આવી પડી. શરીર એકદમ નાતાકાત થઈ ગયું. ડૉક્ટરે આવીને કહ્યું કે "રોગ ઘણો કઠણ છે. શરીરમાં થોડીજ શક્તિ આવે એટલે થોડા વખત હવાફેર માટે બીજે

સ્થળે જવું પડશે.” પછી જ્યારે તેનું શરીર આસ્તે આસ્તે સુધર્યું ચાલ્યું, ત્યારે તંદુરસ્તીને માટે રેડકાર નામની જગાપર તેને પાણીફેર માટે મોકલી.

આગળ જણાવાયું છે કે, ભગિનીસંપ્રદાયની સ્ત્રીઓ સાથે રેડકારમાં ડોરાને મુલાકાત થઇ ત્યારે તેમનું જીવન ડોરાને ઘણુંજ પસંદ પડયું હતું. હાલમાં પાછી જ્યારે ડોરા રેડકારમાં આવી ત્યારે પાછા ફરીથી પૂર્વના વિચારો એના મનમાં આવવા લાગ્યા. આ વેળા તેણે કોઇ પણ અડચણ વેઠીને આ સંપ્રદાય સાથે મળી જવા નક્કી કર્યું. નિશાળનું કામ છોડી દીધું. ઉલ્સ્ટનમાં જઇ સગાંવહાલાંને મળી વિદાયગીરી લીધી અને ઈ. સ. ૧૮૬૪ ની આખરે ડોરા ભગિનીસંપ્રદાયમાં દાખલ થઇ. આ વખતે તેના પિતા કે કુટુંબનું કોઇ પણ તેની વિરુદ્ધ નહોતું.

ભગિનીસંપ્રદાયની સાથે ડોરા ઘણી હળી ગઈ. ઉલ્સ્ટનનાં માણસો તથા છોકરાં જેમ એની સાથે હળી ગયાં હતાં તેમ અહીં પણ સૌ કોઇ એના સદ્ગુણુપર ફીદા થઈ ગયા; પણ ડોરાની વૃત્તિ હવે અન્ય બાજુએ દોરાઈ. તે હમેશાં સ્ત્રીઓના સહવાસમાં રહેવા ચાહતી નહોતી. અને સ્પષ્ટ કહેતી કે, સ્ત્રીઓ જ્યાંસુધી માનસિક અને શારીરિક બળ મેળવશે નહિ, ત્યાંસુધી તેમનો સહવાસ મને ગમશે નહિ. તે માનવજીવનની કિંમત જાણતી એટલે પોતાના જીવનની પણ કિંમત જાણતી હતી.

ડોરા જેમ ઉંમરે વધતી ગઇ તેમ તેનામાં કૌતુક કરવાની તેમજ હસાવવાની ટેવ વધવા લાગી. આ વિષયમાં તેની શક્તિ એટલી બધી અસાધારણ હતી કે તે સૌને આશ્ચર્યકારક રીતે હસાવતી.

ડોરાને ધર્મ ઉપર વિશ્વાસ નહોતો. ઈશ્વર ઉપરથી તેની ભક્તિ ઉઠી ગઇ હતી; કારણકે ધર્મશાસ્ત્ર હજીસુધી તેને દેવવાક્યરૂપે જણાયું નહોતું. આ અરસામાં વળી તેના બંધુઓ તથા અન્ય સગાંવહાલાં તેને સંસારધર્મમાં પ્રવેશ કરવા વીનવતા. ડોરાના હૃદયમાં આ પણ એક ગંભીર સંગ્રામ ચાલતો હતો.

ભગિનીસંપ્રદાયમાં જોડાયા પછી ડોરા ‘ભગિની ડોરા’ના નામથી ઓળખાવા લાગી. આ સંપ્રદાયની સ્ત્રીઓને હમેશાં સખત પરિશ્રમ કરવો પડે છે. વળી પોતાની ઇચ્છા મુજબ કોઈ પણ કામ નહિ કરી શકાતાં મુખ્ય સ્ત્રીના હુકમ પ્રમાણે વર્તવું પડે છે. તે જે કહે તે ચુપચુપ કરવું અને ઉપરિવર્ગને ગુરુની જેમ માનવો પડે

છે. ટુંકામાં જે સ્ત્રીઓ ભગિનીસંપ્રદાયમાં જોડાવા ઇચ્છતી હોય તેમાં બે ગુણ સો ખાસ હોવાજ જોઇએ. એક તો ભૂખ અને ઉજાગરા વેઠી મહેનત કરવાની શક્તિ અને બીજું ઉપરિવર્ગના હુકમમાં રહેવાની શક્તિ. તેથી સ્વતંત્ર પ્રકૃતિવાળી ડોરાને હવે ઘણી સખ્ત કસોટી આવી. તેને બિછાનાં પાથરવાં પડતાં, ઓરડા સાફ રાખવા પડતા અને રાંધવું પણ પડતું. એક દિવસે ડોરાએ બિછાનાં તૈયાર કરી રાખ્યાં હતાં. એવામાં મુખ્ય બાઇએ આવી કેટલોક ઠપકો દઈ વધારે સારી રીતે પથારી કરવાનો હુકમ આપી ગઈ. ડોરાને સાદાઈ વધારે ગમતી હોવાથી ટાપટીપ કરવાનું તે જાણતી નહોતી. આથી ઉપરિઓનો ટાપટીપનો પ્રેમ જોઇને ડોરા ઘણાજ દુઃખી હૃદયે ત્યાંનું કામ શીખવા લાગી. તેને મનગમતાં કામ કરવાનો લાગ જેવો ઉલ્સ્ટનમાં મળતો તેવો અહીં ન મળવાથી તે મનમાં ઘણી દુઃખી થવા લાગી. અંતે થોડાક દિવસ પછી તેને અર્મસ્બી રોગી આશ્રમમાં મોકલવામાં આવી. આ આશ્રમમાં વધારે રોગીઓ નહિ હોવાથી રોગીની બરાબર સેવા કરવાની તક મળેલી સમજીને ડોરા ખુશ થઈ. અહીં તેને કોઇ વાર એકલાં તો કોઈ વેળા બીજી ભગિની સાથે મળી કામ કરવું પડતું હતું. બર્મિંગહામ નગરથી ત્રણ કોશ ઉપર વાલ્સ્ટન નામની જગ્યામાં એક નાની હોસ્પિટલ સ્થપાઇ હતી. પહેલાં એ ઘણું રમણીય સ્થળ હતું. ચોતરફ સુંદર અરણ્ય હોઇ તેમાંથી નાના નાના પુષ્કળ ઝરાઓ વહેતા હતા, પણ હવે આ અરણ્યોનું આગલું સ્વાભાવિક સૌંદર્ય નાશ પામ્યું હતું. હવે તો હજારો માણસો ત્યાં રહેતા અને પુષ્કળ કોલસા અને લોઢું ખોદી કાઢતા. વાલ્સ્ટનમાં હવે ૩૫૦૦૦ માણસોની વસ્તી હતી. મજૂરોની હાલત ઘણી ખરાબ હતી. જમીનમાં છેક નીચે જઇને ઘોર અંધારી ખાણમાં એક એક બત્તીની મદદવડે સીમબળથી હજારો મણ કોલસા અને લોખંડની માટી તેમને ખોદવી પડતી. હવા ઘણીજ થોડી અને તેમાં વળી અંધકાર એટલે દેખાવ એવો બિહામણો કે જેમણે કોલસાની ખાણ જોઇ ન હોય તેમના ખ્યાલમાં આ વાત આવી શકવી મુશ્કેલ છે. આટલેથીજ એમની પીડાનો અંત આવતો નહોતો. કોઈ કોઇ વાર ખાણનો ઉપરનો ભાગ પડી જતો. વળી એક જાતનો ગેસ સળગી ઉઠતો અને ભયંકર આગ લાગતી ત્યારે પણ ઘણાં માણસોના જીવ જતા. વારંવાર કોઇના હાથપગ ભાગતા તો કોઇને માથે મોટા જખમ થતા.

આવા મજૂરોને મદદ કરવા આ આશ્રમનો કારભાર ભગિનીસંપ્રદાયને સોંપવામાં આવ્યો હતો અને તેથીજ ભગિની ડોરાને ઇ. સ. ૧૮૬૫ ની શરૂઆતમાં, આ સંપ્રદાય તરફથી વાલ્સલમાં મોકલવામાં આવી.

પહેલવહેલાં એ આશ્રમ બંધાયો ત્યારે ચાર રોગીને રહેવા લાયક બંદોબસ્ત કરવામાં આવ્યો, પરંતુ રોગીની સંખ્યા ધીરે ધીરે એટલી બધી વધવા લાગી કે એક વર્ષ પૂરું થતાંમાં ૧૪ રોગીને રહેવાલાયક બંદોબસ્ત કરવો પડયો. ભગિની મેરી નામની એક સ્ત્રી વિશેષ પરિશ્રમથી આ આશ્રમમાટે કામ કરવા લાગી. કેટલાક દિવસ પછી તે માંદી પડી તેથી તેને બીજી જગ્યાએ મોકલવામાં આવી અને તેની જગ્યાએ બીજી ભગિની આવી. આ વખતે ભગિની ડોરાને અર્મસ્બી આશ્રમથી અહીં મોકલવામાં આવી. અહીં આવ્યા પછી ડોરાને શીતળા નીકળ્યા, જેથી તેને એક ઓરડામાં અલગ રાખી. ડોરાને આમ અલગ ઓરડામાં રાખવાથી થોડી આપદા પડી. પ્રોટેસ્ટંટ ધર્મસંપ્રદાયમાં ગપ ઉડી કે, એ ઓરડામાં તેણે મેરી માતાની મૂર્તિ રાખી છે. આથી અભણ અને ભણેલા પ્રોટેસ્ટંટ ખ્રિસ્તીઓ ઘણાજ ગુસ્સે થઇ ગયા. હૉસ્પિટલની બારીમાં લોકો ઇંટો ને પથરા ફેંકવા લાગ્યા. આશ્રમમાં રહેનારા માણસોપર બીજા ઘણા જુલમો થવા માંડયા, પણ એટલામાં ભગિની ડોરા રોગથી મુક્ત થઈ, જેથી સર્વ આપદાની શાંતિ થઇ.

જગતમાં દેવ અને અસુરનો સંગ્રામ સર્વત્ર ચાલતો હોય છે. આવા પરમાર્થના કામપ્રત્યે પણ કેટલાક નરાધમ ધિક્કાર બતાવવા લાગ્યા. પરંતુ સાધુજનોની સહાયમાં ભગવાન પોતેજ હોય છે. વખત જતાં ભગિની ડોરાના સરળ અને માયાળુ આચરણથી શત્રુ પણ મિત્ર થયા અને દુષ્ટ માણસો પણ તેને ચાહવા લાગ્યા. એક વેળા વાલ્સલના મજુરોએ ચીઢાઇને સારા માણસોપર જુલમ કરવાનો આરંભ કર્યો. એ ગડબડમાં એક દિવસ સાંજે ડોરા એકલી રસ્તે ચાલી જતી હતી. તેના પર તાકીને એક બાળકે પથ્થર ફેંકયો. પથ્થરથી ડોરાનું કપાળ ફૂટયું. આ બનાવને કેટલાક દિવસ વીત્યા પછી તેજ બાળક કોલસાની ખાણમાં કામ કરતો હતો તેવામાં ભયંકર જખમ થવાથી તેને હૉસ્પિટલનો આશ્રય લેવો પડયો. બાળક હૉસ્પિટલમાં આવતાંજ ડોરાએ તેને ઓળખ્યો, પણ તે વેળા કાંઈ નહિ બોલતાં બીજા રોગીના કરતાં તેની ચાકરી

ચાકરી યત્નથી તથા પ્રેમથી કરવા લાગી. ધીરે ધીરે જખમ રૂઝાવા માંડયો. એક દિવસ રાત્રે તે બાળક છાનોમાનો રડતો જણાયો. ડોરાએ ધીરે ધીરે તેના માથાપર હાથ ફેરવવા માંડયો કે તરતજ તે રોતો રોતો બોલી ઉઠયો "ભગિનિ! મેંજ આપના ઉપર પથ્થર ફેંકયો હતો." તે સાંભળી ડોરા બોલી "તું શું એમ ધારતો હતો કે હું તને ઓળખતીજ નથી? તને અહીં આવતાંજ મેં ઓળખ્યો હતો." આ સાંભળી તે ઘણોજ અજાયબ થયો. તેણે ખરાબ આચરણ કરેલું જાણ્યા છતાં આટલા યત્ન અને સ્નેહ સાથે તે પોતાની સેવા કરે એવો વિચાર એને સ્વપ્નામાં પણ આવ્યો નહોતો. તેથી ડોરાએ અપકારને બદલે આટલો બધો ઉપકાર કરેલો જોઇ તે ઘણો ઓશિયાળો થઇ વધારે પ્રેમ બતાવવા લાગ્યો.

એ પછી ડોરાને ભગિનીસંપ્રદાયના મુખ્ય સ્થાન રેડકારની પાસે કોઆથામાં આવવાનો હુકમ થયો. આ વેળા ડોરાની ઉંમર ૩૩ વર્ષની હતી. પરંતુ અનેક અનુભવો પછી તેનો સ્વભાવ હવે એવો થઈ ગયો હતો કે બીજી ભગિનીઓ જેવું શિષ્ટ અને શાંત રહેવું તેને માટે ઘણું અસંભવિત લાગતું. એક દિવસ ભગિની આશ્રમની સામે એક મોટું ખચ્ચર લાવવામાં આવ્યું હતું. એ ખચ્ચર દેખાવમાં એવું સુંદર હતું કે જોતાંજ ઉપર બેસવાની ઇચ્છા થાય. પરંતુ તે એવું તો હરામી હતું કે બેસનારને પીઠ-પરથી પાડયા વિના રહેતું નહિ. ડોરા ઘણી હિંમતવાળી. હતી. એવું ખચ્ચર જોઇને તેનાપર સ્વારી કરવાની તેને ઘણી ઈચ્છા થતાં ભગિનીનાજ પોશાકમાં દોડી જઇને તે ખચ્ચરની પીઠપર સ્વાર થઈ. ખચ્ચરે કૂદકા પર કૂદકા મારી છેવટે ડોરાને ફેંકી દીધી. ડોરાને ઘણું વાગ્યું. ડોરાની આ હિંમત જોઈ સૌ અજાયબ થયા.

આ બનાવ પછી થોડા દિવસમાં એક પ્રતિષ્ઠિત માણસે એક માંદી વૃદ્ધા સ્ત્રીની સેવા માટે એક ભગિનીને પોતાને ઘેર મોકલવા ભગિનીસંપ્રદાયના ઉપરિને લખ્યું. પહેલાં તેની આગળ જે જે ભગિનીને મોકલેલી તેમાંની એકેને તેણે પસંદ કરી નહિ. આખરે તે પોતે આશ્રમમાં આવ્યો. આશ્રમમાં ભગિનીઓ જ્યાં પોતાનું કામ કરતી હતી ત્યાં તે ગયો તો ડોરાને ઘણા ઉત્સાહથી રસોઇ કરતી જોઇ. બધી ભગિનીઓમાંથી તેણે ડોરાનેજ લાયક જાણી મોકલવા કહ્યું. આથી ડોરાને તેની સાથે મોકલવામાં આવી.

એ રોગીનું ઘર ભગિની આશ્રમની પાસે હતું. ડોરા રોજ

રોગીની પાસે રહેતી અને દિવસે પાછી આશ્રમમાં આવી સૂતી. આ પ્રમાણે રોગીની કેટલાક દિવસ ચાકરી કર્યા પછી તેની હાલત ધીમે ધીમે સુધરવા લાગી. ડોરા વૃદ્ધ સ્ત્રીને સારી થતી જોઈ ઘણી ખુશ થઈ. તે હવે રોગીના સંબંધમાં થોડીક નિશ્ચિંત થઈ હતી એટલામાં એકાએક એક રાત્રે ઘરનાં સૌ ઉંઘતાં હતાં ત્યારે વૃદ્ધ સ્ત્રીએ ડોરાને ધીમે ધીમે કહ્યું કે "મારા પલંગ નીચે એક પેટી છે તે લાવ." તરતજ ડોરાએ પેટી પલંગપર મૂકી. ડોશી ઉન્માદવશ હોવા છતાં પણ ડોરાના કામકાજથી એટલી બધી ખુશ થઈ હતી કે પોતાની પેટી ઉઘાડી. તેમાં જે કિંમતી હીરાના અલંકાર હતા તે સર્વ તેને લેવાને કહ્યું. ડોરાએ તે લેવા ના પાડી. તેથી ડોસી ગુસ્સે થઈ બોલી "જો તું આ ન લે તો હું તને મારી નાખીશ." ડોરા કોઈપણ રીતે તે લેવાને રાજી થઈ નહિ. તે રાત્રિનો બનાવ આવી રીતે પૂરો થયો. ડોશીના મનનો નિશ્ચય હતો કે, ડોરાને આ અલંકાર આપી સુખી કરવી. કોઈ રીતે આ નિશ્ચય ફરે એમ નહોતો. બીજી રાત્રે ડોરાએ જોયું તો ડોશીને સ્થિર થઈને ઉંઘતી દીઠી તેથી કાંઈક નીરાંત વળી. બારી આગળ બેસી મધ્યરાત્રિના ગાંભીર્યમાં ડૂબીને તે નક્ષત્રના તેજથી પ્રકાશિત શાંત આકાશ તરફ જોતી હતી. એવામાં ડોશી આસ્તે આસ્તે ઉઠી જમણા હાથમાં એક મોટી છરી તથા ડાબા હાથમાં ડોરાનું ગળું પકડીને વિકટ મૂર્તિની પેઠે તેનાપર છરી ઉગામવા લાગી. ડોરા તેથી નહિ ડરતાં ધીરજ અને શાંતિથી તેના મોં તરફ જોઈ રહી. ડોરા એક પણ શબ્દ બોલી નહિ ત્યારે ડોશી બોલી કે "હું તને ભય પમાડી શકું છું કે નહિ તે જોતી હતી." આટલું બોલી તેણે ડોરાને છોડી દીધી અને છરી જ્યાંથી લીધી હતી ત્યાં મૂકી દીધી. ત્યારપછી ડોરા સાથે કદી પણ ડોશીએ આવું આચરણ કર્યું નહોતું. ઉલટું તેનાપર તે ઘણો સ્નેહ બતાવવા લાગી, પરંતુ કોઈ કોઈ વાર ડોરાને ભેટ લેવાને હજી આગ્રહ કરતી હતી. અંતે જ્યારે ડોરાએ જાણ્યું કે, ખરેખર ભેટ નહિ લીધાથી ડોશી દુઃખી થાય છે, અને લેવાથી બહુ ખુશ થશે ત્યારે તેના ચિત્તમાં શાંતિ લાવવા માટે એક રાત્રે તેણે તે ભેટ લીધી અને બીજે દિવસે સવારે ડોશી ન જાણે તેમ તેનાં સગાંવહાલાંને સર્વ વસ્તુઓ પાછી આપી દીધી.

એ પછી ડોરાને પાછી વાલ્સલની હૉસ્પિટલમાં મોકલવામાં આવી. ત્યારપછી વચમાં વચમાં તેને જૂદા જૂદા સ્થાનમાં મોક-

કોઇ રોગીની સેવા કરવાને જવું પડતું, પણ હવે તેને વાલ્સલની હૅાસ્પિટલના રોગીની સેવા કરવાનો વધારે વખત મળ્યો. અત્યાર-સુધી સઘળો કારભાર દોરાને આપવામાં નહોતો આવ્યો તેનું કારણ એ હતું કે, દોરા હૅાસ્પિટલના કામમાં જોઇએ તેટલી હોંશિયાર થઇ નહોતી. વળી વાલ્સલની હૅાસ્પિટલનું કામ ધીમે ધીમે ઘણુંજ ભારે થતું હતું તેથી દોરાના કરતાં વધારે જાણનારી એક વૃદ્ધ ભગિનીને હૅાસ્પિટલનો સર્વ કારભાર સોંપવામાં આવ્યો અને દોરા તેની સહકારીતરીકે કામ કરવા લાગી. રોગીની સેવા કરવામાં રોગીની જૂદી જૂદી હાલતમાં જૂદી જૂદી વ્યવસ્થા કર-વાની જરૂર જણાય તે વેળા એવી બાબતનું શિક્ષણ તથા અનુ-ભવ જરૂરનાં છે. દોરાની આ બેમાં વિશેષ હોંશિયારી નહિ હોવા છતાં પણ તે પોતાની બુદ્ધિ અને ડહાપણથી એવું કામ કરવા લાગી કે, ડૅાકટરો તેની કામ કરવાની ચતુરાઇ જોઇને ઘણો સંતોષ પામ્યા. કમિટિના સભાસદો તેને વાલ્સલની હૅાસ્પિટલ છોડી બીજી જગ્યાએ જવા દેતા નહોતા. ડિસેમ્બર માસમાં ભગિનીસંપ્રદાયના ઉપરિ તરફથી દોરાને મિડલસબરમાં જવાનો હુકમ આવ્યો ત્યારે કમિટિના સભાસદો અને ડૅાકટરોએ એકે અવાજે જવાબ દીધો કે, “ભગિની દોરાના વાલ્સલ છોડવાથી આખી હૅાસ્પિટલમાં નુકસાન પહોંચશે.” આથી દોરાને બીજે ઠેકાણે મોકલવામાં આવી નહિ.

ડિસેમ્બરના અંતમાં ઇંગ્લૅંડના દક્ષિણભાગમાં એક રોગીની સેવા કરવા જવા માટે દોરાને વળી હુકમ મળ્યો. ત્યાં એને થોડાજ દિવસ માટે મોકલવાની હતી. પરંતુ કમિટિના સભાસદોનો તથા ડૅાકટરોનો એનાપર એટલો બધો સદ્ભાવ થયો હતો કે એટલા થોડા દિવસ માટે પણ તેને છોડવાને તેઓ રાજી થયા નહિ. તેમણે લખી મોકલ્યું કે, અમે દોરાના જેવી યોગ્ય ભગિની ફરી મેળવી શકીશું નહિ; માટે એને અમે એક દિવસ પણ છોડી શકતા નથી. એ વિષયપર કોયાથામના ભગિની આશ્રમના ઉપરિ સાથે વાદવિવાદ થવા લાગ્યો, પણ તેનો નિર્ણય આવવા પહેલાં ખબર મળી કે, દોરા-નો બાપ ઘણો માંદો થઇ ગયો છે અને સારો થવાની આશા નથી. તેણે દોરાને મળવા બોલાવી હતી. દોરાએ તરતજ ભગિનીઆશ્રમ-ના ઉપરિને તારથી ખબર આપી અને પોતાના પિતાને મળવા જવાની રજા માગી. અનુમતિ મળવાની આશામાં રાહ જોતી તે બેઠી હતી, પણ એવામાં જવાબ આવ્યો કે, તમે ઘેર જઇ શકશો નહિ,

એક પળનો પણ વિલંબ કર્યા વિના એકદમ ડિવોનશાયરમાં જાઓ. ભગિની દોરાએ પોતેજ ચાહીને જે વ્રત લીધું તે હજારો વિપદ પડતાં પણ પાર પાડવું એવી એની ઇચ્છા હતી. પોતે સ્વીકારેલા ઉપરિઓની આજ્ઞાને માથે ચઢાવી તેને અનુસરવા લાગી. ડીવોનશાયરમાં પહોંચતાંજ ખબર મળી કે, પિતાનું મૃત્યુ થયું છે. ભગિની-સંપ્રદાયના ઉપરિઓએ આ સાંભળ્યું ત્યારે તેના પિતાની મરણ-ક્રિયામાં જવાની તેને અનુમતિ આપી; પરંતુ દોરા એથી રાજી નહિ થતાં ઘણા દુઃખી હૃદયે લખી મોકલ્યું કે "તમે જ્યારે પિતાની જીવિત અવસ્થામાં મુલાકાત કરવાની રજા ન આપી ત્યારે મૃત્યુ પછી પણ તેની મરણક્રિયા કરવા હું ઘેર જવાને ઇચ્છતી નથી." દોરાના ઓળખીતાઓએ પણ એને ઘેર જવા વિશેષ વિનતિ કરી; પરંતુ કોઇ રીતે ઘેર જવાને તે રાજી થઇ નહિ. દોરા વાલ્સલમાં પાછી આવી. આ વેળા તેના અંતરમાં ઘણો આઘાત લાગ્યો હતો, તે ઘણાજ દુઃખી ચિત્તે વાલ્સલની હોસ્પિટલમાં આવી હતી. કામ કરવાની હવે તેને ઇચ્છાજ થતી નહિ. ભગિની સંપ્રદાયના સ્વાર્થાંધ ઉપરિના ઉપલા નિર્દય આચરણથી દોરાનું મન બહુજ ખેદ પામ્યું. તે પિતાની ઇચ્છાથી વિરુદ્ધ થઇને ભગિનીસંપ્રદાયમાં જોડાઇ હતી, તેને માટે તેના અંતરમાં ક્ષણકાળને માટે ક્ષોભ ઉત્પન્ન થયો; પરંતુ બુદ્ધિમતી દોરાએ જોયું કે, જો તે એક વાર આ ચિંતા-માં ઘેરાઇ તો તેની આ દુર્દશાનો અંત આવશે નહિ. તેણે ધાર્યું કે, માનસિક ચિંતા દૂર કરવાનો ઉત્તમ ઉપાય એજ કે, મનને જરા વાર નવરૂં ન રહેવા દેતાં હમેશાં કામમાંજ રોકી રાખવું. આ ઉપર-થી તે વાલ્સલમાં આવી સૌ ચિંતા દૂર મૂકીને બેવડા ઉત્સાહથી કામ કરવા લાગી. હૃદયની પીડા એક કોરે રાખીને તેણે પોતાના શરીર અને મનને ગરીબ લોકોનાં દુઃખ દૂર કરવામાં રોક્યાં. રાતદિવસ અથાગ મહેનત લઇ તે રોગીની સેવા કરવા લાગી. તેણે એક દિવસ વિચાર કર્યો કે, હું વાંચતાંલખતાં શીખી નથી તેમજ અસ્ત્ર-ચિકિત્સા જાણતી નથી તો કેવી રીતે દરદીની સેવા બરાબર કરી શકીશ ? આ વિચાર ઉત્પન્ન થતાંજ તેણે અસ્ત્રચિકિત્સા શીખવાનો આરંભ કર્યો. તેની સ્મરણશક્તિ અસાધારણ હતી. એ વિષયનું વૈદ્યક જ્ઞાન પણ સારૂં હતું. તેથી થોડીજ મુદતમાં સુવિજ્ઞ અસ્ત્રચિકિત્સાનું જોઈતું જ્ઞાન તેણે મેળવ્યું. હવે જખમ તથા પ્રહારની જગ્યાની ખાસિયત સમજવા તે સમર્થ થઇ. વાલ્સલની હોસ્પિટલમાં

રોગીની સંખ્યા ધીમે ધીમે વધવા લાગી. ડૉકટરો ઘણો પ્રયત્ન કર્યા છતાં પણ જ્યારે કામ પાર પાડી શકતા નહિ, ત્યારે ભગિની ડોરાને ચિકિત્સાના વિષયમાં મદદ દેવા માટે બોલાવતા. ડોરાએ તેમનો સ્નેહ મેળવી ટુંક મુદતમાં અસ્ત્રચિકિત્સામાં ઘણીજ યોગ્યતા મેળવી. હવેથી તેણે વિશેષ ઉમંગથી વૈદ્યનું કામ કરવાની શરૂઆત કરી. ખંત અને પરિશ્રમથી કયું કામ ન થાય? ડોરાની ખંત અને મહેનતમાં કોઇ કસર નહોતી; તેથી તે ઘણીજ હોંશિયાર દાઇ અને વૈદ્ય બની રહી. રોગીના આશ્રમમાં રહી રોગીની સેવા કરવી એ ઘણું મુશ્કેલ કામ છે. મુંબઇની કોઇ હૉસ્પિટલમાં જઇને જોઇએ છીએ તો રોગીનાં દારુણ દુઃખ તથા જખમવાળાં શરીર જોઇ આપણા પ્રાણ કંપે છે. મનમાં એમ થાય કે, અરે આપણે અહીં શામાટે આવ્યા? કોઇ કોઇ વાર ચિકિત્સા માટે એવા રોગીઓ આવે છે કે તેમને જોવામાત્રથીજ આપણને ભય થાય. કોઇ રોગીનો પગ કાપવામાં આવે છે, કોઇનો હાથ કાપવો પડે છે, કોઇના ગળાનો ભાગ કાપવામાં આવે છે. આ સઘળાં નિષ્ઠુર કામ જોવાથી અંતરનો ભાવ કેવી રીતનો થાય છે? પહેલાં તો આ સૌ જોતાંજ પુરુષોને ઘણો કમકમાટ ઉપજે તો સ્ત્રીઓનું તો પૂછવુંજ શું? તેમાં વળી દરરોજ આવું ને આવુંજ જોવામાં આવે તો મનુષ્યનું હૃદય કઠણ થઇ જવાનો પણ સંભવ ખરો. ડોરા જે હૉસ્પિ-ટલમાં રહેતી ત્યાં હમેશાં જથાબંધ જખમી માણસો ચિકિત્સાને માટે આવતાં. આ લોકોની પીડા જોઇ તેનું અંતઃકરણ દુઃખી થતું તથા ભય પામતું. રોગીના દુઃખના પોકારથી પોતાનું હૃદય દુઃખ પામતું તથા તેમનો દેખાવ ભયાનક લાગતો, છતાં પણ ડોરા પુરુષોચિત ધૈર્યથી હૉસ્પિટલના ભયાનક સ્થાનમાં એકલી રહી લોકોનાં દુઃખ દૂર કરવા બને તેટલી મહેનત કરતી. આ સિવાય બીજા પણ એક કારણને લીધે ડોરા બહાદૂર બની હતી. આગળ જણાવી ગયા છીએ કે, ડોરાને ધર્મપર અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો. તેના અંતરમાં પરમેશ્વરના સંબંધમાં જે ઘોર સંદેહ આવ્યો હતો તેથી તેના અંતરમાં ઘણીજ અશાંતિ ઉત્પન્ન થઈ હતી. વાલ્સલમાં તે ઘણી મહેનત લઇ કામ કરતી હતી અને આશા રાખતી હતી કે, વખત જતાં મારો સંદેહ જતો રહેશે. ડોરાનાં સગાંવહાલાંએ તેને લગ્ન કરવાને તથા સંસારધર્મમાં પ્રવેશ કરવાને કહ્યું. ભગિની સંપ્રદાયની બીજી સ્ત્રીઓએ પણ તેને લગ્ન કરવાની

વિનતિ કરી; પણ ડોરા સહેલાઇથી એનો નિશ્ચય કરી શકી નહિ. લગ્ન તરફ તેનું વલણ એટલું બધું નહોતું કે તેને વશ થઈ તે ભગિનીસંપ્રદાયનો ત્યાગ કરે. વિવાહ કર્યા પછી સંસારની સેવામાં આવી રીતે તે પોતાનું જીવન ગાળી શકે કે નહિ, તેનો તે નિશ્ચય કરી શકી નહિ.

તેને માટે બે રસ્તા ખુલ્લા હતા. એક રોગી સાથે જીવતાંસુધી રહી તેમના દુઃખે દુઃખી થઇ તેમની સાથે પોતે પણ આંસુ પાડી દુઃખ ને ક્લેશમાં રહેવું. અથવા તો બીજો રસ્તો એ કે, લગ્ન કરીને સંસારના સુખદુઃખના તરંગમાં શરીરને વહેવરાવવું. ડોરાને પોતાને સંતાન ન હોવા છતાં પણ હૉસ્પિટલમાં જે બાળકો આવતાં તેમને તે પોતાનાં સંતાનવત્ ચાહતી; પરંતુ બીજાનાં પુત્રપુત્રીનું લાલનપાલન કરવામાં તેને પૂર્ણ તૃપ્તિ થતી નહોતી. પુરુષોચિત કઠોર કાર્યમાં પોતાનું જીવન ગાળીને પણ ભગિની ડોરા સ્ત્રી-સ્વભાવસુલભ હૃદયનો સ્નેહ તથા કોમળતા રાખી શકી હતી એ કેવું આશ્ચર્ય જેવું છે!

ડોરાને તેના કેટલાક બંધુઓ લગ્ન કરવા વીનવતા અને કહેતા કે, લગ્ન નહિ કરીને તથા સંસારનાં કઠોર કામ માથે લઇને જીવનના કોમળ ભાવોનો નાશ કરો છો. ઇશ્વરે તમારા હૃદયમાં એવી સુંદરતા મૂકી છે કે તમે એક ઉત્તમ ગૃહિણી થઇ શકશો. તેઓ એમ પણ કહેતા કે, તમને મૂર્ખ, દરિદ્ર અને નીચ સ્વભાવના રોગી માણસો સાથે રહેવું શોભતું નથી. જે માણસ હલકા સ્વભાવવાળા સાથે રહે છે તેનો ઉત્કર્ષ થતો નથી. ભૂંડા ચરિત્રવાળાનાજ સમાગમથી ભૂંડા ચરિત્રવાળા થવાય છે. પરંતુ આ બિચારા જાણતા નહોતા કે ડોરાનું બળ અભિમાન હતું. તેના સમાગમમાં આવનારના ચરિત્ર-ની મલિનતા ઉલટી બળી જતી અને ચરિત્ર શુદ્ધ બની જતું. ડોરાના બંધુઓએ તેને ઘણી સમજાવી, પણ તે એકની બે થઇ નહિ. જીવનનું સાર્થક કરવા તેણે પોતાનાં તન, મન અને ધન સૌ ગરીબોની સ્થિતિ સુધારવા અર્પણ કરી દીધાં હતાં. હજીસુધી તેને ઇશ્વરપર આસ્થા નહોતી; પણ એ આસ્થા આવવા માટે સરળભાવથી તે સહ જોતી હતી. ધીરે ધીરે ઇશ્વર ઉપર તેનો અનુરાગ થયો. જેઓ સરળ હોવા છતાં જેમનામાં વિશ્વાસ નથી હોતો તેમને ભગવાન જલદીથી વિશ્વાસ આપે છે. ભગિ-ની ડોરા કાંઈ કુટિલ કે નાસ્તિક નહોતી. ઇશ્વરપરનો વિશ્વાસ

તેણે ગુમાવ્યો હતો, તથાપિ તે સરળ નાસ્તિક હતી. તેનું અંતર સર્વદા ઈશ્વર તરફ નજર કરી જાણે એમ બોલતું કે "હે દયાળુ ઈશ્વર! મારો ધર્મ ઉપરનો વિશ્વાસ ઉઠી ગયો છે. આપ કૃપા કરી મને સારે માર્ગે વાળો." સરળ હૃદયની ડોરા નિત્ય આ પ્રાર્થના કર્યા કરતી. આને પરિણામે આખરે તેની નાસ્તિકતા નાશ પામી. ડોરા ધીમે ધીમે પોતાના જીવનમાર્ગમાં સ્વર્ગનો પ્રકાશ જોવા લાગી અને તેમ થતાં પોતાનું તનમન સર્વભાવે પ્રભુના ચરણમાં અર્પણ કરવા એટલી બધી વ્યાકુળ થઈ ગઇ કે આખું જીવન કુંવારી રહેવાનો પોતાનો વિચાર જાહેર કર્યો. ભગિની સંપ્રદાયમાં દાખલ થનારથી લગ્ન ન થાય એમ કંઇ નહોતું. જ્યાંસુધી તેઓ એ સંપ્રદાયમાં રહે ત્યાંસુધી યથાશક્તિ પરિશ્રમ કરી સંપ્રદાયનું કામ કરે; પર–સેવામાં જીવન ગાળે અને જ્યારે સંસારધર્મમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય ત્યારે આ સંપ્રદાયનો ત્યાગ કરી શકાય, એવો નિયમ હતો. તેથી ભગિની ડોરા મરજી હોત તો વિવાહ કરી શકત. પણ જ્યારે ઈશ્વરાનુરાગથી રંગાયલું તેનું અંતર સંસારી જીવન ગાળવા આતુર થયું નહિ, ત્યારે તેણે એવા એકાદા સંપ્રદાયમાં દાખલ થવાનું નક્કી કર્યું કે જેમાં આખી ઉંમરસુધી કુંવારાં રહેવાને બંધાવું પડે. પણ એક વૃદ્ધાના પ્રયત્નથી ડોરા તેમ કરી શકી નહિ. એ ડોશીએ ઘણી કોશીષ કરીને ભગિનીસંપ્રદાયમાંજ તેને રાખી હતી.

ડોરા હવે દૃઢ સંકલ્પ ધરી પરમેશ્વરની સેવામાં લાગી. તે આ કામમાં એવી તો શાંતભાવે પ્રવૃત્ત થઈ હતી કે હૉસ્પિટલ સ્થાપનારાઓ એ વખતની યાદ કરીને કહે છે કે, ડોરા જ્યારે હૉસ્પિટલમાં આવી ત્યારે તેને કોઈ ઓળખતું નહોતું. માત્ર ગરીબ દરિદ્રી લોકોજ તેને ઓળખતા; કારણ કે તે તેમને ઘેર જતી, તેમની સેવા કરતી તથા દવા આપતી. બહારનો ઠાઠમાઠ તથા આડંબર એ રાખતી નહોતી તેથી મોટા માણસો એનું નામ પણ જાણતા નહોતા. પરંતુ પ્રભુપ્રીત્યર્થેજ જેણે જીંદગી અર્પણ કરી હોય તેને વળી નામ બહાર પાડવાનો ઉમંગ ક્યાંથી હોય? અને લોકોથી એનું નામ અજાણ્યું પણ કેટલાક દિવસ રહે?

ઇ. સ. ૧૮૬૬ માં ડોરા ઘણી માંદી થઇ ગઇ. પરાયા દુઃખથી ડોરાનું અંતર એવું તો દુઃખી થતું કે તેમનું દુઃખ દૂર કરવું અને તેમની સેવા કરવી એ તેના જીવનનું મુખ્ય કામ થઈ રહ્યું.

લોકો હૉસ્પિટલમાં આવી પોતપોતાની જરૂર જણાવી ડોરા પાસે જતાં. કોઇ સ્ત્રી પોતાના ધાવણા પુત્રને ઘેર રાખીને આવી છે તો કોઈ ખાણમાં કામ કરતાં ઘણોજ ભયંકર રીતે જખમી થઇને આવ્યો છે! આવી હાલતમાં ડોરા પંડની પણ દરકાર નહિ કરતાં એમની સેવા કરવામાં મંડી રહેતી. આથી કોઈ કોઈ વાર એવો પણ પ્રસંગ આવતો કે તેને ભીંજાયલાં કપડાં પહેરી રહેવું પડતું. કપડાં બદલતાં જે વખત જાય તેટલામાં રોગીને નુકશાન પહોંચવા સંભવ હોય તો પોતે કહેતી કે, મારા કપડાનું પાણી શરીરમાં સૂકાઈ જશે તો કાંઇ નુકસાન થનાર નથી. તેને મોંએ આ વાત સાંભળી કોઇ તેને અટકાવી શકતું નહિ. પરંતુ એવા શારીરિક નિયમના ઉલ્લંઘનથી ડોરાને સખ્ત મંદવાડ લાગુ થયો. ડોરા ખાટલામાં માંદી પડી સૂતી હતી ત્યારે ગામના ગરીબ લોકોનાં ટોળેટોળાં તેને જોવા આવતાં. હૉસ્પિટલ લોકોથી ખીચોખીચ ભરાઈ ગઇ. સૌના મોંમાં "ભગિની ડોરાને કેમ છે?" એ સિવાય બીજી વાત નહોતી. ભગિની ડોરા સર્વ ગરીબોમાં આવી રીતે જાણી-તી થઈ ગઇ, તે પછીજ હવે તવંગર માણસોએ તેને ઓળખી.

મંદવાડમાં ડોરાની અસાધારણ સહનશીલતા જોઇ સૌ કોઈ અજાયબ થવા લાગ્યાં. બાળપણથીજ તેને રોગથી થતાં દુઃખ શાંતિ-થી વેઠવાનો અભ્યાસ હતો. એક પાદરી પોતાની દીકરીસાથે રોજ તેને જોવા આવતો હતો. ડોરાનું આવું ભયંકર દુઃખ જોઇ તે દુઃખી થતો, પણ ડોરાને આ યાતના પ્રફુલ્લ વદને સહન કરતી જોઇ આશ્ચર્ય પામતો. એક વેળા એ પિતાપુત્રી બેઉ ભગિની ડોરાને જોવા આવ્યાં. પાદરીએ તેને ધર્મગ્રંથ વાંચી સંભળાવવાનો આરંભ કર્યો. એ વેળા ડોરાએ કહ્યું કે "મહારાજ! જરા થોભો" એટલું કહી તેણે હસતું મોઢું ફેરવી લીધું, અને ધાર્મિક ભાવાવેશને લીધે તેનું શરીર કંપવા લાગ્યું; આંખમાંથી આંસુ પડયાં. પાદરીની કન્યા બીજી બાજુએ બેઠેલી હોવાથી તેણે આ જોયું હતું. એ પછી થોડીજ વારમાં ડોરા પાછી હસતે મુખે પાદરી તરફ જોઇને બોલી "હં, હવે આગળ વાંચો." પાદરી ઘેર ગયા પછી પુત્રી પાસે ઉપલી વાત સાંભળીને અજાયબ થયો હતો. આ મંદવાડમાંથી ઉઠયા પછી તે કહેતી કે "મારા રોગની શાંતિ માટે દેવળમાં સૌએ પ્રાર્થના કરી હતી તેથીજ મેં આટલું જલદી મારૂં આરોગ્ય પાછું મેળવ્યું છે."

## ૩—રોગી આશ્રમ (ઇ. સ. ૧૮૬૭—૧૮૭૪)

દરવર્ષે રોગીઓની સંખ્યા એટલી બધી વધવા લાગી કે વાલ્સલની હૉસ્પિટલની નાની જગ્યા પૂરી પડતી નહોતી. બીજા વધારે રોગીને રાખી શકાય એવો બંદોબસ્ત કરવાની હવે જરૂર પડી. વિશેષે કરી જે જગ્યાએ હૉસ્પિટલ સ્થાપી હતી, ત્યાંની હવા જોઇએ તેવી સારી ન હોવાથી રોગી સ્ત્રીપુરુષો જલદીથી સારાં થતાં નહોતાં. જખમી માણસો દશ દિવસમાં સાજા થાય તેવા જખમ રૂઝાવાને એક મહિનો લાગતો. હૉસ્પિટલના ઉપરીઓએ એક ઉડતા રોગને હૉસ્પિટલમાં દાખલ થયેલો જોઈ એક સારી હવાવાળી જગ્યા પસંદ કરી ત્યાં એક મોટી હૉસ્પિટલ બનાવવા નક્કી કર્યું.

વાલ્સલનગર એક પહાડપર આવેલું હતું, પહાડની એક જગ્યાએ કેટલીક ખુલ્લી જમીન હતી. હૉસ્પિટલના ઉપરીઓએ આ જગ્યા પસંદ કરી વેચાતી લીધી. આ સ્થળે નવું રોગી આશ્રમ બંધાવવા પૈસાની જરૂર પડી. ભગિની દોરાએ આ કામમાં પોતાનો ઘણો પૈસો આપ્યો તથા બીજા માણસો તેમાં ખુશીથી મદદ આપવા લાગ્યા, જેથી પૈસાની તાણ પડી નહિ. જે કામનો ઉદ્દેશ ઉત્તમ હોય છે તેમાં મદદગાર પરમાત્મા પોતે પણ થાય છે. નવી હૉસ્પિટલમાં ૨૮ રોગી રહી શકે એવો બંદોબસ્ત કર્યો હતો અને જરૂર પડતાં વિશેષ રોગી રહી શકે એવી વ્યવસ્થા રાખી હતી. સુંદર અને મોટું રોગી આશ્રમ તૈયાર થઇ જવાથી ભગિની દોરા ઘણીજ આનંદિત થઇ હતી. આશ્રમની ચારે બાજુએ સુંદર લીલા રંગની મનોહર વૃક્ષલતાથી પૂર્ણ બગીચો બનાવવામાં આવ્યો હતો. હૉસ્પિટલની પાસેથી રેલ્વેનો રસ્તો જતો હતો. બગીચાથી તથા પાસે રેલ્વેગાડીના જવા આવવાથી રોગીઓને ઘણો આનંદ ઉપજતો હતો. મતલબ કે, હૉસ્પિટલનું આ સ્થાન અતિ ઉત્તમ હતું.

ઇ. સ. ૧૮૬૮ માં દોરા જૂની હૉસ્પિટલ છોડી નવી હૉસ્પિટલમાં ગઈ. નવા આશ્રમમાં ઘણા રોગી આવ્યા, જેથી દોરાની મહેનત ઘણી વધી પડી. હૉસ્પિટલના ઉપરીઓએ આ વેળા તેના ઉપર રોગીની સેવા કરવાનો તથા ખવરાવવા વગેરેનો ભાર નાખ્યો.

નવી હૉસ્પિટલમાં આવ્યા પછી થોડે દિવસે વાલ્સલ નગરમાં શીતળા રોગ ફેલાયો. જે ફળિયામાં માણસોની સંખ્યા વધારે તે ફળિયામાં વધારે જોવામાં આવતો. રોગ કોઈવાર ઓછા તો કોઇ વાર ઘણાજ જોરમાં જણાતો. આખા શહેરના લોકોને તેના તોબા

પોકરાવી કેટલાક મહિના સુધી વાલ્સલના રહેવાસીઓને વસંત-રોગ(શીતળા)થી ઘણું દુઃખ સહન કરવું પડતું હતું. હૉસ્પિ-ટલનાં દરદીઓને આ રોગ લાગુ ન પડે એવી રીતે સાવધાનતાથી રહેવા ડોરાને ઉપરીઓ તરફથી કહેવામાં આવ્યું હતું. પરંતુ તેણે તે સાંભળ્યું નહિ. આશ્રમનું કામ પતાવી અડધું પડધું ખાઇ–પીને પરવારી જઈ વખત મળે તો તેનો ઉપયોગ લોકોને ઘેર જઇ રોગીની સેવા કરવામાં કરવા લાગી. કોઈ કોઈ રોગીને તેનાં સગાંવહાલાં જીવવાની આશા મૂકી છોડીને નાસી જતાં. તેની ખબર ડોરાને મળતાંજ તે રોગી પાસે જઇ આખી રાત જાગી તેની સેવાચાકરી કરતી.

એક દિવસ ખબર મળી કે, એક ગરીબ માણુસ શીતળાના રોગમાં ફસાયો છે. તે માણુસ છેક મદદવિનાનો હોવાથી ડોરાને કહાવી મોકલ્યું હતું. ડોરાને ખબર મળતાંજ તે રોગી પાસે જઇ પહોંચી. જુએ છે તો રોગીને જીવવાની આશા નહોતી. તેનાં સગાં-વહાલાં સૌ નાસી ગયાં હતાં. માત્ર એક પડોશણ બનતી સેવા કરતી હતી. ડોરાએ જોયું તો આખી રાત બળે તેટલું તેલ પણ દીવામાં નહોતું, તેથી તેણે પેલી સ્ત્રીને થોડા પૈસા આપી તેલ લાવવા કહ્યું. પણ તે સ્ત્રી પૈસા લઇને ઘરમાંથી નીકળી તે પાછી આવીજ નહિ! અને અહીં ભગિની ડોરા એકલીજ તે મરવા પડેલા રોગીની પાસે બેસી રહી.

થોડી વારે પેલા રોગીએ ઘણા કષ્ટથી બિછાનાપર બેસી ડોરા બહેનને કહ્યું "માતા! હું જીવતો છું તેટલામાં તમે આપના પુત્ર-તરીકે મને એક બોકી કરી દ્યો." કોમળ હૃદયની ડોરાએ તરતજ તેના શીતળાથી ભરેલા શરીરને પોતાના હાથ ભીડી સ્નેહથી પોતાના ખોળામાં લીધું અને સંતાનવત્સલ માતાની પેઠે સ્નેહથી તેને ચુંબન કર્યું. તેજ ઘડીએ તેલ ખૂટવાથી દીવો હોલવાઈ ગયો. આથી બેઉ અંધારામાં બેસી રહ્યાં. દરદીને જેમની સાથે લોહીનો સંબંધ હતો તેઓ તો ક્યારનાંયે છોડીને ચાલ્યાં ગયાં હતાં તો પારકાં શામાટે તેનો ત્યાગ ન કરે? આવો પળવાર સંદેહ ઉપજ-વાથી ડોરાનું હૃદય દયાનો ભંડાર છે તે જાણ્યા છતાં પણ રોગી બોલ્યો કે "માતા! હું જ્યાંસુધી જીવું છું ત્યાં સુધી મારી પાસે બેસી રહેજો. મારા મરી ગયા પછી તમે જજો."

તેનું આ વાક્ય સાંભળી ડોરાનું અંતઃકરણ ઘણું દુઃખી થયું. તેને શાંતિ તથા હિંમત આપી નીરાંત રાખવા કહ્યું. આ વેળા

અડધી રાત થઈ હતી; છતાં પણ દોરા માતાની પેઠે રોગીની પાસે બેસી રહી હતી. આ વખતે તેના શરીરમાં પ્રાણ નહોતો, છતાં વગર-દીવે રોગી જીવતો છે કે મરેલો છે તે તેના જાણવામાં આવ્યું નહોતું; તેથી સવાર સુધી તે જડ શરીર પાસે બેસી રહી હતી. સવારે જ્યારે જાણ્યું કે, રોગી મરી ગયો છે ત્યારે પડોશના માણસોને બોલાવી તેની મરણક્રિયાનો બંદોબસ્ત કરી તે પાછી આશ્રમમાં ગઈ.

અનાહારમાં જાગરણ અને અવિરામ મહેનત કરવામાં બહેન દોરા એટલી તો કુશળ હતી કે તે સાંભળવાથી અજાયબ થઇ જવાય. તેનું અંતર કોમળ હતું. કોઇને પણ રોગ થવાની વાત સાંભળતાં તે ત્યાં ગયા સિવાય રહી શકતી નહિ. કોઇ વેળા ખાવા બેઠી હોય ને ખબર મળે કે અમુક રોગી તેને બોલાવે છે તો તે સાંભળતાંજ વ્યાકુળ બની જતી અને ખાઈ શકતી નહિ; તરતજ ઉઠીને જવા તૈયાર થતી. અહા ! શો પરમાર્થપર પ્રેમ ! કેવું દયાળુ હૃદય ! ! આમ કેટલાક દિવસ લાગલાગટ ખાવાનું તથા ઉંઘવાનું જોઇએ તેવું થઈ શકતું નહિ. શીતળાનો રોગ ઘણો ચાલતો હતો તોપણ દોરા પ્રાણને તુચ્છ ગણી કામ કરવા લાગી; પાટિસનના કુટુંબની એક દાસી દોરાની મમતાથી ખેંચાઇને વાલ્સલની હૉસ્પિટલમાં દાઇનું કામ કરતી હતી તેના તરફથી દોરાને ઘણી વાર મદદ મળતી અને તેનો કેટલોક સમય બચતો.

આગળ જણાવી ગયા છીએ કે, વાલ્સલની હૉસ્પિટલમાં જે રોગીઓ આવતા હતા તેઓમાંના ઘણા હાથપગ ભાંગેલા તથા માથાં ફુટેલાં હોય એવા આવતા હતા. કોલસાની ખાણમાં આવા બનાવ વારંવાર બને છે. ડૉકટરો રોગીના હાથપગ કાપતા હોવાથી બહેન દોરાના કોમળ અંતઃકરણમાં ઘણું દુઃખ થતું હતું. ડૉકટરો તો રોગીની અવસ્થા જોઈ તેને લાયક વ્યવસ્થા કરતા હતા અને સહેલાઈથી રોગીના પ્રાણ બચે તે માટે યત્ન કરતા; પરંતુ ગરીબ માણસોને હાથપગ ગુમાવ્યાથી મહેનત કરી પેટ ભરવામાં પડતી આપદા ઘણાજ થોડા ડૉકટરો જાણતા હતા. ભગિની દોરા ગરીબોની સાથે ભેળાતી. તેના વિષે સઘળું જાણવા ઇચ્છા કરતી. તેઓ કેવી રીતે ગુજારો ચલાવે છે તે તે સારી પેઠે જાણી લેતી. તેણે જાણ્યું કે, ઘણા માણસ હાથપગ વગરના થવાથી મહેનત કરી શકતા નથી તેથી તેઓ ભિક્ષા માગીને પોતાનો ગુજારો જેમ તેમ ચલાવે છે, અને કુટુંબને માટે વળખાં મારે છે. ગરીબોનો આવો કલેશ જોઇ

મનમાં ને મનમાં ઢોરા વિચાર કરવા લાગી કે, કોઈપણ રીતે જો રોગી-ના હાથપગ બચી શકે તો બિચારા મહેનત કરી પોતાનો ગુજારો કરી શકે અને તેમને આટલું સહેવું ન પડે. આથી કોઈ કોઈ વાર તે ડૉકટરોને વિશેષ વિનતિ કરીને રોગીના હાથપગ કાપવા દેતી નહિ અને ઔષધથી સારા કરવા પ્રયત્ન કરતી. આવી રીતે બહેન ઢોરાએ ઘણા માણુસોના હાથપગ બચાવી લીધા હતા. એક જુવાન માણુસનો હાથ બહેન ઢોરાએ સારો કરેલો તેનું સુંદર વર્ણન નીચે આપવામાં આવે છેઃ—

એક દિવસે રાત્રે એક જુવાન કોલસાની ખાણમાં કામ કરતો હતો, તેના હાથપર કોલસાનું મોટું ઢીમચું પડવાથી ઘણું વાગ્યું. તેને ઢોરાની પાસે લઇ ગયા. હાથ કાપી નાખ્યા સિવાય દરદી સારો થશે નહિ એવું ધારી ડૉકટરો હાથ કાપી નાખવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ હાથ કાપવાની વાત સાંભળી જુવાનનું અંતઃકરણ ભયથી ધ્રૂજવા લાગ્યું, તે બૂમો પાડી રોવા લાગ્યો અને ઢોરા બહેનને કહેવા લાગ્યો કે, બહેન! મારો હાથ કપાઈ જશે તો હું કેવી રીતે પેટ ભરીશ અને મારા કુટુંબનું પોષણ શી રીતે કરીશ? જુવાનનું આ બોલવું સાંભળી ઢોરાના હૃદયમાં ઘણું દુઃખ થયું. ઢોરાએ બારીકા-ઇથી હાથ તપાસ્યો. બિચારો જુવાન ઘડીકમાં સજળ નેત્રે ઢોરા સામે જોતો તો ઘડીકમાં વ્યાકુળ થઈ ડૉકટર સામે જોતો રોતો રોતો કહેવા લાગ્યો કે, બહેન! તમે મારો હાથ સારો કરો! મારો ડાબો હાથ કપાઇ જશે તો મારૂં જીવતર નકામું થઇ જશે. જુવાન-ની આ અવસ્થા તથા સબળ શરીર જોઇ ડૉકટર તરફ જોઈ ઢોરા બોલી કે "તમે મને રજા આપો તો હું આ હાથ સાજો કરવા મહે-નત કરી જોઉં. મને ખાત્રી છે કે, હું કાપ્યા વગર એ હાથ સાજો કરી શકીશ." ડૉકટરે જવાબ દીધો "તમે શું ગાંડાં થયાં છો? હાથ કાપ્યા સિવાય થોડા દિવસમાં એ સડવા માંડશે અને એક વાર સડવાનો આરંભ થશે તો કેસ ઘણો ભયંકર થઇ જશે." આ સાંભળી ઢોરાએ રોગીને પૂછ્યું કે "બેટા! તું કહેતો હોય તો હું તારો હાથ ઔષધથી સારો કરવા યત્ન કરૂં." જુવાન માણુસ ઢોરાનું મધુર વચન સાંભળી ખુશી થયો અને ઢોરાના હાથમાં પોતાનો દવા કરવાનો ભાર આપવા રાજી થયો.

ડૉકટર સાહેબ આ જોઇ ઘણા ગુસ્સે થઇ ગયા અને બોલ્યા કે "વારૂ ત્યારે, તમે આ હાથની દવા કરો. હું એમાં કાંઇ જાણું નહિ.

કદાચ દરદીનો જીવ જશે તો તે માટે હું જોખમદાર નથી." આટલું બોલી એ સાહેબ ચાલ્યા ગયા.

ડોરા ડૉકટરના કહેવાથી ડરી ગઈ નહિ. ઘણી મહેનત લઈ તે સાવચેતીથી દવા કરવા લાગી. એક મહિના સુધી લાગલાગટ ખંતથી દવા કરી. કેટલાક દિવસ તેનું મન ઘણું ચિંતાતુર રહેતું હતું. ડોરા માત્ર દવાપરજ આધાર રાખી બેસી રહી નહોતી, રોગી જલદી સાજો થાય તે માટે તે દરરોજ ભગવાનની પ્રાર્થના કરતી હતી.

આમ એક મહિનો ગયા પછી એક દિવસે બહેન ડોરાએ ડૉકટરનું મન ખુશમિજાજમાં જોઇ રોગીને જોવા માટે વિનતિ કરી. કેટલીક હા ના કર્યા પછી ડૉકટરે આ વિનતિ કબૂલ રાખી.

હા ના કરવાનાં કેટલાંક કારણો હતાં—ડોરા એક દાઈમાત્ર હોવાથી તેણે ડૉકટરના કામમાં ડહાપણ ડહોળવું જોઈતું નથી; પણ ડૉકટરના હુકમ પ્રમાણે વર્તી રોગીની સેવાચાકરી કરવી એજ તેનું કામ છે. આમ વિચારી રોગીને સાજો કરવાનું માથે લેવું એ ડોરાની હિંમતને ગાંડી બહાદૂરી અથવા જક્કીપણું ડૉકટર ગણતો હતો. ગમે તેમ હોય પણ ડોરાના મધુર વચનથી કોઇ તેનાપર વધારે વખત સુધી અસંતુષ્ટ રહેવા પામતું નહિ. ડૉકટર તેની વિનતિ નાકબૂલ કરી શકયો નહિ અને રોગી પાસે ગયો.

બહેન ડોરાએ રોગીના હાથનો પાટો છોડતાંજ ડૉકટર સાહેબ અજબ થઈ ગયા. થોડા દહાડામાં હાથ છેક રૂઝાઇ જશે એવું જોઈ આનંદ પામી તે કહેવા લાગ્યા કે "ખરેખર, તમે તો હાથ છેક સારો કરી નાખ્યો છે! આ ગરીબ બિચારો થોડા દિવસમાં પોતાનો ધંધો કરી પેટ ભરવા શક્તિમાન થઇ જશે." ડૉકટરનું આ બોલવું સાંભળી ડોરા આનંદથી ગદ્‌ગદ્ થઇ મનમાં ને મનમાં પરમેશ્વરને ધન્યવાદ આપવા લાગી અને પરમેશ્વરની અંતઃકરણથી પ્રાર્થના કરી કૃતજ્ઞતા પ્રગટ કરી.

ડૉકટર ડોરાને વૈદ્યવિદ્યા શીખવતો હતો તેનું આવું ઉત્તમ ફળ જોઇ તે ઘણો આનંદ પામ્યો. હૉસ્પિટલના સૌ માણસોને તે પેલા દરદીનો સાજો થયેલો હાથ બતાવવા લાગ્યો. એ સાજા થયેલા જુવાનને સૌ કોઇ "બહેનનો હાથ" કહી બોલાવવા લાગ્યાં. જુવાન પણ ભગિની ડોરાનો ઘણોજ ઉપકાર માનવા લાગ્યો. ભગિની ડોરાએ તેને કેટલાક દિવસ વધારે હૉસ્પિટલમાં રાખ્યો અને તદ્દન સાજો થયા પછી જવાની રજા આપી. હૉસ્પિટલમાંથી

ગયા પછી પણ તે વારંવાર હાથ દેખાડવાના મીશે ડોરા બહેન-ને મળવા આવતો અને બહેનને જોતાંજ તેની આંખમાં હર્ષાશ્રુ આવી જતાં હતાં ! !

આવી રીતના બનાવ ભગિની ડોરાના જીવનમાં ઘણાજ બન્યા હતા. ઘણા ગરીબોના હાથપગ કપાતા તેણે બચાવ્યા હતા.

આગળ જે પાટિસનના કુટુંબની દાસી સંબંધી લખ્યું છે તેની મદદથી બહેન ડોરા વધારે સુખી થતી હતી. જે સમય આમ બચતો હતો તેમાં તેણે કેટલીક બાલિકાઓને ભણાવવાનો આરંભ હૉસ્પિટલના ઉપરીઓની અનુમતિ લઇ કર્યો.

બાળકો ડોરાને કેવી રીતે ચાહતાં હતાં તે આગળ જણાવી ગયા છીએ. હૉસ્પિટલમાં હમણાં જે બાલિકા શીખવા આવતી તેને પણ તે ઘણાજ પ્રેમથી શીખવતી. નાનાં બાળકો પાસે હથિયાર લઈ જવાથી તેઓ ભયથી ચમકે છે. પરંતુ ડોરામાં એવો ગુણ હતો કે વાઢકાપ કરતાં પહેલાં તેમને સાફ કહેતી કે "ભાઇ! જો, આ જગ્યા કાપી નાખ્યાથી તારૂં તમામ દુઃખ જતું રહેશે અને તું સારો થઇ જઈશ, માટે રડીશ નહિ." નસ્તર વેળા બાળક રૂવે તો તેને ચૂપ રહેવાનું કહેતાં તેઓ તરત ચૂપ થઇ જતાં. આવી રીતે ઘણી ભયંકર જગ્યાએ પણ નાનાં બાળકો ડોરાની વાતથી ઘણીજ શાંતિથી વાઢકાપની વ્યથા સહન કરતાં.

નાનાં છોકરાં દર્દને માટે " મા" "મા" કરી રોતાં ત્યારે ડોરા તેમને પોતાના ખોળામાં લે કે તરત છાનાં રહી જાય. તેઓ માને વીસરી જતાં. કેમકે સગી માના જેવો ડોરાનો ખોળો તેમને વહાલો લાગતો. એક વાર એક બાળાનું આખું શરીર બળી ગયું હતું. તેની મા તેને ખોળે લઇ હૉસ્પિટલમાં આવી હતી. બાળકને ઘણુંજ દુઃખ થવાથી તે રડતું હતું. માતા તેને કોઈ રીતે છાની રાખી શકી નહિ. ડોરાબહેને તરત તે અર્ધદગ્ધ મલિન બાળકને તેની માના ખોળા-માંથી લઇ લીધું અને તેની માને કહ્યું કે "હવે બાળક તમને ન જુએ એમ ચાલ્યાં જાઓ. છોકરાંઓ મને ઘણુંજ ચાહે છે. તમે રાત્રે તમારા છોકરાને શાંતિથી ઉંઘતો જોશો."

મા જતી રહી. ડોરા બાળકને કપડું ઓઢાડી હાથમાં લઇ ફરવા લાગી અને બિછાનામાં ન સૂવાડતાં એક હાથમાં તેને લઇને ફરતી જતી અને બીજે હાથે જખમપર દવા લગાવતી તથા પાટા બાંધતી. એવી રીતે ઘણા જખમી થયેલા તથા દાઝી ગયેલા બાળકને હાથમાં

લઈ ફરતાં ફરતાં તે પાટા બાંધતી અથવા જખમ ધોઈ મલમ વગેરે લગાડતી. પછી એ બાળકો દોરાનું મધુર ગાયન સાંભળી સઘળું દુઃખ વિસરી જઈ સુખે સૂઈ જતાં. કોઇ બાળક સૂતું સૂતું જો એકદમ રોઇ પડે તો તે તરત દોડતી જઇ તેને ખોળામાં લઈ કહેતી કે "ગાંડા છોકરા! રોઇશ ના. જો, તારી બહેને તને ખોળામાં લીધો છે." આવી રીતે છોકરાંને હમેશાં શાંતિ આપતી. તેમનું રડવું તે કદી પણ સહન કરી શકતી નહિ. તે કહેતી કે, બાળકોનું રોવું સાંભળી જાણે મારૂં હૃદય ચીરાઇ જતું હોય એમ થાય છે. ઘણી યુક્તિઓ કરી ડહાપણથી દોરા બાળકનું મન રીઝાવી તેમને ખુશ રાખતી. બાળક રોગના દુઃખથી રોતું તો તેની આંખમાં આંસુ આવી જતાં.

બહેન દોરા બાળકપર એટલું બધું હેત રાખતી કે કદાચ બાળક ગાળો દે, અથવા ખરાબ શબ્દ બોલે તોપણ સહન કરતી. એક દિવસ બપોરે બહારના રોગી ઔષધ લઇને ગયા પછી એક બાળક હૅાસ્પિટલમાં આવ્યો. તે ઘણો ખૂબસુરત હતો. તેના બે સગા તેને સાથે લઇ દવા કરાવવા આવ્યા હતા. એક મહિનાપર તેનો હાથ ભાગી ગયો હતો તે હજી સારો થયો નહોતો અને તેથીજ તેને બહેનની પાસે આણ્યો હતો. દોરાએ પાટો છોડવાનો આરંભ કર્યો કે તરતજ તેણે છૂટે મોઢે હજારો ગાળો દેવા માંડી. એક સગાએ આ સાંભળી બાળકને ધમકાવ્યો અને કહ્યું "ચૂપ રહે, બહેનને આમ ન કહેવાય." પણ દોરાએ આમ ધમકાવવાની મનાઇ કરી અને આસ્તે આસ્તે દવા લગાડી પાછો પાટો બાંધી ઘેર લઇ જવા તેના સગાને કહ્યું અને ત્યાં ઉભેલા સૌ માણસોને તથા તેના સગાઓને ઉદ્દેશી કહ્યું કે "બાળક આવી ગાળો ક્યાંથી શીખ્યો? તમોએજ એ બાળકના પવિત્ર હૃદયને કલંકિત કર્યું છે." દોરાએ ક્રોધથી આ શબ્દો કહ્યા તે સાંભળી સૌ ચુપચુપ શરમાઇ જઇને ત્યાંથી ચાલ્યા ગયા.

વાત્સલના રોગી આશ્રમમાં ગરીબ માણસો વધારે આવતા. તેઓ એકબીજા સાથે વાત કરતાં એવા તો ખરાબ શબ્દો બોલતા કે જે સાંભળી સારા માણસને કાનમાં આંગળીઓ દાબવી પડતી; પરંતુ બહેન દોરા આગળ કોઇ ખરાબ વાત કહી શકતું નહિ. ખરાબ માણસ એની પાસે આવતાંજ ગભરાઇ જતો અને ઠઠ્ઠા-મશ્કરી કરવાની તથા ખરાબ શબ્દો બોલવાની હિંમત કરતો નહિ.

ખરાબ માણસોને ઠેકાણે આણવાની તે ઘણી સરસ કુંચી જાણતી હતી. પ્રાર્થના વખતે કોઇ માણસ જાણી જોઈને ગરબડ મચાવતો અથવા ધર્મની ચેષ્ટા કરતો જણાય કે તરતજ તેના તરફ તે એક-દમ આશ્ચર્યથી જોતી અને તેને સૌની વચ્ચે શરમાવતી. આથી બીજા કોઈ એવું ખરાબ આચરણ કરવા હિંમત ધરતા નહિ.

એક વેળા એક ખરાબ સ્વભાવનો આદમી હોસ્પિટલમાં આવ્યો. તે ધર્મની વાતોવિષે સદા મશ્કરી કર્યા કરતો હતો. ડોરા જ્યારે રોગીઓને લઇ પ્રાર્થના કરવા બેસતી ત્યારે તે મશ્કરી કરી ખલેલ પહોંચાડતો. તેને મૂંગો બેસવાને કહ્યું ત્યારે તે એક જાડો કાગળ લઈ તેને હલાવી ખડખડ અવાજ કરવા લાગ્યો. કેટલાક દિવસ સુધી તો ડોરા તેને રાખી શકી નહિ, પણ થોડા દિવસ પછી તેનો રોગ ઘણોજ વધી ગયો. આ વેળા બહેન ડોરા આઠે પહોર તેના બિછાના પાસે રહી ચાકરી કરવા લાગી. કોઈ વાર તેનો હાથ ઉપાડી આપતી તો કોઇ વાર તેને પાસુ ફેરવવામાં મદદ કરતી તથા ઉશીકું ઉલટાવી આપતી—ટુંકામાં જેથી તેને આરામ મળે અથવા તેનું દુઃખ ઓછું થાય એમ ખંતપૂર્વક કરતી; પરંતુ આ હત-ભાગ્ય રોગીનું હૈયું એવું તો નિર્દય થઈ ગયેલું કે ડોરાપ્રત્યે તેની આવી મહેનત માટે લેશ પણ કૃતજ્ઞતા તેણે પ્રકટ કરી નહિ.

જ્યારે તેણે જોયું કે, ડોરા દરરાત્રે જાગીને સેવા ઉઠાવે છે, ત્યારે એક દિવસે તેણે કહ્યું કે "તમને આ કામ માટે ભારે પગાર મળતો હશે." ડોરાએ જવાબ દીધો "હાજ તો, તે વળી કહેવું પડે એમ છે? હું આ કામને માટે પુષ્કળ પૈસા કમાઉં છું." આ સાંભળી દુષ્ટ રોગી બોલ્યો "ઠીક, કહે જોઇએ તને શો પગાર મળે છે? હું તને પરણવાની ઇચ્છા કરૂં છું." ડોરા બહેને આના જવાબ-માં પોતાનો વૃત્તાંત અને ઈશ્વરકૃપારૂપી પગારના ફાયદા કહેવા-નો આરંભ કર્યો. વિશેષ ધ્યાનથી ડોરાની એ હકીકત સાંભળી તે સહેજ ભલો થવા લાગ્યો. ત્યારપછીથી તે પ્રાર્થના કરવામાં સામેલ થયો અને હોસ્પિટલમાં રહ્યો ત્યાંસુધી વિશેષ ઉપદ્રવ કરતો દેખાયો નહોતો.

એક વેળા બીજો એક માણસ આવાજ ખરાબસ્વભાવનો જખ-મી થઇ હોસ્પિટલમાં આવ્યો હતો. તેને માટે પણ ડોરા ઘણા ખંતથી કામ કરતી; પણ સ્વભાવે તે એવો ખરાબ હતો કે ડોરા આટલી સેવા ઉઠાવતી છતાં ખરાબ શબ્દોમાં પોતાનું દુઃખ પ્રકટ

કરતો હશે. એક કલાક તો ડોરાએ ગુસ્સે થઈ કહ્યું "ચૂપ રહે, આથી શું તારું દુઃખ ઓછું થાય છે? એથી તને શો લાભ મળે છે?" પેલો માણસ થોડી વાર આ સાંભળી ચૂપ રહ્યો, પણ વળી પાછો આળો દેવા લાગ્યો અને બોલ્યો કે "ઘણી વેદના થાય છે ત્યારે કાંઇ બોલ્યા વિના મારાથી રહેવાતું નથી." તે સાંભળી ડોરા બોલી કે "જો કહ્યા વિના રહેવાતું ન હોય તો આવી ભાષા ન બોલતાં "ચીમટો અને સાણસી, સાણસી અને ચીમટો" એમ બોલ્યા કર. ત્યારપછી જ્યારે જ્યારે પેલો રોગી ગાળો બોલતો ત્યારે બહેન ડોરા સર્વની સાથે બૂમ પાડી તેને ઉદ્દેશીને કહેતી કે, હવે કાંઈ વાત ન કહેતાં કહો કે "ચિમટો અને સાણસી, સાણસી અને ચિમટો." તરતજ સૌ જોરેથી આવી બૂમ પાડી ઉઠતા અને તેથી તે રોગી પોતાનો પ્રમાદ જાણી ચૂપ રહી જતો.

ડોરાને જ્યારે રેલ્વે મુસાફરી કરવી પડતી ત્યારે તે થર્ડ કલાસ ટિકિટ લેતી અને કહેતી કે "મને સાધારણ માણસોની સાથે જવું ઘણું ગમે છે." એક વાર તે થર્ડ ક્લાસના ડબ્બામાં જતી હતી. તે વેળા એક સ્ટેશનપરથી કેટલાક છોકરા તેના ડબામાં ચઢયા અને તેને ઘણી હરકત કરવા લાગ્યા. તેણે એ ડબ્બામાંથી ઉતરી બીજામાં બેસવા વિચાર કર્યો, પણ એવામાં ગાડી ચાલવા માંડી, એટલે લાચારીથી ત્યાંજ બેસી રહી. તેણે ધાર્યું કે, હું આ પોશાકના સન્માનથી બચી જઇશ; પણ તેમ થયું નહિ. તેમની ખરાબ વાતચીત ને બૂમો પાડવાનો આરંભ થયો. ડોરા અપશબ્દો સાંભળીને માથાથી પગસુધી થરથરવા લાગી. ડોરાએ મનમાં વિચાર કર્યો કે, તેમને કાંઈ ન કહેતાં ચૂપ થઈ બેસવું ઠીક છે અને બીજા સ્ટેશન ઉપરથી બીજે ડબ્બો બદલીશ.

પરંતુ તેમ બની શક્યું નહિ. તેથી તેઓ ધીમે ધીમે બૂમો પાડવા તથા ગાળો દેવા લાગ્યા. ત્યારે તેણે વિચાર કર્યો કે "હું સ્ત્રી છું એટલુંજ નહિ પણ ભગિનીના પોશાકમાં આ સૌ અપશબ્દો સાંભળું છું, તેથી તેઓ મનમાં શો વિચાર બાંધશે? મારે હમણાંજ એમને અટકાવવા જોઇએ." આવો વિચાર કરી તે ગંભીર બની ઉભી થઇ અને જોરેથી કહેવા લાગી કે "તમે ભગવાનના નામે આવી અસભ્ય ભાષા બોલો છો તે હું તેની સેવક થઇ કદી પણ સાંભળવાની દરકાર રાખતી નથી." આ સાંભળતાંજ તેમણે હોહા કરી ચોટી ખડખડ મચાવી દીધી અને તેનું કપડું પકડી જગ્યાપર બેસાડી

દીધી. ત્યારપછી ઘણા ઉત્સાહથી તેઓ ગાળો બાંડવા લાગ્યા. એક જણ બોલ્યો "ઓ બુઢ્ઢી! મોં સંભાળ નહિ તો હમણાં મોં ભાંગી નાખીશ." બીજા બે જણાએ બે બાજુએથી પકડી ડોરાને બેસાડી દીધી. ડોરા બીજી કાંઇ ગડબડ ન કરતાં પોતાની ફરજ પોતે બજાવી છે એમ સમજી સંતુષ્ટ થઇ. બીજા સ્ટેશનપર તે તરત ઉતરી પડી અને સ્ટેશનપર ઉભી રહી. એટલામાં પછવાડેથી એક માણસ કર્કશ સ્વરથી બોલ્યો કે "આવો, આપણે હાથ મેળવીએ. તમે ઘણાંજ બહાદુર છો. તમે ઠીક કહ્યું હતું. અમારો અન્યાય થયો હતો." બહેન ડોરાએ તેની સાથે શેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો, એટલે તે શેકહેન્ડ કરી પોતાના સોબતીઓ મશ્કરી કરે એ ભયથી તે જલદી ત્યાંથી જતો રહ્યો.

બહેન ડોરા પર–સેવાને માટે સર્વદા તૈયાર રહેતી. તેના સુવાના બિછાના ઉપર એક ઘંટ ટાંગેલો હતો. અર્ધી રાત્રે કોઇ જખમી માણસ આવી ઘંટની દોરી ખેંચે કે ડોરા જાગીને બોલતી "પ્રભુ પરમેશ્વર પોતે દરદીરૂપે આવી મને બોલાવે છે." ખરેખર જેણે પર–સેવામાં જીવન અર્પણ કર્યું છે તેમને મન તો તે પ્રભુસેવાજ છે.

હોસ્પિટલના બગીચામાં જે ફળમૂળ થતાં હતાં તે બધાં રોગીઓના કામમાં આવતાં. ડોરા પોતે મીઠાં ફળ સમારી દરેક રોગીને ભાવતાં ફળ માતાની માફક વહેંચી આપતી.

ભગિની ડોરાના આવા માયાળુ વર્તનથી રોગીઓ હોસ્પિટલ છોડયા પછી પણ તેનાપર સદ્ભાવ રાખતા. સંતાનવત્સલ માતાની માફક ડોરાએ સૌનાં ચિત્ત એવાં તો આકર્ષી લીધાં હતાં કે રોગીઓ તથા એના સંબંધમાં આવનાર અન્ય માણસો પોતાની કઠોરતા, નીચતા અને સ્વાર્થીપણું છોડી શાંત બની જતાં.

એક વેળા તે એક ગૃહસ્થને ઘેર ગાડીમાં બેસી રોગીની સેવા કરવા જતી હતી. દરવાજા ઉપર ઉતરી હાથ લંબાવી ગાડીવાનને એક પાવલી આપવા જતી હતી એવામાં ગાડીવાન તેના મોં સામે થોડીવાર જોઇ રહ્યો અને બોલ્યો "બહેન! શું હું આપની પાસેથી ભાડું લઇશ? નહિ નહિ, હું આપને સારી પેઠે ઓળખું છું." ડોરા બહેન આ સાંભળી મનમાં ને મનમાં એની કૃતજ્ઞતાની પ્રશંસા કરતી ગૃહસ્થના ઘરમાં ગઇ.

ડોરા રોગીઓના ચિત્તનું આકર્ષણ કરતી હતી એટલુંજ નહિ પણ ગરીબ તથા પૈસાદાર સૌ તેને ચાહતા. તેમની ધાર્મિક, આન-

સિક તથા નૈતિક સૌ પ્રકારની નિર્બળતા દૂર કરવા તે પ્રયત્ન કરતી. કંઈ પણ મોટપ રાખ્યા વિના તે સૌ સાથે છૂટથી હળી જતી. ઉપદેશક છતાં પણ શિષ્યની પેઠે આચરણ રાખતી. કેવો મહદ્ભાવ! આજકાલ ગુરુપદ એવું ગમતું થઇ પડયું છે કે શિષ્ય શોધવા દુર્લભ થઇ પડે છે; જ્યારે દોરા પોતે ઉંચા કુળની તેમજ ઉપદેશક હોવા છતાં સામાન્ય લોકો પાસેથી જો કાંઇ શીખવા જેવું હોય તો તેમને ઘેર જઈ શીખી લેતી. પોતે પારકાનું ભલું કેટલું કર્યું તેની ગણત્રી ન કરતાં, પોતાના પર પારકાનો કેટલો ભાર ચઢયો છે તેનો તે હમેશાં વિચાર કરતી.

કોમળ હૃદયવાળી દોરાનું અંતર સર્વદા સ્વર્ગીય વિચારો તરફ વળતું. મનને જે ઉપાયથી પ્રભુ પ્રતિ વાળી શકાય તે ઉપાય યોજતી. એક દહાડો એક નવ વર્ષની બાલિકાને હૉસ્પિટલમાં લાવવામાં આવી. તેને જીવવાની કાંઇ પણ આશા નહોતી. મોતની છેલ્લી ઘડીએ દોરા માતાની માફક તેને ધીરજ આપવા લાગી અને ધીમે ધીમે પ્રભુના ઘરની વાત તેને સમજાવવા લાગી. તે બોલી "બહેન! તું એવી જગ્યાએ જઇશ કે ત્યાં કોઇ દુઃખ પડશે નહિ. ભૂખતરસ કાંઇ પણ લાગશે નહિ. તે જગ્યાએ જવા માટે તું તૈયાર થા." બાલિકાએ બહેનની વાત સાંભળી હર્ષથી તેના મોં તરફ જોઈ સામેના ફૂલ તરફ નજર કરી બોલી "બહેન! આપ જ્યારે સ્વર્ગમાં આવશો ત્યારે એક ફૂલનો ગોટો લાવી સ્વર્ગના દરવાજાપરથી આપને લઇ જઇશ." આટલું બોલી બાલિકાએ હસતે ચહેરે પ્રાણત્યાગ કર્યો.

વાલ્સલ હૉસ્પિટલનો એક રોગી બહેન દોરા વિષે જે વૃત્તાંત લખે છે તેમાંથી નીચેની હકીકત આપવામાં આવે છેઃ—

સને ૧૮૬૯ માં એક ૧૪ વર્ષનો બાળક લોઢાની ખાણમાં કામ કરતાં ઘણો જખમી થયો હતો. તરતજ તેને હૉસ્પિટલમાં આણ્યો. આ વેળા આશ્રમના સૌ ખાટલા રોકાઇ ગયેલા હતા. ખાટલો ખાલી ન હોવાથી તે બાળકને પાછો લઇ જવા કેટલાક માણસોએ કહ્યું; પણ બહેન દોરાને એ ખબર થતાંજ તે બાળક પાસે ગઇ. બાળકની પીડા જોઇ તેનું હૃદય દુઃખી થયું. તેને પાછો ન મોકલતાં ટેબલ પર બિછાનું કરી ત્યાં રાખ્યો અને સેવા કરવા લાગી. કેટલાક દિવસ પછી જ્યારે ખાટલો ખાલી પડયો ત્યારે તેને ત્યાં સૂવાડયો. સવારે તેના શરીર ઉપરનાં વસ્ત્રાદિ સાફ કરતી. રાત્રે

બે પહોર સુધી જાગી એની સેવાચાકરી કરતી. તેની પાસે એક ઘંટ રાખી મૂકેલો કે જે તે વગાડે કે તરત માતા સમાન દોરા તેની પાસે આવી ખબર પૂછતી. બાળક કોઇ વાર કાંઇજ કહી નહિ શકતાં, માત્ર આંખમાં આંસુ લાવી દોરા તરફ જોઇ રહેતો. અસહ્ય પીડાથી દુઃખી થતો બાળક કોઇ વાર કહેતો કે, હું શું માગું છું તેનું નામ જાણતો નથી. એ સાંભળી દોરા પૂછતી "તારો તકિયો ખસેડું?" બાળક કાંઇ ન સમજતાં હા કહેતો. વળી થોડી વાર પછી પાછો ઘંટ વગાડી દોરાને બોલાવતો, પણ જ્યારે તે આવીને પૂછતી ત્યારે કાંઇ કહી શકતો નહિ એટલે દોરા તેનો પગ ફેરવતી, હાથ ઠીક કરતી તથા પાસું ફેરવી આપતી. આવી રીતે રોગીને જેથી આરામ થતો ધારે તેમ કરતી. બાળકની ખરી ઈચ્છા એ કે, દોરા બહેનની મૂર્તિ પાસેથી ન ખસવા દેતાં તેના તરફ જોઇ શાંતિ મેળવવી અને એ હેતુથીજ તે વારંવાર ઘંટ વગાડતો. બાળકનું આવું કૃત્ય જોઇ રોગીઓ બબડી ઉઠયા કે, એ ઘંટ એની પાસેથી લઇ લો કે જેથી દોરા બહેનને આપદા પાડતો અટકે. પણ દયાળુ દોરાએ કહ્યું "ભલેને એથી પણ વધારે ઘંટ વગાડયા કરે, હું વારંવાર ઉઠી એની ખબર લઇશ અને એને શાંતિ મળે એમ કરીશ." આ રોગીને માટે તેનું મન એટલું તો ચિંતાતુર રહેતું કે કોઇ કોઇ વાર તો દોરા રાત્રે એકદમ જાગીને ધારતી કે બાળક ઘંટ વગાડી મને બોલાવે છે. તે પોતે એ રોગીની રુચિ પ્રમાણે ભોજન તૈયાર કરી સ્નેહથી ખવરાવતી. તેની આવી સેવાચાકરી જોઇ અન્યને એમ ભાસે કે એને બીજા કોઇ રોગીની સેવા કરવાની ન હોય! પણ નવાઇ જેવું એ હતું કે, દરેકે દરેક રોગીને માટે તે આટલી બધી કાળજી રાખી તેમની સેવા કરતી.

રોગીની ચાકરીમાં આટલો બધો પરિશ્રમ લેતી તોપણ કદાચ થોડો અવકાશ મળતો તો તે સમયમાં રોગીનાં કપડાં શીવતી; અથવા સારાં સારાં પુસ્તક વાંચી સંભળાવતી અથવા તો રમતગમત કરી તેમને આનંદ આપતી.

આ સર્વ કામ કરવા છતાં પણ પ્રાર્થના કરવાને તે તત્પર રહેતી. તેની પાસે રોગીની સેવા કરવાનું શિક્ષણ લેવા આવતી સ્ત્રીઓ કેવળ જખમ ધોવાનું, ઔષધ ચોપડવાનું કે એવું કાંઈ હૉસ્પિટલને લગતું કામ શીખીનેજ જતી એમ નહોતું. પરંતુ વિશેષમાં તેઓ એ પણ શીખી જતી કે, જ્યાંસુધી ઈશ્વર તરફ

ઊંડો પ્રેમ જન્મતો નથી, ત્યાંસુધી જનસમાજ ઉપર જોઇએ તેવો પ્રેમ ઉત્પન્ન કરી શકાતો નથી. પરમેશ્વરપર દૃઢ પ્રેમ સ્થાપન કરી શકાય તોજ જનસમાજનું ભલું કરવા સમર્થ થવાય છે; નહિ તો ક્ષુદ્ર સ્વાર્થ વીસરી તન, મન અને ધન લોકસેવામાં અર્પણ કરવું એ બહુ મુશ્કેલ છે. સૌ કોઇ જોઇ શકતા કે, ડોરા સામાન્ય સ્ત્રી હોવા છતાં પણ માત્ર પ્રભુપ્રેમમાં લીન થઇનેજ તે કેવા પ્રેમથી પરમાર્થમાં લાગી રહી છે. તે એકલીજ કેવા બળથી અને ઉત્સાહથી હૉસ્પિટલનું કામ કરે છે! જો મૂળમાં પ્રભુપ્રત્યે પ્રેમની લાગણી ન હોય તો મનુષ્ય કદી પણ આવું પરમાર્થી જીવન ગાળી શકે નહિ. ડોરા કહેતી કે, કર્તવ્ય ઉપર પ્રીતિ ઉત્પન્ન કરવાનો નિયમ ત્રણ શબ્દોમાંજ કહી શકાય એમ છે તે નિયમ તે ઈશ્વર ઉપર પ્રેમ.

આશ્રમના સર્વ લોકોને તે વિશેષભાવથી પ્રાર્થના કરવા વીનવતી. તે કહેતી કે, સૌ એકઠા થઇ હૉસ્પિટલના કલ્યાણમાટે પ્રાર્થના કરીશું નહિ તો એનું કામ ઉત્તમ રીતે નભી શકવાનું નથી. ડોરા જે ઉપદેશ આપતી તે પ્રમાણે તે પોતે પણ વર્તતી. સિદ્ધિદાતા જગદીશ્વરનું સ્મરણ કર્યા વિના કદી પણ તે રોગીના જખમને અડકતી નહિ. જખમ ધોવા પહેલાં તે પ્રાર્થના કરતી કે "હે ઈશ્વર! હું તો માત્ર તારૂં હથિયાર છું. યથાર્થ વૈદ્ય તો તુંજ છે. તું આ જખમને સાજો કર." વૈદ્ય આવીને વાઢકાપ કરતા તે વેળા પાસે રહી ડોરાને તેના કહેવા મુજબ મદદ કરવી પડતી. મદદ કરતાં કરતાં પણ અંતરથી તે દયાસિંધુ ઈશ્વરની પ્રાર્થના કરતી.

જેમ જેમ વર્ષો વીતવા માંડયાં તેમ તેમ ડોરાનું જીવન પ્રાર્થનામય થવા લાગ્યું. તેની પ્રાર્થના વિશ્વાસમય હતી. પ્રાર્થના માનવજીવનનું કર્તવ્ય છે અથવા એ દ્વારા પરલોકમાં સદ્દગતિ થાય છે એમ જાણી તે પ્રાર્થના કરતી નહોતી. તે જાણતી હતી કે, સદ્દભાવે પ્રભુ પાસેથી જે માગવામાં આવે છે તે મળે છેજ; તેથી સૌ કામમાં તથા સર્વ વ્યવહારપૂર્વે તે પ્રભુપ્રાર્થના કરતી. તે કહેતી કે "પ્રાર્થના એક મોટું હથિયાર છે. મનુષ્ય શ્રદ્ધા અને વિશ્વાસથી આ હથિયાર ચલાવી શકે તો સૃષ્ટિમાં કોઇને કષ્ટ પડે નહિ. દુનિયામાં માણસ દુઃખના હાથથી છૂટી શકતો નથી તેનું મૂળકારણ અવિશ્વાસજ છે. મનુષ્ય પ્રાર્થના કરે છે ખરો, પણ પૂર્ણ વિશ્વાસથી નહિ; અને તેથીજ સંસારનું દુઃખ દૂર થતું નથી." ખરા વિશ્વાસથી પ્રાર્થના કરવી એ રોગીને માટે મહૌષધિ-

ની ગરજ સારે છે. રોગીનું મન, શરીર ને આત્મા માત્ર પ્રાર્થનાથીજ શાંત થાય છે. પ્રાર્થના જેવું બીજું ઔષધ નથી.

હૉસ્પિટલનો વ્યાપાર કેવો ભયંકર હોય છે! પુષ્કળ માણસોને બેશુદ્ધિમાં લાવવામાં આવે છે અને તે અવસ્થામાંજ કેટલાકનું મરણ નીપજે છે. દોરા એ સૌ રોગીના બિછાના પાસે બેસી વ્યથિત હૃદયથી અને અતિશય આતુરતાથી તેમના કલ્યાણમાટે પ્રભુસ્તવન કરતી. કોઇ કોઇ વાર તો આખી રાત તે આમ રોગીની પાસે બેસી પ્રાર્થના કરતી.

ધર્મરાજ્યનો વ્યાપાર ઘણોજ આશ્ચર્યકારક છે. પરમેશ્વરપર નિષ્ઠા રાખવાથી તેની સાથે એવો તો ઘાડો સંબંધ સ્થપાય છે કે તેનું વર્ણન વાણીથી થવું અશક્ય છે. ઈશ્વરના યથાર્થ ભક્તના અને સંસારીના આચરણમાં મળતાપણું હોતું નથી. પ્રભુભક્તો પ્રભુની આજ્ઞાવિના એક પણ ડગ આગળ ચાલતા નથી. ખાવામાં, પીવામાં, હરવા ફરવામાં વગેરે જીવનનાં સઘળાં કાર્યમાં તેમનું આવું વર્તન નજરે પડે છે. નાનાં બાળકો જેમ સર્વદા માબાપની આજ્ઞા મુજબ વર્તે છે, તેમ સરળ વિશ્વાસી સ્રીપુરુષો પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે ચાલે છે. નાસ્તિકતામાંથી ધીમે ધીમે દોરા પણ બાળકના જેવી શ્રદ્ધાળુ થઈ. એક રાત્રે તે રોગીઆશ્રમનાં સર્વ કામ પૂરાં કરી નીરાંતે સૂતી હતી તેટલામાં અવાજ સંભળાયો કે “દોરા! જલદી ઉઠ. તારો એક રોગી મરે છે.” દોરા ચકિત થઇ. દરરોજની માફક આજે પણ સૂતા પહેલાં દરેક રોગીની અવસ્થા તેણે જોઇ હતી. કોઈ પણ રોગીનું મરણ નીપજવાનાં ચિહ્ન જણાતાં નહોતાં, તેથી આ શબ્દ સાંભળી તે અજબ થઈ ગઇ; અને રોગીઓની તપાસ લેતાં તરતજ જણાયું કે, તેજ દહાડે સવારે જે રોગીને વાઢકાપ કર્યું હતું તેની એક મોટી નસનો પાટો છૂટી ગયો હતો અને તેમાંથી લોહી વહેતું હતું. તેથી મોત નીપજવાનો સંભવ હતો પણ પાછો પાટો બાંધી દેવાથી રોગી બચ્યો.

હૃદયનો કોમળ ભાવ નાશ ન પામે તે માટે દોરા સાવધ રહેતી. હૉસ્પિટલમાં સદા મોત થયા કરે છે તેથી ત્યાં રહેનારનાં હૃદય ધીમે ધીમે એવાં કઠણ થઈ જાય છે કે મોત તો તેના મનથી એક સામાન્ય વ્યાપાર થઇ જાય છે. દોરાનું અંતર આવું ન થાય તે માટે તે પહેલાંથીજ સાવધાન રહેતી. કોઈ રોગીનું મોત થતાં વખતે તે મૃતદેહને શબ રાખવાના ઓરડામાં લઈ જતી. ત્યાં નવાં વસ્ત્ર

તથા પુષ્પથી શોભાયમાન કરી સમાધિસ્થાનમાં મોકલી હતી.

## ૪—શીતળાનો રોગ (ઇ. સ. ૧૮૭૫)

ઈ. સ. ૧૮૭૫ના ફેબ્રુઆરીના પ્રથમ ભાગમાં વાલ્સલમાં ફરીથી ભયંકર શીતળાનો ઉપદ્રવ જાગ્યો. જોતજોતામાં તો આ રોગ લગભગ ઘેરઘેર વ્યાપી ગયો. ૧૮૬૮ માં શીતળાના સપાટા વેળાએ કામદારોએ નગરની બહાર શીતળાના રોગી માટે એક નોખું આશ્રમ તૈયાર કર્યું હતું અને બીજા પણ કેટલાક ચેપી રોગને માટે આ આશ્રમ ખુલ્લું મૂકયું હતું. પરંતુ લોકો તે વખતે ત્યાં જવા ચાહતા ન હતા.

રોગની શરૂઆતમાં જો સારી રીતે બંદોબસ્ત કરવામાં આવે તો તે વિશેષ ફેલાય નહિ અને વધુ માણસના જીવ જાય નહિ. કામદાર લોકો સૌના ભલામાટે પીડિત માણસોને આ આશ્રમમાં લાવવા ચાહતા, પણ મૂર્ખ માણસો જનસમાજના ભલામાં સમજતા નહોતા. પોતાનાં ઘર અને સગાંવહાલાં છોડી પારકાની પાસે રોગીઆશ્રમમાં રહેવા કરતાં પોતાનાં સગાંવહાલાં સાથે પોતાનીજ ઝુંપડીમાં પડી રહેવું તેઓ સુખદાયક સમજતાં. આથી જે આશાએ મ્યુનીસિપાલીટીના કારભારીઓએ આશ્રમ તૈયાર કરાવેલું તે આશા સફળ થઇ નહિ. કારભારીઓ આ રોગ કેમ અટકાવવો તેના ભારે વિચારમાં પડયા.

પહેલાં જ્યારે શીતળાનો ઉપદ્રવ જાગ્યો હતો ત્યારે દોરા બહેને નિશ્ચય કર્યો હતો કે, ભવિષ્યમાં કદાચ આ રોગ જોવામાં આવે તો તેને પ્રથમથીજ અટકાવવો. આ વખતે જ્યારે એણે જાણ્યું કે, લોકો કામદાર ને પોલીસના ભયથી કેસ અંદર અંદર છુપાવે છે, ત્યારે તેણે મુખ્ય કારભારીને લખી મોકલ્યું કે, ઉડતા રોગનું આશ્રમ જલદીથી ઉઘાડવું જોઇએ. હું હાલનું કામ છોડી જેટલા દિવસ જરૂર જણાશે ત્યાંસુધી તે આશ્રમમાં રહી રોગીની સેવા કરવા તૈયાર છું. કારભારીઓ આ વાત સાંભળતાંજ ઘણા આનંદ પામ્યા. તે સારી પેઠે જાણતા હતા કે, બહેન દોરાનું નામ સાંભળતાંજ લોકો આતુરતાથી આશ્રમમાં આવશે. રોગીને સમજાવીને આણવા પડશે નહિ. એની મેળજ તેનાં સગાવહાલાં આવી મૂકી જશે.

પરંતુ એક વિચાર ઉદય થતાં તેમના મનમાં કષ્ટ થવા લાગ્યું. એક બાજુ ભવિષ્યની પીડાથી ઘણા લોકોના જીવ બચશે એવું જોઈ

આનંદ દર્શાવતા ત્યારે બીજી બાજુ ભગિની ડોરાને આવા ભયંકર કામમાં હાથ નાખતી જોઇ તેના પ્રાણ જવાનો સંભવ• જાણી ચિંતાતુર થયા; પણ આ સમય ચિંતાતુર થઇ બેસી રહેવાનો નહોતો.

આખરે બહેન ડોરાને શીતળાના આશ્રમમાં મોકલવાનું નક્કી ઠર્યું; પણ વાલ્સલની હૉસ્પિટલમાં શો બંદોબસ્ત કરવો તેની ચિંતા કરવા લાગ્યા. ત્યાં જે ત્રણ છાત્રાઓ હતી તેમાંથી એકને તેની જગ્યાએ નીમી. આ વખતે રોગી આશ્રમમાં પણ ઘણા ભારે રોગવાળા રોગીઓ હતા. અન્ય કોઈ કારણ હોત તો ડોરા તે આશ્રમ છોડી ખસત નહિ; પણ તેણે વિચાર કર્યો કે, રોગીઆશ્રમનું કામ તો કદાચ કોઈ વૈદ્ય ચલાવી શકશે, પણ શીતળાના રોગને માટે સેવા કરનાર મળવા દુર્લભ છે. વળી તે ધારતી હતી કે, જો હું જાઉં તો મારૂં નામ સાંભળીનેજ લોકો માંહેમાંહે રોગ છુપાવવાને બદલે એ આશ્રમમાં આવશે. અને જો હું જઇશ નહિ તો ભલે મ્યુનીસિપાલીટીના કારભારીઓ આખા ઈંગ્લૅંડની દાઇઓ એકઠી કરે કે ભલે રોગીઓને પૈસાની લાલચ બતાવવામાં આવે તોપણ કોઈ રોગી શીતળાના આશ્રમમાં જશે નહિ. ડોરાનું આ ધારવું ખરૂંજ હતું. જ્યારે લોકોમાં ખબર ફેલાઈ કે, ડોરા શીતળાના રોગીની સેવા કરવા જાય છે ત્યારે નાનાંમોટાં સૌ કોઇ આનંદ પામ્યાં.

ડોરા જે બોલતી તે કરતીજ. તે એકદમ વાલ્સલનો રોગીઆશ્રમ છોડી શીતળા માટેના નવા આશ્રમમાં ગઇ. જૂના આશ્રમના રોગીઓને માટે તે કાંઇ સારો બંદોબસ્ત કરી શકી નહિ; કારણ કે તે જાણતી હતી કે, ગમે તેવો બંદોબસ્ત કરવામાં આવશે પણ હું જઇશ એટલે કોઈપણ સારી પેઠે કામ ચલાવી શકશે નહિ. આવું ધારી જેમ થવાનું હોય તેમ થશે એવું સમજી નવા આશ્રમમાં આવી હતી; પણ મનમાં તેને શંકા રહેતી કે, રખેને કદાચ મારે પાછું તો નહિ ફરવું પડે.

ડોરા શીતળાના રોગીની હૉસ્પિટલમાં જઇ જુએ છે તો ત્યાંનો દેખાવ ઘણો ભયાનક હતો. રોગીનું આખું શરીર સડીને ચારે બાજુએ દુર્ગંધ ફેલાતી. આ દેખાવ જોઇ કોનું શરીર ન કંપે? નવા આશ્રમમાં આવા રોગી જોતાંજ એક મુહૂર્તને માટે તો ડોરાની હિંમત જતી રહી. તે બોલી "હું પોતેજ ખુશીથી આ આશ્રમમાં સેવાર્થે આવી તો ખરી, પણ આ ભયાનક સ્થળે શી રીતે રહી શકીશ ?"

આ આશ્રમમાં રોગીને માટે સારો બંદોબસ્ત કર્યો હતો. ૨૮ રોગીને રાખવાની બધી સોઇ કરી હતી. જલદીથી ૨૮ ખાટલા ભરાઇ ગયા. અહીં તે એકલી કામ કરવા તૈયાર થઇ હતી. એક ચાકર તેને મદદ આપતો, પણ વખત મળે કે તે દારૂ પીવા જતો રહેતો. કોઇ કોઇ વાર તો આખી રાત છાકટો થઈ બહાર રખડતો અને દોરા બહેન એકલી રોગીઓ સાથે રહેતી.

દોરાના આ નવા આશ્રમમાં આવ્યા પછીના પહેલે રવિવારે તેણે વાલ્સલની હૉસ્પિટલમાં એક સ્ત્રીપર નીચે મુજબ પત્ર લખ્યો હતોઃ—

પ્રિય બહેન ! આજે રવિવાર છે, તમે આજે દેવળમાં શાનો ઉપદેશ સાંભળ્યો ? મારે માટે તમને આજ વિચાર આવ્યો હતો ? બપોરે પ્રાર્થના કરવાની કદી પણ ભૂલશો નહિ. મને યાદ કરી તમે ક્લેશ પામશો નહિ. તમને કોઈ દુઃખ જણાય ત્યારે મને લખજો. અત્રે નાનાં નાનાં છોકરાં પણ આખા શરીરે શીતળાથી સડી ગયાં છે. હું તેમને ઘણી સંભાળથી સ્વચ્છ રાખું છું. મને ડર લાગે છે કે, એમને સાફ કરતાં મને આ રોગ લાગુ પડશે. એક અઢાર વર્ષની ઉંમરના બાળકને એવો તો ભયંકર રોગ થયો છે કે તેના પેટમાં કાંઇ રહેતું નથી. ખાય છે તે ઓકી કાઢે છે. સર્વદા બકે છે અને બિછાના પરથી ઉઠી વારંવાર નાસવા પ્રયત્ન કરે છે. રોગીઓનાં પહેરણ મારે સીવવાં પડયાં છે. અહીં જોઇતી ચીજ સહેલથી મળી શકતી નથી. હું આજ સવારે પ્રાર્થના કરતી હતી ત્યારે એક સ્ત્રી પોતાનું પાપ સ્મરણ કરી ઘણું રોતી હતી. અહીં એવો એક પણ રોગી નથી કે જે મને ઓળખતો ન હોય. આજે એક પોલીસનો માણસ મને મળવા આવ્યો હતો. તેણે કહ્યું કે “ અમે આખા નગરમાં ખબર આપી છે કે, બહેન દોરા જ્યારે પોતે શીતળાના રોગીઆશ્રમમાં આવી છે ત્યારે હવે એ રોગનો ભય નથી. ” આ સાંભળી મને ઘણો આનંદ થયો. આ સાથે એક પત્ર રોગીઓને લખ્યો છે. તે તેમને વાંચી સંભળાવજો.

બહેન દોરાએ રોગીઓને જે પત્ર લખ્યો હતો તે પત્ર અહીં આપવામાં આવે છેઃ—

“પ્રિય સંતાનો !

તમારી માતા તમને છોડીને આવી છે. એથી તમને ખોટું લાગ્યું હશે. તમને છોડીને આવવું મને એટલું બધું અઘરૂં લાગ્યું કે આવતી વેળા તમારી રજા લેવા પણ આવી શકી નહિ. હું તમને

કેટલી ચાહું છું? તમારે માટે કેવી ચિંતા રાખું છું તે તમે સારી પેઠે જાણો છો. તમારે માટે ચિંતા રાખું છું તેથીજ હું અહીં આવી છું. કારણ કે નગરમાં ફેલાયલા ભયંકર શીતળા રોગની ગતિ પ્રથમથીજ અટકાવવામાં ન આવે તો ઘણા થોડા વખતમાં તમારાં સગાંવહાલાં આ દુષ્ટ રોગથી મરણ પામે. જો હું અહીં ન આવી હોત તો કોઇ રોગી આ આશ્રમમાં આવત નહિ. અહીં શીતળાનો રોગ એવો ભયંકર ચાલે છે કે જે સાંભળ્યાથી તમારા શરીરે રોમાંચ થાય."

આટલું લખ્યા પછી તેણે દરેક રોગીનાં નામ લખી ઘણીક બીના તેમને પૂછી હતી. દરેક રોગીનું એક જૂદું નામ તે પાડતી હતી તે એ હેતુથી કે, જૂના નામ સાથે પુરાતન પાપાચાર છોડી દઇ નવા ભાવથી તેઓ જીવન ગાળતાં શીખે.

કેટલાક માણસો ખરાબ આચરણથી પોતાના નામને કલંકિત કરી જનમંડળમાં છુપા રહેવા નવાં નામ ધારણ કરે છે. દોરા બહેનનો ઉદ્દેશ લોકોને ઠગવા માટે નવું નામ આપવાનો નહોતો. પરંતુ પાપકર્મથી કલંકિત સ્વભાવને સારે રસ્તે વાળવા ખાતર જૂનાં નામ વિસરાવી નવા નામથી તેમને ઓળખાવતી.

ઉપલા પત્રમાં તેણે એક બાળક જે તેને ઘણો વહાલો હતો તેને લખ્યું હતું કે "મારી પાસે તને રાખવાની મારી ઘણી ઈચ્છા થાય છે, પણ લાચાર છું કે તેમ થઇ શકતું નથી. તું આજ દેવળમાં ગયો હતો કે? પ્રાર્થના કરવા માટે વખતસર જજે. અહીં મારી પાસે બે સુંદર બાળકો છે, જેઓ ધર્મસંગીત ગાયા કરે છે તેથી મને ઘણો આનંદ થાય છે. હે પ્રિય સંતાનો! હું તમારી થોડી સેવા કરૂં છું તે માટે તમે મારાપર આટલો બધો પ્યાર રાખો છો, ત્યારે પ્રભુ કે જે મારા કરતાં પણ તમને વધારે મદદ કરે છે, તમને સુખી કરવા સદા યત્ન કરે છે તેને શું તમે ચાહશો નહિ? તમે હમેશાં પ્રભુને યાદ કરજો. રોગની પીડામાં પણ તેનુંજ ચિંતન કરજો. હું ધારૂં છું કે, તમે સૌ સ્વર્ગમાં જવાની ઇચ્છા કરો છો તો હજી જે સમય બાકી છે તેટલા સમયમાં ત્યાં જવાનો માર્ગ શોધી લ્યો. તમે રોગથી પીડાઇને આ આશ્રમમાં આવ્યા એ પરમેશ્વરની તમારાપર મોટી દયા છે; કારણ કે તમે તેને છોડીને ખોટે માર્ગે જતા હતા. પ્રભુએ જોયું કે, સુખસંપત્તિની વેળાએ તમે તેના તરફ જોતા નથી અને સારો માર્ગ પકડતા નથી; તેથી આ કષ્ટ આપી તે તમને પાછા ધર્મના માર્ગમાં લાવે છે, એ સૌ

યાદ રાખજો. તમારી માતા તમારે માટે સર્વદા ચિંતા કરે છે. પ્રભુ આગળ તમારા ભલા માટે પ્રાર્થના કરે છે. જો પ્રભુઇચ્છાથી કદાચ આ શીતળાના રોગથી હું સપડાઈ જાઉં તો આ જગતમાં તમારી માતાને જોઇ શકશો નહિં. પરલોકમાં મેળાપ થઇ શકશે. હું પ્રાર્થના કરૂં છું કે, દયાળુ ઇશ્વર તમારી રક્ષા કરો."

દોરાને આ શીતળાઆશ્રમમાં પણ ઘણા જણ મળવા આવતા. વૈદ્ય તો દરરોજ આવતો હતો. વાલ્સલ હૉસ્પિટલનો મંત્રી પણ તેને ઘણો ચાહતો હતો તેથી તે પણ વારંવાર આવતો અને આશ્રમના રોગીની ખબર દોરા બહેનને આપતો. વળી સારાં સારાં પુસ્તકો, સુંદર પુષ્પો અને જોઇતી વસ્તુઓ અથવા જેથી દોરાનું ચિત્ત આનંદ પામે એવી વસ્તુ લાવી આપતો. જૂના રોગીઓ જે આશ્રમ છોડી ગયા હતા તે પણ તેને મળવા આવતા.

બેલ નામનો એક માણસ એક વાર વાલ્સલની હૉસ્પિટલમાં રહ્યો હતો. તેનો પગ પાકવાથી તે ચાર માસ સુધી ત્યાં રહ્યો હતો. આ માણસને આશ્રમ છોડતાં પહેલાં સ્મરણચિહ્ન તરીકે દોરા બહેને એક પુસ્તક આપ્યું હતું. તેમાં નીચે લખેલી ત્રણ શિખામણ પોતાને હાથે લખીને આપી હતીઃ—

(૧) દરમહિને એક વાર દોરા બહેનને મળવા આવજે.

(૨) દરરોજ નિયમિત રીતે દેવળમાં જજે.

(૩) સર્વથી પહેલાં પ્રભુનું રાજ્ય અને તેનો પવિત્ર ન્યાય સ્થાપવા પ્રયત્ન કરજે.

તે આશ્રમમાં રહેતો ત્યારે ભગિની દોરા દર રવિવારે તથા બુધવારે તેને દેવળમાં લઇ જતી, જેથી દોરા બહેનને તે ઘણુંજ ચાહતો. કામ કર્યા પછી જે વખત સળતો તે વખતમાં તે બહેન દોરા પાસે આવી બેસતો. તે કહેતો કે " બહેન મારાપર કેટલો બધો પ્રેમ તથા ચિંતા રાખે છે તેનું હું વર્ણન કરી શકતો નથી."

કોણ જાણે દોરા બહેનને કદાચ શીતળાનો ચેપ લાગી જાય અને તે આ રોગની ભોગ થઈ પડે; એ ડરથી લોકો તેને વારંવાર જોવા આવતા. તેમને તે વારંવાર આવવાની મના કરતી તોપણ તેઓ સૌની તેના પર એટલી બધી પ્રીતિ હતી કે મૃત્યુના ભયથી નહિ ડરતાં તેઓ વારંવાર આવતા અને દોરા તેમને અટકાવી શકી નહિ.

શીતળા—આશ્રમમાં તેનું કામ ઘણું વધી પડયું. બીજા ઘણા બંધુઓ તેને મદદ કરવા આવવા ચાહતા હતા, પણ સૌને તેણે

મનાઈ કરી.તે કહેતી કે "તમે અહીં આવશો નહિ. કારણ કે રોગી-ઓના શરીરમાંથી એવી દુર્ગંધ નીકળે છે કે તમને આ રોગ લાગુ પડશે. અહીં પરમેશ્વરની મારાપર કેટલી બધી કૃપા કે તેની આ અયોગ્ય કન્યાને આ મહાન કામમાં નિયુક્ત કરી છે. આ મહાન વ્રતમાંજ જો મારો પ્રાણ જાય તો કેટલા બધા આનંદની વાત! એની દયાનો વિચાર આવતાં મારૂં અંતર કૃતજ્ઞતાથી ઉભ-રાય છે. હું જ્યારે રોગીની સેવા કરવામાં રોકાઉં છું ત્યારે જાણે મારા અંતરમાંથી મને ગૂઢ અવાજ સંભળાય છે કે 'ડોરા! તું મારીજ સેવા કરે છે!'"

ડોરાએ આ ભયાનક સ્થાનમાં રહેતી વેળા એક મિત્રને આવો પત્ર લખ્યો હતો:—"ચારે બાજુએ જાણે મોત ઉભું રહેલું છે. હું પણ સર્વદા મોતને માટે તૈયારજ છું. મારૂં હૃદય હમણાં શાંતિ-સુખસાગરમાં તણાય છે. હું અહીં એવા આનંદમાં રહું છું કે જેનું વર્ણન મારાથી થઇ શકતું નથી. હું સંસારી હોત તો આવો આનંદ—આવી શાંતિ કદી પણ હું ભોગવી શકત નહિ.

ડોરા હમેશાં આપવા લેવાનો હિસાબ ચોખ્ખોજ રાખતી. તે કહેતી કે, સર્વદા મૃત્યુને માટે તૈયાર રહેવું સારૂં છે; કારણ કે કયી વેળાએ તેડું આવશે તે કહી શકાતું નથી.

ભગિની ડોરાને આ હૉસ્પિટલમાં જે રોગી મળતાં તેમાંનાં ઘણાંખરાં મૂર્ખ અને હલકા સ્વભાવનાં હતાં; છતાં પણ તેઓ ડોરાને એટલાં બધાં ચાહતાં કે કહેવાની વાત નહિ. પોતાનાં સગાંવહાલાં સાથે રહેવા કરતાં ડોરાની દેખરેખ નીચે આ ભયાનક આશ્રમમાં રહેવાનું તેઓ વધારે પસંદ કરતાં.

ડોરા રાત્રે ઘણુંખરૂં જાગતીજ રહેતી. કારણ કે ઉંઘી જાય તો રોગીનું બોલવું સંભળાય નહિ. કોઇ કોઇ વાર રોગીને પકડી રાખવા પણ ઘણા કઠણ થઇ પડતા. તે પોતાને હાથે ઘર સાફ રાખતી. રસો-ઇ પોતાનેહાથે કરી રોગીને જમાડતી. કેવી રસોઇ રોગીને રૂચે અને હિતકારી થાય તે વિષે વિચાર કરી ખાસ કાળજીથી રસોઇ કરતી.

ડોરાની હિંમત અદ્ભુત હતી. તેને માત્ર એકજ નોકર હતો, જે વખતોવખત દારૂ પીવા જતો રહેતો અને ડોરા એકલી રોગીના બિછાના પાસે બેસી રહેતી. એક વાર ડોરા એકલીજ હતી તેવામાં એક રોગીના મરવાનાં ચિહ્ન જણાયાં. રોગીએ પોતાની છેલ્લી ઘડીએ પોતાના ગુરુને તેડાવી મંગાવવા ડોરાને દયામણે ચેહરે

વિનતિ કરી; પણ તે વેળા ત્યાં કોઈ માણસ મળે નહિ. રોગી ગુરુને મળવા ઘણોજ આતુર હતો. દોરાને બીજો કોઈ ઉપાય ન જણાવાથી પોતેજ અંધારી રાત્રે તેને બોલાવવા ગઈ. ગુરુએ પૂછ્યું "તમે આવી અંધારી રાત્રે આવવાની ભલી હિંમત કરી?" દોરાએ જવાબ દીધો "રાત્રે કોઇ પણ સ્થળે કામપ્રસંગે જવામાં મને ભય લાગતો નથી, પણ રોગીને મૂકીને જવાનું મને મનજ થતું નથી."

કોઈ કોઈ માણસ વળી એવાં પણ હતાં કે રોગથી પીડાયા છતાં સગાંને છોડી આશ્રમમાં આવતાં નહોતાં. દોરા પોતે એક ગાડી લઇ રોગીને ઘેર જતી અને રોગી ખુશીથી આશ્રમમાં આવતો. ચાલી ન શકે એવા રોગીને ગાડીમાં પોતાના ખોળામાં સૂવાડી દોરા હસતી હસતી આશ્રમમાં આવતી. અહા ! કેવો જનસેવામાં પ્રેમ !

શીતળાના રોગથી પીડિત માણસો કોઈ કોઈ વાર શબ જેવા થઇ જાય છે. એક વાર એક રોગીનું શરીર એવું તો ઠંડુ થઈ ગયું કે જાણે હમણાં મરશે. દોરાને આ વેળા બીજો ઉપાય ન જણાયાથી પોતે તેના શીતળાથી ખીચોખીચ ભરાઇ ગયેલા મુખપર પોતાનું મુખ મૂકી હવા આપવા લાગી ! અને રોગી ધીમે ધીમે સાજો થયો.

ચારે બાજુએ રોગીઓ રોગની પીડાથી ટળવળે છે ! દોરા તેમાં પ્રફુલ્લચિત્તે ભગવાનનું સ્મરણ કરતી કરતી તેમની સેવામાં લાગી રહી છે ! દોરા પોતાની સમક્ષ જેમ જેમ ભયાનક વ્યાપાર જોતી, તેમ તેમ તેના અંતરમાં નવા બળનો સંચાર થતો. જે જોવાથી આપણે સ્તબ્ધજ થઇ જઇએ તેમાં તે વિશેષ ઉત્સાહથી ઘૂમતી.

તે માત્ર રોગીની શારીરિક સેવા કરીનેજ સંતોષ માનતી નહિ, તેમને ધર્મની વાતો પણ કહેતી. રોગીઓ પ્રભુની વાત સાંભળવા ઉત્સાહ બતાવતા ત્યારે તે ઘણાજ આનંદથી તેમને ધર્મોપદેશ કરતી. આવી રીતે લાગલાગટ છ માસ સુધી દોરા શીતળાના આશ્રમમાં રહી, અને જ્યારે એ રોગ તદ્દન નાબુદ થયેલો જણાયો ત્યારેજ તે પાછી વાલ્સલના રોગીઆશ્રમમાં ગઈ.

## ૫—ધર્મપ્રચાર

### (ઇ. સ. ૧૮૬૫–૧૮૬૮)

ઑગસ્ટ માસના છેલ્લા અઠવાડિયામાં દોરા વાલ્સલના રોગીઓની સેવા કરવા આવી પહોંચી. તેના મિત્રો તેને સુખરૂપે આવેલી જોઈ ઘણા આનંદ પામ્યા. પરંતુ દોરાના મુખપર જાણે વિષાદની

રેખા પડી હોય એમ જણાતું. પોતે ત્યાં પ્રાણ વિસર્જન કરી શકી નહિ તે માટેજ જાણે તેને ખેદ થતો હોય એમ જણાતું. તે બોલી કે "શું હું પ્રભુના કાર્યમાં પ્રાણ આપવા યોગ્ય નથી ?" જેઓ ઈશ્વરપર ખરો વિશ્વાસ રાખે છે તેમનો ભાવ આવોજ હોય છે.

એક વાર તેના એક મિત્રે તેને પૂછ્યું કે "સ્ત્રીઓએ પોતાના જીવનમાં કેવાં કાર્યો કરવાં જોઇએ અને કયો માર્ગ લેવો જોઇએ ?" દોરાએ જવાબ દીધો "પતિવ્રતા સાધ્વી સ્ત્રીઓએ ગૃહની લક્ષ્મી-સ્વરૂપ થઇ બાળકોનું પાલનપોષણ કરવું, અતિથિ—અભ્યાગત અને પડોશીનું યથાશક્તિ કલ્યાણ કરવું એજ સુંદર માર્ગ છે. સ્ત્રીઓ ઘણું કરીને આખો દિવસ નિંદા, વૃથા કુથલી તથા ગડબડમાં ગુજારે છે. મનુષ્યજીવનની કિંમત જાણીને જે જે કામ છે તે જો તેઓ કરે તો સંસારસાગર કોઇ પણ રીતે દુસ્તર નથી." તેણે પોતાના સંબંધમાં કહ્યું કે "પરમેશ્વરે પોતાની અયોગ્ય કન્યાને દયા કરી પોતાનાં પીડિત અને આતુર છોકરાંની સેવા કરવાનો જે અધિકાર આપ્યો છે તેને માટે હું સર્વદા તેની કૃતજ્ઞ રહીશ. હું જ્યારે પીડિત અને દુઃખી નરનારીના શરીરને સ્પર્શ કરૂં છું ત્યારે મારા મનમાં એમ થાય છે કે, જાણે તેમના શરીરમાંથી મૂર્તિમાન ધર્મ બહાર નીકળતો હું જોતી હોઉં. મારા શરીર માટે સ્નાન, આહાર અને નિદ્રામાં જે વખત જાય છે તે પણ મને ગમતું નથી. મારે કરવા જેવું એટલું બધું કામ છે કે જો હું એકની દશરૂપે થઇ શકત તો બહુજ સારૂં થાત. હું વિચાર કરૂં છું તો મારામાં ધાર્મિક યોગ્યતા કરતાં અયોગ્યતા બહુ વધારે જણાય છે; અને તેથીજ મારાથી જોઈયે તેવું અને તેટલું કામ થઇ શકતું નથી. જો હું પૂરતી શ્રદ્ધાળુ અને પ્રાર્થનાપરાયણ હોત તો સંસારમાં અસાધ્ય દરદોને પણ સાધ્ય કરી શકત. મારી એ અયોગ્યતાને લીધે મારા હૃદયમાં ઘણું દુઃખ થાય છે.

વાલ્સલ નગરમાં એક વાર ધર્મપ્રચાર કરવાની સભા સ્થાપન થઇ હતી. ભગિની દોરા તે સભામાં સામેલ થઇ હતી. એક વાર મુખ્ય પાદરીએ ત્યાં એકઠાં થયેલાં લોકોને વિનતિ કરી કે, અઠવાડિયામાં જે પ્રાર્થના થાય છે તેમાં આવવાને અન્ય માણસોને સમજાવવામાં આવે તો ઘણા જણ એકત્ર થઇ શકે. એ સાંભળી દોરાના મનમાં એવો ઉત્સાહ આવ્યો કે બીજેજ દિવસે રસ્તે જતા લોકોને ત્યાં લાવવાસારૂ તે ઉભી રહી.

પ્રથમ કહ્યું છે કે, વિલાયતમાં કેટલાક માણસો ઘણાજ નીચ અને સ્વભાવના દુષ્ટ હતા. પ્રભુનું નામ પણ કેટલાકે તો સાંભળ્યું હશે કે નહિ તેની શંકા હતી. ધર્મપ્રાણ દોરાનું હૃદય આવા લોકોના કલ્યાણ માટે સર્વદા આતુર રહેતું. લોકો ધર્મને વિસારી દઇ, નીતિને નેવે મૂકી, દુષ્ટ રીતે જીવન ગાળે; એથી તેને બહુ દુઃખ ઉપજતું. તેથી તે સર્વદા આવા માણસોને પોતાની પાસે બોલાવી તેમને ધર્મની વાતો સંભળાવતી; એટલુંજ નહિ પણ ધર્માચાર્યો પ્રાર્થનામંદિરમાં ઉપદેશ આપતા ત્યારે તે અનેક લોકોને ત્યાં લઈ આવતી.

આપણે જાણીએ છીએ કે, મહાત્મા ચૈતન્યદેવ કેવી રીતે અધમ જગ્યામાં જઇ સૌને પરમેશ્વરના માર્ગપર લઇ જતા હતા. પાપી જગ્યામાં પરમાર્થે જતાં તેમને મોટા જખમ લાગ્યા અને લોહી નીકળવા લાગ્યું તોપણ તેમના અંતરમાં વિરક્તિ ઉપજી નહિ; પણ ઉલટા તેમને સાથે લઈ વિશેષ જોસથી હરિગુણ ગાવા લાગ્યા. પ્રેમનો કેવો અદ્‌ભુત મહિમા! કેવું દિવ્ય અને આશ્ચર્યકારક આચરણ!!

ભગિની દોરાનું ચરિત્ર પણ એવુંજ આશ્ચર્યજનક હતું. પોતે બાઇમાણુસ છતાં વારંવાર સાહસિક કામ કરતી જોઈ આશ્ચર્ય થાય છે. તે પ્રભુનો મહિમા સંભળાવવા જે દુષ્ટ લોકોના ફળિયામાં વારંવાર જતી, તે લોકો ઉપર જણાવેલી અધમ જગ્યા કરતાં પણ વધારે ખરાબ સ્વભાવના હતા. સ્વર્ગીય પ્રેમથી બળવાન થઈ વિપદ્‌ની શંકા પણ ન કરતાં તે એવા લોકોને આગ્રહથી તથા જોરથી પણ પકડી લાવતી. વખતોવખત એવા કામમાં તે ઘણી અપમાનિત પણ થતી, છતાં પોતાના કાર્યમાં મંડી રહેતી.

ઘણું કરી યૂરોપનાં મોટાં મોટાં નગરોમાં એકએક જગ્યા તો એવી ખરાબ હોય છે કે જ્યાં સારા માણુસો કદી જતા નથી. નગરનાં ખરાબ નરનારીઓ અહીં ભયાનક નરક બનાવી તેમાં કીડાની માફક તરવરે છે. અતિ નીચ આચરણ અને પ્રપંચથી માંડીને ભીષણ નરહત્યાપર્યંત સર્વ પ્રકારનાં પાપ તેઓદ્વારા આ જગ્યાએ થાય છે. આ કાર્યમાં મદદ કરનાર સુરાદેવી (દારૂ) એઓની હમેશની સોબતી હોય છે. પોલીસ પણ એમનાથી ડરે છે.

લોકો જ્યારે આમ હાહાકાર વર્તાવે ત્યારે શું દયાળુ માણુસો ચૂપ બેસી રહી શકે? બહેન દોરા પણ ઘણા ઉત્સાહપૂર્વક આ ધર્મકાર્યમાં જોડાઇ સંસારસુખને તિલાંજલિ આપી ચૂકી હતી;

એટલે એ પવિત્ર સાધ્વીથી એ કેમ સહન થાય ? પોતાના પ્રાણુ-
ના જોખમે પણ તે તેમનો ઉદ્ધાર કરવા તત્પર થઈ.-રાત્રે વાલ્સલ-
નગરના સઘળા રહેવાસીઓ જ્યારે ઘોર નિદ્રામાં ઉંઘતા હોય,
અને રાજમાર્ગમાં કોઇ પણ માણુસ જતો જણાય નહિ, ત્યારે પણ
ડોરા બહેન બે પાદરીને સાથે લઇ એ ખરાબ મહોલ્લા તરફ જતી
જણાતી. એ જગ્યાએ જતી વેળા એક પોલીસના સિપાઇએ ડોરાને
કહ્યું હતું કે "બહેન! તમે થોભો, હવે આગળ વધશો ના. તમારે
જવુંજ હોય તો હું સાથે આવું." દોરાએ જવાબ દીધો "ના ના,
કાંઇ જરૂર નથી. તમે કાંઈ ફીકર કરશો નહિ. તમને સાથે આવેલા
જોશે તો તેઓ જાણુશે કે અમે તેમનાથી ડરીએ છીએ; અને એમ
જાણુશે તો ઉલટું ખરાબ પરિણામ આવશે." આટલું બોલી આ
ત્રણુ સ્વર્ગના દૂતો ધીમેધીમે મોટો ધોરી માર્ગ પકડી નરકની
અંદર જવા લાગ્યા. આ વેળા દોરાએ પાદરીઓને કહ્યું કે "તમે
મારી પાછળ ગુપચૂપ જરા છેટા ચાલજો. મને તો કોઈપણુ હાથ
અડકાડવાની હિંમત ધરશે નહિ. પણુ જો તમને સાથે જોશે તો
એકદમ મારી નાખશે." તેઓ એ સાંભળી બહેનની પાછળ છેટે
છેટે ધીમે ધીમે જવા લાગ્યા. થોડી વારે એક નાના ઘર સામે જઈ
ઉભા. ઘરમાં દીવો બળતો હતો. દોરાએ પાદરીને કહ્યું "આ
બારીમાંથી છુપી રીતે જુઓ, સંભાળજો! એમાંનો કોઇ તમને
દેખી શકે નહિ!" તેઓએ ગોળ ટેબલની ચારે બાજુએ કેટલીક
સ્ત્રીઓને બેઠેલી જોઇ અને યમના જેવો એક ભયંકર પુરુષ તેની
સરદારી લઇ હુકમ આપતો હતો. આ દેખાવ જોતાંજ તેમનાં
હૃદય કંપવા લાગ્યાં.

ભગિની દોરાએ દરવાજો ઠોકયો. પહેલા અવાજથી કોઈ
જવાબ ન મળ્યો ત્યારે દોરાએ પાછું બારણું ઠોકયું. ત્યારે પેલો
ભયંકર પુરુષ ક્રોધપૂર્વક બોલી ઉઠયો "કોણુ છે ?"

"દોરા! બહેન દોરા છે."

ભયંકર પુરુષ (ઘણુાજ ક્રોધથી હાથ પગ અફાળતો)—"આ
વેળા અહીં આવવાનું કામ શું ?"

દોરા (ગંભીર અને ધીર સ્વભાવથી) બોલી:—"દરવાજો ઉઘાડો,
મારે તમને કંઇ કહેવાનું છે." પેલા માણુસે ગાળો દેતાં દેતાં ઉઠી
બારણું ઉઘાડયું. ભગિની દોરા એ વખતનો અંદરનો દેખાવ
જોઈને એવી તો ખેદ પામી કે કાંઇ પણુ બોલ્યા સિવાય બારણુામાં

ઉભી રહીને પેલી સ્ત્રીઓ તરફ જોવા લાગી. રોવા જેવા અવાજથી પેલા પુરુષને તે કહેવા લાગી કે "કહો જોઇએ, આજે તમે મારી સાથે આવી રીતે કેમ વર્તો છો? તમારો આવો ભાવ આજે હું કેમ જોઉં છું? કેટલાક દિવસપર તમે માથે જખમી થઇ મારી પાસે આવ્યા હતા ત્યારે તમે મને શું કહ્યું હતું?" તે હતભાગી પિશાચ આ સાંભળી ક્રોધથી ગાળો દેતો બોલી ઉઠયો "તે સૌ વાત હમણાં પડતી મૂકો, તમારે શું જોઇએ છે તે જલદી કહી દો." બહેને કહ્યું "હું માગું છું તે હમણાં કહું છું." આટલું બોલી તેણે ઓરડામાં પ્રવેશ કર્યો અને બધી સ્ત્રીઓને નમસ્કાર કરીને દરેક સાથે વાત કરવા લાગી. એ સ્ત્રીઓ તેને ઓળખતી હતી. કારણ કે ઇસ્પિટલમાં બહેન દોરા પાસે રહેલી હતી. વળી પાપાત્મા છેવટે એવા કાયર થઇ જાય છે કે પવિત્રતા ને ધર્મ આગળ કદી પણ માથું ઉપાડી શકતા નથી. જો તેમ ન હોત તો શું આજે દોરા બહેન આ નરકસ્થાનમાંથી જીવતી જાત? માનવપાષાણ ધર્મબળ આગળ તૃણ જેવો છે. બહેન દોરાનું તેજ પણ એવું હતું કે તેની તેજસ્વી આંખમાંથી ઝરતા અગ્નિના તણખા આગળ પાપીઓ જડ જેવા બની જતા અને તેથીજ તેઓ રાક્ષસી હોવા છતાં તેના આગળ પરાજય પામ્યા. રાક્ષસ જેવાં આ મનુષ્યો મંત્રમુગ્ધ સર્પની માફક આશ્ચર્યથી જોવા લાગ્યાં. આવો દેખાવ જોઇ દોરા બોલી "આવો, આપણે સૌ ઘુંટણીએ પડી પરમેશ્વરની પ્રાર્થના કરીએ." એટલું કહે છે એટલામાં તો આશ્ચર્ય! આ દુરંત રાક્ષસોનું દલ ઘુંટણીએ પડયું. બહેન દોરાએ ઘણાજ વ્યાકુળ હૃદયે ઉંચે સ્વરે રોઇ પરમેશ્વરની આગળ તેમના કલ્યાણ માટે પ્રાર્થના કરી. કેવી સુંદર છબી! નરકની અંદર સ્વર્ગનો દેખાવ આમજ જોવાય છે. પાદરીઓ તો એ દેખાવ જોઇ છકજ થઇ ગયા. ખરા અંતરથી જ્યારે પ્રાર્થના થાય છે, મનુષ્યનું હૃદય અસાધારણ લાગણીથી ઉભરાઇ જે પ્રાર્થના આંખના પાણી સાથે બહાર આવે છે, તેનું ફળ પણ અતિ આશ્ચર્યજનક થાય છે; કારણ કે આવી પ્રાર્થનાથી ઇંદ્રનું સિંહાસન પણ કંપી ઉઠે છે. તેથીજ આજે બહેન દોરાની વ્યાકુળ પ્રાર્થનાથી આ રાક્ષસ જેવાં સ્ત્રીપુરુષના હૃદયમાં ઈશ્વરકૃપા પવિત્ર પ્રસાદરૂપે વસી ગઇ. તેઓ પોતાના અપરાધથી શરમાઇ જઇ બહુ નમ્રભાવે બહેન દોરા તરફ જોઇ બોલ્યાં કે "અમે

તમને અપમાન કર્યું છે. તમે અમને કેટલાં બધાં ચાહો છો ?" ડોરાએ જવાબ દીધો કે "તમે જો ખરેખરાજ મારાપરના અન્યાયી આચરણથી દુઃખી થયા હો તો હું કહીશ તે તમે કરશો?" તેમણે કહ્યું "હા, અમે તેમ કરવા તૈયાર છીએ." ડોરાએ કહ્યું "ત્યારે તો તમે સૌ મારી પાછળ આવો. મારા કેટલાક મિત્રો તમને કંઈક કહેશે." આ સાંભળી જેમ માતાની વાતથી બાળકો જાય છે તેમ પેલાં સૌ સ્ત્રીપુરુષો ડોરા બહેનની પાછળ ચાલવા માંડયાં."

હવે પેલા બે પાદરીઓ, આવવાની વાત સાંભળી જલદી ઉપલા ઓરડામાં ચાલ્યા ગયા. તેઓ ત્યાં પહોંચે છે એટલામાં આ બીજા માણસો આવ્યાથી ઓરડો ભરાઈ ગયો.

આ માણસો ઘણી ગડબડ મચાવી કોઈને ઉઠાડી, કોઇને ગબડાવી પોતપોતાની જગ્યા કરવા લાગ્યાં. એટલામાં બિલની સામે બીજો એક જેક નામે રાક્ષસી માણસ હતો તેણે કાંઇક કહ્યું, જેની બીલે બહેન ડોરાની પાસે ફરિયાદ કરી. તેથી બહેન ડોરાએ તેને ધમકાવી કહ્યું "જેક ! સાવધાન રહે. મારી પાસે આવી ચૂપ બેસી જા." બહેનની પ્રશાંત મૂર્તિ અને ગંભીરભાવનો ત્રાસ જોઈ જેક બચ્ચાની માફક બાજુમાં આવી શાંત થઈ બેઠો. ઉપાસના થવા લાગી. જેક અને બીલ એ બે પાપીના સરદારોને વચમાં બેસાડી ભગવાનની પ્રાર્થના કરવામાં ડોરા બહેન નિમગ્ન થઈ. સાધુતાનો કેવો આશ્ચર્યજનક મહિમા ! ! જેને જોયાથીજ સૌ ભયથી કાંપતા, તેમને વચમાં ધમકાવીને બેસાડવાની કોની મગદૂર હોય ! બીજા કોઈને તેઓ આમ જુએ તો મારી નાખવા પણ અચકાય નહિ; પણ હમણાં તો તેઓ શાંતભાવે ઉપાસના કરતા હતા.

બહેન ડોરાની આ વીરપણાની વાત યાદ આવે છે ત્યારે અજાયબ થવાય છે. અહા ! કેવો પ્રેમ ! કેવું ધર્મતેજ ! કેવી હિંમત ! ધર્મનું તેજ ન હોત તો સ્ત્રીજાતિની શી મગદૂર કે અંધારી રાત્રે નરકના ઉંડા કૂવામાંથી રાક્ષસ જેવાં નરનારીને બળપૂર્વક કાઢી શકે ? જેઓ થોડી વાર અગાઉ આસુરી ભાવથી ઉન્મત્ત થઇ પશુ જેવા નૃશંસ વ્યાપારમાં લાગ્યા હતા, તેઓ છેવટ એક સ્ત્રીની પાછળ બાળકની પેઠે ચાલ્યા ! આ બનાવનું વર્ણન કેમ કરવું એ સમજાતું નથી: રોગીઆશ્રમનો ડૉકટર આ ધર્મપ્રચારની બાબત ઉપર કાંઇ વિશ્વાસ રાખતો નહોતો; પણ જ્યારે

તેણે રાત્રિની દોરા બહેનની હિંમતનું કામ જાણ્યું ત્યારે તે અજબ થઈ બોલ્યો કે, આજ ખરેખરૂ કામ છે! એમાંજ વીરત્વ છે. ગમે તેમ હોય પણ તેના જીવનમાં આ એક નવો વ્યાપાર જણાયો. ભગિની દોરા આખી ઉંમરમાં બીજું કાંઇ કામ ન કરત તોપણ તેના આ કામથી તેનું જીવન ધન્ય તથા નામ અમર થઇ રહેત. ગરીબ, મૂર્ખ કે અનીતિએ ચઢેલાં માણુસો માટે થોડાંજ જણ વિચાર કરે છે. મનુષ્યો જેમનું ભલું કરવા ઇચ્છતા હોય તેઓ જો તેમની વાત સાંભળતા હોય તો ભલું કરનારાઓને પોતાને કામ કરવાનો ઉત્સાહ ઉપજે છે, પણ જ્યાં શિખામણ આપવા જતાં અપમાન પામવાનો અથવા પ્રાણ ગુમાવવાનો ભય હોય ત્યાં કામ કરવું કેવું કઠણ છે, એ સહજે સમજાય એવું છે. આવી રીતે એક દિવસ નહિ પણ ઘણા દિવસ સુધી તે રાત્રે ખરાબ મહોલ્લાઓમાં ભયંકર જગ્યાએ દુષ્ટ લોકોને ત્યાં જઈ તેમને ભગવાનનું નામ સંભળાવતી અને સદુપદેશથી તેમને સન્માર્ગ ઉપર લાવવા યથાયોગ્ય પ્રયત્ન કરતી. ધર્મથી તથા નીતિથી ભ્રષ્ટ થવામાં વધારે વખત લાગતો નથી; પણ પાપમાર્ગથી સારા માર્ગમાં લાવવામે શ્રમ, સમય અને ખંતની ઘણી જરૂર રહે છે.

દોરા કંઈ ઉપલા એકજ કામથી અનેક માણુસોને પુણ્યના માર્ગપર લાવી શકી હતી એમ નહોતું. એક બાજુથી તેને એવા કાર્યમાં પગલે પગલે અડચણ પણ ઘણી પડતી હતી. રાત્રે પ્રાણહાનિની આશંકા હોય છતાં પણ ઘણી વાર બહાર નીકળતી અને તેના પરિણામે કાંઇ દર વખતે સંખ્યાબંધ માણુસો સન્માર્ગ તરફ વળી જઇ સફળતા મળતી નહોતી. છતાં પણ દોરા એથી કાંઇ પ્રયત્નમાં મોળી પડતી નહિ! જે નરનારીઓ પોતાનો ઉપદેશ સાંભળી સુમાર્ગે ચઢતાં તેમને જોઈએ તેવી મદદ આપતી તથા તેમના કષ્ટનિવારણ માટે બનતું કરતી.

બહેન દોરા ગાડીવાન વગેરેને પણ સુમાર્ગે વાળવા યત્ન કરતી હતી. તેમને દારૂ પીને રસ્તામાં ભટકતા જોઇ તેનું કોમળ હૃદય ઘણીજ પીડા પામતું. તેની ઘણીજ મહેનતથી કેટલાક કમભાગીઓ સારે માર્ગે વળ્યા હતા. એમાંથી એક વૃદ્ધ ગાડીવાન તેનાપર ઘણો પ્રેમ રાખતો હતો. તેણે એક વાર બહેન દોરાને કહ્યું હતું કે, "બહેન! તમારે ક્યાંઇ જવું પડે તો મારી ગાડી મંગાવજો; પણ એટલી શરત કે, તમને વાત્સલમાં જ્યાં કહેશો ત્યાં લઇ જઇશ.

વાલ્સલ છોડી બીજે રહેવા જશો તો ક્યાંય પણ લઈ જઈશ નહિ." અહા કેવો પ્રેમ! બહેન ડોરા પોતાનું નગર છોડી જાય એ વૃદ્ધથી સહેવાતું નહોતું. આમ ગાડીવાન, મજૂર, કોળી વગેરે ડોરાને ઓળખતા હતા તથા તેનાપર સ્નેહ રાખતા. બહેન જાણે પોતાના કુળમાં જન્મી હોય એમ તેમને લાગતું હતું. તેના પુરાતન રોગીઓ ડોરાને માતાસમાન ગણતા અને પોતે તનમન ને ધન અર્પણ કરવા સર્વદા તૈયાર રહેતા.

સ્વામી અને સ્ત્રીમાં વિવાદ થતો તો બહેન ડોરા તેમનો વિવાદ મટાડવા ત્યાં જતા. એક વાર એક કુટુંબના યુવાને એક બાલિકા સાથે લગ્ન કર્યું. કોઈ કારણથી યુવકનાં માબાપના મનમાં પાછળથી શંકા થઈ કે, પોતાના પુત્રની ઉન્નતિના માર્ગમાં આ આ બાલિકા વિઘ્નકર્તા થઈ પડશે. આ યુવકનું રહેઠાણ વાલ્સલ-થી દૂર હતું, પણ કોઈ કારણને માટે આ નગરમાંજ તેને થોડો સમય રહેવું પડ્યું. પેલી બાળાએ ડોરાને ઉદાર અને નિઃસ્વાર્થ જોઈ પોતાની વાત જણાવી. આથી તેણે પ્રયત્ન કરી બેઉનાં મન સાંધ્યાં! થોડા દિવસ પછી જાણે તેઓ નવું જીવન અનુભવવા લાગ્યાં. અહા તેના નિઃસ્વાર્થ ચરિત્રનો કેવો આશ્ચર્યકારક પ્રભાવ!

એક વાર એન્સી નામની સ્ત્રીનો પગ ભાગી ગયો હતો. બહેન ડોરા તેને ઘેર જઈ તેના પગની દવા કરતી હતી. સ્ત્રીનો સ્વભાવ સારો નહોતો. ડોરા તેને સુધારવા પ્રયત્ન કરવા લાગી. એક દિવસ બપોરે બહેન તેને ઘેર જઈ બારણું ઠોકવા લાગી. પરંતુ કાંઈ જવાબ મળ્યો નહિ. એટલામાં કેટલાક માણસો ગડબડ મચાવતા બહેનની મશ્કરી કરી બોલ્યા "એન્સી ફરવા ગઈ છે." કોઈએ કહ્યું "બહેન! એન્સી તેના મિત્રોની સાથે રહે છે, હું તમને તેના વિષે સર્વ કહું છું." બનાવ શો બન્યો છે તે જાણવા ડોરાએ સૌને પછયું પણ કોઈએ જોઈએ તેવો જવાબ આપ્યો નહિ. અંતે ઘણીજ ગડબડ પછી તે જાણી શકી કે, એન્સીનો પગ સારો થવાથી તે સહેજ ફરવા ગઈ હતી. અને રસ્તામાં એક દુકાનદારને ત્યાં સારૂં પાટલૂન લટકાવેલું જોઈ તે ચોરવાની ઇચ્છા થઈ આવી. કોઈ માણસ જુએ નહિ તેમ ચડપ લઈને તેણે પાટલૂન બગલમાં મારી લીધું; પણ દૂરથી એક છોકરો લપાઈને આ બધું જોયા કરતો હતો તેણે સિપાઈને બોલાવી તેને પકડાવી અને એન્સીબાઈ વગર ભાડા-ની કોટડીમાં બિરાજ્યાં!

ઘણા માણસોને મોઢે બેન્સીની આ વાત ચાલી રહેલી જોઇ તેમને ઉપદેશ કરવાનો ઠીક લાગ જોઈ દોરા બહેન એકદમ એક ખાલી ગાડીપર ઉભી રહી બોલવા લાગી કેઃ–એક વાર એક માણસ પોતાની નાની ઉંમરના છોકરાને લઇ ખેતરમાં થઇને જતો હતો. તે ખેતરમાં સારાં પાકેલાં ફળ જોઈ તેની દાઢ સળકી અને પોતાના છોકરાને કહેવા લાગ્યો કે "બેટા! આ લાગ ફળ ઉડાવવાનો ઠીક છે. કોઇ આપણને જોતું નથી, તારે જોઇએ તેટલાં એકઠાં કરી લે." તે બુદ્ધિવાન બાળકે જવાબ દીધો "પિતાજી! તમે એક બાજુએ જોવાનું તો મૂકીજ દીધું છે તે જુઓ તો જણાશે કે, એક માણસ આપણને સારી પેઠે જોયા કરે છે."

બાપે કહ્યું 'ક્યાંથી જુએ છે?' છોકરાએ ઉંચી આંગળી બતાવી કહ્યું 'તમે ઉપર જોતા નથી? તે તરફ જુઓ તો આપણને જોતો એક નજરે આવશે.' આવી રીતે બેન્સીએ જો ઉંચે જોયું હોત તો પાટલૂન ચોરવાની હિંમત કરત નહિ. એકઠા થયેલા માણસો આ સાંભળી ઘણાજ ખુશ થયા. પછી દોરા ગાડીપરથી ઉતરી કેદખાનામાં ગઇ અને બેન્સીને તે ઉપદેશ આપ્યો.

દર રવીવારે હૉસ્પીટલમાં ઇશ્વરપ્રાર્થના કરવાની તૈયારી કરવામાં આવતી. રસ્તાપરના ગાડી હાંકનાર, કોળી, મજુર, કોલસા ખોદનાર વગેરે એ રવીવારની વાત હજી પણ યાદ કરે છે અને આનંદ પામે છે. વાર–તહેવારે દોરા જૂના રોગીઓને પણ ખોળી ખોળીને આણતી અને તેમને તથા આશ્રમના રોગીઓને એકઠા કરી સારૂં સારૂં ખાવાનું આપતી. ખવડાવ્યા પહેલાં અને પછી સારાં સારાં પુસ્તકો વાંચી સંભળાવતી અથવા ઉપદેશ આપતી; પણ સૌથી પહેલાં અત્યંત ભક્તિથી ઈશ્વરની પ્રાર્થના કરતી. મૂર્ખ અને દરિદ્રમાણસો પણ ઘણા ઉત્સાહ અને આનંદથી આમાં જોડાતાં.

આપણામાંના ઘણાખરા ડાહીડાહી વાતો કરનારા હોય છે. શાસ્ત્રના સારા સારા ઉપદેશ કહી બતાવનારા પણ અનેક હોય છે. મોટી મોટી વાતો કરનારાનો તોટો નથી, પણ પોતે શી રીતે વર્તે છે તે જોતા નથી. બહેન દોરા પાસે એવાં ઘણાં માણસો આવતાં હતાં કે જેઓ ધર્મને માનતાં નહોતાં. ધર્માત્મા પુરુષોની ઉલટા તેઓ મજાક કરતા. આવા દુષ્ટ માણસો પણ દોરાનો પ્રેમ તથા તેનું માહાત્મ્ય જોઇ તેને દેવીતરીકે માનતા અને ઘણા તો તેના ઉત્તમ જીવનથી ધર્માત્મા થયા હતા.

ગમે તે ધર્મનો માણસ હોય પણ જો તે સરળ વિશ્વાસી હોય તો દોરા તેનાપર શ્રદ્ધા રાખતી; પણ જો કદાચ તેનામાં કોઈ પણ કુસંસ્કાર જોતી તો તુરત તેની તે ઉપેક્ષા કરતી. ધર્મની વાતમાં કોઈ મશ્કરી કરે તે તેને ગમતું નહોતું.

ધીમે ધીમે ભગિની દોરાનું જીવન વિશેષ ઉન્નત થવા લાગ્યું. પરમેશ્વરમાં પ્રગાઢ ભક્તિ રાખી જનસેવા કરવી એનેજ આપણા શાસ્ત્રમાં ખરી ઉપાસના કહી છે. પ્રભુ નિરાકાર છે. આપણી સૌની તે રક્ષા કરે છે. આપણે જીવતા રહ્યા છીએ તે પણ તેનો પ્રતાપ. ત્યારે આપણે એ સૌ ઉપકારને બદલે તેની શું સેવા કરી શકીશું ? તેનાં પુત્રપુત્રીઓની સેવા કરવી એ તેની સેવા કર્યા બરાબર છે. દોરા બહેનનો આવો સિદ્ધાંત હતો. તે ઇશ્વરની ખરી ઉપાસક હતી. જેમ તેના હાથપગ દરિદ્ર અને દુઃખી નરનારીની સેવામાં રોકાયેલા રહેતા, તેમ તેનું અંતર પરમ કૃપાળુ ભગવાનના ધ્યાનમાં રહેતું. તે આ લોકમાં રહીને પણ પરલોકનું ચિત્ર પોતાના હૃદયપટમાં ચીતરેલું અનુભવવા લાગી. તેનું અંતર સુખસાગરમાં તરવા લાગ્યું. પ્રાણ આનંદસાગરમાં નાહવા લાગ્યો. કોઇ રીતે પણ રોગી મનુષ્ય જીવી શકે તેના વિચારો તે રાત્રિદિવસ કર્યા કરતી. જગતના દુઃખનો બોજો ઓછો કરવા તેણે તન મન ધન અર્પણ કર્યાં. વીરપુરુષની પેઠે આ મહાઉદ્યમમાં તે મચી રહી. જેમ જેમ આવી પ્રવૃત્તિ કરતી ગઈ, તેમ તેમ તેનું જીવન ઉન્નત થવા લાગ્યું. પ્રભુપરનો વિશ્વાસ વિશેષ ગાઢ થતો ગયો અને હૃદય ભક્તિપૂર્ણ થવા લાગ્યું. બહેન દોરાના મૃત્યુ પછી તેના એક મિત્રે લખ્યું છે કે "એના જીવનનાં સર્વ કાર્ય જાણે એ પરમાત્માને પૂછીને કરતી હોયને! એવો ભાસ થાય છે."

અવિશ્રાંતપણે અસાધારણ પરિશ્રમ તે કેવાક દૈવી બળથી કરતી હતી તેની કલ્પના થઇ શકતી નથી. પછી કાળે કરી શરીર શિથિલ થતાં તેના મનમાં આવવા લાગ્યું કે, "કામ થતું નથી, કાંઇ કામ થયું નહિ" આવા ઉદ્ગાર કાઢતી તે ઘેલી જેવી થઇ જતી. છેવટે પોતાનું શરીર પણ તેને બોજારૂપ જણાયું. નાહવાધોવામાં કે ખાવાપીવામાં જે વખત જતો તે પણ તેને અસહ્ય લાગતો. એ વિષે તેણે પોતાના એક બંધુને નીચે મુજબ લખ્યું છેઃ—"આ શરીરની પાછળ એક પળ જાય, એ પણ હવે ગમતું નથી. વળી સૂવામાં પણ થોડોક સમય કાઢવો પડે છે. અને તેથી

પણ આ શરીરે મને મારાં કેટલાંય ભાઈબહેનની સેવા કરવા દીધી નહિ. ”

તે હવે ગાડીમાં બેસી સાંજના છ થી દશ વાગ્યાસુધી મોટા ઉત્સાહથી રોગીને જોવા જતી હતી. પૈસાદાર તથા ગરીબને ત્યાં જઈ રોગીની મૃત્યુશય્યામાં બેસીને તેમને ધર્મની વાત સંભળાવતી.

વાલ્સલ નગરના ખરાબ મહોલ્લાઓ ધીમે ધીમે તેના નામથી માહિતગાર થયા. પાપાસક્ત સ્ત્રીઓ તેને માન આપવા લાગી તથા તેનાપર શ્રદ્ધા રાખવા લાગી. ડોરા બહેન રાત્રિના વખતમાં તેમને શિક્ષણ તથા ઉપદેશ આપવા લાગી. ધીરે ધીરે તેની સાથે સૌ સ્ત્રીઓને ગાઢો સ્નેહ બંધાયો અને ઘણી સ્ત્રીઓએ પાપનો પંથ છોડી દીધો. વાલ્સલ નગરમાં હવે કોઇ એવો પુરુષ નહોતો કે જે ડોરા બહેનને નહિ ઓળખતો હોય. એને લીધેજ ઘણી વખત તે દુષ્ટ માણસોથી પ્રાણ બચાવવાને સમર્થ થતી હતી.

વાલ્સલમાં માર્શલેન નામે એક ઘણીજ ખરાબ જગ્યા હતી. એ જગ્યાનું નામ સાંભળતાંજ ભલા માણસો ભય પામતા. પોલીસના સિપાઇઓ પણ ત્યાં જતાં ડરતા હતા.

ભગિની ડોરા એક દહાડો રાત્રે એ જગ્યાએ થઇને આવતી હતી, ત્યારે તેણે જોયું કે, તરેહવાર ધંધાના માણસો એકઠા થઈ માંહોમાંહે મારામારી કરી લોહીલુહાણ થાય છે. પોલીસના સિપાઈઓ એ તરફ જોતા ઉભા છે, પણ ડરથી તેઓ ત્યાં જવા હિંમત ધરતા નથી. બહેન ડોરામાં હિંમતનું કાંઇ પૂછવાનું નહોતું. તે તેમની રક્ષા કરવા માટે ઝટ ગઈ અને એક ઘરના બારણા આગળ ઉભી રહી. સૌએ તેને જોતાંજ ઓળખી અને મારામારી કરનારા શરમાઈ જઈને ખસી ગયા. જેમ માતા પોતાના ખરાબ બાળકને ઠપકો દે છે, તેમ ડોરા બહેને તેમને તિરસ્કાર આપ્યો; પણ સ્નેહથી બેઉને બે બાજુએ ખસેડયા. આ કેવી દુર્જય શક્તિ કહેવાય ! મારામારી કરનારા એવા તો દુષ્ટ હતા કે તેમને પશુજ કહેવા યોગ્ય ગણાય. એમ કહેવામાં આવ્યું છે કે, ડોરા બહેનને પણ જ્યારે આ બે દુષ્ટ માણસને છૂટા પાડવા ગઇ ત્યારે એમ લાગ્યું કે, હું આ બે ઘાતકી પ્રાણીઓમાં ફસાઇ છું ! પરંતુ કેવી હિંમત ! પશુ જેવા મનુષ્યોને કાન પકડીને બે બાજુએ કર્યા. તેમના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ ! આ બળ છે તે ધર્મનું બળ. ધર્મના બળ આગળ પાશવ બળ સર્વદા પરાજયજ પામે છે.

આવી રીતે તેણે કેટલી વખત પોતાનો જીવ જોખમમાં નાખ્યો હતો તેની ગણત્રી થઇ શકતી નથી. દારૂના પીઠામાં કેટલાક અભાગિયા દારૂ પીને મારામારી કરે છે, માથાં ફોડે છે. બહેન દોરા રાત્રે તે સ્થળે જઈ તેમની રક્ષા કરતી હતી. તે કહેતી હતી કે "જો હું કોઇ માણસને જોઉં કે તે બીજાને માટે પ્રાણ આપવા તૈયાર છે તોજ હું સમજીશ કે, તે બીજાને ચાહે છે. પ્રિય પાત્રને માટે પ્રાણ આપવાને જે આનાકાની કરે છે તેની વળી પ્રીતિ શી કહેવાય ?"

"ગમે તેવાં માણસો નઠારાં હોય પણ તેમના અંતરમાં તો ઈશ્વરનો વાસ હોય છે." ભગિનીનો આવો વિશ્વાસ હતો તેથીજ તે લોકસેવામાં પ્રવૃત્ત રહેતી હતી.

રાત્રે આવી રીતે ફરવાથી દોરા માંદી પડી. કેટલાક દિવસ મંદવાડ ભોગવી સાજી થયા પછી તેના મિત્રોએ તેને આમ બહાર ફરવા જવાની મનાઇ કરી. પરંતુ તે બોલી "તમે કહો છો કે, રાત્રે ફરવાથી હું માંદી પડી હતી, પણ હું કહું છું કે, જ્યારે મારે માટે રાત્રિ આવશે ત્યારે હું એવાં કામ કરવાનો અવસરજ પામીશ નહિ."

બહેન દોરાનું શરીર ઘણુંજ ખરાબ થવાને લીધે ઑગસ્ટ ૧૮૭૮ માં તેને વાલ્સલ નગર છોડવું પડ્યું. તેની જગ્યાએ એક બીજી બહેન નીમાઇ. ઘણો કાળ પરિશ્રમ કરીને સહેજ વિશ્રામ મેળવવાની આશાએ દોરા લંડન અને પારીસ નગરમાં ગઇ; પણ જ્યાં ગઇ ત્યાં કામ કરતી ફરતી હતી. પોતાનો વૈદ્યનો ધંધો તો સર્વત્ર ચાલવા લાગ્યો, પરંતુ તેના શરીરમાં રોગે પ્રવેશ કર્યો હતો તેથી દિવસે દિવસે તે દુર્બળ થતી ગઇ. અંતે કામ કરવા તે તદ્દન અશક્ત થઇ ગઇ. લંડનમાં રહેતી ત્યારે તેને ખાંસીનો રોગ ઉત્પન્ન થયો. ઘણા વખતથી દોરાને આ રોગ લાગુ પડેલો, પણ એની પાછળ રોકાય તો કામ થાત નહિ. તેના મિત્રોએ તેને આવો રોગ જોઈ કામ કરવાની મનાઇ કરી. પણ તેણે ન માનતાં જ્યારે ઘણો પરિશ્રમ કરવો ચાલુજ રાખ્યો ત્યારે મ્યુનિસિપાલીટીના મેમ્બરોએ તેને મદદ કરવા બીજો માણસ રોકવાની ઇચ્છા જણાવી; પણ બહેન દોરા તેથી રાજી થઈ નહિ. બહેન દોરા ઘણું કામ કરી શકતી નથી એ વાત તે કોઇને પણ જાણવા દેવા રાજી નહોતી. "કટાઇને મરવા કરતાં ક્ષય પામીને મરવું સારૂં છે" એમ તે કહેતી.

લંડન નગરમાં હવે તેનું શરીર ઘણુંજ ખરાબ થઇ ગયું. તેના

મિત્રે પોતાને ઘેર લઇ જઇ ઔષધ કરાવવા વિનતિ કરી, પણ દોરાએ તે માન્યું નહિ. ડૉકટરોએ તેનો રોગ નક્કી કરવાને પરીક્ષા કરવા માગી, પરંતુ તે પણ તેણે માન્યું નહિ અસુખથી તેનું મન દુઃખી થયું. વાલ્સલમાં પાછી જઇ પોતાનાં પરિચિત માણસોમાં રહી મરવાની ઇચ્છા જણાવી તે પાછી વાલ્સલમાં આવી.

## ૬—રોગશય્યા અને મૃત્યુ

વાલ્સલની નવી હૉસ્પિટલ પાસેના એક મકાનમાં તેને રાખવામાં આવી. આ વેળા જીવવાની આશા નહોતી. રોગ ઘણોજ ભય પમાડે એવો હતો. આ મંદવાડમાં તેને આ જીવનનું કામ છોડી જવું પડશે, એવી તેની ધારણા થઈ હતી. વૈદ્યો પણ તેમજ કહેવા લાગ્યા. બહેન દોરા હવે જીવનમરણના સંગી પરમેશ્વરના ચિંતનમાં નિમગ્ન થઇ. એ વેળા તેણે પોતાના એક મિત્રને આવી મતલબનો પત્ર લખ્યો હતોઃ—"પરમેશ્વરની આજ્ઞા થઇ છે કે હું આ વેળા નક્કી મરણ પામીશ. એથી હવે હું ઘરનું કામકાજ સંકેલી લઉં છું. તમે મારે માટે પ્રાર્થના કરો. જેમ જેમ રોગની પીડા વધશે, તેમ તેમ હું તેનાં ચરણ વધારે પકડી શકીશ. આ દારુણ રોગની પીડામાં મારી ભક્તિ અને વિશ્વાસ ઘટવાને બદલે ઉલટાં વધે છે."

વાલ્સલ નગરના લોકોને તેનાપર એટલો બધો પ્રેમ હતો કે તે વિચાર કરવા લાગી કે, મારા મૃત્યુનો કલેશ તેઓ સહન કરી શકશે નહિ. તે તેઓના સુખે સુખી અને દુઃખે દુઃખી રહેતી. જેને લોકો આ દુષ્ટ સંસારમાં પવિત્ર દેવતાતરીકે જાણતા તેનું મૃત્યુ થાય એવો વિચાર કરવાની પણ ઇચ્છા તેઓ કરતા નહોતા. ચોતરફ તેના મંદવાડની ખબર ફેલાઇ ત્યારે તેઓ કહેવા લાગ્યા "શું દોરા બહેન આટલી જલદીથી અમને છોડીને જતી રહેશે? પરમ કૃપાળુ પરમેશ્વરે અમારા શોકસંતાપ દૂર કરવા એને મોકલી છે તે કામ પૂરૂં થતાં પહેલાંજ શું તે ચાલી જશે?"

પણ તેમની આશા પૂર્ણ થાય એમ નહોતું. બાહોશ વૈદ્યોએ જણાવી દીધું કે "મૃત્યુ નિશ્ચય થશે. હવે તે કેટલા દિવસ કાઢશે તે કહી શકાતું નથી."

બહેન દોરાએ આ સમયમાં જે પત્ર લખ્યા છે તે ઉપરથી સમજાય છે કે, તે દિવસે દિવસે પરમેશ્વરના ઉંડા પ્રેમમાં ડૂબી ગઇ હતી. એક દિવસ તેણે પોતાના એક સગાપર આવો પત્ર લખ્યો હતોઃ— "હું મૃત્યુના બિછાનામાં સૂતી છું. આજ એક વાત લખવાની

ઇચ્છા કરૂં છું તે તમે આખી ઉંમર સુધી પાળવાનો પ્રયત્ન કરજો. તમે ઉન્નતિના માર્ગમાં કાંઇ પણ કામ કરતા નથી; પરંતુ એને માટે આ એક લક્ષ્ય રાખવા ભૂલશો નહિ. તે લક્ષ્ય તે ઇશ્વરનો મહિમા ગાવો અને તેનું નામ ગાવું તે છે. આપણે આપણી પોતાની ઇચ્છા કે શક્તિ મુજબ કામ કરવા આ દુનિયામાં આવ્યાં નથી; પણ પ્રભુનો મહિમા તથા નામ સર્વત્ર પ્રચલિત થાય, અને તેની આજ્ઞા પળાઇ આપણું જીવન ઉન્નત થાય એજ હેતુથી આવ્યાં છીએ. અને એજ આપણું સર્વથી મુખ્ય, લાભદાયક અને મોટામાં મોટું કામ છે."

આવો ઉચ્ચ ભાવ અને ઉંડો ઈશ્વરાનુરાગ ન હોત તો શું દોરા કદી પણ પર–સેવા માટે સંન્યાસિની થઇ ફરત? આપણે આંધળાં છીએ તેથીજ આપણા જીવનમાં પ્રભુની લીલા જોઈ શકતાં નથી, અને સંસારમાં કેવળ શૂન્ય ફરીએ છીએ!

રોગની તીવ્ર પીડાથી બહેન દોરાના શરીરને અસુખ વધવા લાગ્યું. જેમ જેમ યાતના અસહ્ય થવા માંડી, તેમ તેમ તે નાના બાળકની પેઠે પરમ સ્નેહથી પ્રભુરૂપ માતાના ખોળામાં આશ્રય મેળવવા વ્યાકુળ થવા લાગી. તે કહેતી કે, પીડા વધારે થવી સારી છે; કારણ કે જેમ જેમ તે વધે, તેમ તેમ બાળક "મા, મા" કહીને બોલાવે છે. હું પણ હમણાં એ પરમેશ્વરને ખોળે રહેલી છું.

દોરાના મંદવાડમાં એક ચિંતા તેના મનને કલેશ આપતી કે "મારે આશ્રમનું કામ કોનાપર નાખવું? યત્ન અને ખંત-પૂર્વક કોણ કામ કરશે?" નવી હૉસ્પિટલ તૈયાર થઈ ગઈ હતી. દોરાના કહેવા પ્રમાણે રોગીઆશ્રમનું નામ પાડવામાં આવ્યું હતું. આથી તેના મનમાં ઘણોજ આનંદ થયો હતો, પણ એ કામ ચલાવી લેનાર યોગ્ય પાત્રની ખોટથી તેને અશાંતિ થવા માંડી હતી. આ વેળા તેનો એક મિત્ર જે તેની પાસેથીજ કામ શીખ્યો હતો તેણે કહ્યું કે "હું થોડા દિવસ કામ કરવા રાજી છું." કમિટિ-એ આ સમાચાર દોરાને જણાવ્યા તેથી તે ચિંતારહિત થઇ.

બહેન દોરાની ખબર લેવા મોટા મોટા ધનવાનો પણ આવતા. તેમની સાથેની વાતચીતમાં તે ઘણો આનંદ દેખાડતી.

આપણે સંસારમાં વારંવાર જોઇએ છીએ કે, જે જનસેવામાં લાગેલ હોય છે, જે ભગવાનનો દાસ તથા ભક્ત છે તેના શરીરમાં કોઇ વાર તે એવો ભયાનક રોગ મોકલે છે કે જે યાદ આવ્યાથી શરીર કંપે છે. જ્યારે ભગિની દોરા આવા ભયંકર રોગથી પીડાતી

ત્યારે ઉંચે સ્વરે બોલતી કે "હે પ્રભુ ! તમે કયાં છો ? આ રોગની પીડા વેળાએ આપ આપનું પવિત્ર મુખ છુપાવશો નહિ. હું કેવી રીતે આપને જોયા વિના આ ભીષણ યાતના સહી શકું !"

ઑકટોબર, નવેમ્બર અને ડીસેમ્બર ત્રણ માસ ચાલ્યા ગયા. હવે મરવાનો સમય નજીક આવ્યો. મૃત્યુની પીડા ધીમેધીમે વધતી ચાલી. હે દયામય ઈશ્વર! આપનું વિધાન અમે કેમ સમજી શકતાં નથી ? પાણીમાં ડૂબતાં છતાં, આગમાં બળતાં છતાં કે મરુભૂમિની રેતીમાં તપતાં છતાં તેઓના મુખમાંથી 'જય દયાળુ ! જય કૃપામય !!' આવા શબ્દ સાંભળી આપ રાજી થાઓ છો ? હું જાણું છું કે, આ સંસારમાં એવાં પૂર્ણવિશ્વાસી નરનારી ઘણાં અલભ્ય છે કે જેઓ સુખમાં તેમજ દુઃખમાં, શોકમાં તેમજ હર્ષમાં સર્વ અવસ્થામાં શાંત રહી તમારો મહિમા જણાવવા શક્તિવાન થાય. એવા ભક્ત સંતાનદ્વારાજ અમે હતભાગી લોકો આપનો પ્રતાપ જાણી શકીએ છીએ.

તા. ૨૪ મી ડિસેમ્બર ૧૮૭૮ ને મંગળવારે સવારમાં ભગિની દોરા બોલી "શરીરનું મૃત્યુ હવે પાસે છે." તે સાંભળી તેના મિત્રે કહ્યું "પરમેશ્વર તમને લેવા માટે વાટ જુએ છે." એ સાંભળી તરતજ તે બોલી ઉઠી "હું તેને જોઉં છું. તે મને લેવા આવ્યા છે." તે એવા તો ભાવથી આ વાતો કહેતી કે જાણે પ્રભુ પ્રત્યક્ષ આવ્યા હોયની ! થોડી વાર પછી બહેન દોરાએ કહ્યું "હું સંસારમાં એકલી હતી અને એકલી મરીશ. તમે સૌ અહીંથી જાઓ." પણ કોઇ ગયું નહિ. તે જોઇ ફરીથી તે બોલી કે, "હું એકલી મરીશ. તમે સૌ જતાં રહો." લાચારીથી સૌ જતાં રહ્યાં. કેવળ તેની અતિ સ્નેહવાળી એક સ્ત્રી છુપાઇ રહી બારણામાંથી જોવા લાગી. ધીમેધીમે રોગની પીડા શાંત થઇ ગઇ. અઢી વાગે દોરા બહેનનો છેલ્લો શ્વાસ મહાકાશમાં ભળી ગયો !

## ૭—સમાધિ

વાલ્સલનાં રહેવાસીઓ ભગિની દોરાનો ત્રણ મહિને પીડામાંથી છૂટકો થયેલો જાણી એક રીતે રાજી થયાં.

દોરાના મૃત્યુસમાચાર ફેલાતાંજ દેવળમાં ઘંટધ્વનિ થવા લાગ્યો. સેંકડો માણસો દોરા બહેનનું મુખ જોવા ચોતરફથી આવવા લાગ્યાં; પણ હાય ! કોઇનો મનોરથ પૂર્ણ થયો નહિ. તે કહી

ગઈ હતી કે, વૈદ તથા ઘરની પુરાતન દાસીના સિવાય કોઈએ પણ આ ઓરડામાં આવવું નહિ.

હોસ્પિટલની કમિટીના સભાસદોએ આડંબરથી ભગિની દોરાના મૃતદેહને સમાધિસ્થ કરવા વિચાર જાહેર કર્યો; પણ સાત્ત્વિક પ્રકૃતિની દોરા કહી ગઈ હતી કે, મારા મૃતદેહ ઉપર કોઇ પણ રીતનો આડંબર ન જોઇએ. જે જીવિત અવસ્થામાં આડંબરને ધિક્કારતી હતી, તે પોતાના મૃતશરીરને માટે આડંબર ન કરવા દે એમાં આશ્ચર્ય શું ? તોપણ તેના મનમાં એક ઇચ્છા હતી. તેણે કહ્યું હતું કે "બની શકે તો મારા જૂના રોગીઓ—ખાણમાં કામ કરનાર મજુરો—મારૂં શરીર ઉપાડી જાય એવી ગોઠવણ કરવી." જેમણે અંગ્રેજોનાં મુડદાંને લઇ જતાં જોયાં હશે તેઓ સમજશે કે, આડંબરને તે કેટલો બધો ધિક્કારતી હતી. કાળા પોશાકથી વિભૂષિત કરી ઉત્કૃષ્ટ ઘોડાવાળા રથમાં લઈ જવામાં આવતા શબ સાથે તુલના કરતાં મજુરોની ખાંધપર જવું ઘણુંજ હીનાવસ્થાવાળું લાગતું; પણ બહેન દોરાએજ જ્યાં એવી મરજી બતાવી ત્યાં કોઇનું ચાલે એમ નહોતું. મજુરો ભગિની દોરાની આ છેલ્લી ઇચ્છા સાંભળી ઘણા ખુશ થયા અને અત્યંત ઉલ્લાસથી વીસેક મજુરો શબ ઉંચકવા તૈયાર થયા.

૨૮મી ડિસેમ્બરને શનીવારે સાંજે પ્રેમની પ્રતિમા દોરા બહેનનો મૃતદેહ સમાધિસ્થ કરવામાં આવ્યો. મુકરર કરેલે વખતે ઘણે દૂરથી મજુરો આવી એકઠા થયા હતા. એ દિવસે રસ્તાના કોઈપણ ઘરનાં બારીબારણાં ઉઘાડાં નહોતાં. જાણે સર્વ ઘરો શૂન્ય થઇ સ્વર્ગીય દેવકન્યામાટે શોકથી મ્લાન મુખે રોતાં હોય ! સૌ એકદમ નિરાશ થઇ ગયાં હતાં. છેલ્લે જ્યારે શબ લઈ સૌ સમાધિસ્થાનમાં જવા લાગ્યા ત્યારે આસપાસના સૌ નાના, મોટા, પંડિત, મૂર્ખ, પુરુષ, સ્ત્રી, બાળક, બાલિકા સર્વ શોકાતુર ચહેરે ગુપચુપ શાંતભાવથી શબની પાછળ પાછળ જવા લાગ્યાં. કેવો શોકમય દેખાવ ! રસ્તે જતા ગાડીવાન પણ ગાડી થોભાવી તૃષ્ણાતુર નયને શબ તરફ ટગર ટગર જોઈ આંખમાંથી આંસુ પાડવા લાગ્યા. કેટલાક દિવસથી દોરાને રોગથી પીડાતી જોઇ વાત્સલ નગરમાં જે શોકરૂપી વાદળ ઘેરાઇ રહ્યું હતું તે જાણે સૌનાં હૃદય તપાવીને શોકાશ્રુરૂપે વૃષ્ટિ કરતું હોયની !

ભગિનીના શબને ભૂમિદાહ કરવાની તૈયારી થતી હતી. પુરો-

હિત મંત્રોચ્ચારણ કરતા હતા એવે વખતે બીજા ત્રણ દુઃખી મજુરોના મૃતદેહ સમાધિસ્થ કરવામાટે આણવામાં આવ્યા. કેવો આશ્ચર્યકારક બનાવ ! બહેન દોરા મરણ પછી પણ જાણે દુઃખી ગરીબો સાથે રહેવા ચાહતી હતી ! તે મુડદાંને પણ તેની સાથેજ સમાધિસ્થ કરવામાં આવ્યાં.

બહેન દોરાનું સુંદર શરીર પૃથ્વીની ધૂળમાં મળી ગયું. તેની સમાધિના શિલાલેખપર નીચેનું વાકય લખ્યું હતું:—

" બહેન દોરા તા. ૨૮ મી ડિસેમ્બર સન ૧૮૭૮ને દિને શાંતિધામે ગઇ છે."

## ૮–પરિશિષ્ટ

તેની હિંમતની જોઇએ તેટલી ખાત્રી મળે છે. એમ કહેવાય છે કે, એક વાર ગાડી ભાડે કરી એક રાત્રે તે ખરાબ મહોલ્લામાં થઇને જતી હતી. ત્યારે એક પાખંડી તેના માથાપર લાકડી મારવા આવ્યો; પણ સદ્ભાગ્યે તેના શરીરપર લાકડી વાગી નહિ. તેથી તે કાંઇ નહિ ડરતાં તેજ રસ્તે આવ–જા કરવા લાગી. તે કહેતી કે, તેણે બહેનને ઓળખી નથી. શું બહેનને કોઇ પણ મારી શકે ? એક વાર તેને ભય દેખાડવા એક ચોર વાલ્સલના રોગીઆશ્રમમાં આવ્યો, પણ તેથી નહિ ડરતાં બહેને ઉલટો તેને ધમકાવી આશ્રમની બહાર કાઢી મૂકયો. ચોર તેની હિંમત જોઇ ખુશ થયો અને આશ્રમમાં ખર્ચવા માટે દશ રૂપિયા મોકલી આપ્યા.

રોગીના આરામ માટે પ્રાણ આપવાની જરૂર હોય તો તેમાં પણ તે અચકાતી નહિ. એક વાર એક રોગીની શ્વાસનળીમાં એક પ્રકારનો દૂષિત પદાર્થ એકઠો થઇ શ્વાસ બંધ થયો હતો. તે માણસ હૉસ્પિટલમાં આવ્યાથી ડૉકટરે તેની શ્વાસનળી કાપી અને ભગિની દોરાએ તે જગાપરનો ઝેરી પદાર્થ મોં વડે ચૂસી લીધો. આ ઝેર પ્રાણઘાતક હતું અને દોરા બહેનને આ માટે ઘણું કષ્ટ વેઠવું પડયું હતું.

વાલ્સલનગરવાસી ગરીબો એનાપર જે પ્રેમ રાખતાં તેનાં કેટલાંક પ્રમાણો આગળ આપ્યાં છે; છતાં પણ ચરિત્ર પૂર્ણ કરતાં પહેલાં એ વિષયમાં એક બીજું વર્ણન કર્યા વિના ચાલતું નથી.

બહેન દોરાનું કોઇ સ્મૃતિચિહ્ન સ્થાપવાની વાત થઈ ત્યારે એક મજુરે પોતાનો અભિપ્રાય જણાવ્યો કે, મારો એવો મત છે કે બીજી કોઇ જાતનું ચિહ્ન ન રાખતાં માત્ર દોરા બહેનની પથ્થરની મૂર્તિ આખા કદની જાહેર જગ્યામાં મૂકવી; કેમકે લોકો જ્યારે

પૂછશે કે, આ કોની મૂર્તિ છે? ત્યારે અમે ગૌરવથી કહીશું કે "એ અમારી બહેન ડોરા છે." ડોરા બહેનપર ત્યાંના લોકોની કેટલી બધી શ્રદ્ધા હતી! ડોરાની બાપીકી મિલ્કત ઘણી હતી તે પણ તેણે સત્કાર્યમાં ખર્ચવાની વ્યવસ્થા કરી હતી.

ભગિની ડોરાના સંબંધમાં વાલ્સલ અને તેની આસપાસના રહેવાસીઓને મોઢે એવી વાતો સંભળાય છે કે તે ઉપરથી ડોરાને તેઓ અલૌકિક જીવ ગણતા હોય એમ જણાય છે. તેની શક્તિ તથા સદ્દગુણો જોઇને લોકો એટલા બધા મુગ્ધ થઈ ગયા હતા કે એક અબળા હોવા છતાં, તથા આ સ્વાર્થી સંસારમાં પ્રતિષ્ઠિત અને ધનવાન કુળમાં જન્મવા છતાં પણ તે આવાં અમાનુષીક કાર્યો કેવા રીતે કરી શકે એ તેઓના સમજવામાં આવતું નહોતું, અને તેથી તેઓ ડોરાને માનવીતરીકે ગણીજ શકતાં નહોતાં.



# ३—वीर साध्वी जोन ऑफ आर्क

લેખકઃ હાસમ હીરજી ચારણિયા.
મું. કુરલા. જીલ્લે થાણા.

સંશોધિત બીજી આવૃત્તિ.

આ અદ્દભુત અને ભવ્ય વિચિત્રતા જુઓ કે માનવજીવનનો ઇતિહાસ લખાવો શરૂ થયો ત્યારથી માંડીને હમણાં સુધીમાં જોન ઑફ આર્ક સિવાય પુરુષ યા સ્ત્રીવર્ગમાંથી કોઇ પણ વ્યક્તિએ સત્તર વર્ષની વયે કોઈ પણ (યૂરોપી) પ્રજાના સૈન્યપર સંપૂર્ણ અધિકાર ભોગવ્યો નથી.

**લૂઈ કોસૂથ**



# ૩—वीर साध्वी जोन ऑफ आर्क

## ૧–બાલ્યાવસ્થા

(૧)

આ ઇ. સ. ૧૪૯૨ નું વર્ષ છે. હું ૮૨ વર્ષની વૃદ્ધ વયે પહોંચ્યો છું. આ પુસ્તકમાં હું તમને જે વાતો કહું છું, તે મેં મારી બાલ્યાવસ્થા ને યુવાવસ્થામાં મારી નજરે જોયેલી છે.

જોનની વીરતાનાં જે જે ગીતો ગવાય છે, તેમાં મારૂં પણ નામ આવે છે. કારણ કે હું તેનો કારભારી હતો, અને તેની સાથે પહેલેથી છેલ્લે સુધી રહ્યો હતો.

અમે એકજ ગામમાં મોટાં થયાં હતાં. અમે નાનાં હતાં, ત્યારે એકબીજા સાથે રમતાં. તેનું જીવન કેટલું ઉચ્ચ હતું, તે વિષે હમણાં જગતમાં તેની સારી ખ્યાતિ થઈ ચૂકી છે; છતાં કહું છું કે, હું તેનો બાળગોઠિયો હતો; લડાઇમાં હું તેનો સાથી હતો. ફ્રાન્સના લશ્કરની સરદારી લઇ તે તેને ઉશ્કેરતી, પૂરપાટ દોડતા ઘોડા ઉપર સ્વાર થઇ છૂટા વાળ મૂકી મહાઘોર રણસંગ્રામ-માં ઝઝૂમતી, કલગી નચવતી તે સુંદર છોકરીનું ચિત્ર મારા હૈયા-માં આબેહુબ જડાઈ ગયું છે. હું છેલ્લે સુધી તેની સાથેજ હતો. કૃતઘ્ન લોકોનાં કાળાં હૃદય જ્યારે તેના કાળનું કારણ નીવડયાં, ત્યારે તે જે છેલ્લા હાથને અડકી હતી, તે મારો હાથ હતો.

ભયંકર લડાઇનાં રણશિંગાં ફ્રાન્સમાં ફૂંકાવાં બંધ થયાં; કાળ વહેતો ગયો; અને જેમ જેમ જોનના જીવનની દિવ્યતા વિષે અમને વધારે ખબર પડતી ગઇ, તેમ તેમ અમને માલૂમ પડયું કે તે કોણ હતી અને તેની જીંદગી કેટલી પ્રૌઢ અને દેવાંશી હતી.

(૨)

હું ઇ. સ. ૧૪૧૦ માં જન્મ્યો છું. જોન ઑફ આર્ક કરતાં હું બે વર્ષ મોટો હતો. રાજખટપટથી કંટાળી મારા બાપદાદાઓએ

પારીસમાંથી છૂટી દૂરનાં ગામોમાં આશ્રય લીધો હતો. પારીસમાં સર્વત્ર અશાંતિ હતી. લૂટારાનાં ટોળે ટોળાં રાત્રે એકઠાં થઈને લૂંટતાં, અને આગ લગાડેલાં ઘરોમાંથી ધૂમાડાના ગોટે ગોટા ઉઠતા, મુડદાં અહીં તહીં ઠોકરે અથડાતાં, કોઈમાં તેમને દાટવાની પણ હિંમત નહોતી. ત્યાં મરકી ફેલાવવા માટે દુશ્મનો તરફથી તેમને ખાસ રાખવામાં આવ્યાં હતાં.

મરકી પણ ચાલી, માખીઓની માફક માણસો મરવા લાગ્યાં, પારીસ દુકાળ અને ખૂનામરકીનું ભોગ થઈ પડયું. મુડદાંના ઢગલે ઢગલા રસ્તામાં રખડતા અને વરૂઓ દિવસે ગામમાં આવી લઈ જતાં.

અરે ! ફ્રાન્સની સ્થિતિ કેટલી અધમ હતી ! ફ્રાન્સનું લશ્કર એટલી બધી લડાઈઓમાં પરાજય પામ્યું હતું કે અંગ્રેજી લશ્કરની નજરજ માત્ર તેમને નસાડવા માટે પૂરતી હતી.

હું પાંચ વર્ષનો થયો, ત્યારે એજીનકૉર્ટની લડાઈનાં કાળાં વાદળાંની છાયા ફ્રાન્સ ઉપર પડી. અમારૂં ગામ લૂંટાયું. મારાં બધાં સ્નેહીઓને અંગ્રેજ સિપાઈઓએ ઘાતકી રીતે મારી નાખ્યાં. જ્યારે અંગ્રેજી લશ્કરની છાવણી ગામની લૂંટ પછી ઉપડી ગઇ, ત્યારે રાત લઈ ત્યાંથી હું નાસી છૂટયો. મારા બળતા ઘરને જોઇને તે રાત્રે હું જતાં જતાં ખૂબ રોયો. હું એકલો હતો. પાસે થોડાંક મુડદાં પડયાં હતાં, ઘવાયેલા લોકો આજુબાજુ આમતેમ પીડા પામતા આળોટતા હતા.

ડોમરેમીના પાદરીને ત્યાં હું નાસી આવ્યો. પાદરીએ મને થોડું ઘણું વાંચતાં–લખતાં શીખવ્યું. આખા ગામમાં અમે બેજ જણ ભણેલા હતા.

ડોમરેમીમાં જોનનાં માબાપ રહેતાં હતાં. જોન, તેના ભાઈઓ અને હું બધાં સાથે રમતાં. સાથીઓમાં અમારે સખીઓ–છોકરીઓ પણ હતી. તેઓ જોનની માફક ગામડીઆઓનીજ પુત્રીઓ હતી. તેઓમાંથી ઘણીખરી સાધારણ મજુરોને પરણી હતી. તેઓ ગરીબ હતી, પણ ઘણાં વર્ષ પછી એવો વખત આવ્યો કે કોઇ પણ અજાણ્યો શ્રીમંત ત્યાંથી પસાર થતો તો આ વૃદ્ધ સ્ત્રીઓને જોન ઑફ આર્કની બાળપણની સહિયરો ગણી તેમને મળ્યા વિના ત્યાંથી જતો નહિ.

જોન ઑફ આર્કનાં બધાં ભાઇભાંડુઓ ખેડુતોનાં સાધારણ છોકરાં જેવાં ભલાં હતાં. તેઓ માબાપની આજ્ઞા માનતાં, અને મોટાં

થયાં ત્યારે પણ બાપદાદાઓનો ધર્મ તેજ તેઓનો ધર્મ હતો. તેમના રાજ્યસંબંધી વિચારો પણ પોતાના વડવાઓના જેવાજ હતા. ગામનો દરેક માણસ દેશદાઝ જાળવવાવાળો હતો, ગામમાં દરેક માણસને ફ્રાન્સના દુશ્મનો સામે ધિક્કાર હતો.

(૩)

અસલના રીતરિવાજ પ્રમાણે અમારૂં ગામડું ડોમરેમી બહુજ નાનું હતું. ભાંગી–તૂટી ગલીઓમાં પુરાતન મકાનો અને કોઠારો આવી રહ્યા હતા. ઘરમાં અજવાળું ભીંતમાં પાડેલાં બાકોરાંમાંથી આવતું. જમીન ઉપર ગાર થતી. ઘરમાં બહુ રાચરચીલું રાખવામાં આવતું નહિ. ગામના માણસોનો મુખ્ય ધંધો ઢોરઢાંખરને ઉછેરવાનો હતો. ગામના નાના છોકરાઓ પણ ઢોર ચારતા.

ગામની પાસે ઘાસથી છવાયેલ એક જગ્યામાં બીચનું એક ભવ્ય અને ઘટાદાર વૃક્ષ હતું. ઉનાળામાં બધા છોકરાઓ ત્યાં જતા, ગાતા અને કલાકોના કલાક સુધી તેની આજુબાજુ નાચતા. વચમાં વચમાં વળી થાક ઉતારતા. વૃક્ષમાં વસતી પરીઓને ખુશ કરવા માટે તેઓ ફૂલની માળાઓ ગુંથીને તે વૃક્ષની ડાળીઓ ઉપર લટકાવતા. અમે માનતા કે, પરીઓ પણ અમારા જેવી નાજુક અને નિર્દોષ છે, અને ફૂલ જેવી વસ્તુઓ તેમને બહુ ગમે છે. અમારો મત એવો હતો કે, અમે પરીઓને ખુશ રાખતા તેના બદલામાં તે ઝરાની સંભાળ લે છે. વળી લોકવાયકા એવી હતી કે, હજારેક વર્ષથી અમારા ગામનાં છોકરાંઓ અને આ પરીઓ વચ્ચે ગાઢો મિત્રભાવ ચાલુ હતો.

આ વૃક્ષના ગૌરવને લઈને ડોમરેમીમાં ઉછરેલાં સર્વ બાળકો 'તરુબાળ' કહેવાતાં. આ પદવીનાં અધિકારી હોવાથી અમે પોતાને ભાગ્યશાળી સમજતાં, અને એવા અભિધાનથી એકબીજાને બોલાવવામાં ગર્વ લેતાં. અમારામાં એવો મત ચાલતો કે, કોઇને સ્વપ્નમાં આ વૃક્ષ દેખાય, તો તે થોડા વખતમાં ગુજરી જાય; પણ તેના આત્માને મુક્તિ મળે.

જોનને અને મને બન્નેને આ વૃક્ષની બધી વિચિત્ર કથાઓમાં શ્રદ્ધા હતી. આ વૃક્ષના ગૌરવ માટે જૂદા જૂદા લોકોની જૂદી જૂદી માન્યતા હતી. ઘણાખરાઓ તો પોતાના વડવાઓ માનતા એવીજ રીતે માનતા. આ દુનિયામાં ઘણીખરી બાબતો વંશપરંપરાથી ચાલી આવે છે. જુઓ, નવું છે પણ શું ? તમારા પોતાના જીવન

માટે પણ વિચાર કરો તો જણાશે કે, તમે વૃદ્ધ થયા છો, તોપણ તમે બાળકજ હો એવું તમને લાગે છે.

અમે માનતા કે, એ વૃક્ષમાં એ ભૂત રહે છે. ગામનો કોઈ પણ માણસ શોકાતુર હોય, તો તેને માટે ચર્ચા થતી અને ઠેકાણે ઠેકાણેથી આવાં વાકયો સંભળાતાં કે “ પેલાને સ્વપ્નમાં આપણું વૃક્ષ આવ્યું છે. તે માણસ પાપી છે, અને તેને ચેતવણી પ્રભુ તરફથી મળી ચૂકી છે. ”

ભૂત—પ્રેતની વાતમાં કંઇક સત્ય રહેલું છે. શંકા અને વહેમ-થી આવી વાતોને ભરપૂર ગણી ધૂતકારી કાઢવાની નથી. અમુક બીના સર્વદા બનતી હોય, અને એમ વર્ષોનાં વર્ષો સુધી ચાલ્યા કરે, તો તે સત્યજ છે એવું સાબીત થાય છે. મને પણ પ્રત્યક્ષ એવો અનુભવ મળ્યો છે કે, તે વૃક્ષ મૃત્યુનું આવાગમન સૂચવતું.

પ્રાચીનકાળથી ઉતરી આવેલા રિવાજ મુજબ છોકરાઓ હાથ જોડી આ વૃક્ષની આસપાસ નાચતા અને એક ગીત ગાતા. ગીત સાદું હતું, પણ નાનાં બાળકોનો મધુર સ્વર તેને અપ્રતિમ મીઠાશ આપતો. અજાણ્યા માણસ તે ગીત ભાગ્યેજ સમજી શકતા. તે ગીત બહુ નાનું હતું, પણ અમારે મન તો તે સ્વર્ગનો સંદેશોજ હતું. જોન ઑફ આર્ક અમારી સાથે આ ગીત નાચતી નાચતી ગાતીઃ—

### પ્રિય વૃક્ષનું ગીત

તુજ પાન પરે મુજ આંસુ સરે;
નિત રહે ફૂમળાં મૂજ આંસુ ઝરે !
બહુ દુઃખ કથ્યાં દિલનાં તુજને,
દીધ સાંત્વન તેં મીઠડું મુજને !
નહિ કાળ તણી કરૂં હું ગણના,
મધુરા સૂર હું સરૂં જોબનના !
ભમું હું કહીએ પરભોમ મહીં;
વસજે મુજ અંતર તુંય તહીં !

અમે જ્યારે આ ગીત ગાતા, ત્યારે છેલ્લી લીટીઓ

“ભમું હું કહીએ પરભોમ મહીં,
વસજે મુજ અંતર તુંય તહીં !”

ગાતાં ગાતાં આંખમાં આંસુ આવી જતાં.

અમારી નજરે કોઈ વેળા પરીઓ પડતી નહિ, કારણ કે

અમારા ધર્માધ્યક્ષે તેમને દેશનિકાલ કરી હતી; પણ એક દિવસે જોનની માતા ત્યાંથી પસાર થતી હતી, ત્યારે તેણે તે પરીઓને છુપી છુપી નાચતાં જોઇ. તેણે એ વાત આખા ગામમાં કરી. આથી પાદરી ગુસ્સે થયા અને જંતર-મંતર કરી પરીઓનો વિનાશ કરવાનો વિચાર કર્યો.

અમે પરીઓના મિત્ર હતા. અમે પાદરીને ઘણી ઘણી વિનતિ કરી, પણ તે એકના બે થયા નહિ. અમે બુદ્ધિશાળી નહોતાં; અમારામાં વિદ્વત્તા પણ નહોતી. તે દિવસે જોનનું માથું ચઢયું હતું અને સહેજસાજ તાવ આવી ગયો હતો; તોપણ અમે તેના બિછાના આગળ દોડી જઈ કહ્યું: "ઉઠ, ઉઠ, જોન! પરીઓને બચાવ. તારા સિવાય આ કાર્ય કોઇ પણ પાર પાડી શકશે નહિ."

પણ જોનનું મન ભમતું હતું. અમારાં વેણ તે ન સમજી શકી. બાજી હાથથી ગઇ હતી. શું આ અમારા દેવાંશી મિત્રોનો વિનાશજ થવાનો?

આજ અમે બહુ દુઃખી હતાં, કારણ કે પાદરીએ પરીઓને દેશનિકાલ કરી હતી. અમે બહુજ શોકાતુર થયાં.

જ્યારે જોન સાજી થઈ, ત્યારે પરીઓના દેશનિકાલની વાત તેણે સાંભળી. તે ઘણી ક્રોધે ભરાઇ ગઇ. એકદમ પાદરી પાસે જઇ વંદન કરી તેણે કહ્યું:-

"પરીઓને તમે દેશનિકાલ કરી, એનું કારણ બીજાઓને તેમણે દર્શન દીધું, એજ ને?"

"હા."

"અધીં રાત્રે જો કોઇ માણસ બીજાના ઘરમાં છુપો છુપો જાય અને જો સામો માણસ અર્ધનગ્નાવસ્થામાં હોય, તો તમે એમ કહેશો કે તે માણસ નગ્ન થઇ પેલાને પોતાનું શરીર બતાવતો હતો?"

"નહિજ."

"જો કોઈને પાપ કરવાની ઇચ્છા ન હોય અને તેનાથી પાપ થઈ જાય, તો તેને શું પાપી કહેવો?"

પાદરીએ પોતાનો દોષ કબૂલ્યો, અને શાંત પડવા કહ્યું; પણ જોન ઝાર ઝાર રડવા લાગી.

"ત્યારે સાહેબ! પરીઓનો શો દોષ હતો? કોઇ પાસેથી નીકળી તેમને અચાનક જોઇ જાય, તેમાં તે બાપડીઓનો શું વાંક?"

જોનનો અશ્રુપાત વધતો ગયો.

પાદરી બોલ્યા:—"જોન ! તું બીજાં છોકરાંઓ સાથે માળાઓ ગુંથતી હતી કે નહિ ?"

"હા."

"પછી એ માળાઓ ડાળીઓ ઉપર લટકાવતી હતી ?"

"ના."

"ત્યારે ક્યાં રાખતી ?"

"આપણા દેવળમાં."

"ત્યારે તે વૃક્ષને માળાઓ ચઢાવતી કેમ નહિ ?"

"કારણ કે પરીઓમાં પિશાચનો અંશ હોય છે, અને રાક્ષસોની તેઓ સગીઓ હોય છે. તેમને માન આપવું એ પાપ છે."

"ત્યારે તને આટલું બધું કેમ લાગી આવે છે ?"

જોનનાં નેત્રોમાં આગ વરસવા લાગી.

"સાહેબ! આમ શું બોલો છો ? ફ્રાન્સનો ધણી કોણ છે ?"

"એક તો ઇશ્વર. પછી આપણા વિજયી રાજા."

"કોઇ રાક્ષસ તો નહિજ ને ?"

"નહિજ વળી."

"ત્યારે આટલાં વર્ષ કોણે તેમને ભાખરી આપી? કોણે તેમનું રક્ષણ કર્યું ?"

"પરમેશ્વરે. કારણ કે પરમેશ્વર જાણે છે કે, દુનિયા મારૂં ઘર છે, અને તેથી દુનિયામાં રહેનાર પ્રાણીઓને સુખ મળવું જોઇએ. પરીઓ ધારત તો બાળકોને હાનિ પહોંચાડત, પણ હજીસુધી પહોંચાડી નહોતી. રાક્ષસ ? ? રાક્ષસ એટલે શું થઇ ગયું ? રાક્ષસોને પણ હક્ક હોય છે, અને એ હક્ક તેમને મળવા જોઇએ ! હું રાક્ષસો માટે પ્રાર્થના કરીશ. તેઓ પાપી છે, તેથી તો મારે તેમની દરકાર કરવી જોઇએ. ગરીબ બિચારા રાક્ષસો ! માણસો પોતાનાં છોકરાંઓ ઉપર પ્રેમ રાખે છે; પણ તેઓ રાક્ષસ, પાપી અને અધમ ઉપર પ્રેમ રાખતાં નથી. રાક્ષસ, પાપી અને અધમ મનુષ્યોપર પ્રેમ રાખવાની આવશ્યકતા હજાર દરજ્જે વધારે છે. ધરાયલાને ખવરાવશો તેમાં શું ? ભૂખ્યા હોય તેને જમાડવાથી કંઇક વળશે. જેના ઉપર કોઇનો પ્રેમ નથી, જે પ્રેમનાં તરસ્યાં હોય, તેમના ઉપર પ્રેમ કેમ ન રાખવો ?"

ક્રોધના આવેશમાં આવી જોન પગ પછાડવા લાગી. આંખમાંથી આંસુની રેલ તો ચાલુજ હતી. પછી એકદમ શુદ્ધિમાં આવી

ક્રોધમાં ને ક્રોધમાં તે ત્યાંથી ચાલી ગઈ.

હું પણ તેની પછવાડે જવા નીકળ્યો. જતાં જતાં પાદરીનાં વેણ મારે કાને અથડાયાં:—

"હા! રાક્ષસોને પણ અધિકાર છે. જોન! તું સાચી, હું જુઠ્ઠો! પ્રભો! પ્રભો! દયા કર. દોષ મારોજ છે."

(૪)

બાલ્યાવસ્થાના દિવસો અજબ પ્રકારના સૌંદર્યથી ભરપૂર હોય છે. પછી ભલે તે રંક હો કે રાજા હો. કુદરત રાજા કે રંકની ગણના કરતી નથી. તેને મન તો બધાં પ્રભુનાંજ બાળક છે. બાલ્યાવસ્થામાં સર્વને આનંદ મળે છે, એવો અમને પણ મળ્યો હતો. ઉનાળામાં અમે બકરાં અને ઘેટાંને ટેકરીઓમાં ચારવા જતાં. શિયાળામાં અમને વધારે અવકાશ મળતો, અને ઘેર રહી લીલાલહેર કરતાં. અરે! તે દિવસો કેવા નિર્દોષ હતા! અમે જોનને ઘેર એકઠાં થતાં, રમતાં અને ગાતાં. કોઇ કોઇ વાર તો મોડી રાત્રિ સુધી બેસીને ભૂતકાળની જૂની વાર્તાઓ અને ઈતિહાસ સાંભળતાં, અને કોઇ કોઇ વાર ગપ્પે ચઢી જતાં.

શિયાળાની રાત્રિ હતી. અમે બધાં મિત્રો સાથે હતાં. બહાર મોટું તોફાન ગાજતું હતું. ઠંડો—અતિશય ઠંડો પવન સૂસવાટા મારી કેર વર્તાવતો હતો. મને આથી બહુજ આનંદ મળતો. પવન પૂરજોસમાં ફૂંકાતો હોય, અને તોફાન બરાબર જામ્યું હોય; ત્યારે જો આપણે ઘરમાં શાંતિથી બેઠાં હોઇએ, તો ભારે મઝા આવે. સગડી ધીમે ધીમે બરાબર જામી હતી, અને છાપરાં ઉપર ટપટપ કરા પડતા હતા. દસેક વાગ્યા હશે. અમે વાળુ કરી લીધું હતું. હવે અમે આનંદ કરતાં હતાં અને ગાતાં હતાં. સાથે સાથે થોડોક ફળાહાર પણ કરતાં હતાં.

જોન એક પેટી ઉપર જૂદી બેઠી હતી. આસપાસ તેનાં પાળેલાં પ્રાણીઓ રમતાં હતાં. બીજા ઘરની બિલાડીઓ પણ જોનને ત્યાં આવતી. ઘર વગરનું નિરાધાર રખડતું રવડતું પ્રાણી પછી ભલે તે ગમે તે પ્રકારનું હોય, તે પણ જો જોનપાસે આવતું તો તેનો સત્કાર થતો; એટલુંજ નહિ પણ તેને ખાવાનું પણ મળતું. પક્ષીઓ પણ જોનથી બ્હીતાં નહોતાં. તે તેમની સારી રીતે સેવાચાકરી કરતી; કારણ કે પ્રાણી તેને મન પ્રાણી હતું, અને પ્રાણી હતું તેથી તેને પ્રિય હતું. તે ગમે તે પ્રકારનું હોય. તે તેમને પાંજરામાં પૂરતી નહિ,

સાંકળે બાંધતી નહિ કે ગલપટા જેવી નજીવી વસ્તુઓ પણ પહેરાવતી નહિ. પોતાની મેળે આવે તો ભલે આવે, અને ચાલ્યું જાય તોપણ પોતાની મેળે ભલે ચાલ્યું જાય. આ વખતે એક ખિસ્કોલીનું બચ્ચું તેના ખભાપર બેઠું હતું, અને આનંદમાં ને આનંદમાં પૂછડી હલાવતું ચેસ્ટનટનું ફળ ફોલી ફોલીને ખાતું હતું.

બધું આનંદમય હતું, એટલામાં કોઇએ બારણું ખખડાવ્યું. બહાર કોઈ વટેમાર્ગુ હતો. બારણું ખખડાવી તે અંદર આવ્યો, પગ ખંખેર્યા અને બારણું બંધ કર્યું. તેનું આખું શરીર બરફથી ભીંજાઇ ગયું હતું. પછી તેણે આનંદથી ચારે તરફ જોયું. અન્ન ઉપર થોડીક વાર આંખ ઠેરવી; અને અમને વંદન કરી કહ્યું કે, જેને પ્રભુ ઉદર પૂરતું ખાવા આપે છે, રહેવામાટે ઘર આપે છે અને હૈયું ખાલી કરવા સ્નેહીઓ આપે છે તેના જેવું સુખિયારૂં કોઇ નથી.

કોઇ કંઇ બોલ્યું નહિ. તે બિચારો ગુંચવાડામાં ત્યાં ને ત્યાં ઉભો રહ્યો. કોઇના મોં ઉપર સત્કારની છાયા માલૂમ પડી નહિ–કોઇએ તેના તરફ પરોણા–ચાકરીની રીતિએ સ્મિત કર્યું નહિ.

એકાએક તેના પિતાનો અવાજ સંભળાયો:–" બેસી જા."

જોન ઑફ આર્કની ઉદ્ધત વર્તણુંકથી તેનો પિતા તેના ઉપર ગુસ્સે થયો. પરિણામે તે વટેમાર્ગુ આશ્ચર્યચકિત થયો, કારણ કે જોન તેની પાસે અન્ન લઇને ઉભી હતી. પછી તે અજાણ્યો માણસ બોલ્યો:–

" પ્રભુ તારૂં રક્ષણ કરો, દીકરા !"

બીકથી તેણે અન્ન ન લીધું અને એમ ને એમ ઉભો રહ્યો.

" જોન ! સાંભળે છે કે ? કહું છું કે બેસી જા !"

જોનને વશ રાખવી, એ સહેલી વાત હતી; પણ આ વખતે તે વશ થઇ નહિ. તેના પિતામાં તેને વશ કરવાની કળા નહોતી. જોને કહ્યું:–" પિતાજી ! તે ભૂખ્યો છે ! "

" એમ હોય તો ભલે તે કામ કરે. શું આપણે ભીખારીઓને આપણું આખું ઘર ખવરાવી દઇએ ? એ કોઇ બદમાસ હશે. કહું છું કે બેસી જા !"

" તે બદમાસ હોય કે નહિ તેની મને પરવા નથી. તે ભૂખ્યો છે, અને તેને અન્ન જોઇએ છીએ."

"જોન ! તું કહ્યું નહિ માને ? જોન ! "

ગુસ્સે થયેલા પોતાના પિતા આગળ જોન બોલી:—

"પિતાજી ! માફ કરો. તમારી ઇચ્છા એજ મારી ઇચ્છા; પણ શરીરના એક અવયવના દોષ માટે બીજા અવયવને શિક્ષા કરવી એ અઘટિત છે. કદાચ તે પાપી હશે. વિચારો મગજમાં ઉદ્ભવે છે, તેથી તેનું મગજ પાપી છે; પણ તેનું ઉદર તો પાપી નથી ! તેણે કોઇનું બૂરૂં કર્યું નથી. મહેરબાની કરીને—"

"વ્યર્થ બકબકાટ નહિ કર. તારી લવરી બંધ રાખ."

એવામાં અમારામાંથી એક આધેડ મિત્ર બોલ્યોઃ—"જોન કહે છે તે સાચું છે. માણસનું મસ્તકજ બધાં કારસ્તાન રચે છે, તેની શું કોઈ ના પાડશે ? માટે માણસનું મસ્તકજ તે કામ માટે જવાબદાર છે. કોઈના પગ ઉપર ચીપીઓ પડે, અને તેનાથી તે પુરુષને ઇજા થાય, તો શું તે ચીપીઆને શિક્ષાપાત્ર લેખવો ? કારણ કે તેનામાં બુદ્ધિ નથી; તર્ક નથી; તે વિચારી શકતો નથી. જેમાં વિચાર કરવાની શક્તિ નથી, તેને કેવી રીતે શિક્ષાપાત્ર ગણી શકાય ? પેટનું પણ એમજ છે. શું માણસનું પેટ ખૂનનો વિચાર કરે છે ? પાપનો વિચાર કરે છે ? કોઇ વસ્તુને તે આગ લગાડી શકે છે ? અથવા શું તે કોઇ અપરાધમાં સ્વતંત્ર રહી સહાય આપી શકે છે ? નહિજ. આથી સ્પષ્ટ છે કે, માણસ ગમે તેવો બદમાસ હોય, તોપણ તેનું ઉદર તો શિક્ષાપાત્ર નથીજ."

અમારો મિત્ર સારો વક્તા હતો, અને તેને મોઢેથી આવા શબ્દો સાંભળી અમારા મન ઉપર બહુજ અસર થઈ. વક્તાપણું જાદૂસમાન છે, એમાં કંઇજ શંકા નથી. જોનના પિતાએ સંમતિ દર્શાવી કહ્યું કે "જોન! તેને તે અન્ન આપ."

જોન ગુંચવાઈ; શું બોલવું, તેની તેને સમજણ પડી નહિ, તેથી તે ચુપ રહી. તેણે તે માણસને કયારનુંય ખાવાનું આપ્યું હતું અને તે પણ ક્યારનો ખાઇ રહ્યો હતો.

"જોન, જોન ! હું કહું ત્યાંસુધી તું કેમ થોભી નહિ ?" જોનનો પિતા બોલ્યો.

"કારણ કે એ બહુ ભૂખ્યો હતો તેથી વાર લગાડવામાં માલ નહોતો, અને વળી તમે કયા ઠરાવ ઉપર આવો એ કોને ખબર?" જોન બાળક હતી, તોપણ તેની બુદ્ધિ કેટલી બધી વૃદ્ધ હતી !

તે માણસ બદમાસ નહોતો. તેની આવી સ્થિતિ માત્ર તેના કમનસીબનેજ લીધે થઇ હતી; અને કોઈ માણસ કમનસીબ હોય, તેમાં તેનો દોષ નથીજ. તેણે લશ્કરમાં ઘણાં વર્ષ નોકરી કરી હતી,

અને જ્યારે તે યુદ્ધનાં વર્ણન કરતો, ત્યારે બધાનાં રોમે રોમ ઉભાં થતાં. સઘળું જાણે પ્રત્યક્ષ બનતું હોયની ! લશ્કરની કૂચ, દુશ્મનોનું ચઢી આવવું, તરવારોના ખણખણાટ, ઘોડાઓના ખોંખારવ અને યુદ્ધમાં ઝઝુમતા વીરોના વીરનાદ, એ સર્વના ભણકારા અમારા હ્રદયમાં ઘૂમી રહેતા. અહા ! તે તોફાની રાત્રે વીરરસ કેટલો આનંદ આપતો હતો !

પણ વચમાં એકાએક તે યોદ્ધો ઉઠયો અને જોનના માથા ઉપર હાથ મૂકી કહેવા લાગ્યો "વહાલી કુમારિકા ! ઈશ્વર તારૂં રક્ષણ કરો ! આજે તેં મને જીવિતદાન દીધું છે. લે, આ તેનો કંઇક બદલો." આટલું કહીને હવે તે આર્દ્ર હૈયાથી જન્મભૂમિનું ગીત લલકારવા લાગ્યો.

એ ગાતો હતો, ત્યારે જુસ્સાથી અમે ઉભાં થઇ ગયાં. અમારી આંખે ઝળઝળિયાં આવી ગયાં. ગીતની સાથે તાલ ઝીલતાં ઝીલતાં અમારી છાતી ઉભરાઇ ગઈ, અને જ્યારે છેલ્લી લીંટીઓ આવી ત્યારે અમે બધાં રડી પડયાં.

બહાર તોફાન ગાજતું હતું; પણ હવે તો આ ઘર મુસાફરનું પોતાનુંજ હતું. અને જ્યાંસુધી તેને ત્યાં રહેવાની ઇચ્છા હોય, ત્યાંસુધી તે તેને માટે ખુલ્લું હતું.

(૫)

ફ્રાન્સ ! ફ્રાન્સ ! ફ્રાન્સની સ્થિતિ આ વેળા અધમ થઇ પડી હતી. ટ્રૉયમાં ફ્રાન્સ અને બરગન્ડી વચ્ચે સુલેહ કરવામાં આવી હતી. હવે તો ફ્રાન્સ દુશ્મનોના પગ નીચે છેક ચગદાઇ ગયું હતું. આ બધાં કરતૂત ડયૂક ઑફ બરગન્ડી અને ફ્રાન્સની રાણીનાં હતાં.

અમને જ્યારે ટ્રૉયની સુલેહની અને તે સુલેહના કોલકરારની ખબર મળી, ત્યારે પહેલાં તો અમે એ વાત સાચી માની નહિ. છોકરાઓ મૂંગા થઈ ગયા, કેટલીક છોકરીઓ રડવા લાગી. કોઇ નિરાધાર પશુ ઉપર ઘા કરવામાં આવે, અને જેવો તેનો ચહેરો લાચારીથી લેવાઈ જાય, એવો ચહેરો આજે જોનનો લાગતો હતો. પ્રાણી બિચારૂં મૂંગે મોઢે બધું સહન કરી લે છે, તેવી રીતે જોને પણ આ બધું સહન કરી લીધું.

છોકરીઓ કહેવા લાગી:—" અરે આ શું ! આપણે સ્ત્રીઓ મરદ કેમ ન થયાં ! નહિ તો આવું ઘોર કર્મ ફ્રાન્સમાં થાય, એ કેમ બને ? શું ફ્રાન્સના પુરુષવર્ગમાં એટલી પણ હિંમત નથી કે આ

બધું કારસ્તાન અટકાવી શકે !"

એક જણીએ કહ્યું:—"હું પુરુષ હોત તો હમણાંજ અહીંથી લડવા ઉપડી જાત."

અમારા ગામનો એક પહેલવાન બોલ્યો:—"અરે ! છોકરીઓ તે શું કરી દેવાની ! એ તો લાંબી લાંબી બડાઇઓજ હાંકી જાણે; બાકી તો લાખો સ્ત્રીઓ સામે ભલેને થોડાજ સિપાઇઓ આવે, એટલે પછી જોઈ લ્યો મજા ! જુઓ આ નાનકડી જોન ! આવી છોકરીઓ તે બિચારી શું ધાડ મારી શકે ? "

આ મજાકથી બધાં હસ્યાં. બડાઈ મારનારો માણસ પોતાના વચનની અસર થયેલી જોઇને આગળ વધ્યો "અને એ સરદાર થાય તો ? અરે! સરદાર શું કામ ! સેનાધિપતિ કહો, સેનાધિપતિ ! શરીર ઉપર બખ્તર અને હાથમાં તરવાર ! લાખો માણસ અને કદાચ છોકરીઓ પણ તેની પાછળ હોય. પછી જુઓ કે તે કેવી લડે છે ! જાણે તોફાનજ ફૂંકાતું હોયની !"

બધાં હસતાં હતાં; અને હસવું સ્વાભાવિક પણ હતું. જે છોકરી એક પતંગીઆને પણ ઈજા કરે નહિ, તે લોહીનો દેખાવ કેમ સહન કરી શકે ? બોલતાં પણ શરમાઇ જાય એવી મુગ્ધ છોકરી યોદ્ધાઓને લઇ રણસંગ્રામમાં કેવી રીતે ઝઝુમી શકે ? ગરીબ બિચારી ! એ તો શરમાતી શરમાતી મોં છુપાવતી ત્યાં બેઠી હતી; પણ એજ વખતે એક બનાવે દર્શાવી આપ્યું કે, વગર અનુભવે કોઇ પણ બાબતને ક્ષુદ્ર ગણી હસી કાઢવી નહિ. અમારા ગામનો એક ગાંડો માણસ તેના કેદખાનામાંથી નાસી છૂટી કુહાડી લઇને એ સમયે અમારા તરફ આવતો જણાયો. તરતજ બધી છોકરીઓ બૂમ પાડતી નાઠી, અને અમે પણ નાઠા ! બધાં નાસી ગયાં, પણ જોન ત્યાંથી ખસી નહિ. અને મરદની માફક એ ગાંડા સામે જોતી હતી ! અમે ઘણે છેટે ગયાં ત્યારેજ કંઈક અમારા ખોળીઆમાં જીવ આવ્યો. પછી પાછળ જોયું તો કેવું આશ્ચર્ય ! તે ગાંડો માણસ કુહાડી ઉગામીને જોન ઉપર ધસી આવતો હતો, પણ જોન ત્યાંથી ખસતી નહોતી. એ તો ઉલટી તેની સામે બે ત્રણ પગલાં ગઇ, અને તેની સાથે વાતચીત કરવા લાગી !

અમે જ્યારે બીજી વેળા જોયું, ત્યારે જોન તે ગાંડા માણસનો હાથ ઝાલી ગામ તરફ આવતી જણાઈ. પેલી કુહાડી જોનના બીજા હાથમાં હતી.

•

આ બનાવથી આખું ગામ આશ્ચર્યચકિત થયું. નાના કુમારો અને નાની કુમારિકાઓ જોન તરફ આંખો વિકાસી ટગર ટગર જોવા લાગ્યાં. આ બનાવ પછી અમે જોનને વીરબાળા કહી બોલાવતાં. હવે તો ગામમાં જ્યાં જુઓ ત્યાં જોનનીજ વાત થતી.

અમે ગામમાં આવ્યા, એટલામાં તો તે ગાંડા માણસને સ્વાધીન કરી લેવામાં આવ્યો હતો. બધાં માણસો અજાયબી ને અજાયબીમાં ચોકમાં ભેગાં થયાં હતાં, અને એક નાનકડી છોકરીના આવા શૂરવીર કામથી આશ્ચર્ય પામતાં હતાં.

બધી સ્ત્રીઓ જોનને ચૂમીઓ લેવા લાગી, તેની પ્રશંસા કરવા લાગી અને કોઇ કોઇ તો હૈયું હાથમાં નહિ રહેવાથી હર્ષનાં આંસુ સારવા લાગી. પુરુષો પણ તેને શાબાશી આપતા હતા.

અમે જોનની આસપાસ ભેગા થયા, અને તેની આટલી હિંમત કેમ ચાલી, તેને માટે પૂછપરછ કરવા લાગ્યા. જોન ફૂલાયા વગર બોલી કેઃ—

"એમાં તે શું ? તમે મને ખાલી ચઢાવો છો. એ તમારી ભૂલ છે; એમાં કંઈ વાઘ મારવાનો નહોતો. હું કંઇ તેનાથી અજાણી નથી. લાંબા વખતથી એ પણ મને જાણે છે. મેં તેને ઘણી વાર તેના કારાગૃહની જાળીમાંથી ખાવાનું આપ્યું છે. ગયે વર્ષે ગામનાં માણસોએ તેની બે આંગળી કાપી નાખી હતી, ત્યારે તે મટતાં સુધી દરરોજ હું તેને મલમપટો કરતી."

એકે પૂછ્યું—"તને એની બીક ન લાગી ?"

"નહિ."

"કારણ ?"

"તે હું જાણુતી નથી."

બધાં હસી પડયાં. બકરાએ વરૂને કેમ વશ કર્યું હશે ? એના જેવીજ આ વાત વિચારવા જેવી થઈ પડી હતી. થોડીક વાર પછી અમારો એક દોસ્ત બોલ્યોઃ—

"ત્યારે તું દોડી કેમ ન ગઈ ? એ ગાંડાનો વિશ્વાસ શો ?"

"હું પણ સૌની પેઠે દોડી જાઉં, અને તેને પાછો પિંજરામાં ન પૂરાવું તો તો ઉલટો તે બીજાને હાનિ કરે, અને તેથી તેને પણ શિક્ષા ખમવી પડે."

જોનની આ વાણી સૂચવે છે કે, તે હમેશાં પોતાના સ્વાર્થને ભૂલી જઈ સામાનોજ વિચાર કરતી. પરોપકાર અર્થેજ તે બધું

કામ કરતી. બીજાનું કહેવું અથવા વર્તવું યોગ્ય ન લાગે ત્યારે તે તેના ઉપર આધાર નહિ રાખતાં પોતાનું હૃદય જે કાંઇ સત્ય માને, તેનેજ સત્ય ગણતી અને તે પ્રમાણે વર્તતી. નાનપણથીજ ઉપર જણાવ્યા જેવાં તેનાં અનેક નાનાં કાર્યો તેના ચરિત્રની ભવ્યતા દર્શાવતાં હતાં.

અમારૂં ગામ ખૂનામરકીના કેન્દ્રસ્થાન પારીસથી વેગળું હોવાથી અમારા દિવસો આનંદમાં વહી જતા, કોઇ કોઇ વખત લૂંટારાનાં ટોળાંઓ પાસેના પ્રદેશમાં આવતાં, અને રાત્રે સ્વચ્છ આકાશમાં કોઇ બળતા ગામનો અથવા તો ઝુપડાંઓનો પ્રકાશ ઝાંખો ઝાંખો દૂર દેખાતો. અમારૂં ગામ કોઇ વખત લૂંટાયું નહોતું, પણ અમારા હાલ અમારા પાડોશીઓ જેવા કોઇ વેળા થશે, એવી ભીતિ નિરંતર અમને રહ્યા કરતી. એમાં ટ્રોયની સુલેહ પછીનું બીજું વર્ષ તો ખરેખર ભયંકર હતું !

આજે ઘંટ મોટે સૂરે વાગી ભયની સૂચનાઓ આપતો હતો. અમે અહીંથી તહીં દોડતા હતા; દેવળ પાસે એક મોટું ટોળું મળ્યું હતું. એક પરદેશી ત્યાં ભાષણ કરતો હતો. લોકો કોઇ કોઇ વેળા ગુસ્સે થઇ જતા, આવેશમાં આવી જતા અને તેને શાપ દેતા. તેણે કહ્યું કે, તમારો રાજા હવે મરી ગયો છે, હવે તમે લંડનમાં પારણામાં સૂતેલા એક નાના બાળકની સત્તા સ્વીકારો!

લોકો આવા આવા શબ્દોથી વધુ ને વધુ ક્રોધે ભરાયાં, અને તેના તરફ મુક્કીઓ ઉગામવા લાગ્યાં; પણ તે પરદેશી ત્યાંથી ખસ્યો નહિ. તે કહેતો કે, મને અહીં બાળી નાખો, તોપણ હું ખસવાનો નથી.

માણસોનો ક્રોધ બહુ વધવાથી થોડી પળ તો તેઓ બોલી શકયા નહિ. આ વખતે જોન મારી પાસેજ ઉભી હતી. તેણે તે પુરુષ સામે જોઇ ગંભીર અવાજથી કહ્યું કે "પ્રભુની મરજી હોય, અને આ માણસનું માથું કપાઇ જાય તો હું રાજી થાઉં !"

જોનના આ શબ્દો સ્મરણમાં રાખવા યોગ્ય છે, કારણ કે આવું ક્રૂર વાકય જોન પોતાના આખા જીવનમાં આ એકજ વાર બોલી હતી. જ્યારે હું તમને તેના જીવનની વિપત્તિઓનો ઇતિહાસ કહીશ, અને જ્યારે હું તેના ઉપર ગુજરેલા સીતમનું વર્ણન કરીશ; ત્યારે તમને પણ એમજ લાગશે કે આવા ક્રૂર શબ્દો તે બીજી કોઇ વેળા બોલી નહોતી.

હવે શત્રુના સૈનિકો અમારા ગામની આસપાસ ઘોર લૂંટ

ચલાવવા લાગ્યા. તેઓ ચારે બાજુ કેર વર્તાવતા. પછી અમારો વારો પણ આવ્યો. એક વખત અધીં રાત્રે પરદેશીઓ અમારા ગામમાં આવી લાગ્યા. અમે જેમ આવે તેમ દોડવા લાગ્યાં, પણ આ વખતે જોનના શાંત મગજે ઘણી સારી સેવા બજાવી. તેણે અમારી સરદારી લીધી, અને આ નકામી દોડધામને કૂચના રૂપમાં ફેરવી નાખી. આટલી નાની છોકરીનું આ વીરતાભરેલું કામ ઘણું પ્રશંસાપાત્ર હતું.

જોનને હવે સોળ વર્ષ થયાં હતાં. તેનું આખું બદન ભભકભરેલું અને ભવ્ય લાગતું. તેનું સૌંદર્ય અનુપમ હતું. તેના મુખકમળ ઉપર એટલું બધું માધુર્ય, ગાંભીર્ય અને એટલી બધી પવિત્રતા હતી, કે તે દેવાંશીજ લાગતી. વળી તેની ધાર્મિક વૃત્તિ પણ બહુ ઉંડી હતી. આવી વૃત્તિવાળાં માણસોનાં મુખ કંઇક શોકાતુર હોય છે, પણ જોનનો આત્મા આનંદિતજ રહેતો. કોઇ વખત તે દુ:ખી જણાતી, તો તે માત્ર પોતાના દેશના વિચારને લીધેજ.

અમારા ગામનો વિનાશ થયો હતો. બધાં ઘર બાળી નાખવામાં આવ્યાં હતાં. દેશમાં આવા લૂંટારાઓ કેટલો ત્રાસ આપતા હશે, તેની ખબર હવે અમને અનુભવથીજ પડી.

કરની તો વાતજ ન પૂછવી. દેશ બહુ ખરાબ સ્થિતિમાં હતો, અને કરનું લાકડું બહુ જબરર હતું.

જોને કહ્યું:—"આપણી પાસે કંઇ ન હોય, અને કર ભરવા; એમ ફ્રાન્સ ઘણાં વર્ષથી કરતું આવ્યું છે, પણ હવે આપણને અનુભવ મળ્યે તેની કડવાશ માલૂમ પડશે."

વળી એક બીજી વાત બની. અમારા ગામના ગાંડા માણસને કોઇએ મારી નાખ્યો હતો, તે દેખાવજ ભયંકર હતો. કોઈ માણસને આવી રીતે મરી ગયેલો અમારામાંથી કોઇએ પણ જોયેલો નહોતો, તેથી અમારી આંખો ત્યાંની ત્યાંજ ઠરી રહી; પણ જોન તો ત્યાંથી નાસીજ ગઇ, અને ત્યાં પાછી આવીજ નહિ. ઘાતકી ઉપાયોથી નીપજેલાં મરણ જોવાનો અમને કેટલાંકને શોખ હતો; પણ અમારૂં જીવન શાંતિમાં વહી ગયું. જોન કોઇને મરી ગયેલું જોઇ ડરતી, તોપણ થોડાજ વખતમાં તેને રણસંગ્રામમાં જવાનું પ્રભુ તરફથી નિર્માણ થઇ ગયું હતું અને ત્યાં આવા અનેક દેખાવો તેને જોવાના હતા.

અમને લાગતું કે, અમારા ગામ ઉપર ધાડ આવી એ બહુ-

જ મોટો બનાવ છે. ચોતરફથી લોકો એકઠાં થઇ આજ વિષય ચર્ચવા લાગ્યાં.

જોનના પિતાએ કહ્યું:–" હવે આમ કેટલીક વાર ચાલશે? આપણે રાજાને આ વિષે વાત કરવી જોઇએ. આળસમાં નકામો વખત જવા દેવા કરતાં હવે તો કંઈક થાય તો ઠીક."

એકે કહ્યું:–"અરે! જુઓની ડયૂનો–ઓર્લિયન્સનો બાયલો સરદાર! શું તમે એને સરદાર કહેશો? હું એની જગ્યાએ હોઉં તો જોઇ લ્યો કે શું કરૂં! ભીરુ સેંટ્રેલીસને જુઓ! જુઓ પેલા મા હાયરને! આ બધા બાયલાઓ શું કરી શકવાના છે?!"

જોન ભવ્ય મુખમુદ્રાથી ઉભી થઇ બોલી:–"આપણા દેશના સરદારો અને અમીરો માટે આવા શબ્દો ઉચિત નથી. તેઓ બિચારા પોતાથી બનતું કરે છે; સ્વદેશ માટે લોહી રેડે છે. હું તેઓનાં એક વાર દૂરથી દર્શન કરૂં તો બસ છે. દૂરથીજ–કારણ કે હું તેઓની પાસે જાઉં, એટલો હજી મારો અધિકાર નથી."

જોનના આ શબ્દોથી બધાંનાં મોં લેવાઈ ગયાં.

હમેશની રીત પ્રમાણે એક દિવસ બધાં ભેગાં થઇ ફ્રાન્સ-સંબંધી વાત ચલાવી રહ્યાં હતાં.

મારા એક ઓળખીતાએ કહ્યું: " બાજી હવે હાથથી ગઇ છે. હવે ફ્રાન્સ આપણું રહ્યું નથી."

સામેથી પ્રત્યુત્તર મળ્યો: " ત્યારે તુંજ કેમ લડવા નથી જતો?"

પેલા છોકરાના એક મિત્રે ઉત્તર વાળ્યો: " એટલું જલદી? પાંચ વર્ષમાં એ લડાઈમાં જવા જેવડો થશે."

જોને કહ્યું: "એથી પણ વહેલું." જોન આ શબ્દો ગંભીર મુદ્રાથી અને ધીમે રહીને બોલી હતી, તોપણ ઘણાએ તે સાંભળ્યા.

" જોન! તને કેમ ખબર પડી?" ચારે બાજુથી પ્રશ્ન ગાજી ઉઠયો. પણ વચ્ચે એક જણ બોલ્યો: " નહિ, હું તો હજી નાનો છું. હું આ મારા મિત્ર સાથેજ યુદ્ધમાં જઇશ."

જોને જવાબ વાળ્યો: " નહિ, એમ નહિ બને." જોનના શબ્દો પાછળથી સાચા પડયા.

મેં જોયું તો ખબર પડી કે, જોન પોતે જે બોલે છે, તેથી તે અજાણી હોય તેમ વાત કરતી હતી. મારા સિવાય જોનના શબ્દો બીજું કોઇ સાંભળતું નહિ હતું. જોનના હાથમાં ગુંથણું હતું, તે એમ ને એમ પડયું હતું. તેની આંખો ભમતી હતી.

કટકે કટકે મનમાં વાક્ય બોલાતાં હોય એમ તેના હોઠ થોડા થોડા હાલતા હતા.

બીજી વખત બીજીજ વાત ઉપડી. જો અમારામાંથી કોઇ યુદ્ધમાં વિજયી થઈ રાજાની મહેરબાની મેળવે, તો તેણે શું માગવું? એ વિષે ચર્ચા ચાલતી હતી. બધા મજાકમાં ઉત્તર આપતા હતા; અને પોતાની પહેલાં જે બોલતું, તેથી વધારે માગણી કરતા. જ્યારે જોનનો વારો આવ્યો ત્યારે તેને વિચારગ્રસ્ત મનમાંથી જગાડી તેનો અભિપ્રાય પૂછયો. બધા તેને ગંભીરતાથી પૂછે છે, એમ સમજી જોન બોલી:—" જો કુંવરશ્રીના બધા મનોરથ પરિપૂર્ણ થાય, અને જો તેમની મહેરબાની મારા ઉપર ઉતરે, તો સદાકાળ આપણા ગામનો તે કર માફ કરે, એવું હું માગું."

જવાબ એવો તો સાચો અને સચોટ હતો કે આ વખતે અમે હસ્યા નહિ. અમે બધા વિચારમાં પડી ગયા. હા, અમે એ વાત હસી ન કાઢી. એવો પણ એક વખત આવ્યો કે અમે એ વાત ગર્વથી સંભારતા. અહા! તેના એ શબ્દ કેટલા પ્રમાણિક હતા! જ્યારે તે વિજયી થઇ, ત્યારે તેણે પોતાનો બધો સ્વાર્થ ત્યજી પોતાનું એ વચન બરાબર પાળ્યું.

(૭)

ચૌદ વર્ષ સુધી જોન એટલી ખુશાલીમાં રહેતી કે વાત નહિ. આખા ગામમાં તેના જેવું આનંદી છોકરૂં કોઇ નહોતું. તે આખો દિવસ ખડખડ હસ્યા કરતી. ઉપરાંત તેનો સ્વભાવ મનોરંજક હતો, તેથી તે આખા ગામનું રમકડું થઇ પડી હતી. તેને દેશદાઝ ઘણી હતી. અમારા પરાજયના સમાચાર મળતાં તેને દુ:ખ થતું, અને કોઇ કોઇ વેળા આંખમાં આંસુ આવી જતાં; પણ થોડાજ વખતમાં તે પાછી આનંદિત થઇ ખડખડાટ હસવા લાગતી.

પણ હવે દોઢ બે વર્ષથી આ બધું ફેરવાઇ ગયું હતું. તેની પ્રકૃતિ શોકાતુર મટીને અતિશય ગંભીર થઇ ગઇ. તે આખો દિવસ ભ્રમણાઓમાં અને સ્વપ્નાંઓમાં ગાળતી. હવે આખું ફ્રાન્સ તેની છાતી ઉપર હતું, અને તેનો બોજો કંઇ ઓછો નહોતો. હું જાણતો હતો કે તેની વ્યથાનું કારણ એજ છે.

ગયા પ્રકરણમાં વર્ણવેલી વાત થઇ ગઇ, તેને બીજે દિવસે દરરોજની માફક ફ્રાન્સની સ્થિતિ ચર્ચાતી હતી. જોનને મોઢે ફ્રાન્સ માટે હું સારી આશાઓ દર્શાવતો, પણ હવે મને જણાયું

કે જોનને છેતરવી, એ એક જાતનું પાપ છે; તેથી તે દિવસે મેં તેને બધું સાચુંજ કહી દેવા વિચાર કર્યો. ધીમે ધીમે મેં મારું કામ કાઢી લેવા જાળ બિછાવી.

"જોને, જોન! કાલે રાત્રે મેં ખૂબ વિચાર કર્યો ત્યારે મને લાગ્યું કે, ફ્રાન્સ માટે મોટી આશાઓ રાખવી તે હવે નકામું છે. જ્યારથી એજીનકૉર્ટનું યુદ્ધ થયું, ત્યારથીજ ફ્રાન્સના દહાડા ભરાઇ ચૂકયા છે. ફ્રાન્સ હવે શત્રુઓની સત્તા તળે છે. શું આ સાચી વાત નથી ?"

"હા, બધું સાચું." જોન બહુજ ધીમા અવાજે બોલી. તેનો કરુણાજનક સ્વર સાંભળી મારું હૈયું ગળગળું થઇ ગયું.

"વારૂ, વળી ફ્રેન્ચ સિપાઇઓએ એક પણ યુદ્ધમાં જય મેળવ્યો નથી. આઠ હજાર સિપાઇઓએ સાઠ હજારને હરાવ્યા. હમણાં પણ પચાસ સામે પાંચ શત્રુ આવે, તો ફ્રેન્ચ લોકોજ નાસશે."

"ઘણો અનર્થ થયો છે, એ વાત સાચી છે."

"ત્યારે હવે ફ્રાન્સ માટે આશાનાં ચિહ્ન સદાને માટે ચાલ્યાં ગયાં છે."

મને લાગ્યું હતું કે, હવે તે મારી વાત બરાબર સમજી છે કે, ફ્રાન્સ માટે નિરાશાજ લહાણામાં છે; પણ એમાં મારી ભૂલ થઈ હતી. તેણે કંઇ પણ સંદેહ વિના આત્મશ્રદ્ધાથી કહ્યું કે:—

"ફ્રાન્સનો પુનરોદ્ધાર થશે; તે તું જોઇશ."

"ઉદ્ધાર ? દુશ્મનો બધે પ્રસરી ગયા છે ત્યારે ઉદ્ધાર ?"

"ફ્રાન્સ તેઓને દૂર કરશે; ફ્રાન્સ તેઓને હાંકી કાઢશે."

"શું સિપાઈઓ વિના ?"

"રણશિંગાં તેમને એકઠા કરશે; તેઓ એકઠા થશે, અને કૂચ કરી જશે."

"દરરોજની માફક પૂંઠ ફેરવી કૂચ કરશે ને ?"

"પૂંઠ ફેરવીને નહિ, પણ સામે મોઢે રહીને, સામે મોઢે, સામે મોઢે, દરરોજ સામે મોઢે—તું નજરે જોઈશ."

"અને આપણો ભિખારી રાજા ?"

"તે ગાદી ઉપર બેસશે. તેના માથા ઉપર મુગટ બિરાજશે."

"તું તો ગમે તેમ પાયા વગરની વાતો કરે છે."

"પણ બે વર્ષમાં એ બધું સાચું પડશે."

"શું બધું સાચું પડશે ?! અને એ બધું સાચું પાડનાર કોણ ?"

"પરમેશ્વર."

શબ્દ સાદો હતો, પણ એમાં રહસ્ય બહુ ગૂઢ હતું.

× × × × ×

તેના મગજમાં આવા વિચિત્ર વિચારો ક્યાંથી આવ્યા? એ પ્રશ્ન બે ત્રણ દિવસ મેં મારા મનને પૂછ્યો. હું તેને ઘેલછા ગણતો. ફ્રાન્સની વિપત્તિઓનો વિચાર કરતાં કરતાં તે બિચારી બાળા ઘેલી થઈ ગઇ હતી. એ સિવાય બીજું તે શું હોય? એવું મને લાગતું હતું; પણ હું જોન ઉપર મારી આંખ ઠરાવી રાખી એ વિચારોને તપાસતો ત્યારે મારા એ વિચારો તરત ડગુમગુ થઈ જતા. તેની આંખો સ્વચ્છ રહેતી અને તે કોઈ પણ જાતનો લવારો કરતી નહિ. તેનું ચિત્ત ભ્રમણામાં નહોતું. ઉલટી તેની બુદ્ધિ તો ગામમાં શ્રેષ્ઠ ગણાતી. તે ઘણી સરસ યોજનાઓ ઘડી શકતી. વળી તેની પરોપકારવૃત્તિ પણ એવીજ તેજસ્વી રહેતી. તે ગરીબોની સેવા કરતી, અતિથિને અન્ન આપતી, વટેમાર્ગુને પોતાનો ખાટલો ઢાળી આપી પોતે નીચેજ સૂતી. જોનનું જીવન બહુજ ગૂઢ હતું. એને ગાંડી કેમજ ગણી શકાય?

હવે આ બાબતની ચાવી મારા હાથમાં આવી. જોનની પ્રેરણા માટે તમે આખી દુનિયાને વાત કરતી સાંભળી હશે, પણ મેં તો બધું નજરોનજર જોયું છે.

એક વખત ખડકની ટોચ ઉપર થઈને હું જતો હતો. આસપાસ ઘાડું જંગલ હતું. જે વૃક્ષ વિષે પહેલાં મેં તમને કહ્યું છે તે વૃક્ષ આ સ્થાનપર હતું. મેં તેના ઉપર મારી નજર નાખી—અને થોડાં પગલાં પાછો હઠી ઘટામાં છુપાઈ ગયો. કારણ કે મેં ત્યાં જોનને આવતી જોઈ. હું તો માત્ર "હાઉ!" કરીને તેને બીવડાવવા ત્યાં સંતાયો હતો; પણ એવી રમતને બદલે જગતના ઇતિહાસમાં કાયમ રહે, એવો બનાવ ત્યાં બન્યો.

દિવસ જરાક સૂનો સૂનો લાગતો. તે વૃક્ષ ઉપર ઝાંખો મનોહર છાંયડો પડતો હતો. જોન વૃક્ષનાં મૂળિયાં ઉપર બેઠી હતી. તેના બન્ને હાથ ખોળામાં હતા. માથું જમીન તરફ હતું. વાળ છૂટા વીખરાયેલા હતા. જાણે તે બહુ વિચારમાં હોય અને સ્વપ્નસૃષ્ટિમાં વિચરતી હોય, એવું મને લાગ્યું; પણ એવામાં મેં એક આશ્ચર્ય જોયું. એક સફેદ છાંયડો વૃક્ષ તરફ ધીમે ધીમે આવતો હતો. વળી તે પાંખોથી વધારે ભવ્ય લાગતો હતો. તેની સફેદી આ પૃથ્વીમાં

દેખાતી કોઇ સફેદી જેવી નહોતી. જાણે શરીરમાં વિજળી ભભૂકતી હોય, તેમ તેના શરીરમાંથી તેજનાં અસંખ્ય કિરણો ફૂટતાં હતાં. આ તેજ એટલું બધું પ્રકાશિત હતું કે તેને જોતાં જોતાં મારી આંખમાં આંસુ આવી ગયાં હતાં.

વળી બીજું એક આશ્ચર્ય એ હતું કે તે તેજ આવ્યું કે બધાં પક્ષીઓ મધુર સ્વરથી ગાવા મંડી ગયાં. જ્યાં ત્યાં આનંદ અને હર્ષ પ્રસરવા લાગ્યો જાણે ભક્તિભાવમાં આખી દુનિયા ડૂબી જતી હોય એમ લાગ્યું. પક્ષીઓનો નાદ સાંભળ્યો કે જોન પગે લાગી.

જોને હજી તે છાંયડાને જોયો નહોતો. આ છાંયડાના આવાગમનની ખબર તેને પક્ષીઓના ગીત ઉપરથી પડી હશે એમ મને લાગ્યું. જો એવું હોય તો આ દૂત કંઇ પહેલીજ વાર તેની પાસે આવ્યો નહોતો.

એ છાંયડો ધીમે ધીમે જોન પાસે આવ્યો. તેના પ્રકાશમાં જોનની મુખમુદ્રા ઘણીજ સુંદર અને અલૌકિક લાગતી હતી. સર્વત્ર એવું તેજ પ્રગટ્યું હતું કે તેની કલ્પના પણ ન થઈ શકે.

જોન ઉભી થઈ, નમન કર્યું અને અદબ વાળીને ઉભી. ઉંડી એકાગ્રતાથી એ કંઇક સાંભળતી હોય, એમ લાગતું હતું; પણ મને એમાંથી એક પણ શબ્દ કાને પડ્યો નહિ. પછી કોઇ મોટા ઉંચા દેખાવ ભણી જોતી હોય, એમ જોને એકદમ આકાશ તરફ માથું ઉંચક્યું, હાથ ઉંચા કર્યા અને કંઇક યાચના કરવા લાગી. મને તેમાંથી થોડાક શબ્દો સંભળાયા:—

“અરે હું કેટલી બધી નાની છું! એટલી નાની કે ઘરથી પણ હું બહાર નીકળી શકું નહિ. હું પુરુષો સાથે કેમ વાત કરી શકીશ? તેમની સાથે મિત્રાચારી કેમ બાંધી શકીશ? સામાન્ય પુરુષો સાથે હોય તો તો જાણે ઠીક, પણ સૈનિકો સાથે! અરે! મારે તેમના તરફથી કેટલું અપમાન, કેટલો ધિક્કાર વગેરે ખમવું પડશે? યુદ્ધમાં હું કેમ જઈશ? લશ્કરોની સરદારી કેમ લઈશ? હું આવી નાની છોકરી—બધી વાતોથી અજ્ઞાત, તે ઘોડા ઉપર સ્વારી કેમ કરી શકીશ; તથાપિ જો હુકમજ હોય તો—”

હવે તેનો સાદ ગળગળો થઇ બેસી ગયો. પછી થોડાંક ડૂસકાં સંભળાયાં. બીજા શબ્દો મને સમજાયા નહિ. પછી પ્રભુની ગૂઢ વાતોમાં હું માથું મારૂં છું, તેની શું શિક્ષા થશે, એનો મેં વિચાર કર્યો. મને બીક લાગી અને છેટે ચાલ્યો ગયો. આ સ્વપ્ન છે કે

નહિ તેની ખાત્રી કરવા સારૂ તે વૃક્ષ ઉપર મેં ચિહ્ન કર્યું, પછી બીજી વખતે તે ચિહ્ન તપાસવાનો ઠરાવ કર્યો.

(૮)

જોન મને બૂમ પાડીને બોલાવતી હતી. આથી હું આશ્ચર્ય પામ્યો. કારણ કે હું ત્યાં હતો, એવી તેને ખબર નહોતી. મારા મનમાં મેં માન્યું કે, આ સર્વ સ્વપ્ન હોઇ પરીઓની મોહજાળ છે. મેં મારી છાતી ઉપર ક્રૉસનું ચિહ્ન ધારણ કર્યું. ઘટામાંથી બહાર નીકળ્યો કે જોનને મેં જોઇ. તેનું મોં ઘણું પ્રફુલ્લિત હતું. દિવ્ય પ્રેરણાથી પ્રેરિત થઇને આ સૃષ્ટિમાં આવતી હોય, એવી તે લાગતી હતી. જાણે તેણે નવું જીવન મેળવ્યું હોય, એવી તેની કાંતિ દેખાતી હતી. આનંદમાં ને આનંદમાં મેં તેની પાસે દોડી જઇ કહ્યું:—

"જોન ! મને એક સ્વપ્નું આવ્યું, અને એ સ્વપ્નામાં તું અહીંજ ઉભી હતી—"

"નહિ, નહિ, સ્વપ્નું નહિ." હાથ હલાવી જોન બોલવા લાગી.

મારૂં હૃદય ધબકવા લાગ્યું અને મને બીક લાગી.

"જોન ! શું સ્વપ્ન નહિ ? તને કેમ ખબર પડી ?"

મારૂં શરીર ઠંડુગાર થઇ ગયું. કારણકે હવેજ મેં જાણ્યું કે, મેં જે જોયું હતું, તે સર્વ ઇંદ્રજાળ ન હતી. જે પવિત્ર ભૂમિ ઉપર એક વેળા સ્વર્ગીય છાયા ઝૂકી રહી હતી, તે પવિત્ર ભૂમિને મારા પાપી પગોએ અપવિત્ર કરી હતી.

"હું અહીં હતો એ ખબર તને કેમ પડી ?" "પેલી છાયા કોની હતી ?" "ક્યાંથી આવી હતી ?" "શા માટે આવી હતી ?" વગેરે પ્રશ્નો ઉપરાઉપરી હું જોનને પૂછવા લાગ્યો.

"બાપુ ! બ્હીશ નહિ. એ તો સ્વર્ગના સૈન્યનો સરદાર મીશલ હતો." જોન બોલી.

મેં ધ્રૂજતાં ધ્રૂજતાં કહ્યું: "જોન ! તને ડર ન લાગ્યો ? તેનું મુખ તેં જોયું ? તેની છટા તેં જોઈ ?"

જોને હસીને જવાબ દીધો: "આ કંઇ પહેલોજ વખત નથી. ત્રણ વર્ષ ઉપર આ છાયા મને પહેલવહેલી દેખાઇ હતી, અને હવે તો તે વારંવાર દર્શન દે છે."

"હં, તેથીજ તારા સ્વભાવમાં આટલો બધો ફેરક પડી ગયો. તેથીજ તું ગંભીર રહેતી. હવે મને બધી ખબર પડી. પહેલાંજ તેં મને કેમ ન જણાવ્યું ?"

"ત્યારે મને દેવાજ્ઞા નહોતી. હવે તને સઘળું કહીશ, અને એ પણ માત્ર તનેજ. તારે એ વાત ગુપ્ત રાખવી પડશે. આ આકૃતિ મને ઘણી વાર માત્ર દેખાતી; પણ આજે તો મને તેનો ઉદ્દેશ પણ જણાવવામાં આવ્યો. દેવદૂતોને લઇને મારી પાસે મહાત્માઓ પણ આવે છે, અને મારી સાથે વાત પણ કરે છે."

"તને શું કહે છે ?"

"ફ્રાન્સ સંબંધી બધું દુઃખ, દુઃખ અને દુઃખ; એ સિવાય કંઇ નહિ."

"તેઓએ કંઇ ભવિષ્ય ભાખ્યું છે ?"

"હા, મને પહેલેથીજ બધી ખબર છે. તેથીજ હું બહુ ગંભીર રહેતી—જો કે આશા અમર છેજ. વળી ફ્રાન્સને સ્વતંત્ર કોણ કરશે, એ પણ હું જાણું છું—આજે મને બધી બાતમી મળી છે."

જ્યારે જોને આ કહ્યું, ત્યારે તેની આંખો ઝળકવા લાગી. એ ઝળકાટ હજી મને યાદ છે. રણશિંગાં ફૂંકાતાં હતાં, ત્યારે યોદ્ધાઓને પાનો ચઢાવનાર એજ ઝળકાટ હતો. જોનની છાતી કંપવા લાગી; મુખ ઉપર સુરખી છવાઇ રહી. "હા, આજે હું બધું જાણું છું. પ્રભુએ પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે અધમમાં અધમ પ્રાણીને પસંદ કર્યું છે. તેની આજ્ઞાથી, તેના રક્ષણથી, તેની શક્તિથી—મારી શક્તિથી નહિ—હું લશ્કરોને દોરવીશ, ફ્રાન્સને સ્વતંત્ર કરીશ અને તેના યુવરાજને મુગટ ધારણ કરાવીશ, અને એ આપણો મહારાજા બનશે."

હું વિસ્મય પામ્યો.

"શું તું જોન ! તું નાનું છોકરૂં શું સરદાર થશે ? !"

"હા, એ સાંભળીને એક બે પળ તો હું પણ ગભરાઈ. મને કશાનું પણ જ્ઞાન નથી. ન યુદ્ધકળાનું કે ન રાજ્યકળાનું; પણ હવે તો હું નીમાઇ ચૂકી છું. હું આપણા પ્રાંતના ગવર્નર આગળ જઇશ. થોડાક સિપાઈ માગીશ. બધા કામની શરૂઆત હમણાંજ થઇ જવાની છે અને અંત પણ બહુ ઓછા સમયમાં જણાઇ આવશે. આજથી દશ અઠવાડીઆં સુધીમાં શત્રુના સર્વ પ્રયત્નો ધૂળ મળશે, અને આપણા યુવરાજના માથા ઉપર રાજમુગટ શોભશે."

આ સર્વ આશ્ચર્યજનક વાણી હતી. તર્કબુદ્ધિથી આ મનાય એમ ન હતું, પણ કોણ જાણે ક્યાંથી મારા હૈયામાં શ્રદ્ધાજ જાગી હતી. તે દિવસથી મારૂં હૈયું શ્રદ્ધાળુજ બનતું આવ્યું છે. મેં કહ્યું:—

"જોન! તારાં વેણ હું માનું છું. હું આનંદમાં ડૂબું છું, કારણ કે એ દારુણ યુદ્ધોમાં હું ઘૂમીશ તો તારીજ સાથે ઘૂમવાનો છું."

જોન આંખો ચોળતી બોલી "એની તને કેમ ખબર પડી?"

જોનના સ્મરણમાં પોતે કહેલી એક પણ વાત નહોતી, તેથી મેં જાણ્યું કે જ્યારે તે વાત કરતી હતી ત્યારે તે સુષુપ્તિમાં હતી. પોતે વાત કરતી હતી, તેની પોતાનેજ ખબર નહોતી. હાલ તો તેણે મને બધી વાતો છુપી રાખવા કહ્યું અને મેં મારૂં વચન પાળ્યું.

× × × ×

જોનની પ્રકૃતિ હવે બદલાઈ ગઇ હતી. તેની વાણી પ્રબળ નિશ્ચયવાળી હતી. તેની આંખોમાં અવનવું તેજ ભભૂકતું હતું. તેની ચાલવાની છટા ભવ્ય અને પ્રૌઢતા દર્શાવનારી હતી. કંઇ પણ ગર્વનું ચિહ્ન દર્શાવ્યા વિના તેનાં સર્વે અંગ અધિકાર અને કાબુની છાયા પાડતાં હતાં. તેની છટા કુદરતી રીતેજ અધિકાર અને સત્તા દર્શાવતી. તેમાં કંઈ પણ કૃત્રિમ નહોતું.

અમારા ગામમાં વસતા અન્ય લોકોની માફક જોન અત્યાર સુધી તો મને મારી સ્થિતિને અનુસરતું માન આપતી; પણ હવે તો એ હુકમ આપતી, અને હું પણ તેને વડીલની આજ્ઞા માફક માની લઇ તાબે થતો. એક સાંજે તેણે મને કહ્યું:—

"પરોઢિયા પહેલાં હું આપણા પ્રાંતના સુબા પાસે જવા ઉપડીશ. કદાચ એ મને હસી કાઢે. એ ભીતિથી મારી સાથે મારા મામાને હું લઇ જઇશ, અને વખતે તારો પણ ખપ પડે—કારણ કે વખતે એ મને મુલાકાતજ આપવા ના પાડે, તો તારી પાસે પત્ર લખાવવો જોઈશે. તું કાલે બપોરે ત્યાં આવજે. તારી જરૂર પડશે તો હું તને બોલાવીશ."

અહા! શું તેની તર્કબુદ્ધિ! મને તેણે સાથે ન લીધો. મારી નિંદા થાય, એવું એણે એક પણ પગલું ન ભર્યું. પણ—એક ગરીબ ખેડુતની છોકરી સુબા આગળ અરજદારતરીકે—એ કેટલું કંગાલ દેખાય! તોપણ જોન ડાહી હતી. તેને ખબર હતી કે, હજી ઘણાં વિઘ્ન નડવાનાં છે.

બપોરે હું ચાલ્યો, અને શહેરમાં જઈ એક શાન્ત જગ્યામાં ઉતારો લીધો. બીજે દિવસે હું બાદશાહી કિલ્લામાં ગયો, અને ત્યાં મને બપોરે સુબા સાથે જમવાનું આમંત્રણ મળ્યું. સુબો શૂરવીર યોદ્ધો હતો. યુદ્ધને તે જીવનનું લહાણુ ગણતો. મને લાગ્યું કે

તેનું બખ્તર, તેની સમશેર, તેના શરીરની ભવ્યતા અને વિકરાળ ચહેરો જોઇને જોનના તો હાંજાજ ગગડી જશે.

બીજે દિવસે હું જમવા ગયો, ત્યારે એકજ વાત ચાલતી હતી કે, ફ્રાન્સનું શું થશે? બધાએ વ્યાવહારિક દૃષ્ટિથી કબૂલ કર્યું કે, થોડાક દિવસોમાં ફ્રાન્સ શત્રુઓના હાથમાં જશે. એ સિવાય બીજો રસ્તો નહોતો.

"એક ખેડુતની છોકરી હજુર સાથે વાત કરવા ઇચ્છે છે" એમ એક સિપાઇએ અચાનક આવી સુબાના કાનમાં ધીમેથી કહ્યું.

હુકમ મળતાંજ જોન અને તેનો મામો અંદર આવ્યાં. બિચારો ખેડુત બધો ઠાઠમાઠ જોઇ ગભરાઇ ગયો, અને અધવચમાંજ અટકી સલામ કરવા લાગ્યો; પણ જોન દૃઢતાથી આગળ વધીને સુબા પાસે આવી. બધાએ તેને ધન્યવાદ આપ્યા અને સુબાએ પણ કહ્યું:—

"શાબાશ! તું બહાદૂર છે! બોલ, તારે શું જોઇએ છીએ?"

"સાહેબ! હું ઇચ્છું છું કે તમે યુવરાજ તરફ મને મોકલાવી કહેવરાવો કે, હમણાં યુદ્ધ ન કરવું પ્રભુ જલદી સહાય મોકલશે."

"આ છોકરી તો મૂર્ખ છે! ગાંડી છે!" એવા ઉદ્ગાર ઠેકઠેકાણેથી સંભળાયા.

સુબાએ પણ ડોળા કાઢીને કહ્યું:—"રાજદ્વારી બાબતોમાં માથું મારવાની તારે જરૂર નથી. તું બીજાઓ માટે શું કામ ફિકર કરે છે? બોલ, બીજી તારી શી ઇચ્છા છે?"

"મને થોડાક સિપાઇઓ સાથે યુવરાજ પાસે મોકલો. હું લશ્કરની સરદારી લઇશ. શત્રુઓને ફ્રાન્સની બહાર હાંકી કાઢવા પ્રભુએ મને નીમી છે."

"શું તું? નાની છોકરી! તું?"

"હા, હું. હું નિર્માઇ ચૂકી છું."

"ત્યારે તારી મુરાદ બર આવશે?"

"આવતે વર્ષે આપણા યુવરાજ ફ્રાન્સના રાજા બનશે."

"આ આદેશ તને કોણે પાઠવ્યા?"

"મારા સ્વામીએ!"

"કયા સ્વામીએ?"

"સ્વર્ગના રાજાએ—પ્રભુએ."

"અરે બિચારી ગાંડી થઈ ગઇ છે. તેનું ચિત્ત ખસી ગયું છે." બધા બબડયા.

સુબાએ જોનના મામાને કહ્યું "અલ્યા! આ ગાંડીને તારે ઘેર લઇ જઇ ખૂબ ફૂટકાવ. તેને માટે એજ ઉત્તમ ઔષધ છે."

જોને પાછી વળતાં નમ્રતાથી કહ્યું:—

"તમે મને સિપાઈ નથી આપતા. શું કામ નથી આપતા, એ મને માલૂમ નથી. મને તો મારા સ્વામીનો હુકમ છે; માટે હું બીજી વખત પણ આવીશ, અને ત્રીજી વખત પણ આવીશ. મને તો ખાત્રી છે કે, છેવટે તમેજ મને સિપાઇઓ આપશો."

આટલું કહી તે ચાલી ગઇ. જ્યારે તે ચાલી ગઈ ત્યારે બધા અજાયબીમાં ગરકાવ થઈ ગયા. નોકર–ચાકરોએ શહેરમાં એ વાત ફેલાવી, અને શહેરે આખા દેશમાં ફેલાવી. અમે અમારે ગામ આવ્યા, ત્યારે તો ગામમાં ઠેકાણે ઠેકાણે આ વિષય ચર્ચાતો હતો.

(૯)

જ્યાં જોઇએ ત્યાં મનુષ્યનો એનો એ સ્વભાવ. આપણને વિજય મળે, તો જગત આપણાં વખાણ કર્યા કરીને આપણને હદથી જ્યાદે ચઢાવી મૂકે છે. વળી એના એજ આપણે છતાં આપણો પરાજય થાય તો બસ, થઇ ચૂકયું. આપણામાં ખોડખાંપણ ન હોય, તે પણ કોણ જાણે કયાંથીએ તેઓ આપણામાં જુએ છે ને આરોપે છે. ખરેખર દુનિયા અજબજ છે!

અમારા ગામના બધા લોકોને લાગ્યું કે, જોને પોતાના છોકરવાદી આચરણથી ગામને ઉતારી પાડયું હતું. જે લોકો જોનની કૂથલી ન કરતા, તે પણ હવે દરેક ગામમાં તેની મજાક કર્યા કરતા. કેટલાક તેના ગોઠીઆઓ તો તેની સાથે ચાલતાં પણ શરમાતા. કારણકે તેણે પોતાની બુદ્ધિને મોટો બટ્ટો લગાડયો હતો. જોન રોતી, પણ તે માત્ર જ્યારે એકલી હોય ત્યારે. લોકો આગળ તો તે ગંભીરજ રહેતી—ક્રોધ પણ ન બતાવતી કે દુઃખ પણ ન બતાવતી. જોનનો પિતા તો તેની આવી વર્તણુંકથી લગભગ ગાંડોજ થઈ ગયો. તેનો એવો વિચાર હતો કે જોન સ્ત્રીજાતિની મર્યાદા મૂકીને રણમાંજ જાય, તો તો તેને ડૂબાવીજ દેવી.

પણ આથી કંઇ જોનનો નિશ્ચય ફર્યો નહિ. રખેને જોન ગામ છોડી નાસી છૂટે એવી ધારણાથી જોનનાં માબાપ તેના ઉપર ખૂબ જાપ્તો રાખતાં. પણ જોન નિરંતર કહ્યા કરતી કે, હજી વખત આવ્યો નથી, અને વખત આવશે ત્યારે બધો જાપ્તો નિરૂપયોગી [illegible] કંઇ પણ કામ લાગશે નહિ.

ઉન્હાળો ધીમે ધીમે પૂરો થવા આવ્યો; પણ જ્યારે જોનનો નિશ્ચય ફર્યો નહિ, ત્યારે તેનાં માબાપે તેને પરણાવી દઇ બધી વાત પતાવવાનો વિચાર કર્યો. એવામાં એક માણસ ઉભો થયો. તેણે ગામમાં એવી વાત ફેલાવી કે જોને મને ઘણી વાર પરણવાનું વચન આપ્યું છે. હવે જો જોન તેની માગણી નાકબૂલ રાખે, તો તેણે કોર્ટમાં ઘસડાવું જોઇએ.

જોને તેને પરણવાની ના પાડી, અને જણાવ્યું કે તેની બધી વાતો પાયાવગરની છે. કોર્ટે તેની સામે બેવફાઈ કરવા માટે કેસ માંડયો. જોને એક પણ વકીલ ન રાખ્યો. તેણે કહ્યું કે, મારો વકીલ હું પોતે છું. આથી તેનાં માબાપ અને તેનાં દુશ્મનો આનંદ પામ્યાં, અને તે હારીજ ગઇ, એમ પહેલેથી માનવા લાગ્યાં. એ લોક આમ માને એ પણ સ્વાભાવિક હતું. સોળ વર્ષની છોકરી ગીચોગીચ કોર્ટમાં હુંશિયાર ધારાશાસ્ત્રીઓ સામે કેમ ટકી શકે? જોન ગભરાઇ જશે, એમજ સર્વને લાગતું હતું. તે કેવા કેવા ગુંચવાડાઓમાં હેબતાઈ જાય છે અને તેની કેવી મજા થાય છે, તે જોવા માટે કેસને દિવસે તેના વિરોધીઓનાં ટોળે ટોળાં કોર્ટમાં મળ્યાં.

કોર્ટમાં જોન નમ્ર અને શાન્ત રહી. તેણે કોઈ સાક્ષીઓને ન બોલાવ્યા. પોતેજ સામા પક્ષના સાક્ષીઓની તપાસ કરી. જ્યારે તેઓની સાક્ષી લેવાઈ ગઈ, ત્યારે સાદી ભાષામાં આ કારસ્તાનની અંદરનાં ભોપાળાં તેણે જણાવ્યાં. જોનની હુંશિયારીથી સામા પક્ષનો કેસ તૂટી પડયો. વકીલે કંઇક વાંધો ઉઠાવ્યો, પણ કોર્ટે તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકી. આ વખતે ન્યાયાધીશે જોનને "અદ્‌ભુત બાળા" કહી સંબોધી હતી.

આમ જોનના દુશ્મનોને એક તો ખાડો ખોદવો પડયો, અને વળી પાછા તેઓજ તેની અંદર પડયા.

જોનના આ વિજય પછી વળી પાછું આખું ગામ ફરી ગયું. હવે જોનને બધા માનપાન આપવા લાગ્યા. તેની માતા તેના ઉપર માયા રાખવા લાગી. તેના પિતાને પણ પોતાની અયોગ્ય વર્તણુંક માટે પશ્ચાત્તાપ થયો. જોન હવે કંઈક વધુ સુખી થઈ, પણ આ વખત ઘણો ભયંકર હતો. ઓર્લિયન્સનો ઘેરો શરૂ થયો હતો, અને શત્રુઓની સત્તા જામતી જતી હતી. જોન પ્રેરણાની રાહ જોતી હતી, પણ હજી કંઇ ચોક્કસ ઉત્તર મળ્યો નહોતો. શિયાળો શરૂ થઇને પૂરો થવા આવ્યો. હવે યોગ્ય સમય આવી લાગ્યો હતો.

## ૨–રાજ્યકુટુંબમાં અને રણસંગ્રામમાં

(૧)

૫ મી જાન્યુઆરી ૧૪૨૯ ને દિવસે જોન પોતાના મામાને સાથે લઈ મારી પાસે આવી અને કહ્યું:—

“ વખત આવી પહોંચ્યો છે. હવે મને દેવો તરફથી સ્પષ્ટ સંદેશાઓ મળે છે. બે મહિનાની અંદર હું યુવરાજને મળીશ. ”

જોનનું મનોબળ અપ્રતિમ હતું. તેની છટા યોદ્ધાના જેવી હતી. તેના મનોબળે મારા હૃદયમાં ઘણો જુસ્સો રેડયો. રણમાં જ્યારે શિંહનાદ ગાજતો હોય ત્યારે જેવું શૂરાતન ચઢે, એવું શૂરાતન મારા હૈયામાં ધડકી રહ્યું હતું.

“ મને શ્રદ્ધા છે તારા વચનમાં ” મેં કહ્યું.

“ અને મને પણ શ્રદ્ધા છે ” જોનના મામાએ કહ્યું “ તને પ્રેરણા થયા પહેલાં આ વાત મને કરી હોત, તો હું કદી પણ માનત નહિ; પણ હવે તારી છટાજ એ પ્રેરણા પછી એવી જાતની થઈ છે, કે તું જે કહે છે, તે હું સત્ય માનું છું–મને સત્ય માનવાની ફરજ પડે છે. ”

“મારા મામા મારા ઉપર બહુજ મહેરબાની રાખે છે.” એમ તે મને વારંવાર કહેતી. “પણ વારૂ” તે મને સંબોધીને બોલી “ તે દિવસે તારા ડાબા હાથ તરફ બે જણ બેઠા હતા, તે કોણ હતા ? ”

“ મેટ્ઝ અને પોલન્ઝી. ”

“ એ બન્ને શૂરવીર યોદ્ધાઓ જાણે મારાજ માણસ હોય, એમ મેં તે વખતે માની લીધું હતું. ”

મારાથી આ મનાયું નહિ; વળી હું હમેશાં સત્યનિષ્ઠ રહું છું.

“ જોન ! તે બન્ને તને ગાંડી ગણતા હતા. એ તો સાચી વાત કે, તેઓની તારા ઉપર માયા હતી; પરંતુ તે માત્ર તેઓ તને ચિત્તભ્રમ ગણતા હતા તેથીજ. ”

જોન મારા શબ્દો ન ગણકારતાં બોલી: “ ડાહ્યા હોય છે તે પોતાની ભૂલ જલદીથી સુધારે છે; તેઓ મારી સાથે કૂચ કરશે, અને તે પણ થોડાજ વખતમાં. હજી શું તું માનતો નથી ? હજી તને શ્રદ્ધા નથી ? ”

“માફ કરજે જોન! તેઓ તો માત્ર મુસાફરી કરતા કરતા એકજ દિવસ ત્યાં રહેવાના હતા. તેઓ એ કિલ્લામાં રહેતા પણ નથી.”

“તેઓ પાછા આવશે; પણ હવે જવા દે એ વાત. થોડાજ દિવ-

સમાં તારે મારી સાથે આવવું પડશે. તું બધી ગોઠવણ કરી રાખજે, કારણ કે તારે લાંબા કાળે પાછું ફરવાનું છે."

પછી મેં થોડાક અમારા બાળગોઠીઆનાં નામ લીધાં, અને પૂછ્યું કે તેમને સાથે આવવાનું થશે કે નહિ.

આંખમાં આંસુ લાવી તે બોલી કે "નહિ, હમણાં કોઈને નહિ. મારી નાની બહેનને પરોઢિયામાં તું મારી પાસે લાવજે. એને હું મળી લઈશ."

"અને બીજી બહેનને?"

જોનનાં આંસુ વધ્યાં "નહિ, નહિ, નહિ. તે મને બહુ વહાલી છે, તેનું નામ સાંભળીનેજ મારૂં હૈયું તૂટી પડે છે; તેને ન લાવતો."

બીજી સવારે અમે ચાર જણ ગામબહાર છુપાં છુપાં નીકળ્યાં. જોને તેની બહેનને મળી લીધું. બન્નેની આંખમાંથી આંસુની ધારાઓ વહી જતી હતી. આ જોઇને અમારૂં હૈયું પીગળી ગયું, અને અમે પણ રડવા લાગ્યાં. જોને એક વખત દૂર રહી ગયેલું અમારૂં ગામ, પરીઓનું વૃક્ષ અને ઘટાવાળું જંગલ, એ બધું જોઈ લીધું. કારણ કે તે જાણતી હતી કે, હવે હું અહીં પાછી ફરૂં, એવી આશા રહી નથી. તેની આંખમાં આંસુનાં ટીપાં બાઝ્યાં, પછી તે ચાલી. આજે જોનનો અને મારો બન્નેનો જન્મદિવસ હતો. જોન આજે સત્તર વર્ષની થઇ હતી.

(૬)

જોન વૉકેલિયર જઇ એક ગરીબ પણ પ્રમાણિક અને પવિત્ર બાઇ પાસે રહેતી. તેનું એ કામકાજ કરતી, જેથી પોતે તેને ભારે થઇ ન પડે. તે દરરોજ પ્રાર્થના કરવા જતી, અને કોઇ પણ તેને પૂછતું તો પોતાનો પ્રભુ તરફનો સંદેશો નિખાલસ હૃદયથી કહેતી. થોડાક વખતમાં તો લોકોનાં ટોળેટોળાં તેને જોવા આવવા લાગ્યાં. તેના સુંદર રૂપથીજ માણસોમાં અર્ધી શ્રદ્ધા આવતી અને બીજી અર્ધી શ્રદ્ધા લાવવાને તેનો મળતાવડો સ્વભાવ બસ હતો. શ્રીમંતવર્ગ બહુધા જોનથી દૂર રહેતો અને જોનની મશ્કરી પણ કરતો. કેમકે એ વર્ગની એવીજ રીત હોય છે.

વળી ફ્રાન્સમાં પૂર્વથીજ એવી લોકવાયકા ચાલી આવી હતી કે, એક અજ્ઞાન કુમારિકા ફ્રાન્સનો ઉદ્ધાર કરશે. આ ભવિષ્યવચનો જોનની તરફેણમાં હતાં.

આમ જોનની વાત બધે ફેલાઈ ગઇ. ફ્રાન્સના પરગણે પરગણે

લોકો જાગવા લાગ્યા; નિરાશ થયા હતા તે ઉઠયા. વૉકેલિયરની વસ્તી વધવા લાગી. મુસાફરોએ અને જાત્રાળુઓએ જોનના દિવ્ય સંદેશાની ખબર આખા દેશમાં ફેલાવી. ડોમરેમી પણ વિસ્મિત થયું. "શું આ અદ્ભુત બાલિકા અહીંજ રહેતી હતી, છતાં અમે તેને પરખી ન શકયા ?" એમ તેઓના હૃદયમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. જેની સાથે દેવોએ વાતો કરી છે, તે બાલિકા સાથે વાત કરવા દિવસે દિવસે લોકો ઉભરાવા લાગ્યા. વીશીઓ મોંઘી થઈ ગઇ તોપણ લોકો વધવાજ લાગ્યા. જોનના ભાઈ અને બહેનનું માન પણ બમ્મે વધી પડયું.

જોનના ભાઇઓએ જોન ખુશી પડે એમ કરે, એવી તેઓનાં માબાપ પાસેથી સંમતિ લીધી. આથી જોનનો ઉમંગ વધ્યો અને તેણે એક વખત ફરીથી સુબા પાસે જવા હિંમત કરી, પણ તેની હઠ હજી કાયમજ હતી. તેણે જોનને રાજા પાસે મોકલવા ના પાડી. આથી જોનને ખોટું લાગ્યું, પણ તે નિરાશ ન થઈ. તેણે કહ્યું કે "હજી હું બીજી વખત આવીશ. યુવરાજ પાસે જવામાં મારા પગનાં તળિયાં ઘસાઇ જાય, તો તેમ કરીને પણ મારે જવુંજ જોઇએ."

હું અને તેના બે ભાઈઓ તેની સાથે હમેશાં રહેતા હતા. અમને લોકો પાસેથી ઘણું સાંભળવાનું મળતું. એક વખત ફ્રાન્સનો અધિકારી મેટઝ જોન પાસે આવ્યો. તેણે નાના બાળક સાથે વાત કરતો હોય, તેમ રમતમાં ને રમતમાંજ વાત કરવી શરૂ કરીઃ—

"વારૂ, તું અહીં શું કરે છે ? શું અંગ્રેજ લોકો ફ્રાન્સનું રાજ્ય લઈ લેશે ?"

રોજની શાન્ત અને ગંભીર છટાથી જોને ઉત્તર વાળ્યોઃ—

"સુબાએ મને યુવરાજ પાસે મોકલવીજ જોઇએ, પણ તે મારૂં કહ્યું નથી માનતો."

"અને તારી હઠને પણ ધન્ય છે; એક વર્ષ થયું, છતાં તારી ઈચ્છા તેં નથી છોડી."

જોને શાન્તિથીજ પ્રત્યુત્તર દીધો કે "હું ઈચ્છાઓ કરતી નથી. હું તો ઠરાવ કરૂં છું. હું ધીરજ ધરીશ. તેણે મારો વિચાર અને મારો ઠરાવ નથી સ્વીકાર્યો, પણ તે આધીન થશેજ."

"પણ આપણે એમ ચોક્કસ તો કેમજ કહી શકીએ ?"

"કેમ નહિ ? ના પાડવી એ કંઇ તેની પસંદગીની વાત નથી."

એ અધિકારીનું મોં લેવાઇ જઇ ગંભીર બન્યું. જોનના

આત્મબળવડે અને દઢ નિશ્ચયે તેના મન ઉપર બહુજ અસર કરી. ઘણી વાર એવું બને છે કે "લોકો મશ્કરી કરવા આવે છે; પણ તેઓ મશ્કરી કરતાં કરતાં એટલા બધા લેવાઈ જાય છે, કે અંતે નમી પડી પૂજા કરવા મંડી પડે છે." મેટઝની મુખમુદ્રા તેથીજ ગંભીર બની હતી અને તે છેલ્લે સુધી ગંભીર રહી.

"ત્યારે શું તારે થોડાજ દિવસમાં રાજાજી પાસે જવું જોઇશે ?"

"થોડાજ દિવસમાં—થોડાજ દિવસમાં. મારા પગનાં તળિયાં ઘસાઇ જાય, તોપણ મારે તો જવુંજ છે અને જઇશ."

તે ઉમરાવના ચહેરા ઉપર એકજ નજર નાખ્યાથી પ્રત્યુત્તર સમજી શકાતો હતો. તેની આંખો ચળકવા લાગી. એ આંખોમાંથી અનુકંપા દેખાતી હતી.

"તને સિપાઇઓ મળશે, તો તું શું કરશે ?"

"હું ફ્રાન્સને મદદ કરીશ. ફ્રાન્સને બંધનમુક્ત કરીશ. એવું-જ નિર્મિત થયું છે કે હુંજ એ કરીશ, અને બીજું કોઇ નહિ."

જોનના શબ્દોમાં આર્દ્રતા હતી, આત્મશ્રદ્ધા હતી અને તેની એ ઉમરાવ ઉપર ઘણીજ અસર થઈ, એ મેં પ્રત્યક્ષ જોયું. જોન-નો સાદ ધીમો પડયો, " હું તો ખુશીથી મારો રેંટીઓજ કાંતુ. કારણ કે આ મારૂં કામ નથી પણ આ તો પ્રભુની ઇચ્છા છે, અને એ ઇચ્છાને વશ મારે થવુંજ જોઇએ."

"તારો પ્રભુ કોણ ? "

" સર્વશક્તિમાન પરમેશ્વર."

પછી મેટઝે જોનને ચુંબન કર્યું, અને તેની તાબેદારી સ્વી-કારી. વળી તેણે સોગન લીધા કે, બનતાં સુધી તમને રાજાજી પાસે લઇ જવા હું મદદ કરીશ.

બીજે દિવસે એવીજ રીતે પોલન્ઝી આવ્યો અને જોનને બનતી મદદ આપવા એણે પણ વચન આપ્યું.

આજ દિવસે બધે એવી અફવા ફેલાઇ કે, સુબો જોનને તેની ગરીબ ઝુંપડીમાં મળવા આવશે. આ અજાયબ વાત શકય છે કે નહિ, તે જોવા લોકોની સવારથીજ ઠઠ જામવા લાગી, અને આ અફવા સાચી પણ પડી. સુબો પોતાના રસાલા સાથે જોન પાસે આવ્યો. આ વાત બધે ફેલાઈ ગઈ, અને તેને માટે નવી નવી ચર્ચાઓ થવા લાગી. જોનનું માન આથી શ્રીમંતવર્ગમાં પણ વધ્યું.

સુબાને એક ખુલાસો કરવાનો હતો, અને તે એજ કે, જોનને

પ્રભુની મદદ છે કે સેતાનની ? પાદરીએ જોયું અને સુબાને કહ્યું કે, જોનના હૃદયમાં ભૂત તો નથી.

આનું પરિણામ કંઇ ન આવ્યું, પણ ઉલટી જોનની લાગણી દુઃખાઇ, સુબો મુંઝાયો અને શું કરવું, તેની તેને સમજણ પડી નહિ. એમ કેટલાક દિવસ વહી ગયા.

છેવટે ૧૪ મી ફેબ્રુઆરીનો દિવસ આવી પહોંચ્યો. તે દિવસે જોને સુબા પાસે જઇ કહ્યું કે "પરમેશ્વરનું નામ લઇને કહું છું કે, તમે મને મોકલતા નથી, અને તેથી ફ્રાન્સને ભયંકર સ્થિતિમાં લાવી મૂકો છો. આજે ઓર્લિયન્સ આગળ યુવરાજના પક્ષે સખ્ત હાર ખાધી છે, અને હજી પણ મને નહિ મોકલો તો વધુ ખરાબી થશે."

સુબાને આ આગાહીથી આશ્ચર્ય ઉત્પન્ન થયું.

"શું આજે ? આજે બન્યું તેની તને શી રીતે ખબર પડી ? અહીં ખબર આવતાંજ આઠ દશ દિવસ લાગે !"

"મને દેવો તરફથી ખબર મળી છે. આજે તમે મને રોકીને-જ લડાઇ ખોઇ છે."

સુબાએ આમ તેમ આંટા માર્યા, વિચાર કર્યો અને અંતે કહ્યું:—

"જો આ સાચું પડશે, તોજ હું તને રાજાજી તરફ મોકલીશ."

જોન આનંદમાં બોલી ઉઠી "ઇશ્વરનો આભાર. નવ દિવસમાં ખબર આવી જશે."

આ પહેલાંજ લોકોએ તેને રણનો પોશાક પહેરાવી દીધો હતો. જોન બધાને ઉત્તેજન આપતી–પ્રેરતી. તેને પોતાને ઘણો ઓછો વખત મળતો. તેને માટે ઘોડો આવી ગયો હતો. પોતાને ઘોડે ચઢતાં આવડે છે કે નહિ, તે જોવાનો પણ જોનને વખત મળતો નહિ. કારણ કે તેને જે માણસો મળવા આવતાં, તેઓને ઉત્તેજન આપવામાં તે ઘણુંખરૂં રોકાયેલી રહેતી. તોપણ તેનું કંઇ નહિ. જે જે શીખવાનું તે મન કરતી, તે તે એક પળમાં શીખી લેતી. અમે પણ યુદ્ધકળા શીખવા લાગ્યા.

૨૦ મી તારીખે જોને અમને બોલાવ્યા, અને કયે રસ્તેથી રાજા પાસે જવું એ નક્કી કર્યું. ભૂગોળમાં તેની કેટલી બધી નિપુણતા હતી, તેની અમને આથી ખબર પડી. જોન કંઇ પણ ભણી નહોતી, તેથી તેની આ શક્તિથી મને કુતૂહલ ઉત્પન્ન થયું. જોને પોતાની બધી વિદ્યા લોકોને પૂછીને મેળવી હતી. તે પોતાના જીવનની એક પળ પણ નકામી કાઢતી નહિ. રાત્રે મુસાફરી કરવી અને દિવસે સૂવું,

એ જોનને પ્રવાસ કરવા માટે સૌથી વધારે ઉચિત લાગ્યું. વળી દુશ્મનોને ખબર ન પડે, તેથી તેણે અમારો નીકળવાનો દિવસ છુપો રાખવા કહ્યું. અંતે તે બોલી "હવે કંઇ રહી જતું નથી. આપણે ત્રેવીસમી તારીખે રાત્રિના અગિયાર વાગે અહીંથી ઉપડીશું."

બધાં અજબ થયાં; કારણ કે તારીખ ચોક્કસ કરવી, એ અધિકાર સુબાના હાથમાં હતો, નહિ કે જોનના હાથમાં.

તોપણ અમે બધાં તાબે થયાં. જોનનાં માબાપ તેને ત્રેવીસમી તારીખ પહેલાં મળી જવાનાં હતાં.

ત્રેવીસમીનો આખો દિવસ તેણે પોતાનાં કુટુંબીઓ માટે રાહ જોઇ, પણ કોઇ આવ્યું નહિ. જોનની આંખમાં આંસુ આવ્યાં, તોપણ તેણે કહ્યું કે "કંઇ નહિ, કંઇ નહિ. એમજ નિર્માયું હશે. આપણે અગીઆર વાગે ઉપડીશુંજ." અને એમ થયુંજ. રાત્રે દશ વાગે સુબાએ આવી જોનને લેખિત સરકારી હુકમ આપ્યો, અને પોતાની તરવાર જોનની કમ્મરે બાંધીને કહ્યું કેઃ—

"તેં કહ્યું તે સાચું પડયું. લડાઈ આપણે હાર્યાજ હતા. મેં મારૂં વચન પાળ્યું છે." જોને તેનો આભાર માન્યો, અને તે ચાલ્યો ગયો.

ઇતિહાસમાં જે હેરીંગસના યુદ્ધને નામે પ્રખ્યાત છે, તેજ એ યુદ્ધ હોઈ તેમાં ફ્રેંચો હાર્યા હતા.

ઘરમાં એકે એક દીવો બૂઝાવી નાખવામાં આવ્યો. જ્યારે રસ્તાઓ અંધકારમાં કાળા દેખાવા લાગ્યા અને બધું શાંત થઈ ગયું, ત્યારે અમે છુપા છુપા ગામબહાર નીકળ્યા, અને જરાક છેટે જઈ ઘોડા પૂરપાટ દોડાવી મૂકયા.

(૩)

બધા મળી અમે પચીસ માણસ હતા, અને એમાં પણ ઘણા અશિક્ષિત ખેડુતો હતા. બે ત્રણ કલાક તો અમે શત્રુઓના પ્રદેશમાં જવું ચાલુ રાખ્યું, પણ પછી જેણે કોઇ દિવસ હાડમારી વેઠી ન હતી તે થાકી ગયા. જોનને ખબર નહોતી કે સુબાએ આવા પણ માણસોને રસાલામાં રાખ્યા હતા. જોને ખુશી પડે તો તેઓને ગમે ત્યાં જવા રજા આપી; પણ તેઓએ તે માગણી નાકબૂલ રાખી. પછી અમે અમારી ઝડપ ઓછી કરી. મળસ્કું થયું કે અમે એક ગાઢ જંગલમાં આવી પહોંચ્યા. જમીન ભીની હતી, છતાં બધા થોડી વારમાં મીઠી નિદ્રામાં પોઢી ગયા. આવી મીઠી નિદ્રા

અમે આખી જીંદગીમાં અનુભવી નહોતી.

સાંજ પડયે જોને અમને તપાસ્યા. તેણે પછી અમારાપ્રત્યે નાનું સરખું ભાષણ કર્યું અને કહ્યું કે, યુદ્ધો ઘાતકી અને ઘોર હોય છે; પરંતુ એમાં પણ જો દયા અને પવિત્રતા જાળવી રખાય તો તેની ક્રૂરતા ઘણી ઓછી થઇ જાય. પછી તેણે અર્ધા કલાકસુધી શિખાઉઓને કવાયત આપવા હુકમ કર્યો. આનું એટલું સરસ પરિણામ આવ્યું નહિ, પણ હમણાં તો એ ઠીક હતું. જોન પોતે કવાયત કરતી નહિ, પણ ઘોડા ઉપર બેસી રહી તે યાદ કરી રાખતી. તેની સ્મરણ-શક્તિ એટલી તો અજબ હતી કે તે કંઇ પણ ભૂલતી નહિ.

પછી અમે અમારી કૂચ ચાલુ કરી. રસ્તામાં અમારે ઠંડા પાણીનાં નાળાં ઓળંગવાં પડતાં. બધે બરફ પડેલો હોવાથી અમારે ભેજવાળી જમીનમાં મુસાફરી કરવી પડતી. અમે થાકથી અને હાડમારીથી નબળા પડતા ગયા; પણ જોન અડગ રહી. તેની છટા અજબ હતી, તેવુંજ અજબ તેનું આત્મબળ હતું. અમારે જો થાકજ વેઠવો પડતો હોત, તો હું આ મુસાફરીને કંટાળારૂપ ગણુત નહિ; પણ અમે ફ્રાન્સની મદદે નીકળ્યાં છીએ, એવી ખબર થોડા વખતમાં ચારેબાજુ પ્રસરી ગઈ હતી, અને તેથી શત્રુઓએ અમારા ઉપર છુપા હુમલા કરવા માણસો જ્યાં ત્યાં રાખ્યાં હતાં.

વળી અધુરામાં પૂરૂં જોનની અજાયબ જેવી શક્તિ જોઇને અમારા રસાલામાંના કેટલાક માણસોએ તેને ડાકણ ગણી કાઢીને તેની સામે કાવત્રું રચ્યું. માણસોને આંખો હોવા છતાં તેઓ ઘણી વાર આંધળા હોય છે. જોનને ડાકણ ગણવાનાં તેમને ઘણાં કારણ હતાં. એ લોકોએ સ્ત્રીઓને હંમેશાં રાત્રિદિવસ ખેતરમાં હળ ખેડતી જોઇ હતી. વળી સત્તર વર્ષની છોકરીમાં આવી હુંશિયારી કેમ આવી શકે ? વળી તે કંઇ શીખી પણ નહોતી. આ પુરુષો સ્ત્રીઓને પશુજ લેખતા હતા. તેઓ બિચારા શું કરે ? તેઓ તો માત્ર પોતાના અનુભવને વશ થઇ વર્તતા હતા. શરીર નાજુક હોય, પણ આત્મા સબળ હોય તો શું શું સાધી શકાય છે, એ વાત એ લોકો જાણતા નહોતા; તેથી તેઓએ જોનને મારી નાખવા વિચાર કર્યો. પણ આ કાવત્રું જલદી પકડાઈ ગયું. અમારામાંના કેટલાક માણસોએ જોનની એવી રજા માગી કે આ લોકોને ફાંસીએ ચઢાવવા; પણ જોને એ નામંજુર કરી કહ્યું કે "જ્યાંસુધી મારૂં કામ પૂરૂં નથી થયું, ત્યાંસુધી કોઇ પણ મારી જીંદગી લઈ શકે એમ

નથી. હું તેઓને સારી સલાહ આપીશ–બોધ કરીશ. તેમને મારી પાસે બોલાવો."

જોને તેઓને બધું સમજાવ્યું. કાવત્રાંખોરો જોનનું આવું ઉદાર દિલ જોઇ આશ્ચર્ય પામ્યા અને શરમાઈ ગયા. છેવટે જોને તેઓના સરદારને બોલાવી દિલગીરી સાથે કહ્યું:–

"જ્યારે તારૂજ મોત પાસે છે, ત્યારે બીજાની જીંદગી લેવા નું પ્રયત્ન કરે છે, એ ખરેખર દયા ખાવાજોગ છે."

તેજ રાત્રે તે માણુસના ઘોડાએ એક નદી ઓળંગતાં ઠોકર ખાધી, અને અમે મદદ કરીએ એ પહેલાંજ તે ડૂબી ગયો ! આ બીના બન્યા પછી એકે કાવત્રું રચાયું નહિ.

આ રાત્રે અમારા ઉપર ઘણા છુપા હુમલા થયા, તોપણ જેમ તેમ કરી અમે સહીસલામત નીકળી ગયા. તે પછીની રાત્રિ તે છેલ્લી રાત્રિ હતી. અમારૂં દૃષ્ટિબિંદુ હવે એકજ હતું કે, ધારેલી જગ્યાએ પહોંચવું. બરફ ખૂબ પડતો હતો, અને પવનના સૂસવાટા પૂરજોસમાં વાતા હતા. વળી વરસાદ પણ શરૂ થયો હતો. અમારા રસ્તામાં એક નાળું આવતું હતું. તેનાપર જેવોતેવો લાકડાનો પૂલ હતો. અમને બીક હતી કે વખતે પૂર આવ્યું હોય અને આ પૂલ ભાંગી ગયો હોય. તો તો અમે સપડાયાજ સમજવા.

રાત્રિ વધવા લાગી, તેમ જંગલ પણ ધાડું આવવા લાગ્યું. અમારા ઉપર હુમલા શરૂ થવા લાગ્યા ત્યારથી જોન બધાની આગળ ચાલતી. ચાર પાંચ ગાઉ અમે ગયા, એટલામાં એક ઝાડીમાંથી હુકમ આવ્યો કે "સબુર !"

અમે તાબે થયા. સામે કંઇક ઘોડેસ્વારની ટુકડી જેવું જણાતું હતું. એક માણસે અમારી સામે આવી જોનને કહ્યું:–

"કેપ્ટન ! આટલી બધી વાર કેમ લાગી ? તમે તેને જોઇ ?"

જોને ધીમેથી જવાબ દીધો: "હા, હજી તે પાછળજ છે."

"વારૂ, મને બીક હતી કે તે આપણી આગળ નીકળી ગઈ છે. એ હવે આપણો શિકાર છે. આપણે એને ફાંસીએ લટકાવીશું, પણ શું એ વાત સાચીજ છે કે તે માત્ર નાનકડી છોકરીજ છે ? "

"હા; માત્ર સત્તરજ વર્ષની, અને વળી શરીરે પાતળી. મેં જ્યારે તેને જોઈ, ત્યારે તે પોતાના એક અમલદાર સાથે વાત કરતી હતી. પોતે ભયંકર સ્થિતિમાં છે, એવું તે જાણતી હોય, એવું મને લાગ્યું નહિ."

"એ તો બધું ઠીક. હવે આપણી પોતાની વાત. પૂલને ભાંગી નાખવો કે નહિ ?"

"આપણે હમણાંજ એક ટુકડી મોકલીએ. તમે કહો તો હું જાઉં."

"શાબાશ, સરદાર ! શાબાશ. શું તમારી હુંશિયારી ! જાઓ, ફતેહ કરો."

તેઓએ સલામ કરી, અમે આગળ વધ્યા. અમારા ઘોડા અમે ખૂબ જોરથી દોડાવી મૂક્યા. પાછું જોવાને તો અમને વખતજ ન મળ્યો. થોડાજ વખતમાં અમે પૂલ આગળ જઇ પહોંચ્યા, અને એ નાળાને ઓળંગી જઇ તે પૂલ ભાંગી નાખ્યો. તોફાન પૂરજોસમાં ફૂંકાતું હતું. સામાવાળાના ઘોડાઓના દાબડાની ટાપ અમે સાંભળતા હોઈએ એવું મને લાગ્યું; પણ એમ બન્યુંજ નહિ.

એ તો સ્પષ્ટ હતું કે, સામાવાળાઓએ અમને પોતાનાંજ માણસ માનીને આ મોટી ભૂલ કરી હતી.

જોને કહ્યું:—"એમાં તેઓનીજ ભૂલ હતી. તેણે પોતાનેજ છેતર્યો. હું જરા પણ જૂઠું બોલી નથી; પણ જો મારૂં સત્ય તેને માટે અસત્ય થયું હોય તો હું દિલગીર છું."

જોનના મનમાં એજ વાત રમી રહી "હા, હું જૂઠું તો ન બોલી પણ મેં તેને છેતર્યો તો ખરો. મેં મારૂં બનતું કર્યું, પણ મારે તેમ કર્યાં વગર છૂટકો નહોતો. મારૂં કામ તેના વગર પૂરૂં થાતજ નહિ, તોપણ તેમાં દોષ તો મારોજ છે."

થોડી વારમાં પવન શાન્ત પડયો, વરસાદ બંધ થયો અને ઠંડી પણ કંઈક અંશે ઓછી થવા લાગી; પણ અમને ઘણો થાક લાગ્યો હતો. આટલા દિવસ સુધીમાં અમને વિશ્રામ મળ્યો ન હતો. બધા દિવસનો થાક ભેગો થવાથી આ રાત્રિ અમને બહુ લાંબી લાગી.

સવારે અમે શત્રુની હદ ઓળંગી જઇ અમારી હદમાં પહોંચ્યા.

(૪)

કીનોનના કિલ્લાનો અમે માર્ગ લીધો. જોને મારી પાસે રાજાને એક કાગળ લખાવ્યો. તેમાં તેણે વિનતિ કરી હતી કે, હું ઘણે છેટેથી તમને સારા સમાચાર આપવા આવી છું, અને હું પોતે તમારી સમક્ષ તે કહી બતાવું, એવી મારી ઇચ્છા છે તો તે પૂર્ણ કરશો.

અમે ત્યાં જઇ પહોંચ્યાં, તે પહેલાં અમે બે માણસ સાથે તે કાગળ મોકલાવ્યો. બીજે દિવસે અમે કીનોન તરફ વળ્યા. અર્ધો

પણ માર્ગ નહોતો કાપ્યો, એટલામાં તો અમારા ઉપર શત્રુઓ તૂટી પડયા; પણ હવે અમારાં માણુસો વધ્યાં હતાં. વળી અમે થોડીઘણી યુદ્ધકળા પણ શીખ્યાં હતાં. જોને હુકમ કર્યો કે તુરતજ અમે તેઓના ઉપર ધસી જઈ તેઓને વીખેરી નાખ્યા. આ અમારા ઉપર છેલ્લો હુમલો હતો, અને ઘણું કરીને તે રાજાનાજ પક્ષના ઈર્ષાખોર પુરુષો તરફથી કરવામાં આવ્યો હતો.

અમે એક ધર્મશાળામાં ઉતારો લીધો. લોકોનાં ટોળેટોળાં જોનને જોવા મળ્યાં. અમે જોનના તાબેદાર સેવકો માફક માત્ર છેટેજ ઉભા રહેતા; પણ જોન અને અમે કંઇ પણ સંગીન કામ કર્યા સિવાય આવી નકામી નાની બાબતોથી કંટાળી ગયા હતા. અધુરામાં પૂરૂં અમારો કાગળ તો પહોંચ્યો, પણ રાજાએ અમારા માણુસોને મળવાની ના પાડી. આમાં રાજાનો કંઇ વાંક નહોતો, પણ તેના મંત્રીઓ પોતાની સત્તા જવાની બીકથી રાજ્ય પાયમાલ થાય તોપણ તેને કોઇ પણ બાબતની ખરી બાતમી પહોંચાડતા નહિ. રાજા પાસે કંઇ લશ્કર નહોતું; તીજોરી પણ ખાલી થઇ ગઈ હતી અને રાજા પોતે પણ પોતાના માણુસોની સત્તા નીચે હતો. કેટલાક પ્રમાણિક રાજ્યભકતો રાજાને સાચે માર્ગે દોરવવા પ્રયત્ન કરતા, પણ તેમાં આ લોકોનાં કારસ્તાનથી કંઇ વળતું નહિ.

જોને જ્યારે આ બધો ઇતિહાસ સાંભળ્યો, ત્યારે તે બોલી કે "વાત તો દયા ખાવા જેવી છે, પણ પ્રભુ બધું સારૂં કરશે."

"અમે એ લોકોને જે કહીએ છીએ તે તેઓ માનતા નથી. 'એક અજ્ઞાન ખેડુતની છોકરી લડવા કેમજ નીકળી શકે ?' એવું કહી રાજાના મંત્રીઓ હસે છે અને અમારી મશ્કરી કરે છે."

**"જ્યારે પ્રભુ લડે છે, ત્યારે તેની તરવાર વીંઝતો હાથ નાનો હોય કે મોટો હોય એ વાત જરાય અગત્યની નથી,** પણ વારૂ, શું આપણા ઉપર કોઇની મહેરબાની નથી ?"

"હા એકની છે. રાજાની સાસુ ડાહી છે; બધું જાણે છે. તેણે અમારી સાથે વાત કરી હતી. તે રાજાના બધા ખુશામતીઆઓને ધિક્કારે છે. અમે જ્યારે તેની સાથે વાત કરી, ત્યારે તેણે અમને ઘણા પ્રશ્ન પૂછયા. તેણે કહ્યું કે, દુશ્મનોને મારી હઠાવતી અને કંઈ પણ સાધન વિના માત્ર પોતાનીજ શક્તિથી જીતતી આ ખેડુતની અજ્ઞાન નાની છોકરી કદાચ પ્રભુ તરફથી નહિ આવતી હોય, તોપણ શું થયું ? હું તો પ્રભુ તરફથી એ આવે છે,

એમજ માનું છું. તે રાજાને નજરોનજર જુએ, તો તો પછી ભલે ચેલા પશુઓ (ખીજમતગારો) નકામી મહેનત કરે."

"અરે! રાજાની સાસુ પોતેજ રાજા હોય તો!" અમારામાંનો એક જણ બોલ્યો.

જોને કહ્યું "અરે, એટલું બધું ઉતાવળું શું કામ થવું જોઈએ ? એક છુપી વાત હું જાણું છું, અને આપણો રાજા જાણે છે અને પ્રભુ સિવાય બીજું કોઇ તે જાણતું નથી. હું તેને એ કહીશ, અને મારૂં કામ સફળ થશે."

જોન એ વાત અમને કહી દેશે, એમ મને લાગ્યું. જોન છોકરૂં હતી, પણ ઉપયોગી વાત નિરૂપયોગી પુરુષો પાસે કરવી, એ તેનો સ્વભાવ નહોતો. મોટા માણસોની પેઠે તે અન્ય સાથે ભરમમાં ને ભરમમાંજ રહેતી.

અમારાં માણસો રાજાને મળી શકે, એવી ગોઠવણ રાજાની સાસુએ બીજે દિવસે કરી આપી.

અમે આ મુલાકાતનો બનતો લાભ લીધો. અમે જોનના નિષ્કલંક ચારિત્ર વિષે તેની આગળ વાત કરી; તેની હિંમતની પ્રશંસા કરી; તેના વિનયનાં વખાણ કર્યાં અને તેના સ્વર્ગીય આદેશમાં શ્રદ્ધા રાખવા આગ્રહ કર્યો તથા છેવટે ખુદ પોતે જોનને જોઇ તે વિષે ખાત્રી કરે એવી વિનતિ પણ કરી. આ આગ્રહથી રાજાના મન ઉપર સારી છાપ પડી.

બે કલાક પછી રાજા તરફથી ફ્રાન્સનું ધર્મમંડળ અમારી ભાંગી-તૂટી ધર્મશાળામાં અમને મળવા આવ્યું. રાજા તરફથી! આ સાંભળી ધર્મશાળાવાળો તો બિચારો ગાભરો થઈ ગયો. તેના હૈયામાં એટલો તો આનંદ થતો હતો કે કોઇની સાથે તે પૂરી-પાધરી વાત પણ કરી શકતો નહિ.

અમે બધા ઉભા થયા અને વંદન કર્યું. પછી ધર્મમંડળ તરફથી જોનને તેનો જે સંદેશો હોય, તે ટુંકા શબ્દોમાં જણાવવાનું કહેવામાં આવ્યું.

અરે! અમે કેટલા બધા ખુશી થયા! છેવટે અમારી મહેનત સફળ થશે! અમારૂં કામ પાર પડશે! અમારો સંદેશો રાજાને કાને જશે!

પણ અમે ધાર્યું હતું, તેમ બન્યું નહિ. ધર્મમંડળના અધ્યક્ષ તરફથી વિનતિ કરવામાં આવતી હતી, ત્યારે જોન નીચું માથું

રાખી અદબ વાળી તે સાંભળતી હતી. કારણ કે તે પરમેશ્વર અને તેના ભક્તોપ્રત્યે હમેશાં નમ્ર રહેતી. જ્યારે બોલવાનું પૂરું થઇ રહ્યું ત્યારે તેણે માથું ઉંચું કર્યું અને બધા પાદરીઓના મોં તરફ કંઇ પણ ભીતિવગર ટીકી ટીકીને જોયું. પછી મર્યાદાભરેલી રીતે તેણે જવાબવાળ્યો કેઃ—

"મહેરબાન સાહેબો! તમે મને માફ કરશો. મારો સંદેશો તો માત્ર રાજા માટેજ છે."

એક પણ માણસ બોલ્યું નહિ; એક પળ તો બધા મૂંગા થઇ ગયા! ધર્મમંડળનું મોં લેવાઇ ગયું. પછી તે મંડળના અધ્યક્ષ તરફથી ભાષણ ચાલ્યું: —

"રાજાએ પસંદ કરેલા પુરુષોને રાજાની ઇચ્છા પ્રમાણે તમારો સંદેશો તમે નહિ કહો ?"

"મારે જે કહેવાનું છે, તેને માટે પરમેશ્વરે રાજાનેજ નીમ્યો છે, નહિ કે બીજા કોઇને. તમે તેને એટલું જણાવજો કે, હું કંઇ અહીં વાત કરવા આવી નથી, પણ ઓર્લિયન્સને સ્વતંત્ર કરી તેનો રેમ્સમાં રાજ્યાભિષેક કરવા આવી છું."

ધર્માધ્યક્ષોને ક્રોધ ચઢયો. તેઓ ચાલ્યા ગયા, ત્યારે અમે નમન કરી ઉભા રહ્યા.

જોને આવી સરસ તક ગુમાવી, તે જોઇને અમે બધાં અજબ થયાં, પણ તેણે અમારી શંકા દૂર કરી.

"તેઓ કોના તરફથી હતા ?"

"રાજા તરફથી."

"રાજાને કોણે તેમને અહીં મોકલવા કહ્યું ?"

"રાજ્યસભાએ."

"તેની રાજ્યસભા આપણા પક્ષમાં છે કે આપણા વિરુદ્ધમાં?"

"વિરુદ્ધમાં."

ત્યારે અમને ખબર પડી કે અમે બધા મૂર્ખ હતા, અને તે ડાહી હતી. જોને ખુલાસો ચાલુ રાખ્યોઃ—

"તેઓમાં ઘણીજ થોડી અક્કલ છે. આપણે સંદેશો કહીએ, તેમાં તેઓ ફેરફાર કરી નાખે અને આપણી વાત રાજા આગળ કંઇ ભિન્ન પ્રકારના રૂપમાં મૂકે. આવી રીતે તેઓએ આપણને ફસાવવા ધાર્યું હતું. આપણે પણ કયાં એવાં નાદાન છીએ? ભય રાખશો નહિ. હુંજ યુવરાજને નજરોનજર મળીશ."

•

અમે બધા મૂર્ખ બન્યા હતા. અમે જોનમાં હિંમત, સહનશક્તિ અને આત્મબળ એ બધું જોયું હતું; પણ તેની આવી સમયસૂચકતા અને બુદ્ધિ કોઇ દિવસ જોઇ નહોતી. અમે બધા વિચારમાં પડયા. અમે મૂર્ખ હતા, તે ડાહી હતી.

જોનની સમયસૂચકતાનું બીજે દિવસે અમને ફળ મળ્યું. એક રાજાને એક ગરીબ ખેડુતની નાની છોકરીને માન આપવાની ફરજ પડી. તેણે જોનને પોતાના મહેલમાં ઉતારો આપ્યો. ઉમરાવો અને ઉમરાવજાદીઓ આ દિવ્ય વીરબાળાને જોવા અને તેની વાતો સાંભળવા એકઠાં થવા લાગ્યાં. જોન પોતાના માધુર્યથી બધાને દંગ કરી દેતી. આમ તેના પક્ષમાં ધીમે ધીમે ઘણાં માણસો વળ્યાં. કોઇ એવું મનુષ્ય નહોતું કે જોન પાસે આવે, અને કંઇ પણ માનની લાગણી વધ્યા વિના પાછું જાય.

(૫)

રાજ્યસભાએ પોતાની રોજની રીત પ્રમાણે ઘણી વાર પછી રાજાને સલાહ આપી કે કોઇ પણ બાબતમાં કંઈ પણ વિચાર કર્યા વગર જલદી ઠરાવ કરવો, એ ઉચિત નથી. તેઓ બધા કુંભકર્ણ હતા. "હોતા હૈ" એવુંજ તેઓનું સૂત્ર હતું; પણ છેવટે પ્રભુની કૃપાથી અમારા પક્ષવાળાઓએ જેમ તેમ કરી જોનને મુલાકાત આપવા રાજાને સમજાવ્યો.

જોનને જ્યારે ખબર પડી કે રાજા મને ભરસભામાં તેડાવશે અને લાયક માન આપશે, ત્યારે તે હર્ષઘેલી ન થઇ, પણ રાજાના સંદેશાને તેણે બનતું માન આપ્યું. અમને પણ રાજ્યસભા જોવાની બહુ આકાંક્ષા હતી. સભાનો દોરદમામ અને ભપકો કેટલો હશે? એ વિચારો મારા હૈયામાં ઘોળાયા કરતા હતા. એ ને એ વિચારમાં અમારા બે દિવસ વહી ગયા.

પણ જોન આ સર્વ ભવ્યતા જોઇને ગભરાઇ તો નહિ જાયને? કવચિત્ તે ગભરાઇ જાય, અને જીભ ઝલાઇ જાય, એવી અમને બીક રહ્યા કરતી. ચિંતામાં ને ચિંતામાં ઠરાવેલો દિવસ આવી પહોંચ્યો. જોનને અમે હીરામોતીનાં કિંમતી આભૂષણથી શણગારવા બહુ કર્યું, પણ તેણે ડોળડમાકવાળાં લૂગડાં–લત્તાં પહેરવા માન્યું નહિ. તેણે તો સાદોજ પોષાક પહેર્યો. હજી મને તે પોષાકરૂપી સંગીતના ભણકારા સંભળાય છે–મારી આંખને અને મારા હૈયાને તો એ બધું સંગીતમય હતું; અને જોન પણ મારે મન એક

ભવ્ય કવિતા, ભવ્ય સ્વપ્નું હતું.

ઠરાવેલે દિવસે રાજ્યસભાનો એક મોટો ઉમરાવ પોતાના રસાલા સાથે પૂરભપકામાં જોનને તેડવા આવ્યો. મને અને બીજા બે ઘોડેસ્વારોને જોનના અંગરક્ષકોતરીકે રહેવાનું ખાસ માન મળ્યું.

અમે જ્યારે કચેરીમાં પેઠા, ત્યારે ચારે બાજુ અસંખ્ય પહેરે-ગીરો ઉભા હતા. કચેરી રાત્રિની હતી, તેથી તેઓની બે ભવ્ય હારો ઉપર બસોપચાસ મસાલોનું તેજ પડતું હતું. અમે પસાર થતા કે ચોપદારો નેકી પુકારતા. ચાલતાં ચાલતાં આખરે એક મોટું ચોગાન આવ્યું. તેની વચ્ચે એક તખ્ત હતું, અને તેના ઉપર મુકુટ ધારણ કરી, રાજ્યદંડ ઝાલી હીરાજડિત પોશાક પહેરી કોઇ પુરુષ બેઠો હતો.

દરવાજામાં ચાંદીનાં રણશિંગાં લઇ ચાર ચોપદાર ઉભા હતા. તેઓના હાથમાં રેશમના વાવટાઓ હતા, અને તેના ઉપર ફ્રાન્સ-નાં રાજ્યચિહ્નો ચીતર્યાં હતાં. ઉમરાવ અને જોન જ્યારે તેઓની આગળથી નીકળ્યાં, ત્યારે તેઓએ સલામમાં એ રણશિંગાં ફૂંક્યાં. પચાસ પચાસ ફીટે છ વખત જૂદા જૂદા ચોપદારો તરફથી અમને આવી સલામો થઇ હતી. અમે તો હર્ષમાં નહાઇ રહ્યાં. શું અમને આટલું બધું માન !

જ્યારે તખ્ત અને અમારી વચ્ચે આઠ દશ પગલાં રહ્યાં ત્યારે અમારી આ કૂચ પૂરી થઇ. ઉમરાવે સલામ કરી જોનનું નામ ઉચ્ચાર્યું. વળી પાછી સલામ કરી અને પછી તે અધિકારીવર્ગમાં પોતાની જગ્યાએ જઈ બેઠો, પણ જોન તો જોઇજ રહી. તેણે સલામ કરી નહિ. બધા વિચારમાં પડયા.

મારા સોબતી સામે મેં જોયું. તેણે કાનમાં મને ધીમેથી કહ્યું: "તખ્ત ઉપર રાજા નહિ પણ બીજું કોઈ બેઠું છે. જોન ભૂલ કરશે અને બધા હસશે."

મેં જોન તરફ જોયું. તે તો ગુંચવાડામાંજ તખ્ત સામું જોતી હતી. ત્યારપછી તેણે મોં ફેરવ્યું, અને દરબારીઓની હાર જોઈ. તેમાં તેણે સાદો પોશાક પહેરેલા એક યુવાનને શોધી કાઢયો. તેને ઘુંટણીએ પડી, હાથ જોડી જોને કહ્યું કે "મહારાજ ! ઈશ્વર તમને લાંબી જીંદગી બક્ષો !"

જોનને છેતરવા આ બધું કારસ્તાન રચવામાં આવ્યું હતું, પણ જોને રાજાને ઓળખી કાઢયો. અમને આથી અધિક આશ્ચર્ય

ઉત્પન્ન થયું. કેમકે જોને તેને કોઇ પણ વખત જોયો નહોતો.

પછી રાજાએ તેના આદેશ માટે પૂછ્યું.

"હું કુમારિકા જોન છું, અને તમને રેમ્સમાં પ્રભુની મરજીથી રાજ્યાભિષેક કરવા આવી છું. પ્રભુ ઇચ્છે છે કે, તમે મને થોડાક લડવૈયા આપો, એટલે બધું કામ હું પૂરૂં કરીશ." વળી થોડી વાર ચૂપ રહી પાછું તેણે ઉમંગથી કહ્યું: "ઓર્લિયન્સને હું સ્વતંત્ર કરીશ ! શત્રુની સત્તા ભાંગીશ!"

બધા ગંભીર બની ગયા. પછી રાજાએ સભા બરખાસ્ત કરી. મારાવિના બધા ચાલ્યા ગયા. હું જોનનો કારભારી હતો, તેથી મને છેટે ઉભા રહેવા દેવાનો હકક બક્ષવામાં આવ્યો. રાજાએ અને જોને પછી ખાનગીમાં કેટલીક વાતચીત કરી.

જોન ભપકાથી જરા પણ અંજાઇ ન ગઇ, તેથી બધાને નવાઇ લાગી. જોનની આત્મશાંતિ ખરેખર અજબ હતી.

પણ આ શું! જોને રાજાને કાનમાં કંઇક કહ્યું કે રાજાનો ચહેરો અતિશય પ્રફુલ્લિત થયો. તેની સુસ્તી ઉડી ગઈ! સાથે સાથે તેને અચંબો પણ લાગ્યો. જોને તેને પેલો ભેદ કહ્યો હોવો જોઇએ.

રાજાએ તેની દિવ્યતાનું કંઇક ચિહ્ન માગ્યું. જોને કહ્યું:—

"હા, એ ચિહ્ન આ છે. તમારા હૈયામાં એમ શંકા છે, તેનું નિરાકરણ કરવા તમે રોજ પ્રભુની ભક્તિ કર્યા કરો છો; તે શંકાનું નિરાકરણ આ છે કે, તમે ફ્રાન્સની ગાદીના હકકદાર વારસ છોજ. હવે મને લડવૈયા આપો."

રાજાએ કહ્યું "તમારાં વેણ અક્ષરેઅક્ષર ખરાં છે. મારી પ્રાર્થના મારા અને પ્રભુસિવાય કોઈ પણ મનુષ્ય જાણતું નહોતું."

તેથી તેણે જોનની દિવ્યતા સ્વીકારી અને તેના મોભાને લાયક માન આપ્યું.

હવે જોનને ચારે તરફથી માન—અકરામ મળવા લાગ્યાં. અમે ઘણો ગર્વ રાખતા. જોન ઑફ આર્કના સેવક હોવાનું અમને અભિમાન હતું. બધા દરબારીઓની સમક્ષ રાજા જોનને વળાવવા નીકળ્યો. વળી પાછાં રણશિંગાં ફૂંકાયાં. બધા દરબારીઓએ નમન કર્યું, અને છેલ્લે રાજાએ જોનના હાથને ચૂમી લીધા. ગરીબ કે શ્રીમંત જેની પાસે જોન જતી, ત્યાંથી કંઇ ને કંઇ વધારેજ માન પામીને આવતી.

રાજાએ જોનને ખાસ માન બક્ષ્યું. તેણે તેને ઉતારે પહોંચા-

ડવા પોતાનો રસાલો આવ્યો. દરમિયાન જોન રાજાની મુલાકાત લે છે, એવી વાત બધે પ્રસરી ગઇ અને તેનું દર્શન કરવા લોકોની એટલી બધી ઠઠ જામી કે અમને અમારો રસ્તો કરવો મુશ્કેલ પડયો. ખુશાલીને લીધે ધક્કામુક્કી એટલી તો વધી પડી હતી કે પાણીનાં મોજાં જેવી લોકોની ભરતી અમારા તરફ ઉછળતી હતી.

(૬)

રાજાનો ભેદ જોને કહ્યો, તેથી રાજાને સુખ થયું. તે માનતો હતો કે જોનને પ્રભુ તરફથી મોકલવામાં આવી છે; પણ કાવતરા-ખોરોએ કામ સીધું ન ઉતરવા દીધું. તેઓએ શક ઉઠાવ્યો કે, જોનને કદાચ સેતાનની મદદ હશે તો ?

રાજાનો ટુંકો આત્મા આથી ભોળવાયો. તેને ઘણી બીક લાગી અને છેવટે જોનની તપાસ કરવા માટે એક ધર્મમંડળ નીમ્યું.

એક દિવસ એલેન્કોનનો ડયૂક જોનને મળવા આવ્યો. તે રાજાનો પાસેનો સગો થતો હતો. જોને તેની સાથે થોડીક વાત-ચીત કરી. એટલામાં તો તેઓ બન્ને મિત્ર થઇ ગયાં.

બીજે દિવસે જોને રાજા સાથે પ્રભુપ્રાર્થના કરી, અને ભોજન લીધું. રાજાને જોનની સંગત ઘણી ગમતી. તેની સાથે વાતચીત કરવામાં તે આનંદ માનતો. રાજાના હજુરીઆ રાજાના કાન ભંભેર્યા કરતા, પણ જોનનો સ્વભાવ પ્રભુપરાયણજ રહેતો. કેમકે તેનામાં સ્વાર્થનો કંઇ પણ અંશ નહોતો. આગળ તો ખુશામતીઆ રાજા-ને ખુશી કરવાનાજ ઉદ્દેશથી "હાજી હા" ભણતા, અથવા વાતો કરતા તે પણ પોતાનું કૂડકપટ છુપાવીને કરતા. જોન તો પોતાના મનમાં જે કાંઇ હોય તે રાજાની પરવા રાખ્યા વગર કહી દેતી, તેથી રાજાને જોન સાથે બહુ ગમ્મત આવતી.

જમ્યા પછી જોન પોતાના ઘોડા ઉપર બેસી કવાયત કરતી હતી, અને રાજા ને ડયૂક તે જોતા હતા. રાજા જોનની કવાયત જોઇ એટલો બધો ખુશ થઇ ગયો કે તેણે તેને એક પાણીદાર ઘોડી બક્ષીસ આપી.

ધર્મમંડળ આવીને દરરોજ જોનને સવાલો પૂછતું, પણ જોન પોતાને મનગમતાજ સવાલોના જવાબ આપતી. આથી ધર્મમંડળે શંકા ઉઠાવી કે, તે પ્રભુ તરફથી કે સેતાન તરફથી આવી છે, તે નક્કી કરી શકાય નહિ; અને તેથી પદ્ધતિસર બધી માહિતી મેળ-વવા યુનિવર્સિટીના વિદ્વાનોને નીમવા જોઇએ. હવે અમારે પોઇ-

ટીચર્સ તરફથી જવું પડ્યું. જોનને તપાસવા પ્રૉફેસરોનું એક મંડળ ભરાયું હતું. યુદ્ધકળાનું તો તેઓને ભાન પણ નહોતું. એવા લોકો આ વીરબાળાની વીરતા શી રીતે જાણી શકે ?

તોપણ જોનની વાણી હમેશાં મીઠી હતી. પોતે ગંભીર રહેતી, શાંત રહેતી. પોતાનીજ તપાસ ચાલતી હોય, એમ એ માનતી નહોતી; પણ કોઇ પ્રેક્ષક હોય, એવું માની મન મનાવી લેતી. અવ્યગ્ર ચિત્તે તે હમેશાં સચોટ જવાબો આપતી. તેનું આંતરિક ઉચ્ચજ્ઞાન પોથીઓની બધી કૃત્રિમતા અને કળાઓને તોડી પાડતું. નિષ્કલંકી હૃદય ઉપર કલંક કેમ ફાવી શકે ?

તે નિખાલસ દિલે પોતાના અનુભવની–જે ફિરિસ્તાઓને તે જોતી તેનું બયાન કરતી. તેની રીતભાતમાં જરા પણ કૃત્રિમતા નહોતી. જ્યારે તે બોલતી ત્યારે ન્યાયાધીશ પોતાને ભૂલી જતો અને પ્રેક્ષકો પણ પોતાને ભૂલી જતા; એવો મધુર તેનો કંઠ હતો. તેની વય સત્તર વર્ષની હતી. માત્ર સત્તર, અને વળી તેને શિખામણ આપનારો કે માર્ગ દેખાડનારો કોઈ નહિ. તે કોઇ વખત બીતી નહોતી. અસંખ્ય વિદ્વાનોની વચ્ચે તે ઉભી રહેતી. પોતાના ઉત્કૃષ્ટ આત્માથી તે બધાંને છક્ક કરી નાખતી, અને તે કોઇ નિશાળમાં શીખેલી કળાથી નહિ પણ પોતાની પ્રકૃતિના માધુર્યથી. તેનો કંઠ એટલો તો મધુર હતો અને તેનું વકતૃત્વ એટલું તો અજબ હતું કે તે બધાને જાદુઇ અસર થતી; પણ આ જાદુ સેતાનનું નહિ પણ દૈવી હતું.

તે વાંચી શકતી નહોતી. જ્યારે વિદ્વાનો તેને અઘરા સવાલો પૂછી બહુ મુંઝવતા અને હેરાન કરતા ત્યારે તે કહેતી કે "પ્રભુએ મને યુવરાજને ગાદીએ બેસાડવા નીમી છે. બીજું હું કંઇ જાણુતી નથી."

આ દિવસો કંટાળાભરેલા હતા, પણ જોનનો ચહેરો હમેશાં પ્રફુલ્લિત રહેતો. જોનને જરા પણ વિશ્રામ મળતો નહોતો. તેના પરીક્ષકોને બધી જાતની સગવડ હતી, તોપણ જોને કોઇ વખત નહોતો કંટાળો દર્શાવ્યો કે નહોતો ક્રોધ કર્યો.

એક વખત એક વિદ્વાન તેને વિચિત્ર પ્રશ્નો પૂછવા લાગ્યોઃ–

"પ્રભુએ પોતાનું કામ પૂરું પાડવા તમને કેમ નીમ્યાં ? શું તેને પોતાને હાથ નથી ? તેને તમારી મદદની શી જરૂર છે ?"

કચેરીમાં ગડબડાટ શરૂ થયો; બધા જોનનો ઉત્તર સાંભળવા સચેત થયા. પહેલા વિદ્વાને ચારે તરફ નજર કરી અને લોકો

ઉપર થયેલી અસર જોઇ ખુશી થયો, પણ જોન શાંતચિત્તે બેઠી હતી. તેના શબ્દોમાં જરાપણ મુંઝવણ કે વ્યગ્રતા નહોતાં.

"જે તેની મદદ ચાહે છે, તેને તે મદદ કરે છે. ફ્રાન્સના વીરપુત્રો લડશે, અને તે તેઓને વિજય આપશે."

ચારે તરફથી શાબાશ! શાબાશ! એવા પોકારો ઉઠયા અને પેલા વિદ્વાનનું મોં લેવાઇ ગયું.

એક દિવસ તો એથી પણ અઘરા સવાલ તેને પૂછાયાઃ—

"ત્યારે તમારા ફિરિશ્તાઓ કયી ભાષા બોલે છે?"

"ફ્રેન્ચ."

"શું ખરેખર! તેઓ શુદ્ધ ફ્રેન્ચ બોલે છે? ફ્રેન્ચ પણ તેઓ ભણે છે?"

"હા, ઘણી સારી રીતે."

"તમારા પોતાનાથી પણ સારી રીતે?"

"તે હું કહી શકતી નથી, પણ તમારાથી તો વધારે શુદ્ધ તેઓ બોલે છે."

ચારે બાજુથી આનંદ આનંદના અવાજો ઉઠયા. પરીક્ષા આગળ ચાલીઃ—

"તમને પ્રભુમાં શ્રદ્ધા છે?"

"તમારાથી વધુ."

"ત્યારે તમે તમારી દિવ્યતાની કંઈ નિશાની આપશો?"

"મને ઑર્લિયન્સ મોકલો, ને પછી તે નિશાની તમે જોશો."

જોનની આંખમાં અગન ઝરતી હતી. લોકોએ જોનને વધાવી લીધી. જોન શરમાઈને બેસી ગઇ, કારણ કે તે લોકોમાં પ્રખ્યાત થઇ હતી; તેનો વિજય થયો હતો. તે કોઇ દિવસ ફૂલાઇ જતી નહિ. પણ વિજય મળ્યે શરમાતી.

જોનનો ઉપલો ઉત્તર બધા ઇતિહાસોમાં પ્રખ્યાત થઈ રહ્યો. બહુ અણગમો ઉત્પન્ન થતો ત્યારે તે કહેતી કેઃ—

"જુઓ, પ્રભુનો ગ્રંથ તમારાં બધાં થોથાં કરતાં ઉત્તમ છે; અને મારો આશય એ છે. હું તમને બધા વિદ્વાનોને કહું છું કે, તમે એ પ્રભુના ગ્રંથમાંથી એક અક્ષર પણ ઉકેલી શકતા નથી."

અમારે ઉતારે જોન સાથે ચર્ચા ચલાવવા ઘણા વિદ્વાનો અને સાક્ષરો આવતા. આ સર્વ વિદ્વાન પુરુષો ઉપર જોનની જાદુઇ અસર થતી. તેનો આ ગુણ કોઇ સમજાવી શકતું નહિ અથવા સમ-

જતું નહિ. બધા કબૂલ કરતા કે, એને પ્રભુએ મોકલી છે.

આખો દિવસ જોન કોર્ટમાં જે જે બોલે, તેને કાયદાઓ લાગુ કરવામાં આવતા. જોનથી ઘણું કાચું પણ કતરાતું; પણ રાત્રે જ્યારે તે ખાનગી સભા ભરતી, ત્યારે જોન ન્યાયાધીશ હતી અને તેના ન્યાયાધીશો તેના હાથ નીચે હતા. જોનને પોતાનું કાર્ય સફળ કરવા રાત્રિદિવસ મહેનત કરવી પડતી.

છેવટે જોનનો પક્ષ વધ્યો, અને લોકોમાં તેની લાગવગ પણ વધારે થઈ. ન્યાયાધીશોને પોતાનું કામ છોડી દેવું પડ્યું. બીજે દિવસે તેઓએ આવો ચૂકાદો આપવા હુકમ કર્યોઃ—

"કુમારિકા જોન પ્રભુના ધર્મમાં છે, અને તેને પ્રભુની વિરુદ્ધ કોઈની પણ સહાય નથી; તેથી રાજાએ તેની માગણીને માન આપી તે જે મદદ માગે છે, તે તેને આપવી જોઈએ. જો રાજા તેની માગણી નાકબૂલ કરશે, તો પ્રભુને નાખુશ કરવા જેવું થશે. જો તે પ્રભુને નાખુશ કરશે, તો પ્રભુની તેના ઉપર ખફામરજી ઉતરશે."

કોર્ટ ઉઠી અને ચારે તરફથી આનંદના પોકારો ગાજ્યા. લોકોએ અભિનંદન આપવા જોનને ઘેરી લીધી, અને કેટલીક વાર સુધી તો મેં તેને એ ભરતીમાં દીઠી પણ નહિ.

(૭)

આ મોટો દિવસ હતો.

અમે જીત્યા હતા. કાવત્રાખોરોનાં કાવત્રાં ધૂળમાં મળ્યાં હતાં. અમારી ખરી પ્રવૃત્તિ તો આજથી શરૂ થઇ. નિસ્તેજ ફ્રાન્સ તેજસ્વી બની ઝળકવા લાગ્યું. જોનનું નામ સાંભળી ઉમંગ વગરના લોકોમાં હિંમત આવી. તેઓ તેના વાવટા નીચે લડવા તૈયાર થવા લાગ્યા. વીરત્વનાં ગીતો અને રણસંગીત જ્યાં ત્યાં સંભળાવા લાગ્યાં. અમે બાલ્યાવસ્થાના દિવસો ડોમરેમીમાં ગાળ્યા હતા તે વખતનાં જોનનાં વચન મને યાદ આવ્યાંઃ—

"રણશિંગાં તેમને એકઠા કરશે; તેઓ એકઠા થશે અને કૂચ કરી જશે !"

એમ કહેવામાં આવે છે કે, વિપત્તિઓ આવે છે, ત્યારે એકલી નથી આવતી. એવીજ રીતે સંપત્તિ પણ એકલી નથી આવતી. અમારી અવદશાની રાત્રિ આજ આથમી ગઈ, અને સદ્ભાગ્યનો સૂરજ ઉગ્યો. પુરુષનો પોશાક પહેરી સ્ત્રી લડવા નીકળે, એ ધર્મ તરફનો વાંધો હતો. હવે એ વાંધો પતી ગયો. મોટા મોટા વિદ્વાનો-

એ પણ કહ્યું કે, જોને સમયને અનુસરીને પુરુષનું કામ કરવાનું છે, તેથી તેને પુરુષનાં વસ્ત્ર પહેરવાની રજા છે.

આ વાત અમારી તરફેણમાં હતી. પગલે પગલે અમારૂં ભાગ્ય ઉઘડવા લાગ્યું. આગલે દિવસે ચૂકાદો દૂતો મારફત રાજાને મોકલવામાં આવ્યો હતો. બીજે દિવસે સવાર પહેલાં અમે રણશિંગાના અવાજો સાંભળ્યા. એક, બે, ત્રણ; શાંતિ. એક, બે, ત્રણ; શાંતિ. એક, બે, ત્રણ; શાંતિ. એ તો ચોક્કસ હતું કે, રાજાએ ચોપદારો મારફત લોકોમાં જાહેરનામું કાઢયું હતું. દરેક ઘરમાંથી સ્ત્રીઓ, પુરુષો અને બાળકો વસ્ત્ર પહેર્યાં ન પહેર્યાં કે બહાર દોડતાં હતાં. સઘળા રસ્તાઓ ભરચક ભરાઈ ગયા હતા. રણશિંગાના સૂર વધારે જોરથી ગાજવા લાગ્યા, પડઘા પડવા લાગ્યા અને લોકો વધારે ને વધારે ઉભરાતાં ચાલ્યાં. બહુ મહેનતે અમે ચોગાનમાં પહોંચ્યા, ત્યારે નીચેનું હુકમનામું સંભળાયું:—

"પ્રભુની કૃપાથી ફ્રાન્સના ઉચ્ચ રાજ્યાધિકારી અને આજમ ચાર્લ્સ હુકમ કરે છે કે, તેણે કુમારિકા જોનને પૂર્ણ અધિકાર અને પૂર્ણ માન સાથે ફ્રાન્સના લશ્કરની સેનાધિપતિ બનાવી છે—"

આ પૂરૂં થયું ન થયું એટલામાં તો લાખો ટોપી ઉંચી ઉડી. લોકોએ હર્ષનાદોથી ગગન ફાડી નાખ્યું. પહેલાં તો લાગ્યું કે આ હર્ષનાદો કોઈ દિવસ પૂરાજ નહિ થાય, પણ ધીમે ધીમે પાછી શાંતિ પ્રસરી. ચોપદારે આગળ ચલાવ્યું કે:—

"—અને તેના મદદગારતરીકે રાજકુટુંબના એક કુંવર ડયૂક ઑફ ઍલેન્કોનની નીમણુંક કરવામાં આવી છે."

હુકમનામું પૂરૂં થયું કે લાખો ઠેકાણેથી પાછા હર્ષનાદ થયા, અને ધીમે ધીમે તેના પડઘાઓએ શહેરની ગલીએ ગલી ગજવી મૂકી.

ફ્રાન્સના લશ્કરની ઉપરિ! અને તેના હાથ નીચે રાજવંશી કુંવર! કાલે તે કંઇ નહોતી—આજે તે આ હતી. કાલે તે સાર્જંટ કે સાધારણ લડવૈયાની જગ્યાએ પણ નહોતી, આજે તે સૌથી ઉંચી હતી. કાલે સઘળા તેના તરફ હસતા હતા, આજે સઘળા તેના તાબેદાર સેવક હતા. મને આ બધું વિચિત્ર લાગતું હતું, વિચિત્ર હતું તોપણ સત્ય હતું. આ સર્વ બાબતોવિષે હું વિચાર કરતો હતો.

મને બાલ્યાવસ્થા યાદ આવી. બધું સ્વપ્ન માફકજ લાગતું. એક નાનકડા ગામમાં—જે ગામનું નામ કોઇએ ભાગ્યેજ સાંભ-

વ્યું હોય એવા ગામમાં જોન ઉછરી હતી. તે તદ્દન અજ્ઞાન હતી. તે કક્કો પણ શીખી નહોતી. હા, તે નાજુક અંગની બાલિકા હતી–અબળા હતી; તોપણ અચળ નિશ્ચયથી ધારેલો મનોરથ તેણે પરિપૂર્ણ કર્યો હતો. તેની લોકોમાં લાગવગ નહોતી. તેણે પાર પાડેલું કામ મહાભારત હતું. સીઝરે દુનિયા જીતી, પણ રોમનું ચુનંદામાં ચુનંદુ લશ્કર તેની પાસે હતું. ઉપરાંત તે પોતે પણ મહાન લડવૈયો હતો. નેપોલિયને યૂરોપખંડ ધ્રૂજાવ્યો, પણ તેના હાથ નીચે લાખો સ્વદેશાભિમાની યોદ્ધાઓ હતા. વાચક ! તું વિચાર કર. કુમારી જોને સીઝર કે નેપોલિયનથી પણ મોટું પરાક્રમ કર્યું હતું. સત્તર વર્ષની ઉંમરે કંઈપણ લાગવગ સિવાય ત સેનાધિપતિ થઈ હતી. સત્તર વર્ષની વયે લશ્કરની સરદારી લઇ રણસંગ્રામમાં કોઇએ ૂમી અચળ કીર્તિ મેળવી હોય, તો એકમાત્ર જોનનોજ દાખલો દુનિયાના ઈતિહાસમાં મોજુદ છે.

મને આ બધું વિચિત્ર લાગતું હતું; વિચિત્ર હતું, તોપણ સત્ય હતું.

જોનનું અધિકારીતરીકેનું પહેલું કામ ઓર્લિયન્સના અંગ્રેજ સરદારને કિલ્લો ખાલી કરી ફ્રાન્સ બહાર ચાલી જવા ફરમાવવાનું હતું. આ કાગળ બ્લોઈથી રવાના કરવાનો હતો. હવે માણસો, ખોરાક, પૈસા વગેરે ખૂબ ભરાવા લાગ્યું. બ્લોઇ હવે નવા લડવૈયાઓને દાખલ કરવાનું અને અમારો ભંડાર રાખવાનું મુખ્ય સ્થાન થયું.

દરમિયાન તેનું બખ્તર અને તેના વાવટા તૈયાર થઇ ગયા હતા.

ટૂર્ઝ ગામમાં ધમાલ મચી રહી હતી. જરા જરામાં ઘોડાના ખોંખારવ સંભળાતા, રણસંગીત ગાજતું અને યોદ્ધાઓની કૂચના અવાજ ઉઠતા. જ્યાં ત્યાં વીરગાન સંભળાતાં, ગામ અજાણ્યાથી ભરાઈ જતું, રસ્તાઓ અને ધર્મશાળાઓ ભરેલાંજ રહેતાં અને ઠેકઠેકાણે પ્રફુલ્લતા પ્રસરતી. જોનનું દર્શન કરવા લાખો માણસ આવતાં, પણ તેને પોતાના કામમાં એટલું બધું ગુંથાઇ રહેવું પડતું, અને એટલા અમીર–ઉમરાવોને મુલાકાત આપવી પડતી કે તે કોઇ દિવસ નવરીજ થતી નહોતી.

અમે બ્લોઇમાં ત્રણ દિવસ રહ્યા. અહા ! શું તે છાવણીનો દેખાવ ! જ્યાં જોઇએ ત્યાં અવ્યવસ્થા. સિપાઇઓ દારૂ પીતા, પોકારો પાડતા અને જેવા આવે એવા કસમ ખાતા. વળી જ્યાં

ત્યાં બીભત્સ ભાષા સંભળાતી. ઉપરાંત ત્યાં કેટલીક વેશ્યાઓ હતી—એટલે કુત્સિતતાની તો વાતજ શું ?

હાયર નામનો જોનના હાથ નીચે યુદ્ધપ્રવીણ લડવૈયો હતો. તેણે પોતાની આખી જીંદગી લડાઇઓમાં અને બહારવટામાં કાઢી હતી. જાણે લોહનો અડગ સ્તંભ ઉભો હોય, એવું તેનું શરીર ભાસતું. વ્યવસ્થા રાખવાની તેની રીત અજાયબ જેવી હતી. જ્યાં તે જતો, ત્યાં પોતાનો પ્રચંડ હાથ ફેરવતો અને જેને એ હાથ લાગતો તે જમીન ઉપર બેવડો થઈ પડી જતો. સાથે સોગંદોના તો વરસાદજ વરસતા.

અમે આ સઘળી લીલા જોતા જોતા અમારી છાવણી તરફ ચાલ્યા. થોડેક છેટે ચાલ્યા કે અમે ફ્રાન્સના અધિકારીવર્ગને જોયો. જોનના હાથ નીચે આખા ફ્રાન્સમાં પંકાયેલા છ સરદારો હતા. તેઓ જ્યારે બખ્તર સજતા, ત્યારે તેઓ બહુ ભવ્ય લાગતા. એમાં ફ્રાન્સનો લૉર્ડ હાયર ઍડમીરલ તો ઘણો ફાંકડો હતો.

હાયર જોનનું સૌંદર્ય અને સાથે સાથે તેનું શૈશવ જોઈ આશ્ચર્યચકિત થયો. જોને સરદારોને મળી લીધું, પછી હાયર સિવાય બીજા બધા ચાલ્યા ગયા. પોતાના તંબુમાં બેઠાં બેઠાં તે બન્ને લશ્કરની વ્યવસ્થા કરવા બાબત વાત કરતાં હતાં.

પહેલાં તો જોને કહ્યું કે, બધી વેશ્યાઓ નીકળી જવી જોઇએ. બીજું એ કે, સિપાઇઓની ખરાબ વર્તણુંકનો પ્રતિબંધ કરવો, અને દારૂની ચોકક્સ હદ સિવાય મના કરવી. પણ છેલ્લે તો જોને હદજ વાળી:—

“દરેક માણસ જે મારા વાવટા નીચે લડવા તૈયાર છે, તેણે પ્રાયશ્ચિત્ત કરી પાપથી મુક્ત થવું જોઇએ; તેમજ પ્રાર્થનાને વખતે દિવસમાં બે વખત હાજર રહેવું જોઇએ.”

હાયરની બધી ધીરજ ચાલી ગઇ “જહન્નમમાં ઉછરેલા એ પાપી સેતાનો પ્રાર્થના કરશે ? પહેલાં તો આપણ બન્નેને ફાંસીએ લટકાવશે.”

તેણે અનેક જાતના વાંધા ઉઠાવ્યા; સિપાઇઓની અનેક જાતની નિંદા કરી; પણ જોન તો પોતાનીજ વાતને વળગી રહી. છેવટે હાયરે કહ્યું કે “હું બનતાં સુધી તાબે થઇશ; પણ જો કોઇ લડવૈયો મારી આજ્ઞા નહિ માને તો તેનું માથું હું ઉડાવી દઇશ.” જોને હસતાં હસતાં આ દલીલ સામે પણ વાંધો કાઢયો. તેણે

કહ્યું કે સઘળાએ પોતાની રાજીખુશીથીજ પ્રાર્થના કરવી જોઇએ. જોનના દયાળુ હૈયાની તો વાતજ શી ! જોનની એક બીજી વાતથી હાયર વધારે મુંઝાયો:—

"હાયર ! મારા પ્રિય સરદાર ! ત્યારે તમે પણ પ્રાર્થના કરશોને ?"

"હું ? ! કોઈ દિવસ નહિ. હું પ્રાર્થના કરૂં એ કોઈ દિવસ બને ? મેં કોઇ દિવસ પ્રાર્થના કરી નથી. પ્રાર્થના કેમ કરવી એ મને આવડતું નથી. કસમ ખાઇને કહું છું કે—"

"કસમ તમારા છોડી દો. પ્રાર્થના તમારે કરવીજ જોઇએ."

સિંહ નરમ થઇ જાય તેમ પાપમાં અને પ્રપંચમાં આ પ્રવીણ પુરુષ છેવટે પ્રાર્થના કરવા કબૂલ થયો.

અમે આ ન માન્યું; પણ હા ! બીજેજ દિવસે સવારે તેને અમે પ્રાર્થના કરતો જોયો. તે પ્રાર્થના કરતો હતો તે જોનને લીધેજ. બને એટલો પવિત્ર દેખાવા એ ડોળ કરતો હતો પણ તેના મોંમાંથી સોગનના વરસાદ વરસતા. ગમે તેમ હોય પણ હવે રાક્ષસ દેવ થયો હતો. જે માણસની આંખો જોનની આંખો સાથે મળતી તે માણસ પછી પોતાના મનનો માલીક નહિ રહેતાં તેનું મન જોનને વશ વર્તતું.

હાયર ધીમે ધીમે સુધર્યો. લશ્કર પણ ત્રણ દિવસમાં વ્યવસ્થિત થઈ ગયું. સઘળી વેશ્યાઓ ચાલી ગઇ હતી. દિવસમાં બે વાર પ્રભુપ્રાર્થના થતી. હાયરને મન તો આ બધું સ્વપ્ન માફકજ હતું. તે આ માની શકતો નહોતો, તોપણ હવે તે લશ્કરને જોઈ ખુશી થતો. બધી વાતમાં તેનું મન સારી રીતે માનતું. લશ્કરમાં તેની શ્રદ્ધા વધી. તે વારેઘડીએ કહેતો:—

"બે ત્રણ દિવસ પહેલાં તો કૂતરાને ભસતું સાંભળીને પણ લશ્કર નાસી જાય એવું હતું, પણ હવે તો તે દોઝખના પણ કિલ્લાઓને ઘેરો ઘાલી શકે એવું બન્યું છે !"

જોન અને હાયરની મૈત્રી સારી રીતે જામી હતી. વળી તેઓમાં ફેર પણ કેટલો ? કયાં પેલાનું રાક્ષસી શરીર અને કયાં આ દેવી ! કયાં પેલાનાં પૂર્વકાળનાં પાપ અને કયાં આનું વિમળું મન !

દિવસમાં દશબાર વખત તેઓ છાવણીમાં આવી જતાં અને જે જે ખામી માલૂમ પડતી, તે તે સુધારતાં. જ્યાં જ્યાં તેઓ જતાં, ત્યાં ત્યાં તેઓને વધાવી લેવામાં આવતાં.

અમે બ્લોઈમાં ત્રણ દિવસ રહ્યા, ત્યાંસુધી જોને બને તેટલે

ઠેકાણે સાત્ત્વિકતા પ્રસારવા પ્રયત્ન કર્યો. અજાયબ જેવું તો એ હતું કે, જોન કોઇપણ દિવસ એક પણ બાબતથી કંટાળતી નહોતી.

એક દિવસ હું તંબુ તરફ આવતો હતો, ત્યારે જોન રડતી હોય એવું મને લાગ્યું; પણ તપાસ કરતાં માલૂમ પડયું કે, તે પેટ ફાટાફાટ હસતી હતી. હસવાનું નિમિત્ત હાયર હતો. તે જ્યારે પ્રાર્થના કરતો, ત્યારે એટલો નમ્ર થઇ જતો કે તેનો સિંહ જેવો સ્વભાવ જે આખો દિવસ જોતા હતા, તેઓને હસવું ઉપજ્યા વગર રહેતું જ નહિ.

મારા ત્રેસઠમા વર્ષમાં મારી નજર આગળ આ ચિત્ર આબેહૂબ તરવરી આવે છે—તરવરી આવે છે અને હું રોઉં છું; કારણ કે જોનના મૃત્યુ પછી તો મારૂં હાસ્ય સદાને માટે વિરમી ગયું છે.

(૯)

અમે પૂરભપકામાં ઓર્લિયન્સ તરફ ઉપડયા. અમારામાંના કોઇએ વ્યવસ્થાસર લશ્કર કૂચ કરતું જોયું નહોતું, અને હવે આવો ભવ્ય દેખાવ જોઇને તો અમે હર્ષઘેલાજ થઇ ગયા.

અમારા લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ પાડી નાખવામાં આવી હતી. એક એક ટુકડી ઉપર એક એક સરદાર હતો. આગળ કહ્યા પ્રમાણે પહેલાં તો આ સર્વ સરદારો બહારવટીઆ હતા, અને તેથી તાબે થવાનું શિક્ષણ તેઓને મળ્યું નહોતું. તાબેદારીને તેઓ ઓળખતાજ નહિ.

રાજાનો હુકમ હતો કે, તમારે જોનને તાબે થવું; પણ હુકમ હતો તેથી શું ? પોતાની મરજી હોય એવીજ બાબતમાં તેઓ રાજાને તાબે રહેતા, ત્યાં પછી જોન શું વિસાતમાં ? તેઓ જોનને માન આપતા; જોન વિજય અપાવશે એવું ધારતા; પણ સત્તર વર્ષની છોકરીને તેઓ યુદ્ધકળામાં પ્રવીણ કેવી રીતે ગણી શકે ?

જોનનો વિચાર લોઇરના ઉત્તર કિનારાને ઓળંગી સીધે સીધો ઓર્લિયન્સ ઉપર અચાનક હલ્લો કરવાનો હતો; પણ સરદારો છુપી રીતે જોનની વિરુદ્ધ હતા. તેઓ જોનના વિચારોને ભૂલભરેલા લેખતા હતા, તેઓએ ઓર્લિયન્સના સુબાનો અભિપ્રાય પૂછાવ્યો. એ પણ જોનની વિરુદ્ધ હતો.

તેથી તેઓ જોનને છેતરવા લાગ્યા. જોન સરદારો ઉપર વિશ્વાસ રાખી કામ કરતી, પણ હવે. તેને ધડો મળ્યો. જોનનો વિચાર લડીને અંગ્રેજોને બહાર હાંકી કાઢવાનો હતો, જ્યારે બીજા સર-

દારોનો વિચાર અંગ્રેજોની આસપાસ ઘેરો ઘાલી ભૂખે મારવાનો હતો. જોનનો વિચાર થોડાક દિવસમાં બધું ઉકેલી નાખવાનો હતો, પણ બીજાઓ ધીમે ધીમે ફતેહ મેળવવા ઇચ્છતા હતા; પણ જોનના મનમાં જે વાત હતી, તે બીજાઓના મનમાં નહોતી. અંગ્રેજ સિપાઇઓ ઘણા વહેમી હતા. ઉપરાંત ઘણા દિવસ આળસુ રહેવાથી બેદરકાર બની ગયા હતા. તેઓ માનતા હતા કે, જોનને સેતાનની મદદ છે. બીજી બાજુ જોઇએ, તો અમારું લશ્કર તાજું અને ઉલ્લાસથી ભરપૂર હતું.

જોન છાવણીમાં બખ્તર પહેરી સૂઈ રહેતી. જેમ જેમ અમે આગળ વધતા ગયા, તેમ તેમ જોનનો ઉમંગ વધતો ચાલ્યો; પણ જ્યારે તેને 'હું છેતરાઈ છું' એવી ખબર પડી, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. લડવૈયાઓ યુદ્ધ માટે આતુર થઇ રહ્યા હતા, તેઓ પણ ઘણા નિરાશ થઈ ગયા.

જ્યારે ઓર્લિયન્સનો સુબો જોનનો સત્કાર કરવા આવ્યો, ત્યારે પણ જોનનો ક્રોધ ઓછો થયો નહોતો. ક્રોધથી જોને કહ્યું:–
"શું તમે ઓર્લિયન્સના સુબા છો ?"

"હા."

"અને શું તમે પ્રપંચ કરી મારી વિરુદ્ધ ચાલવા હિંમત કરી?"

જોનના ક્રોધથી તેને શરમ લાગી. તેણે ઘણાં ઘણાં બહાનાં કાઢયાં, ઘણી ઘણી યુદ્ધકળાની બાબતો કાઢી પણ જોને કહ્યું:–

"પ્રભુનું નામ લઇને કહું છું કે, તમારી અક્કલ કરતાં મારા સ્વામીની અક્કલ વધારે સારી અને સહીસલામતીભરેલી છે. ઓર્લિયન્સને બચાવવા ખોરાકનો ભંડાર મારી પાસે છે, મછવાઓ પણ તૈયાર છે; પણ પવન અનુકૂળ નથી. ત્યારે કહો, તમે ડાહ્યા છો તો મારા માર્ગમાં વિઘ્ન શું કામ નાખો છો ?" તેઓએ કબૂલ કર્યું કે, અમે ભૂલ કરી છે. ત્યારપછી તેઓને જણાયું કે અભણ જોનમાં ઉચ્ચબુદ્ધિનો પ્રભાવ છે; અને તેને છેતરવી, એ બહુ દુર્ઘટ છે.

"વળી કહો,તમે લશ્કરને અહીં લાવ્યા. હવે શું કરવું ?"

સરદારોએ પોતાની ભૂલ કબૂલ રાખી. અમારે નકામી તકલીફ ઉઠાવવી પડી હતી. જ્યાંથી આવ્યા ત્યાં પાછી અમારે કૂચ કરવાની હતી.

જોનને ઠેકાણે બીજી કોઈ છોકરી હોત, તો આવા આવ

પ્રવીણ પુરુષો ઉપર જીત મેળવ્યાથી ફૂલાઇ જાત; પણ જોન ન ફૂલાતાં તુરતજ કામે લાગી. મુખ્ય લશ્કરને રવાના થવાની તેણે ગોઠવણ કરી અને પોતે હાયરની સાથે હજાર સિપાઇઓની સરદારી લઇ ઓર્લિયન્સ તરફ પ્રયાણ કર્યું. અરે! શું ત્યારનો ઓર્લિયન્સનો દેખાવ! લોકોની ઠઠ; ઝળહળતી મશાલો; હર્ષના એટલા અવાજો; ઘંટાના અવાજો અને તોપના ધડાકા આ સઘળું હું કોઇ દિવસ ભૂલી જઇશ નહિ.

લોકોની આંખમાંથી હર્ષનાં આંસુ વહેતાં હતાં. જોને ધોળા ઘોડા ઉપર સ્વારી કરી હતી. ધીમે ધીમે તેને માટે રસ્તો થયો. કોઇ દિવ્ય દેવીની મૂર્તિના જેવી તે જણાતી હતી. લોકો તેના પગ ચૂમતા અને જેના એ કોડ પૂરા ન થતા, તે તેના ઘોડાને અડી પોતાની આંગળીઓ ચૂમી લેતા. જોન જે જે કરતી, તે તે લોકો ખુશી થઇને જોતા અને તેને શાબાશી આપતા.

વારે ઘડીએ કાને આવા શબ્દો અથડાતા:—

“જુઓ તે કેવી હસે છે!” “કેવી ભવ્યતાથી તે સલામ ઝીલે છે!” “ઘોડા ઉપર તેને કેવું સરસ બેસતાં આવડે છે!” “જુઓ, તેણે પેલી ગરીબ સ્ત્રીનાં છોકરાંને આશિષ દીધી! અહો! એ કેવું દિવ્ય લાગે છે!” વગેરે.

એવામાં અચાનક તેના વાવટાનો છેડો મશાલમાં જરાક દાઝયો.

“જોન આગથી કે કશાથી પણ બ્હીતી નથી!” ચારે તરફથી લોકોએ હર્ષનાદ કર્યા અને ધરતી ધ્રૂજી ઉઠી.

જોને લોકો સાથે પ્રભુપ્રાર્થના કરી. જ્યારે તે પાછી ફરી ત્યારે પણ હર્ષઘેલા લોકોના હર્ષનાદ એવા ને એવા હતા. તે આખી રાત્રિ લોકોએ ઉજાણી કરી ઉત્સવ પાળ્યો.

જોન હવે રંગભૂમિ ઉપર આવી હતી, પણ તેનો પાઠ તો હજી હવેજ શરૂ થવાનો હતો.

(૧૮)

જોન ગમે તે કામ માટે તૈયાર હતી, પણ જ્યાંસુધી લશ્કર આવી પહોંચે, ત્યાંસુધી તેને થોભવાની જરૂર હતી.

બીજી સવારે–૩૦ મી એપ્રીલે–તેણે અંગ્રેજો ઉપર જે જાહેરનામું કાઢયું હતું, તેનો હવે તેણે ઉત્તર માગ્યો. તપાસ કરતાં જવાબ મળ્યો કે, દૂત હજીસુધી આવ્યો નથી. તેથી તેણે એક નવો કાગળ લખાવી કિલ્લાનો ઘેરો ઉઠાવી લેવા અને આગળ મોકલેલા દૂતને

પાછો સોંપવા બે ચોપદારોને મોકલ્યા; પણ ચોપદારો દૂતને લીધા વગર આવ્યા. અંગ્રેજોએ જોનને કહાવ્યું હતું કે, જો તું તુરતજ તારા ગાયો ચારવાના ધંધાએ નહિ વળગે, તો અમે તને જીવતી ને જીવતી બાળી નાખીશું. જોને મૌન ધારણ કર્યું અને કહ્યું કે, હું તેઓ ઉપરથી દુઃખ દૂર કરવા માગું છું; છતાં તેઓ તે નજ માને તો તેઓની સ્થિતિ દયાને પાત્ર છે. બીજે દિવસે તેણે લૉર્ડ ટેલબૉટને સંદેશો મોકલાવ્યો કે, જો હું તમને હરાવું, તો તમે ફ્રાન્સબહાર ચાલ્યા જાઓ; અને જો તમે મને હરાવો, તો તમારી મરજી પ્રમાણે મને જીવતી બાળી નાખજો.

પણ સામાવાળાઓએ યુદ્ધ કરવા ના પાડી.

બીજે દિવસે જોને ચુનંદા પાંચસો લડવૈયાઓ મંગાવ્યા.

પછી લશ્કરની વ્યૂહરચના થવા માંડી. નિરાશ થયેલાઓની આશા જોનને જોઇ સતેજ થઈ. જોનની પાસેથી જેમ એક એક ટુકડી જતી હતી, તેમ ખુશાલીના પોકાર પાડતી હતી. જોન આ વખતે પંદર વર્ષની લાગતી હતી. લડવૈયાઓને જોઈ તેના ગાલ ઉપર હમેશાં લાલી આવતી અને તેની આંખો વધારે ઉગ્ર થતી. તે આ પૃથ્વી ઉપર રહેતી હોય, એવું તેના દેખાવ ઉપરથી જરાપણ લાગતું નહોતું. તેનું સૌંદર્ય અને તેની છટા અલૌકિકજ હતાં.

તે વખતે સામાનના એક ગાડામાં જોને એક માણસને મુસ્કેટાટ બાંધેલો જોયો. તુરતજ જોને તેને માટે પૂછપરછ કરીઃ–

"એનો દોષ શું છે?"

"લશ્કરમાંથી તે નાસી ગયો હતો."

"હવે એને શું કરવું છે?"

"ફાંસીએ લટકાવવો છે."

"એનો ઇતિહાસ કહો."

"યુદ્ધમાં તો એ શૂરવીર છે, પણ તેણે કહ્યું કે, મારી સ્ત્રી મરણપથારીએ છે. તેને રજા ન મળી તોપણ તે ચાલ્યો ગયો. દરમિયાન લશ્કરની કૂચ શરૂ થઈ, અને કાલે સાંજેજ તેણે આપણને પકડી પાડયાં."

"પોતાનીજ ઇચ્છાથી?"

"જી, હા."

"ત્યારે તે પછી પોતાનીજ ઇચ્છાથી લશ્કર નહોતો છોડી ગયો. તેને મારી પાસે લાવો. પ્રભુ! પ્રભુ!"

તેને હાથે બાંધેલાં દોરડાં જોને કાપી નાખ્યાં. તે માણસના હાથ લોહીલુહાણ થઈ ગયા હતા. " અરે લોહી !—મને લોહી ગમતું નથી." જોન લોહી જોઈ કંપી ઉઠી, પણ એ માત્ર એકજ પળ. પછી તેણે મલમપટાની સામગ્રી માગી.

એક સરદારે કહ્યું " તમે તકલીફ ઉઠાવવી રહેવા દો. હું બીજા કોઈને બોલાવી લાવું. તમારી પદવીને લાયક એ કામ નથી."

"મારી પદવીને લાયક નહિ ? હું કોણ ? મનુષ્યસેવા મારી પદવીને લાયક નહિ ? સરદાર ! એવું બોલો નહિ. **જગતસેવા ગમે એવી નાની પદવીને પણ શોભાવે છે. મેં** કદાપિ તેના હાથ બાંધ્યા હોત, તો લોહી ન નીકળત."

જ્યારે જોન મલમપટો કરતી હતી ત્યારે તે માણસ છુપી રીતે નીચી મુંડી ઘાલી, જેમ કોઈ પશુ ચારો નીરનારને જુએ તેમ જોતો હતો. અધિકારીવર્ગ પણ જોન કેમ મલમપટો કરે છે, તે જોઇ રહ્યો. તેઓનું ધ્યાન લશ્કર તરફ નહોતું. કેટલીક વખત નાની જેવી બાબતોમાં પણ લોકો પોતાને ભૂલી જાય છે. લોકો એમ કેમ કરે છે ? એનું કારણજ નથી. તેઓ એવા છેજ, અને તેઓને એવા આપણે માની લેવાજ જોઇએ.

જોને પછી તે માણસને તેનો ઇતિહાસ પૂછયો.

"દેવિ ! મારી મા મરી ગઈ, અને તેની પછવાડે એક પછી એક મારાં ત્રણ છોકરાં ચાલી નીકળ્યાં. ત્યારે દુકાળ હતો. જ્યારે તેઓ મરણ પામ્યાં ત્યારે હું પાસે હતો. મેં તેઓની પાછળ સઘળી ક્રિયાઓ કરી. પછી મારી સ્ત્રી મરણપથારીએ પડી. તેને હું કેમ એકલી મરવા દઉં ? હું કદાચ મરતો હોઉં, તો શું તે પોતે મારી પાસે ન આવે ? અરે ! તે આવેજ; આગમાંથી નીકળીને પણ આવે, તેથી હું ગયો. મને આલિંગન દેતાં દેતાં તેના પ્રાણ ગયા. પછી તેની ક્રિયાઓ કરી બનતી ઝડપે હું પાછો આવ્યો."

"આ સાચી વાત લાગે છે—મારા તરફ જો," બન્નેની આંખો મળી—એકત્ર થઈ.

"જા, હું તને માફી આપું છું; પણ તને ખબર હતી કે જો તું પાછો ફરશે, તો તને ફાંસીએ લટકાવવામાં આવશે ?"

" જી, હા."

"ત્યારે તું કેમ પાછો આવ્યો ?"

"કારણ કે સ્નેહ રાખવા જેવી મારે પૃથ્વીમાં એક પણ વસ્તુ

રહી નહિ.”

જોનની આંખો ઝબકી.

“અરે ! સ્નેહ રાખવા માટે ફ્રાન્સ છે! હા, હજી ફ્રાન્સ રહ્યું છે! ફ્રાન્સનાં બાળકોને ચાહવા માટે ફ્રાન્સ માતા છે. એ બાળકોને સ્નેહ રાખવા કંઇ નથી, એવું તો નથીજ. ફ્રાન્સને માટે તું જીવજે–અને ફ્રાન્સની તું સેવા કરજે–”

“હું તમારી સેવા કરીશ!”

“તું ફ્રાન્સને માટે લડજે–”

“હું તમારે માટે લડીશ !”

“તું ફ્રાન્સનો સિપાઇ થજે–”

“હું તમારો સિપાઇ થઇશ!”

“ભલે, તું કહે છે તેમ થજે; પણ તારૂં નામ શું ?”

“લોકો મને મશ્કરીમાં બટુક કહે છે.”

જોન હસી; કારણ કે આખા લશ્કરમાં મજબૂતમાં મજબૂત અને ઉંચામાં ઉંચો માણસ એ હતો.

“વાહ બટુકજી ! તમે તો રાક્ષસ જેવા છો. પેલી તરવારનું શું કામ છે ?”

“ફ્રાન્સને માન આપવા શીખવવાનું એ સાધન છે.”

“અને તું દરરોજ કેટલા પાઠ પઢાવે છે? પછી તારા નિશાળીઆ તો શાંત થઇ જતા હશે ! પછી તો બોલતા પણ નહિ હોય?”

જોને તેને તે દિવસે પોતાના અંગરક્ષકની જગ્યા આપી.

બટુક અમને આમ મળ્યો. તે સારો માણસ હતો. બીજા ઉપર સ્નેહ રાખવાનું તે પસંદ કરતો, અને તેથી બીજાઓ તેના ઉપર સ્નેહ રાખતા. જોનની બાબત આખી દુનિયાની બાબતો કરતાં તેને વધારે વહાલી હતી. અમને એ માણસ ઘણો પ્રિય હતો. એ અમને માન આપતો, અને અમે એને માન આપતા. બટુકને મન જોન ફ્રાન્સ હતી, અને તેની માન્યતા પણ ખરી હતી. સ્વતંત્રતાનું પૂતળું કરીને લોકો તેને પૂજે છે એમ એ પણ જોનની મૂર્તિને મનમાં ખડી કરીને તેનેજ ફ્રાન્સતરીકે પૂજતો, અને જોન ફ્રાન્સજ હતી. કોઇ કોઈ વખત તો બટુક જોનને ‘ફ્રાન્સ’ કહીનેજ બોલાવતો.

કૂચ પૂરી થઇ કે જોન મોખરે ચાલવા લાગી. છેટે કિલ્લાઓના બૂરજ દેખાવા લાગ્યા. અમે ત્યાં નિશાન તાકવા માટે તૈયાર

ઉભેલા અમારા તોપચીઓને જોયા. મારી આંખો ઝાંખી થઈ; સૃષ્ટિ ચકડોળે ચઢી. મને લાગ્યું કે બીજાઓને પણ ફેર આવે છે, પરંતુ જોન અડગ હતી. તેને મન શાંતિ હતી. તેની ભાલરેખા ઉપર ચિંતાનું કે ભયનું નામ પણ નહોતું, સર્વત્ર શાંતિ હતી. એ શાંતિનો ભંગ કરનાર માત્ર અમારા ઘોડાઓની ખરીઓની ટાપ સિવાય કોઈ ન બોલતું કે ચાલતું. મને છીંક આવતી હતી, પણ છીંક ખાવાનું પણ થોડોક વખત મેં મુલતવી રાખ્યું.

કંઈ પણ સૂચનાઓ કરવાનો મને અધિકાર નહોતો; નહિ તો હું એવી સૂચના કરત કે આમ ધીમે ધીમે ચાલવા કરતાં પૂરપાટ કિલ્લાની અંદર દાખલ થઈ જવું. ગમે તેમ હોય પણ હું બ્હીતો હતો. થોડેક ચાલ્યા, એટલામાં દુશ્મનની એક મોટી તોપ બરાબર મારી સામેજ મેં ગોઠવાયેલી જોઈ. મારૂં ધ્યાન આવી આવી બાબતોમાં હતું, એવામાં એક ગધેડું ભૂંક્યું. હું ભડકી ઉઠયો અને બૂરા હવાલે મારા ઘોડા ઉપરથી નીચે પડયો. અંગ્રેજ લડવૈયાઓ આ જોઇને હસી પડયા. તુરતજ મારા સાથીઓએ મને જમીન ઉપરથી ઉભો કર્યો. ગમે એમ હોય, પણ અંગ્રેજોએ અમને જરા પણ હેરાન કર્યાં નહિ. અમારે મરવું ન પડયું કે તેઓએ અમારા ઉપર એક ગોળી પણ ન છોડી. કેટલાક કહે છે કે, તેઓ જોનને જોઇ અંજાઇ ગયા હતા; અને તેને સેતાનની સાથી માનીને તે ડાકણની સાથે યુદ્ધ કરવું અયોગ્ય માનતા હતા. જે હોય તે ખરૂં, પણ અમે શાંતિથી કિલ્લામાં જઇ શક્યા. માર્ગમાં પ્રભુપ્રાર્થનાનું મારા ઉપર જે દેવું રહી ગયું હતું, તે પ્રાર્થના કરીને મેં વાળી દીધું.

ઇતિહાસકારો જે વાત જાણતા નથી, તે વાત હું જાણું છું. અને તે એ કે, જોને પૂલ પાસેના કિલ્લાઓને ઘેરો ઘાલવાની પહેલેથી ઇચ્છા કરી હતી. કારણ કે ત્યાં દુશ્મનો તરફથી બહુ જાપ્તો રાખવામાં આવ્યો નહોતો. બીજા સરદારો જોનની વિરુદ્ધ હતા, પણ છેવટે જોનનું ધાર્યું થયું. અમે ઓર્લિયન્સમાં વિજયના પોકાર કરતા પેઠા. થોડી વાર પછી આખું ગામ ઘોર નિદ્રામાં પડયું.

(૧૧)

બપોરે હું સુખશાંતિમાં બેઠો હતો, એવામાં કોઈએ આવી કહ્યું કે "ઉઠો, ઉઠો!" જોન ખુરશીમાં સૂતી હતી, તે જાગી ઉઠી ને અચાનક બૂમો પાડે છે કે 'ફ્રેન્ચ લોહી રેડાય છે! ફ્રેન્ચ લોહી

રેડાય છે! મારાં શસ્ત્રો આપો—મારાં હથિયાર આપો.' અંગરક્ષક દરવાજે હતો, તેણે આ વિષે સરદારોને કહ્યું. થોડા વખતમાં તો બધાને જોનની સ્થિતિ માલૂમ પડી ગઇ.

અમે એકદમ જોન તરફ દોડી ગયા. હથિયારો સાથે તે અમને માર્ગમાં મળી. બારણાં તરફ જતાં તે બૂમ પાડતી હતીઃ—

"ફ્રેન્ચ લોહી રેડાય છે—ફ્રેન્ચ લોહી." મારા તરફ ફરી કહ્યું "ફ્રેન્ચ લોહી રેડાય છે, અને તેં મને એ વિષે ખબર કેમ ન કરી?"

"બધું શાંત છે, અને હું કંઇ જાણતો નથી" મેં જવાબ દીધો.

"હમણાંજ તને યુદ્ધનાદો સંભળાશે" એમ કહીને તે નજર બહાર નીકળી ગઇ, અને એ સાચું પણ હતું. એક પળમાં તો ઘોડાની ખરીઓના અવાજો સંભળાયા, અને બીજી પળે તો ભડ! ભડ! ભડ! તોપો ફૂટવા લાગી.

અમારા સરદારો પોતાનાં શસ્ત્ર અને ઘોડાઓને લઇને આવ્યા હતા. તેઓ સઘળા જોનની પાછળ ધસી ગયા. પહેલાં તો કંઈ વ્યવસ્થા નહોતી; પણ જોન જ્યારે નજરે પડી, ત્યારે ચારે બાજુથી હર્ષનાદો ગાજવા લાગ્યા.

જોને ઘોડો માગ્યો. તુરતજ પચાસ ઘોડા આગળ આવ્યા. જોન એક ઘોડા ઉપર સવાર થઈ.

"રસ્તો કરો! ઓર્લિયન્સની કુમારિકા માટે રસ્તો કરો!" ઓર્લિયન્સની કુમારિકા એ જોનનું નામ પહેલી વાર મેં સાંભળ્યું. તેને માટે હું પ્રભુનો આભાર માનું છું. વહાણ આવતાં સમુદ્રનાં પાણી બે ભાગમાં વહેંચાઈ જાય, તેમ જોન માટે રસ્તો થયો. જોન પંખીના જેવા સૂરથી બૂમ પાડતી હતી "વધો! આગળ વધો! મારા બંધુઓ! મારા વીરાઓ! આગળ વધો!" અમારો વાવટો એકદમ આગળ વધ્યો.

અગાઉની કૂચ કરતાં આ કૂચ જૂદીજ જાતની હતી. અમને આ વખતે જરા પણ ભય નહોતો. અમારો ઉત્સાહ આ વખતે અખૂટ હતો. સેન્ટ લૂપ આગળ અમારા સૈનિકોનું લોહી રેડાતું હતું. કંઇ પણ હુકમ વિના આ લોકો જુસ્સામાં ને જુસ્સામાં એ કિલ્લો લેવા ધસી ગયા હતા, અને હમણાં હારવાની તૈયારીમાં હતા. અમે બારણામાં થઇ કિલ્લામાં જતા હતા, એવામાં ઘવાયેલા ફ્રેંચ લડવૈયાઓને લઇને થોડાંક માણસોને આવતાં જોઇને તે દેખાવથી જોન કમકમી ઉઠીઃ—

"અરે ફ્રેંચ લોહી! ફ્રેંચ લોહી જોઇ મારાં રૂવાડાં ઉભાં થાય છે!"

અમે તુરતજ રણમાં ધસી ગયા. આ અમારૂં પહેલુંજ યુદ્ધ હતું.

કિલ્લાના અંગ્રેજ સિપાઇઓ ખુલ્લા મેદાનમાં લડવા આવ્યા હતા. કારણ કે જ્યારે જોન ન હોય, ત્યારે તેઓ અપ્રતિમ શૌર્યથી લડતા; પણ હવે જ્યારે 'ધસો' 'ધસો' કરતી જોન આવી, ત્યારે બાજી પલટાઈ ગઈ. અમારા પક્ષના નાસતા લડવૈયાઓ આગળ વધ્યા, અને દરિયાનાં મોજાંની માફક અંગ્રેજોને ઘેરી લીધા.

અમારા બટુકજી પણ સારી રીતે કામ કરતા હતા. જે કોઇ તેની કુહાડી નીચે આવતું, તેના તુરતજ કટકા થઇ જતા. એ કહેતો કે, હું સોપારી ભાગું છું, અને ખરેખર, એ સોપારી ભાંગતો હોય એમજ દેખાતું હતું. અમે જોનની ચારે તરફ ફરી વળી તેના અંગનું રક્ષણ કરતા હતા. જ્યાં જ્યાં અમારી તલવાર પડતી, ત્યાં ત્યાં એક એક દુશ્મન ઓછો થતો.

થોડીક પળમાં અમારાં નવાં માણસો આવ્યાં, અને અંગ્રેજોને નાસતાં નાસતાં લડવું પડયું. એ પણ બહાદુરીથી લડયા, પરંતુ તેઓને કિલ્લામાં નાસી ગયા વિના છૂટકો નહોતો. અમારી ચારે બાજુ ઘવાયેલાઓના અને મરેલાઓના ઢગલેઢગલા પડયા હતા. એ જોઇને અમને કમકમાટી ઉપજી. અમે અમારી સૌથી પહેલી કૂચમાં ઘણી લડાઇઓ લડયા હતા, પણ ત્યારે રાત્રિ હોવાથી આવો ક્રૂર દેખાવ અમારી નજરે પડયો નહોતો.

જોનના સરદારો તેની આજુબાજુ ફરી વળ્યા. તેઓ ઘણા આનંદમાં હતા. તેઓએ કહ્યું કે, શહેરના લોકો લડાઈ જોતા હતા; અને હવે આપણે વિજયી થયા છીએ, એટલે બહુ મોજ પડશે.

"હમણાં જવું? હમણાં નહિ." જોન બોલી.

"ત્યારે હવે શું કામ આપણે અહીં રહેવું?"

"આપણે તો હજી કિલ્લો લેવાનો છે. આ તો હજી શરૂઆતજ છે."

"અરે! એમ કેમ બને? એવો પ્રયત્ન કરવો, એજ મૂર્ખાઈ છે; અમે તો લશ્કરને પાછા વળવાનો હુકમ કરીએ છીએ."

જોનના હૃદયમાં વીરતાનો રંગ રમી રહ્યો હતો. આવાં વચન સાંભળી તેના ઉત્સાહમાં ભંગ પડયો.

"અરે, અરે! શું આપણે અંગ્રેજો સાથે રમ્યાજ કરીશું? કોઇ દિવસ નહિ લડીએ? આપણે કિલ્લા ઉપર હુમલો કરીશુંજ. સર-

હાર ! હુકમ આપો.”

“ અરે પણ—”

“ પણ બણ કંઈ નહિ. ટાયલામાં વખત ન ગુમાવો. રણશિંગાં ફૂંકો.” જોનની આંખમાં અજબ તેજ ભભુકતું હતું.

હુકમ અપાયો, અને લશ્કર વીરનાદ કરતું ધસી ગયું. શત્રુ તરફથી તોપના ગોળા છૂટતા હતા. ચારે બાજુ અગ્નિ વરસતો હતો.

એક વખત અમે હઠયા; બીજી વખત તેઓ હઠયા; હાર ઉપર હાર ખાધી; પણ જોન ત્યાંથી ખસી નહિ. ત્રણ કલાક ભરતીઓટ ચાલી. પણ હાયરે છેલ્લો હુમલો કર્યો અને અમે જીત્યા. સેંટ-લૂપનો કિલ્લો હવે અમારો હતો.

સઘળા જોનને શોધવા લાગ્યા, કારણ કે તેના ઘોડા ઉપર એ નહોતી. ઘણી મહેનત પછી અમે એને મુડદાંઓના ઢગલામાં જોઈ. તે મરણ પામેલા મિત્રો અને શત્રુઓની સ્ત્રીઓ, બહેનો અને માતાઓની શું સ્થિતિ થશે ? તેનો એ વિચાર કરતી હતી.

અમે જેને કેદ પકડયા, તેમાં ઘણા પાદરીલોકો હતા. જોને તેઓનું રક્ષણ કર્યું અને જીંદગી બચાવી. અમે જોનને કહ્યું કે, તેઓ લડવૈયા છે, પણ આપણને છેતરવા માટે તેઓએ પાદરીનો પોશાક પહેર્યો છે. પણ જોન બોલી:—

“એથી શું ? તેઓએ પ્રભુના સેવકોનાં વસ્ત્ર પહેર્યાં છે. એમાં એકાદ પણ પવિત્ર હશેજ, અને તે એક પણ ભેગાભેગો મરાઈ જાય તે કરતાં તે એકને ખાતર તેની સાથેના બીજા બચે, એજ બહેતર છે. મારી સાથે તેઓ જમ્યા પછી હું તેમને સહીસલામત છોડી દઇશ.”

અમારા કેદીઓને લઈ ઝુંડા ઉડાવતા અમે શહેરમાં પેઠા. સાત વર્ષમાં જો ફ્રેન્ચોએ કંઈ પણ વિજય મેળવ્યો હોય, તો આજ હતો; અને એ વિજયનું નિમિત્ત જોન હતી. તે હવે એટલી બધી વહાલી થઇ પડી હતી કે તેને રસ્તામાંથી નીકળવાનો માર્ગ ઘણી મુશ્કેલીથી મળતો હતો.

(૧૨)

જોન બીજે દિવસે લડવા માગતી હતી, પણ પ્રપંચી સરદારો-ની સભાએ તે દિવસે ધાર્મિક તહેવાર હોવાથી યુદ્ધ ન કરવા સૂચવ્યું. વસ્તુસ્થિતિ તો એવી હતી કે તેઓએ તે પવિત્ર દિવસને પોતાના કાવાદાવાઓ અને પ્રપંચથી કલુષિત કર્યો હતો. તેઓએ

ઓર્લિયન્સ તરફના ઉપયોગી કિલ્લાઓ ઉપર હુમલો કરવાનું નક્કી કર્યું, અને જો એમાં તેઓ ફાવે તો પછી બીજા વધારે મજબૂત કિલ્લાઓ લેવાનો ઠરાવ કર્યો. આવી રીતે સોલોન સુધીની બધી હદ ફ્રેન્ચોના તાબામાં આવી જતી હતી. તેઓએ આ યોજના જોનથી છુપી રાખવા ધાર્યું.

પણ જોને અચાનક આવી તેઓએ શો નિશ્ચય કર્યો હતો તે પૂછ્યું. તેઓએ ઉત્તર વાળ્યો કે 'કાલે અમારો વિચાર ઓર્લિયન્સ તરફના કિલ્લાઓ ઉપર હુમલા કરવાનો છે.'

" વારૂ, પછી ? "

" પછી ? કંઈ નહિ. "

"તમે મૂર્ખ થયા છો ! એ બાજુના કિલ્લા લઈ તમે શું કરશો ?"

સર્વેએ નાની નાની અને પ્રશ્ન સાથે સંબંધ વિનાની બાબતો કાઢવા માંડી; જોને તેઓને અટકાવીને કહ્યું:—

"તમે ખાલી મફતના વિઘ્નવાળી યોજનાઓ શોધી વખત ગુમાવો છો, એટલુંજ નહિ પણ એ ઉપરાંત ઘણું નુકસાન કરાવો છો. વળી મારાથી બધું છુપાવો છો. પ્રભુનું નામ લઈને હું કહું છું કે, અંગ્રેજો ત્રણ દિવસમાં ઓર્લિયન્સમાંથી જશે !"

" જરાક ડહાપણ તો વાપરો " ચારે બાજુથી અવાજો ઉઠયા.

" ડહાપણ વાપરીને ભૂખે મરવું ? આને તમે શું લડાઈ કહો છો ? પૂલ ઉપરના કિલ્લાઓ આપણે પહેલા લેવા જોઈએ; જો આપણે ડાહ્યા હોઈશું તો એમજ કરીશું, તમે બધા એક દિવસ નકામો ગુમાવવા ધારો છો ? "

સભાનો અધ્યક્ષ બોલ્યો—"બાપુ ! ઉતાવળે આંબા ન પાકે. ધીમે ધીમે બધું થાય. સઘળા કિલ્લા કંઇ હુમલો કરીને લેવાય છે?"

"હા, શું કામ ન લેવાય ? મારો એ હુકમ છે. દક્ષિણ તરફના કિલ્લાઓ ઉપર કાલે પરોઢીએ આપણે જઇશું."

" અને તેના ઉપર હુમલો કરીશું ?"

" હા, હુમલો કરીશું. "

બખ્તર ખખડાવતો હાયર એટલામાં આવ્યો. તેણે છેલ્લા શબ્દો સાંભળ્યા હતા.

" મારા સરદાર ! એજ સાચા શબ્દો છે ! આપણે હુમલો કરી બાહુબળથી જીતીશું."

પછી જોન ચાલી ગઇ.હાયરે સભામાં પોતાનો વિચાર દર્શાવ્યો:—

" જોન તમારે મન બાળક છે, પણ તે યુદ્ધકૌશલ્યમાં સારી રીતે પ્રવીણ છે. તમારામાંનો વૃદ્ધમાં વૃદ્ધ પુરુષ પણ તેની સાથે સરખામણીમાં ન આવી શકે. "

જોન સાચું બોલી હતી. શત્રુઓને હવે ખબર પડી હતી કે ફ્રેંચો હુમલા કરવા નીકળ્યા છે. હુમલા ઝીલવા નહિ. માટે હવે ફ્રેન્ચ પાછી પાની નહિ કરે. હવે તેઓ મોખરે રહી લડશે.

અમે મજબૂત લશ્કર લઇને નદી ઓળંગી. નહેરની આસપાસ પૂલ બનાવી. અમે દક્ષિણકિનારા તરફ સારી રીતે વ્યવસ્થિત થઈ ચાલ્યા. ત્યાં સેંટ જોનનો કિલ્લો અંગ્રેજોએ ખાલી કરી જમીનદોસ્ત કર્યો હતો. જોને ઑગસ્ટીન્સના કિલ્લા ઉપર પહેલાં પોતાનો વિજયધ્વજ ફરકાવ્યો. વળી રણશિંગાં ફૂંકાયાં અને અમે આગળ વધ્યા. અમે સામા પક્ષ કરતાં નબળા હોવા ઉપરાંત તે લોકોમાં બીજા કિલ્લાઓ ઉપરથી માણસ ભળ્યાં, અને અમને ઘેરી લીધા. અમારૂં નાનું લશ્કર નાસવા લાગ્યું. શત્રુઓ અમારા માણસોને ગાળો દેતા, અપમાન કરતા, પાછળ પડતા અને કાપી નાખતા.

જોને પોતાના સિપાઇઓ ભેગા કરવા બનતું કર્યું; પણ તેનું કંઇ વળ્યું નહિ. પછી જોનનો મિજાજ ગયો. તેણે લશ્કરને આગળ વધવા હુકમ આપ્યો. પછી દુશ્મનો વચ્ચે ઘોડો કૂદાવી તે બોલી:

" આખા લશ્કરમાંથી જો માત્ર દસ બારજ માણસ બાયલાં નહિ પણ વીર હશે, તો તેટલા વડે પણ હું જય મેળવીશ. મારે એટલાં બસ છે. ચાલો મારી સાથે !"

જોન દોડી ગઇ, અને વીસેક માણસો કે જેમણે તેના શબ્દ સાંભળ્યા હતા, તેઓ તેની પછવાડે ધસ્યા. જોનને એ ચાર માણસો સાથે આમ ધસી આવતી જોઇને અંગ્રેજોએ વિચાર્યું કે, ખરેખર ! એ ડાકણજ છે. આવા તર્કથી એકદમ તેઓમાં ભય પેઠો, અને તેઓ પૂંઠ ફેરવી નાઠા.

અમારા લશ્કરે પાછળ જોયું અને જ્યારે તેઓએ જોનનો વાવટો શત્રુઓની વચ્ચે ફરફરતો જોયો, ત્યારે હિંમત એકઠી કરી અમારી પાછળ આવ્યા. હવે અમે અમારા હાથનો સ્વાદ શત્રુઓને ચખાડયો. જોને કહ્યું કે, આપણે આ કિલ્લો જીતવોજ જોઇએ. અંગ્રેજો ઘણાજ શૌર્યથી લડયા; પણ અમે તેમના કે તોપના ગોળાઓને ગણકારતા નહિ, અને ઉપરાઉપરી હુમલાઓ કરતા તેથી તેમને પાછું હઠવું પડયું.

ઑગસ્ટીન્સનો કિલ્લો અમે તાબે કર્યો, પણ હજી ટૂરેલીસ-નો તાબે કરવાનો રહ્યો. જો પૂલ જીતીને તે કિલ્લામાં પડી રહેલા લશ્કરને હરાવીએ, તો તે પણ અમારો થાય. એક મહાભારત કામ અમે કર્યું હતું, અને જોનનો નિશ્ચય બીજું પણ પાર પાડવાનો હતો; તેથી તેણે લશ્કરને લૂંટફાટ કરવા છૂટું ન મૂકી દેતાં, બધી વ્યવસ્થા સાચવી.

તે દિવસે અમે સર્વે થાકી ગયા હતા. જોનની મરજી તો ટૂરેલીસ આગળ પડાવ નાખવાની હતી, પણ અમે તેને માંડ માંડ સમજાવી પૂરતો વિશ્રામ લેવા તેના ઉતારામાં મોકલી. વળી એક તબીબની પણ ગોઠવણ કરી, કારણ કે તેના પગમાં જખમ થયો હતો.

(૧૩)

જોનને વિશ્રામની જરૂર હોવાથી તેણે તે દિવસે કોઈને મુલાકાત આપી નહિ. સાંજે તે જમી, અને તેના ઘાને મલમપટો લગાવવામાં આવ્યો; પણ તેણે સૂઇ જવાને બદલે મને બોલાવવા માટે બટુકને મોકલ્યો. જોનને પોતાની માતાપર એક કાગળ લખવાનો હતો. હું આવ્યો કે તુરતજ તે લખાવવા બેઠી. પ્રેમના થોડાક શબ્દો લખાવ્યા પછી તે આ શબ્દો બોલી:—

"પણ આ કાગળ લખવાનો ઉદ્દેશ એ છે કે, મને જખમ થયો છે એવી તમને ખબર પડે, ત્યારે તમે ચિંતા કરશો નહિ; અને જો તમને કોઇ ડરાવે, તો ડરી જશો નહિ."

"નહિ, એમ લખાવો નહિ. તેઓ બિચારાં આ વાંચીને કેટલાં ગભરાશે! બે દિવસમાં પગ સારો થયા પછી તમે લખાવજો કે મારો પગ ઘવાયો હતો. તે સારો પણ થઈ ગયો છે. મારૂં કહ્યું માનો." એ સાંભળી રૂપેરી ઘંટડી વાગે એવા ઝીણા સ્વરે જોન બોલી:—

"મારા પગ માટે? થોડોક ઉઝરડો પડયો છે, તેને માટે હું શું લખું? તેનો તો મને ખ્યાલજ નથી."

"શું તમને બીજો કોઈ ઘા વાગ્યો છે, અને છુપાવો છો?"

જોનની દાસી ધ્રૂજતી ધ્રૂજતી તબીબને બોલાવવા ઉઠી, પણ જોને તેનું કાંડું ઝાલી રાખી કહ્યું:—

"બાપુ! શાંત થા. મને ક્યાંય પણ જખમ પડયો નથી. જે ઘા માટે હું લખાવું છું, તે તો કાલે મને કિલ્લા ઉપર હલ્લો કરતાં પડશે."

અમે બધાં ગુંચવાઈ ગયાં—અજાયબ થયાં. જોનની દાસીએ કહ્યું:

"તમને તે ઘા કાલે પડશે? એમ કદાપિ બને નહિ. પછી

તમારાં માતાજીને દુઃખી શું કામ કરવાં જોઇએ ?"

"કદાપિ ઘા નહિ પડે ? પડશેજ."

"શું પડશેંજ ? મારૂં મન મુંઝાય છે. એવું તમારે ધારવું પણ શું કામ જોઇએ ?"

"નહિ, આ ધારણા નથી; સાચી વાત છે."

"તેની તમને કેમ ખબર પડી ?"

"મને એવી પ્રેરણા થઇ છે."

સઘળા આશ્ચર્યચકિત થયા, પણ મને તો આવી વાતો આશ્ચર્ય જેવી રહી નહોતી. એક બાબત અનુભવવાની આપણને ટેવ હોય—પછી તે બાબત ગમે એવી આશ્ચર્યજનક હોય—તોપણ કાળાંતરે તે આપણને સાધારણ બીના જેવી દેખાય છે.

"કાલેજ તમને તે ઘા પડશે ?"

"હા."

"ત્યારે કાલે તમે બારણા બહાર નીકળશો નહિ. કુમારિકા ! મને વચન આપો કે, તમે યુદ્ધમાં જશો નહિ."

જોને માન્યું નહિ. તેણે કહ્યું કે "એમાં કંઇ નહિ; કાલે ઘા પડવાનો છે, અને તે પડશેજ. જો હું તેને નહિ શોધું, તો તે મને શોધશે. મારૂં કર્તવ્ય મને યુદ્ધમાં જવાનો આગ્રહ કરે છે. મારૂં મૃત્યુ થવાનું હોય તોપણ હું યુદ્ધમાં જાઉં, તો પછી ઘાની તો વિસાતજ શી ? તું ફ્રાન્સને ચાહે છે ? ચાહતી હોય તો મારે જવુંજ જોઇએ. હવે કહે, તારો શો મત છે ?"

"હું ફ્રાન્સને તો ચાહું છું, પણ તમારે ન જવું."

"ત્યારે તો આપણે સરદારો તરફ એક દૂત મોકલીએ. બોલ, અંદર શું લખવું ? રૂઢ શબ્દોમાં તે કાગળ લખાવો જોઇએ. કહે, આ પ્રમાણે એમાં લખીશું કેઃ—"

"ફ્રાન્સના લશ્કરની સેનાધિપતિ જોન ઑફ આર્ક પોતાના સરદારો અને બહાદુર સૈનિકોને હુકમ કરે છે કે, કાલે અંગ્રેજો સામે લડવું નહિ; કારણ કે રખેને પોતાને ઈજા થાય, એવો એને ભય છે.

(સહી) જોન ઑફ આર્ક."

ઉપલું કહ્યા પછી જોન પોતે વિજય મેળવ્યો, એમ ધારીને હસવા લાગી. તેની દાસીની આંખમાં આંસુ હતાં.

"જોન ! હું મારી બેવકૂફાઈ માટે શરમાઉં છું. તમે કેટલાં બધાં બુદ્ધિમાન છો; ત્યારે હું તો નીચ છું, પાપી છું." એમ કહી

તે રડવા લાગી, પણ જોને તેને ઘણાં ઘણાં લાડ લડાવી છાની રાખી. જોનનો નિશ્ચય હતો કે, યુદ્ધમાં તો જવુંજ.

પછી કાગળ લખાયો. પોતાની માતા પર લખેલા એ કાગળથી પણ જોન દુઃખી ન થઇ; પણ જ્યારે તેણે પોતાના બાળગોઠીઆ-ઓને સંભાર્યાં, ત્યારે ગદ્‌ગદ્ સ્વરે તેણે લખાવ્યું કેઃ—

"બધાને મારી લાખ લાખ સલામો લખજે. અરે, હવે હું કોઇ દિવસ ઘેર પાછી ફરીશ નહિ!"

એવામાં જોનના સરદારો તરફથી દૂત આવ્યો. સરદારોએ સભા ભરી નક્કી કર્યું હતું કે, જે કામ થયું છે તે પૂરતું છે; હવે પરમેશ્વરનો આભાર માની વિશ્રામ લેવો. શત્રુઓ ઉપર હલ્લા ન કરવા, પણ તેઓ હલ્લા કરે ત્યારે પોતાનો બચાવ કરવા માટે લડવું. આ તેઓનો છેલ્લામાં છેલ્લો નિશ્ચય હતો.

"બાયલાઓ! આ કારણથીજ મને રણમાંથી વિશ્રામ લેવા અહીં મોકલી! હાયર અને તેના જેવા બીજા બે–ચાર માણસો જે મારા વિશ્વાસુ નાયક છે, તેમને હવે હું લશ્કરની સરદારી સોંપું છું. કોઈ પણ સરદાર ત્યાંથી એક પણ ડગલું આમ કે તેમ મૂકશે, તો તેની જવાબદારી તેઓને શિર છે, કાલે યુદ્ધ થશેજ." દૂતને આટલું કહીને પછી તેણે પોતાના પાદરીને કહ્યુંઃ—

"કાલે સવારે વહેલા ઉઠજો. આખો દિવસ તમારે મારી પાસેજ રહેવું પડશે. મને ઘા લાગશે, તે ડોક અને ખભાની વચ્ચે લાગશે."

(૧૪)

મળસ્કામાં અમે ઉઠયા, અને પ્રાર્થના કરી રહ્યા પછી ચાલવા-ની તૈયારી કરી.

જોને હજી નાસ્તો નહોતો કર્યો. તેને આખો દિવસ લડવાનું હતું, તોપણ એટલું કરવાની તેને ધીરજ રહી નહોતી. અમે બહુ કરગર્યા, પણ જોન એકની બે થઇ નહિ.

"ત્યારે તમે કયારે જમશો? કયારે પાછાં આવશો?"

"જ્યારે હું ઓર્લિયન્સનો ઘેરો ઉઠાવીશ ત્યારે. વધો આગળ!"

અમે ચાલ્યા. રસ્તાઓ શહેરીઓ અને સૈનિકોથી ભરચક લાગ-તા, પણ બધે સૂનકાર વ્યાપી રહ્યો હતો. કોઇ હસતું નહતું, પણ જ્યારે લોકોએ જોનને જોઈ ત્યારે લાખો ઠેકાણેથી પ્રશ્ન ઉઠયાઃ–

"આપણી કુમારિકા કયાં જાય છે? કયાં જાય છે?"

જોને એ સાંભળ્યું, એ ઉંચે સ્વરે બોલીઃ–

"બીજે ક્યાં જાય ? ટૂરેલીસ ઉપર હલ્લો કરી તેને જીતવા !"

પછી લોકોના આનંદનું હું શું વર્ણન કરી શકું ? લોકો ઘેલાજ થઈ ગયા. જ્યાં ત્યાં આનંદ આનંદ પ્રસરી રહ્યો. જેઓ સૂતાં હતાં તે નિદ્રામાંથી જાગી ઉઠ્યાં. સૈનિકો શહેરીઓથી જૂદા પડ્યા, અને અમારા વાવટા નીચે ભેગા થયા. અમે જેમ આગળ ચાલતા ગયા, તેમ અમારી સંખ્યામાં વધારો થતો ગયો. લોકો જે હથિયાર હાથમાં આવે, તે લઇ અમારી સાથે ચાલતા.

સરદારોએ ઉપલા પ્રકરણમાં વર્ણવેલો નિશ્ચય કર્યા પછી દરવાજો બંધ કરાવ્યો હતો—એવું ધારીને કે જોન ટૂરેલીસ ઉપર હલ્લો કરવા ત્યાંથી જઇ શકે નહિ. લોકોમાં શોક ફેલાયો હતો, તે એને લીધેજ; પણ જ્યારે તેઓએ જોનને જોઇ, ત્યારે ખાત્રી થઇ કે તે કંઇ પણ રસ્તો કરશેજ.

અમે જ્યારે દરવાજે પહોંચ્યા, ત્યારે નાયકે તે ઉઘાડયો નહિ. જોન બોલી:—

"મારા ઉપર રાજા સિવાય બીજા કોઇની સત્તા નથી. તારી પાસે રાજાનો લેખિત હુકમ હોય તો દેખાડ."

સરદાર—" મારી પાસે એવો પરવાનો તો નથીજ."

" ત્યારે રસ્તો છોડ, નહિ તો અમે છોડાવીશું."

પછી તે નાયક કંઇ કંઇ બહાનાં બતાવવા લાગ્યો. આવા લોકો શબ્દથીજ દરરોજ લડવા તૈયાર હોય છે, કર્મથી નહિ. તે પૂરૂં બોલી રહ્યો નહોતો, એટલામાં તો જોને હુકમ આપ્યો:—

" શૂરવીરો ! રસ્તો કરો !"

અમે એકદમ ધસારો કરી અમારૂં કામ પૂરૂં કર્યું. બિચારો નાયક તો હાંફળો ફાંફળોજ બની ગયો. તેણે આ ધાર્યું નહોતું.

અમે બહાર નીકળી તેની મૂર્ખાઇ ઉપર હસી પડયા.

મૂળ કિલ્લા ઉપર હલ્લો કરી શકીએ, તે પહેલાં અમારે એક નાનો કિલ્લો જીતવાનો હતો. કામ અઘરૂં હતું, પણ જોનને મન તે કંઇ નહોતું. સરદારો કહેતા હતા કે, કિલ્લો જીતાશેજ નહિ. જોને સુરંગ ફોડી બપોરે પોતેજ હલ્લો કર્યો. ધૂમાડામાં અને તીરના વરસાદમાં કૂદી પડયા. જોન ઉપર જવા એક નીસરણી ઉપર ચઢતી હતી, તેવામાં જે થવાનું હતું તે થયું. ડોકમાં તેને એક તીર વાગ્યું. તેના બખ્તરને વિંધી તે કબુતર જેવી ડોકમાં ચોંટી ગયું. તે જમીન ઉપર પડી ગઇ. અંગ્રેજોએ એક જબ્બર હર્ષ-

નાદ ઉઠાવ્યો. તેઓ અગણિત સંખ્યામાં જોનને પકડવા આવ્યા. પણ અમારાવાળા કંઇ ઉતરે એવા નહોતા. તે સ્થળે ઘોર યુદ્ધ જામ્યું. જોન ઉપર અને જોન પાસે–જ્યાં જોઇએ ત્યાં અંગ્રેજો અને ફ્રેન્ચો કટોકટીની લડાઇ લડતા હતા. જોન ફ્રાન્સ હતી બંને પક્ષવાળા તેને ફ્રાન્સજ માનતા હતા. જે તેને પકડે તેને ત્યાં ફ્રાન્સનું રાજ્ય આવવાનું હતું. દસજ પળમાં ફ્રાન્સના વિધિલેખ લખાવાના હતા અને લખાયા! અમારો બટુક જોન ઉપર ઉભો હતો. તે છ માણસનું કામ એકલો કરતો. પોતાના બન્ને હાથથી તે કુહાડી વિંઝતો. જ્યારે કુહાડી નીચે આવતી ત્યારે તે એજ શબ્દો બોલતો કે "ફ્રાન્સ માટે" અને તુરતજ ઇંડાનાં કોટલાં ઉડે, તેમ સામા માણસની ખોપરી ભચ્ચ દઇને ચીરાઈ જતી. જોન પાસે તેણે મુડદાંઓનો ઢગલો કર્યો હતો અને તેની પછવાડે રહી તે લડતો. અમે જ્યારે જોનને બચાવવા શક્તિમાન થયા ત્યારે નાના બાળકને ઉપાડી લે, તેવી રીતે જોનને નીસરણી સાથે તે સલામતીવાળા સ્થળે ઉપાડી લાવ્યો. જોનનું સફેદ બખ્તર હવે લોહીથી એટલું બધું રંગાઈ ગયું હતું કે હવે તે સફેદ મટી લાલ દેખાતું.

ઘામાં હજી તીર હતું. કેટલાક કહે છે કે, તે ખભા બહાર નીકળી આવ્યું હતું. ગમે તેમ હોય, તે જોવાની મારી ઇચ્છા પણ નહોતી. તીર ખેંચાયું. કેટલાક કહે છે કે જોનને દુઃખ થાય, તેને માટે બીજાઓએ તે કાઢવા ના પાડી, પણ જોને પોતે તે ખેંચી કાઢ્યું.

કલાકના કલાક સુધી જોન દુઃખમાં ઘાસ ઉપર પડી રહી, તોપણ લડાઈનો હુકમ તે કર્યાજ કરતી; પણ માણસો જે શૂરવીર દેખાતાં, તે માત્ર જોનની આંખ આગળજ. જોન નજરોનજર ન જણાવાથી હવે અમારા લશ્કરમાં ભય પેઠો. નાયકોને અમારા લશ્કરને નાસવાનો હુકમ આપવો પડયો.

જોન એકાએક બોલી ઉઠી કે "શું આપણે નાસીશું? આપણે?!"

તે ઘડીભર પોતાનો ઘા ભૂલી ગઇ અને એકદમ ઘોડા ઉપર સવાર થઈ. સિપાઇઓએ તેને જોઈ, ત્યારે ચારે તરફથી હર્ષનાદ ગાજી ઉઠયા. તેઓએ તે કિલ્લા ઉપર બીજી વાર હલ્લો કરવા આગ્રહ કર્યો. જોન ઘવાઇ હતી, તેજ સ્થળે પાછી ચઢી અને પોતાના અંગરક્ષકને વાવટો કિલ્લાની ટોચ ઉપર અડાડવા કહ્યું. થોડીક વારમાં તો જોનનો વિજયધ્વજ તે કિલ્લાની ટોચ સુધી પહોંચ્યો.

"હવે ત્યારે" જોને પોતાના સરદારોને કહ્યું "આ કિલ્લો

તમારો છે, અંદર દાખલ થાઓ. લશ્કરને દાખલ થવાનો હુકમ કરો. ચાલો બધા એકસાથે!"

અમે ગયા—નીસરણીઓ ઉપર અમે ચઢી ગયા, કારણ કે એ કિલ્લો અમારો હતો. ત્યાં અમે હાથોહાથ જંગલી ઢોરની માફક અંગ્રેજો સાથે લડતા હતા. અમે અમારા રંગમાં એટલા બધા મગ્ન હતા કે તોપો ફૂટતી તે પણ અમે સાંભળતા નહિ. અમે જ્યારે આમ એક બાજુથી હલ્લો કર્યો, ત્યારે હાયરે પૂલ ઓળંગી બીજી તરફ શત્રુઓને ઘેર્યા. અમે જ્યારે અમારી સાથે લડતા અંગ્રેજોને હરાવ્યા ત્યારે તેઓએ પોતાના મિત્રોને પૂલ ઓળંગીને મળવાનો વિચાર કર્યો; પણ પૂલ સળગતો હતો અને જે તેના ઉપર થઈને જવાનો પ્રયત્ન કરતા, તે પાણીમાં પડતા ને પોતાના ભારે બખ્તરને લીધે ડૂબી જતા.

"ઇશ્વર તેમના ઉપર રહેમ રાખો" જોન આ દેખાવ જોઇ ગદ્ગદ્ સ્વરે બોલી. તેમના જે સરદારે જોનને અપમાનભરેલા શબ્દો કહ્યા હતા, તે પણ ડૂબતો હતો. પણ જોન આ વખતે એ બધી વાત ભૂલી ગઈ હતી.

પછી અમે અમારા મિત્રોને સામે કિનારે મળ્યા. ટૂરેલીસનો કિલ્લો જીતાયો હતો, જોને પોતાનું વચન પાળ્યું હતું. સાત મહીનામાં કોઇએ જે કામ કરવાની હિંમત પણ નહોતી કરી, એ કામ એક સત્તર વર્ષની છોડીએ થોડાજ કલાકમાં પૂરૂં કર્યું!

પણ અમે નગરમાં ગયા, ત્યારે તો હર્ષનું કહેવુંજ શું! લોકોનો એવો હર્ષ મેં અગાઉ કદાપિ જોયો નહોતો. ઘંટ પણ વાગી વાગીને થાકી ગયા. તે દિવસે જોનને જેટલી કીર્તિ મળી હતી, તેટલી કીર્તિ ઇતિહાસમાં ભાગ્યે કોઇ બાળાને મળી હશે. પણ શું જોનને પોતાની કીર્તિ સાંભળવાથી આનંદ થતો હતો? નહિજ. બીજી કોઈ બાળાને થાત, પણ જોનને તો નહિજ. કોઇ છોકરૂં થાક્યું પાક્યું સૂઇ જાય, તેમ તે થોડી વાર પછી સૂઇ ગઇ. જ્યારે લોકોએ જોયું કે જોન સૂઇ ગઇ છે, ત્યારેજ તેઓએ તે રસ્તો બંધ કર્યો અને આખી રાત્રિ તેના મહેલ આગળ પહેરો ભર્યો. "જોને અમને શાંતિ આપી છે અને તેના બદલામાં અમારે તેને શાંતિ આપવી જોઇએ" એમ તેઓ કહેતા. વળી તેઓએ બધાએ કબૂલ કર્યું કે, તે દિવસ ભવિષ્યમાં પણ પવિત્ર ગણાશે. સાઠ વર્ષસુધી એ વચન પળાયું છે અને ભવિષ્યમાં પણ પળાશે. ઓર્લિયન્સ

આઠમી મેનો દિવસ કોઈ વખત ભૂલી શકશે નહિ. કેમકે તે જોન ઑફ આર્કનો દિવસ છે.

(૧૫)

સવારે અંગ્રેજોએ પોતાના કિલ્લા એક પણ વસ્તુનો નાશ કર્યા વિના ખાલી કર્યા. હથિયાર અને ખોરાકી સઘળું તેઓએ એમ ને એમ અનામત રાખ્યું. ચારે તરફથી માણસો અંગ્રેજોના કિલ્લા જોવા કીડાની માફક ઉભરાવા લાગ્યાં; પરંતુ થોડાજ વખતમાં જ્વાળામુખી સળગતો હોય એમ કિલ્લાઓ સળગવા લાગ્યા.

જ્યાં ત્યાં જોનનાં વખાણ થતાં હતાં. ધર્મમંડળે પણ ઓર્લિંયન્સની કુમારિકા તરફ જરા પણ ગેરઇન્સાફથી ન વર્તવા રાજાને કહેવરાવ્યું. લોકો તો જોનના ઘોડાનાં પગલાંને પણ ચૂમી લેતાં.

ટુર્ઝ ગામમાં રાજા જોનને મળવા આવ્યો. જોન ઘુંટણીએ પડી. રાજાએ પોતાના તખ્ત ઉપરથી ઉભા થઇને તેને બેઠી કરી. રાજાએ ભરસભામાં જોનનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં. જરાક વાર પછી તે બોલ્યોઃ—

"તમારે મને નમન ન કરવું જોઇએ, કારણ કે તમે જે જે પરાક્રમો કર્યાં છે તે નમન સમાનજ છે." પછી જોનને ફિક્કી પડી ગયેલી જોઇ તેણે કહ્યું "હવે તમારે ઉભું ન રહેવું જોઇએ. તમે ફ્રાન્સ માટે લોહી રેડયું છે, અને તમારો ઘા હજી રૂઝાયો નથી." પછી તેણે જોનને પોતાની પાસે બેસાડી અને ઘણી આગતાસ્વાગતા કરી. "બાપુ! તમે આટલું આટલું કામ કર્યું, તેનો બદલો હું કેવી રીતે વાળી શકું?" રાજા બોલ્યો.

મને તો આથી ધિક્કાર વછૂટયો. જોનના ચારિત્રની યોગ્ય તુલના હજી તેઓ કરી શકયા ન હતા. જોને આ સઘળું શું બદલા માટે કર્યું હતું?

જોન રાજાનો આગ્રહ જોઇ શરમાઇ ગઇ. તે મોં ફેરવી ગઈ અને કંઇ પણ બોલી નહિ. બીજી વખત રાજાએ તેને કંઇ પણ માગવા કહ્યું, ત્યારે તે ગદ્દગદ્દ કંઠે બોલીઃ—

"મારા વહાલા રાજા! મારી એકજ ઇચ્છા છે અને તે એ કે, મારૂં લશ્કર શૂરવીર છે; ઉમંગભર્યું છે. સિપાઈઓ હાથમાં લીધેલું કામ પૂર્ણ કરવા આતુર છે. તમે મારી સાથે આવી રેમ્સમાં ગાદી ઉપર બિરાજો. એજ બક્ષીસ હું યાચું છું."

"રેમ્સ! રેમ્સ! રેમ્સ કેમ જવાય? અંગ્રેજી સત્તાને આપણે

કેમ તોડી શકીએ ? એ મુલક તો અંગ્રેજોના તાબામાં છે."

"પ્રાર્થના કરૂં છું કે, મારી ઇચ્છા આડે તમે આવતા નહિ. આ તક ઉત્તમ છે. પ્રત્યેક વસ્તુ આપણી તરફેણમાં છે. આ યોગ્ય સમય છે. ચાલો આપણે કૂચ કરીએ !"

રાજાએ માથું ધૂણાવ્યું. મંત્રીઓનો અભિપ્રાય પૂછતાં તેઓએ કહ્યું:—

"જોન ! તમે જે કહો છો, તે બુદ્ધિની વિરુદ્ધ છે. લોયર નદી ઉપર આવેલા લોહસ્થંભ જેવા કિલ્લાઓનો વિચાર કરો. આપણી અને રેમ્સની વચ્ચે અજિત ગઢો છે, તેનો કંઇક ખ્યાલ લાવો—"

"જો આપણે વખત લગાડીશું તો તેઓ પોતાની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરશે; તેથી આપણને કંઈ ફાયદો છે ?"

"નહિજ."

"ત્યારે આપણે ખમવાથી શો લાભ ?"

મંત્રી ગુંચવાયો, પણ છેવટે તેણે ઉત્તર ખોળી કાઢયો:—

"રાજ્યની બાબત સર્વની સમક્ષ ચર્ચવાની નથી."

"હું તમારી માફી માગું છું. હવે ખબર પડી. એમ કહોને કે, તમારે લગતી બાબત સર્વની સમક્ષ ચર્ચવાની નથી."

વક્રોક્તિથી મંત્રીએ કહ્યું: "મહેરબાની કરીને જણાવશો કે રાજ્યની બાબત અને મારી બાબત બન્ને એકજ કેમ લેખાય ?"

"કારણ કે રાજ્યજ નથી."

"રાજ્ય નથી ?"

"ફ્રાન્સનું રાજ્ય નથી, અને તેથી ફ્રાન્સને મંત્રીની અગત્ય નથી. ફ્રાન્સને તાબે બે એકરની જમીનજ છે. જમીનદારનો એકાદ કારકુન તેની સંભાળ લઈ શકે, એ કંઈ રાજ્ય ગણાય નહિ."

રાજા શરમાયો નહિ, પણ ખડખડ હસી પડયો. કારણ કે જોન સાચું બોલતી હતી. પછી તેણે કહ્યું:—

"મારા સત્યનિષ્ઠ સરદાર ! હું તમને ઉંચામાં ઉંચો હોદ્દો આપીશ, અને રેમ્સ તરફ કૂચ કરવાની તમારી મુરાદ—" પાર પડશે, એમ એ બોલવા જતો હતો; એટલામાં એના મંત્રીએ ઇસારો કર્યો. રાજા નીચું જોઇ બોલ્યો "કંઈ નહિ; તેને માટે આપણે વિચાર કરીશું."

જોનની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. શરીરને કંપારી આવી હોય તેમ એ ધ્રૂજી. પછી એ બોલી "મારા શરીરનો—

મારી જીંદગીનો ઉપયોગ કરી લ્યો. વખત બહુ ઓછો છે."

"શું ઓછો વખત છે?"

"હા, એકજ વર્ષ! એક વર્ષ પછી મારૂં મૃત્યુ થશે."

"શું એકજ વર્ષ?"

"હા, એટલા વખતમાં અંત આવશે. અહા! વખત કેટલો ટુંકો છે! મારો ઉપયોગ કરો, મારો ઉપયોગ કરો–ફ્રાન્સ માટેજ તે મૃત્યુ અથવા તો જીવન છે!"

સર્વે ગંભીર થઇ ગયા. રાજાના મન ઉપર ઘણી અસર થઈ, તેની આંખો ઝળકવા લાગી. તરવાર મ્યાનમાંથી કાઢી તે બોલ્યોઃ

"અરે! તમે કેટલાં બધાં બહાદૂર અને પ્રમાણિક છો! આજથી હું તમને ફ્રાન્સના ઉમરાવમાં ગણું છું. તમારાં સગાંવહાલાંઓને–પુરુષો અને સ્ત્રીઓને–હું ઉમરાવપદ આપું છું. વળી તમારૂં માન અને સન્માન જાળવવા હું એવી પણ આજ્ઞા કરૂં છું કે, તમારા કુળની સ્ત્રીઓ પરણે, ત્યારે તેમના પતિઓને પણ ઉમરાવપદ મળે. વળી હું તમને ડયુલીસનો ઉંચામાં ઉંચો ખિતાબ વધારામાં આપું છું–તમે તેને લાયક છો–તમે તેને અજવાળશો."

સઘળા જોનને અભિનંદન આપવા લાગ્યા, પણ જોને કહ્યુંઃ "મારે ખિતાબોની જરૂર નથી. હું ખિતાબોને લાયકજ નથી. હું તો માત્ર જોન ઑફ આર્કજ છું. મને જોન ઑફ આર્ક કહી બોલાવો."

ડયુલીસ–એ ઠીક હતું, સારૂં હતું, રમકડા જેવું નામ હતું. જોન ઑફ આર્ક! એ નામજ સિપાઈઓમાં પાનો રેડવા બસ હતું–અજિત ગઢો જીતાવવા બસ હતું. જોન ઑફ આર્ક! આ નામ સાંભળી દરેક હૃદયમાં સ્વદેશાભિમાનની જ્વાળા ઉઠતી. અરે! એ નામ આખા દેશને નચાવવા શક્તિમાન હતું.

રાજાએ જોનની કદર કરી, પણ બીજી બાબતોમાં તે મૂર્ખ અને આળસુ હતો. તક જોઇને ફટકો મારવાની તેનામાં હિંમત નહોતી. વળી તેના ઈર્ષાખોર મંત્રીઓ જોનની વિરુદ્ધ હતા, તેથી પણ અમને ઘણી મુશ્કેલીઓ નડી. રાજ્યભંડારમાં પૈસા નહોતા. લશ્કરને પગાર નહોતો મળ્યો; એટલુંજ નહિ પણ તેઓને ખોરાકી-ની ખર્ચી માટે પણ મુશ્કેલી નડવા લાગી, તેથી લશ્કર વીખ-રાવા મંડયું. જ્યારે પોતાનું વિજયી લશ્કર વેરણછેરણ થઇ જતું હતું, ત્યારે જોન મુંગે મોંએ જોતી હતી. એમાં એ બિચારી શું કરે?

હવે લડવું કે નહિ? એ વિષે રાજા પોતાના મંત્રીઓની

સલાહ લેતો હતો, ત્યારે તે ત્યાં જઈ પહોંચી. જોને ઘુંટણીએ પડી પ્રાર્થના કરીઃ—

"મહેરબાની કરીને હવે તમે સભાઓ ભરવી મૂકી દો, અને રેમ્સ ચાલી તાજનો સ્વીકાર કરો."

જોને ઘણી ઘણી અરજ કરી, ઘણી ઘણી વિનતિ કરી. થોડે થોડે તેણે રાજાનું મન પોતાના તરફ વાળ્યું, પણ સભા પગલે પગલે સામી થતી હતી; વળી હવે થાય પણ શું? લશ્કર સિવાય કરવું શું?

"નવું લશ્કર ઉભું કરીએ" જોને સૂચવ્યું.

"તેને ઓછામાં ઓછાં છ અઠવાડીઆં લાગે."

"વાંધો નહિ; લશ્કર જમા કરવું શરૂ કરીએ."

"પણ આ તો બહુ મોડું થઇ ગયું છે."

"ગમે એમ હોય, પહેલાં ભૂલ તો તમારીજ હતી. હવે ખોટી થવાથી શું ફાયદો? એમાં કંઇ વળે?"

જેમ તેમ કરી બધા કબૂલ થયા. આ જૂનું કામ પરિપૂર્ણ થયું કે નવું કામ ધમધોકાર ચાલવા લાગ્યું. જ્યાં ત્યાં જાહેરનામાં વહેંચાયાં અને સિપાઇઓનાં નામ દાખલ કરવા જૂદે જૂદે સ્થળે છાવણીઓ સ્થપાઇ. આમ એક જબ્બર લશ્કર જોનના વાવટા નીચે એકઠું થવા લાગ્યું.

મે મહીનો આમ ને આમ ચાલ્યો ગયો, પણ જૂનની શરૂઆતમાં આઠ હજાર માણસનું લશ્કર તૈયાર થઇ ગયું. એટલા નાના મુલકમાંથી આઠ હજાર માણસ કયાંથી આવ્યું હશે, તેનો વિચાર કરો. હમણાં લગભગ એક સૈકુ થયાં ફ્રાન્સમાં લડાઇઓ ચાલતી હતી. વળી યુદ્ધકળા પણ લગભગ આખી પ્રજા જાણતી હતી, અને વળી જોનની સરદારી! પછી શું અધુરૂં રહ્યું?

જોનનો ઉમંગ અથાગ હતો. રાત્રિદિવસ તે છાવણીઓમાં દોડતી, અને સઘળી વ્યવસ્થા કરતી. જ્યાં જ્યાં તે જતી, ત્યાં ત્યાં સર્વેનાં હૈયાં તે હરી લેતી. આ લશ્કર ઉભું કરનાર કાંઇ સ્વર્ગની દેવી નહોતી. એ તો આ સાડાસત્તર વર્ષની બાળાજ હતી.

એક ઇતિહાસકારે તેને તે વખતે જોયેલી, તે લખી ગયો છે કેઃ

"માથા સિવાય તેને આખે શરીરે બખ્તર હતું. તેના હાથમાં રણની નાનીશી કુહાડી રહેતી. જ્યારે તે પોતાના મોટા કાળા ઘોડા ઉપર ચઢવા ગઈ, ત્યારે તે કુદાકુદ કરી મૂકી તેને ચઢવા દેતો નહોતો. આથી પછી જોને કહ્યું કે, તેને દેવમંદિરે લઇ ચાલો.

માણસો ઘોડાને ત્યાં લઈ ગયાં. ત્યાંથી તે ચઢી, પણ ઘોડાએ ચું કે ચાં કર્યું નહિ. જતી વખતે તે લોકોને અને સાધુઓને વિજય માટે પ્રભુપ્રાર્થના કરવા કહીને ત્યાંથી ઉપડી."

હું ત્યારે પાસે હતો—આ બધી વસ્તુ મેં નજરોનજર જોઈ છે. મારા મનમાં હજી એ બનાવોની તાદૃશ્ય મૂર્તિ ખડી થાય છે.

ડચેસ ઑફ એલેન્કોને પોતાના પતિને સહીસલામત પાછો લાવવા માટે જોન પાસે વચન માગતાં જોને કહ્યું:—

"એ વચન હું તમને આપું છું. તમારા પતિનું રક્ષણ થશે—પ્રભુ રક્ષણ કરશે."

ડચેસ બોલી શકી નહિ. જોનને તેણે ચૂમી લીધી, અને તેઓ છૂટાં પડયાં. છઠ્ઠી તારીખે ઉપડી નવમીએ અમે ઓર્લિયન્સમાં પૂરભપકામાં દાખલ થયાં. અરે! એ વખત જ્યારે હું યાદ કરૂં છું ત્યારે મારી આંખમાં આંસુ આવે છે. જોનનાં દર્શન માટે લોકો કેટલાં તલપતાં—જોનનો કેટલો સત્કાર કરતાં! હું આ લખું છું, ત્યારે વયોવૃદ્ધ છું તોપણ એ દેખાવ તો તાજો ને તાજો મારા મનમાં રમે છે!

(૧૬)

"કામે લાગો! કામે લાગો! **કામે લાગો એટલે પ્રભુ પણ તમારી સાથે કામે લાગશે.** કામે લાગો! કામે લાગો!"

મળસ્કામાં જોનના ઘોડાઓની ખરીઓના અવાજ સાથે તેના ઉપલા શબ્દો સંભળાતા. જયાં ત્યાં આજે તે શૌર્ય પ્રેરતી. આજે જારગોના કિલ્લા ઉપર હલ્લો કરવાનો હતો. જોનના હાથ નીચે કામ કરનારા વાતો કરતા કે, જોન જે કામ હાથમાં લેતી, તે કામ કેળવાયલા અમલદારો માફક હુંશિયારીથી પૂરૂં કરતી. જાણે તેણે પણ પોતાનું આખું જીવન યુદ્ધમાંજ ગાળ્યું હોયની! તેના બધા નાયકો કહેતા કે, તે દરેકે દરેક વિષયમાં પ્રવીણ હતી, તેમજ તોપખાનું ગોઠવવામાં તો તેનાથી કોઈજ ચઢે તેમ નહોતું.

ત્યારે જોનને આ બધું શીખવવા કોણ ગયું હતું? તેને જ્યારે લખતાં વાંચતાંજ આવડતું ન હતું, ત્યારે પછી યુદ્ધકળા તો કેમજ આવડે? આ પ્રશ્નનો ખુલાસો હજીસુધી મને મળ્યો નથી, કારણ કે ભૂતકાળમાં કોઈ જોન જેવી બાળાએ જન્મ લીધો નથી.

આઠ વાગે તો બધી ધામધૂમ બંધ પડી ગઈ. જ્યાં જોઇએ ત્યાં શાંતિનું સામ્રાજ્ય હતું. આ શાંતિ ઘણી ગંભીર હતી. કારણ

કે આ રમત માથાં જવાની હતી. જોનની આસપાસ અમે ફરી વળ્યા હતા અને તે જે કહે તે કરવાને તૈયાર થઈ રહ્યા હતા.

એવામાં જોને હવામાં તરવાર ઉંચી કરી. લાખો તોપોમાંથી વિજળી ભભુકવા લાગી. ગડગડાટનો તો કંઈ પારજ રહ્યો નહિ. ધૂમાડો અમને મુંઝવી નાખતો હતો. ઉત્તરમાં ચારે તરફથી શત્રુઓની તોપોની જીભો ઝળકી.

એક પળમાં તો કિલ્લાના બૂરજ અને કિલ્લાની દિવાલો હતાં ન હતાં થઈ ગયાં. એક સુંદર બાળા નગરમાં પાણી ભરીને જતી હતી. તોપના અવાજથી ઘડો તેના સુકોમળ હાથમાંથી પડી ગયો, અને તુરતજ તેના મનોહર શરીરના તોપના ગોળાએ ચૂરેચૂરા ઉડાવી દીધા.

આમ તોપથી યુદ્ધ ચાલ્યું. બન્ને પક્ષો પોતપોતાના તોરમાં હતા. બાજુનાં ગામોમાં હાહાકાર વર્ત્યો. તોપનો ગોળો આવતો કે મકાનો કાગળનાં ચણ્યાં હોય તેમ ભડ ભડ પડી જતાં. કેટલેક ઠેકાણે તો આગ લાગતી. ધૂમાડો એટલો બધો વધી ગયો કે તેના ગોટા જલદીથી પવનમાં વહી જવાને બદલે ઘણાજ ધીમે ધીમે આકાશ તરફ જતા. સુરરર કરતા ગોળા આવતા, તે જમીન ઉપરથી કેટલીક ધૂળ વાળી જતા. દુશ્મનોની એક તોપ તો અમારી સામેજ હતી. જોને ડયુક ઑફ એલેન્કોનને તે બતાવી કહ્યું:—

"એક બાજુ ખસી જાઓ, નહિ તો તે તમારો પ્રાણ લેશે."

ડયુક ખસી ગયો. એક સરદારને ના પાડવા છતાં પણ તેણે ડયુકની જગ્યા લીધી. એક પળમાંજ ગોળાએ તેનું માથું ઉડાવી દીધું.

જોને ડચેસને આપેલું વચન પાળ્યું, ડયુકને તેણે બચાવ્યો.

પછી અમે હલ્લો કર્યો. નીસરણીઓ લઈ અમે ખાઈમાં ધસી ગયા. કિલ્લા ઉપરની દિવાલો દુશ્મનોથી ભરી હતી. તેઓ અમારા ઉપર પથ્થરનો વરસાદ વરસાવતા હતા. એક અંગ્રેજ તો અમને બધા કરતાં બહુ હેરાન કરતો. જ્યાં અમારાં માણસ ઝાઝાં હોય, ત્યાં જઈને તે એટલા તો મોટા પથ્થર નાખતો કે માણસ અને નીસરણી બન્ને એકસાથે જમીન ઉપર ગબડી પડતાં. આમ એણે ઘણાનો ઘાણ વાળ્યો; પણ ડયુકે તેનું કાટલું કાઢ્યું. એક તોપચી આગળ જઈને તેણે કહ્યું:—

"બરાબર નેમ લઈ આ સેતાનને દૂર કર."

પ્હેલેજ ગોળે તેણે પેલાની છાતી વિંધી નાખી.

દુશ્મનો એટલા તો જક્કી હતા કે અમારા સિપાઇઓ વિજય-ની શંકા કરવા લાગ્યા. તેઓ અજબ બહાદૂરીથી લડતા હતા. જોન આ જોઈ હિંમત આપવા આગળ થઇ. તે નીસરણી ઉપર ચઢી, પણ એક મોટો પથ્થર તેના ટોપ ઉપર આવ્યો, અને તુરતજ તે ઘવાઈને નીચે પડી; પણ એ એકજ પળ. પેલો બટુક તેનું રક્ષણ કરતો હતો. તુરતજ જોને નીસરણી ઉપર ધસી જઇ બૂમ પાડી:–

"ધસો ! ધસો ! મારા વીરપુરુષો ! શત્રુ ઝખ મારે છે ! આપણે જીતવાનો સમય આવી પહોંચ્યો છે !"

અમે સઘળા જબરો પોકાર કરીને ધસી ગયા, અને કીડીની માફક બધે ચોંટી ગયા. દુશ્મનો નાઠા; અમે પાછળ પડયા. જારગોનો કિલ્લો અમારા તાબામાં આવ્યો. અશકય હતું તે શકય થઈ પડ્યું !

અમારા મનથી તે પવિત્ર દિવસ હતો. અમને ઘણા કેદી મળ્યા, પણ જોને તેઓને કંઈ પણ ઇજા થવા દીધી નહિ. બીજે દિવસે અમે નગરવાસીઓના હર્ષનાદ સહિત ઓર્લિયન્સમાં પેઠા. સૈનિકો માર્ગમાં જોનની તરવારને અડકતા–એવી ધારણાથી કે પોતે પણ જોન માફક હંમેશ વિજયી રહે.

(૧૭)

હવે અમે એક મહાભારત કામ પરિપૂર્ણ કર્યું હતું. હવે લશ્કરને વિશ્રામ જોઇએ; અને તેને માટે બે દિવસ પૂરતા હતા.

ચૌદમી તારીખની સવારે જોનના ખાનગી ઓરડામાં હું તેના કાગળ લખતો હતો, એવામાં જોનની એક સખી ત્યાં આવીને બેઠી. તુરતજ તેણે વાત ઉપાડી:–

"જોન ! તમે મારી સાથે આજે વાત કરશો ?"

"શું કામ નહિ ? તારે જે કહેવું હોય તે કહે."

"કાલે રાત્રે મને ઉંઘ ન આવી, તેનું કારણ તમે આટલાં બધાં જોખમ વેઠો છો, એ બાબતનું મનનજ હતું. અસંખ્ય તોપના ગોળા ઉડતા હતા, તેમાં તમે ડયુકની જીંદગી બચાવી !"

"વારૂ, એમાં કંઇ ખોટું હતું ?"

"ખોટું તો કંઇ નહિ, પણ તમે તો ત્યાંનાં ત્યાંજ રહ્યાં. એવું જોખમ તમે શા માટે વેઠયું ?"

"અરે ! કંઈ નહિ, હું જરા પણ ભયમાં નહોતી."

"એટલા તોપના ગોળા ઉડતા હોય, ત્યારે આપણી શ્રદ્ધા કેમ રહે ?"

જોન ખડખડ હસી પડી. તે વાત કરવા જતી હતી એટલામાં તેની સખીએ તેને અટકાવી પોતાનું કહેવું આગળ ચલાવ્યું:–

"જોન ! એક વખત તો ઠીક પણ બીજી વખત તમે હલ્લો કર્યો, અને આખરે તમે તમ રૂં ધાર્યું કર્યું. હવે તમે વચન આપો કે, મારે કોઈ દિવસ રણમાં ઉતરવું નહિ. ભલે, બીજાઓને તમે હુકમ કરો, પણ તમારા રક્ષણની આવાં યુદ્ધોમાં તમારે થોડીક તો દરકાર કરવીજ જોઇએ."

પણ જોને વાત ઉડાવી, અને વચન આપ્યું નહિ.

"ત્યારે તમે શું હંમેશ લડયાજ કરશો ? આ યુદ્ધો કેટલાં–અરે કેટલાં લાંબાં છે ! તે તો સદાય પહોંચ્યા કરશે."

જોનની આંખમાં હર્ષનો ચળકાટ હતો. તે બોલી:

"આપણું બધું અગત્યનું કામકાજ તો આવતા ચાર દિવસમાં થઇ જશે. પછી તો બધી રમત રહી છે. ચાર દિવસમાં ફ્રાન્સ એક મહાભારત કામ કરશે, કે જે ફ્રાન્સની સ્વતંત્રતાનું કેન્દ્રબિંદુ છે."

અમે આશ્ચર્યચકિત થયા. જોન તો જાણે પરમાત્મામાંજ ડૂબી ગઇ હતી જાણે સ્વપ્નાવસ્થામાં હોય એવી લાગતી હતી. "હા, ચારજ દિવસમાં, માત્ર ચારજ દિવસમાં હું મજબૂત ફટકો લગાવીશ. હા, ચોથો દિવસ પૂરો થાય તે પહેલાં ફરી હું જીતીશ." જરામાં તે જમીન તરફ જોતી હતી. તેના હોઠ હાલતા હતા, પણ તેમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો. પછી ઘણાજ ધીમા સાદે તે બોલી: "અને એક હજાર વર્ષ સુધી અંગ્રેજ લોકોની ફ્રાન્સમાં કંઇ પણ સત્તા રહેશે નહિ."

આ સાંભળી મારાં રૂવાડાં ઉભાં થયાં. કારણ કે મને ખબર હતી કે, તેને હમણાં દિવ્ય પ્રેરણા થતી હતી. જોન પોતે એ વિષે કંઇ જાણતી નહોતી. તેની બાલ્યાવસ્થામાં મને અનુભવ થયા હતા, તેવોજ આ વધુ અનુભવ હતો.

વળી જોનના હોઠ હાલવા લાગ્યા. તેના શબ્દ હજી વધુ ધીમા થતા જતા હતાઃ–"એ વર્ષ વીતશે, તે પહેલાં મારૂં શરીર ભયંકર રીતે છૂટશે."

જોનની સખી બૂમ પાડવા જતી હતી, પણ મેં તેને ચૂપ રહેવા સાન કરી. પછી કાનમાં મેં તેને ધીમેથી કહ્યું:–"જોન ઉંઘે છે, સ્વપ્નાવસ્થામાં છે, અને અર્થવગરના શબ્દો બડબડે છે."

"અરે ! સ્વપ્નું છે, તેથી હું પ્રભુનો આભાર માનું છું. મને

તો તે ભવિષ્યવાણી જેવું લાગ્યું અને તેથી હું બ્હીની." જોનની સખી જતાં જતાં બોલીઃ–

"ભવિષ્યવાણી જેવું લાગ્યું ? મને ખબર હતી કે એ ભવિષ્યવાણી છે." હું રડતો હતો. ધ્રૂજતી ધ્રૂજતી જોન સચેત થઇ. પછી ખુરશી ઉપરથી ઉઠી એકદમ મારી પાસે આવી, દયાની નજરથી મારા કપાળ ઉપર પોતાનો હાથ મૂકી તે બોલીઃ–

"બાપુ ! તને શું દુઃખ છે ? મને કહેની ?"

મારે જૂઠું બોલવું પડ્યું. મેં એક ફાટેલો કાગળ લઈ કહ્યું કે આમાં મને એક મિત્રે લખ્યું છે કે, પરીઓવાળું આપણું વૃક્ષ કોઇ દુષ્ટ પુરુષે કાપી નાખ્યું છે.

જોનની આંખ પણ પાણીવાળી થઇ ગઈ. પછી તે બોલીઃ—

"અરે ! કેટલું ભયંકર ! કેટલું ભયંકર ! એવો કોણ દુષ્ટ હશે કે આપણા વૃક્ષને કાપી નાખ્યું ? અરે ! એ વૃક્ષને આપણે કેટલું ચાહતાં હતાં ? ! એ વૃક્ષનું ગીત તો બોલ." હું બોલવા લાગ્યોઃ–

તુજ પાન પરે મુજ આંસુ સરે,
નિત રહે કુમળાં મુજ આંસુ ઝરે !

એમ બોલવા લાગ્યો અને છેવટે આ લીટીઓ બોલ્યો, ત્યારે તેને આંસુ આવ્યાં.

ભમું હું કદિયે પરભોમ મહીં,
વસજે મુજ અંતર તુંય તહીં !

એવામાં રાજાનો દૂત જોન માટે કાગળો લઈ આવ્યો, અને અમારી વાતચીત ત્યાં પૂરી થઇ.

(૧૮)

જોને પહેલાં પણ રાજાને પોતે જીવતી હોય ત્યાંસુધી બનતો લાભ લેવાનું કહ્યું હતું. કારણ કે તેની જીંદગી ફક્ત એકજ વર્ષ પહોંચવાની હતી. તે વખતે મેં જોનના શબ્દો ઉપર એટલું ધ્યાન આપ્યું નહોતું, પણ હવે મારા મનને ખાત્રી થઈ. આજસુધીમાં તો બધા જોનના શબ્દો ભૂલી ગયા હતા. કારણ કે તે શબ્દો યાદ કરવા કોઇને સૂઝ્યું નહિ—એટલો બધો તેઓનો જોન ઉપર પ્યાર હતો. ખરેખર, મારા સિવાય એ વાત કોઇને સાંભરતી નહોતી. મારા મન ઉપર આ ભારે બોજો હતો. હજી જોન પૂરી યુવાવસ્થામાં પણ આવી નહોતી, એટલામાંજ શું તેનું મૃત્યુ થશે ?

પણ હવે આવા વિચાર કરવાના નહોતા. સવારના પહોરમાં

તો રણશિંગાં ફૂંકાવા લાગ્યાં. ખણખણ હથિયારો ખખડતાં. ક્યાંય થોભ્યા સિવાય અમે મોંગ તરફ કૂચ કરી. પૂલ ઉપર હલ્લો કરી અમે તે જીતી લીધો, અને તેનું રક્ષણ કરવા ત્યાં એક ટુકડી રાખી. અમે જ્યારે બોજંસી પહોંચ્યા, ત્યારે અંગ્રેજોએ ગામ ખાલી કર્યું, અને કિલ્લામાં ભરાઈ બેઠા. જોને ત્યાં પોતાનું તોપખાનું લાવી રાત્રે પડી ત્યાંસુધી તેના ઉપર મારો ચલાવ્યો. એવામાં ફ્રાન્સનો સેનાનાયક પણ આવી પહોંચ્યો. ડયુક સાથે તેને અણબનાવ હતો, પણ જોને ડયુકને મનાવી લીધો. આવાં કામો રાજવિદ્યામાં તેની પ્રવીણતા બતાવે છે. પ્રત્યેક વિષયમાં તેનું કૌશલ્ય અપ્રતિમ હતું. ગમે તે સદ્ગુણ જગતમાં હોય—અને જો અમે તે જોન ઑફ આર્કમાં શોધતા, તો તે અમને તેનામાંથી મળી આવતો.

જુનની સત્તરમી તારીખની સવારે જાસુસો ખબર લાવ્યા કે, અંગ્રેજો આવી પહોંચ્યા છે. અમે તેઓની સામા ચાલ્યા. થોડી વાર પછી અમે તેઓને નજરોનજર જોયા. યુદ્ધને માટે પોતાને અનુકૂળ થાય, એવું સ્થળ તેમણે પસંદ કર્યું હતું. તીરંદાજોને મોખરે રાખી તેઓ અમારી વાટ જોઈનેજ ઉભા હતા.

રાત્રિ પડતી હતી. શત્રુઓ તરફથી એક દૂત લડાઇનું કહેણ લાવ્યો. જોને સ્વાભાવિક શાંતિથી ઉત્તર વાળ્યો:—

"જા, તારા સરદારને એમ કહે કે આજે તો મોડું થઈ ગયું છે, પણ કાલે સવારે આપણે યુદ્ધ કરીશું."

રાત્રિ અંધારી હતી. થોડો થોડો વરસાદ પણ પડતો હતો. દશ વાગે અમારી સભા મળી. કેટલાકનો મત એવો હતો કે જોને લડાઈ કરવા ના પાડી, એ તેની ભૂલ હતી. વળી કેટલાક એમ માનતા હતા કે તેણે સારૂં કર્યું હતું. ઢીલ કરવા માટે જ્યારે જોનને એક સરદારે કારણ પૂછ્યું, ત્યારે જોન બોલી:—

"કારણ એક નહિ, પણ અનેક છે. પહેલાં તો એ કે, અંગ્રેજો ગમે તેમ કરે તોપણ આપણા પંજામાંથી છૂટી શકશે નહિ, તેથી આપણે ખાલી મફત શું કામ જોખમમાં પડવું ? જ્યારે આપણું લશ્કરજ નબળું છે, ત્યારે બધી બાબતોનું આપણે નિરીક્ષણ કરવું જોઇએ; અને તેથી યુદ્ધનો વખત દિવસનો હોય, એ બહેતર છે."

"કાલે પણ દુશ્મનોનું એજ લશ્કર હશે, અને આપણું પણ એજ હશે. પછી યુદ્ધ શું કામ ન કરવું ?"

જોન હસી પડી. પછી પોતાના હાથમાં તે સરદારના ટોપની

કલગીનો એક તાંતણો લઈ કહ્યું:

"તમે મને કહેશો કે, આ કયો તાંતણો છે?"

"તે હું શી રીતે કહી શકું?"

"જ્યારે તમે આટલું નથી કહી શકતા, ત્યારે કાલે શું થશે તે કેમ કહી શકો? કાલે આપણી સંખ્યામાં વધારો થશે તો?"

"એ સિવાય બીજું કંઈ કારણ છે?"

"હા, પ્રભુએ નીમેલો દિવસ આજે નહિ, પણ કાલે છે, અને કાલે આપણને વિજય મળશે અને તે ફ્રાન્સને કોઈ વખત નથી મળ્યો, તેવોજ મળશે."

અમને જોનમાં શ્રદ્ધા હતી. અમારાં હૈયાં હળવાં થયાં અને અમે ગપાટા હાંકવા લાગ્યા. એવામાં એક જાસૂસે આવીને કહ્યું કે, અંગ્રેજો ચોરી–છુપીથી પાછા હઠે છે, એવું મને લાગ્યું.

સરદારોના ચહેરા ઉપરથી સ્પષ્ટ માલૂમ પડતું હતું કે, તેઓ બહુજ આશ્ચર્યચકિત થયા હતા.

"તેઓ પાછા વળે છે" જોને કહ્યું.

"એમ દેખાય છે ખરૂં."

"એ સાચીજ વાત છે."

"આપણે આ આશા નહોતી રાખી, પણ કારણ ખુલ્લું છે."

"હા" જોને કહ્યું "એ લોકોએ ઉદ્ધતાઈ છોડી હવે કંઈક વિચાર કર્યો છે. અંગ્રેજ સરદારોનો વિચાર મોંગનો પૂલ જીતી બીજી બાજુ નાસી જવાનો છે. આમ કરી તેઓ બોજંસીનો કિલ્લો બચાવવા માગે છે, પણ આપણે તે કેમ થવા દઈશું?"

"બોજંસીનું શું કરવું?"

"હું જરા વારમાં કંઇ પણ લોહી રેડયા વિના એ કિલ્લો કળાથી જીતીશ. જ્યારે એ લોકો પોતાની હાર થઈ છે, એવું જાણશે કે તુરતજ શરણે આવશે."

બધા સરદારો ગર્જી ઉઠયા: "અમને જલદી મોકલો, મોકલો. દરેકને પોતપોતાનું કામ સોંપી દો. પછી એને પણ આપણે પાણી દેખાડીએ."

"જુઓ, એ કામ કંઇ અઘરૂં નથી. ત્રણ કલાક સુધી ભલે સિપાઈઓ આરામ લે. એક વાગે આપણે કૂચ કરીશું; શત્રુઓની પાછળજ રહેજો અને બનતાં સુધી લડતા નહિ. હું બોજંસી જાઉં છું. અમે તમને પાછાં મળસ્કામાં મળીશું."

જોને વચન પાળ્યું. તે પોતાના અંગરક્ષકોને લઇને ચાલી. હું જોનની સાથે હતો. બોજંસી જઇ અમે અંગ્રેજ નાયકને ખબર આપી કે તેનું લશ્કર તાબે થયું છે. જોને બહુ રહેમદષ્ટિ રાખી. તેઓને કિલ્લામાંથી અસ્ત્ર-શસ્ત્ર અને પૈસા લઇ જવાની રજા આપવામાં આવી. અમે સેનાનાયકને લઈ મળસ્કામાં અમારા લશ્કરને મળવા ગયાં, એટલામાં અમે તોપના ધડાકા સાંભળ્યા. અંગ્રેજ સરદારે પૂલ ઉપર હલ્લો શરૂ કરી દીધો હતો; પણ બરાબર અજવાળું ઉઘડે તે પહેલાં તો અવાજો બંધ થઈ ગયા. પછી તે ન સંભળાયા. અંગ્રેજ સરદારને ખબર પડી હતી કે, બોજંસી શરણે જઈ ચૂક્યું છે. હવે લડવું નકામું હતું. તેથી તેણે પારીસ તરફ કૂચ કરી. મોંગના સિપાઇઓ પણ તેની સાથે હતા.

તે ત્રણ દિવસમાં અમે ઘણા ફ્રેન્ચ કિલ્લા લીધા.

(૧૯)

અઢારમી જૂનનો આ દિવસ હતો. સવારે તપાસ કરી, પણ ક્યાંય શત્રુ નહોતા; પરંતુ મને તેની લેશ પણ ચિંતા નહોતી. મને તો ખાત્રી હતી કે, ગમે ત્યાંથી શત્રુ આવશે, અમે જીતીશું; અને એ ધક્કો શત્રુઓને એવો લાગશે કે એક હજાર વર્ષ સુધી તો તેમનું નામનિશાન ફ્રાન્સમાંથી જતું રહેશે. મને જોનનાં સ્વપ્નાં —એટલે કે તેની દિવ્ય પ્રેરણાઓ—ઉપર શ્રદ્ધા હતી, અને વળી હું શ્રદ્ધા રાખતો તે સર્વદા ફળતી.

રસ્તામાં એક ગાઢ જંગલ આવતું હતું, તેમાં માણસો ઘણી સહેલાઇથી છુપાઇ શકે એવું હતું. માણસોનાં પગલાં અમે ભીની જમીન ઉપર જોયાં. વ્યવસ્થાસર તે પડતાં આવ્યાં હતાં. આ પગલાં લશ્કરનાં હતાં, તે ચોક્કસ હતું.

તેથી હવે અમારે સંભાળ લેવી પડી. રખેને દુશ્મનો અમારા ઉપર અમને ખબર ન પડે એવી રીતે હલ્લો કરે તો અમારૂં કર્યું-કારવ્યું ધૂળ મળે. જોને રસ્તો શોધવા માટે બે ચાર નાયકો સાથે થોડાંક માણસ આગળ મોકલ્યાં. અમારે ભય તો ઘણો હતો, પણ એ સિવાય બીજો માર્ગ ન હતો.

પેટે પાસે આવતું જતું હતું. એટલામાં એક હરણ અમારાં પગલાંથી બ્હી છેટે નાઠું. તુરતજ એક ઠેકાણેથી બૂમ પડી કે ત્યાં અંગ્રેજો હતા. તેમને ખાવાનું કંઇ ન મળેલું હોવાથી આ શિકાર હાથ લાગતાં તેઓના હર્ષનો પાર રહ્યો નહિ; પરંતુ આ હર-

ભિયાથીજ અમને તેઓના સ્થળવિષેની માહિતી મળી હતી. તેઓ અમારા વિષે કંઇ પણ જાણતા નહોતા.

જોને તુરતજ સરદારોને કહ્યું:—

"ઘોડાઓને મારવાની તમારી એડીઓ તો બરાબર મજબૂત છે ને?"

"કારણ! શું આપણે નાસી જવું પડશે?"

"ના, એમ નહિ; આપણે તેઓની પાછળ પડીશું ત્યારે તેઓને પકડી પાડવા માટે ઘોડાઓને ખૂબ દોડાવવા પડશે. ચાલો, આગળ ચાલો!"

એક પળમાં અમે દુશ્મનોને જોયા. તેઓના લશ્કરની ત્રણ ટુકડીઓ હતી. આગળ વળાવો ચાલતો હતો; પછી તોપખાનું હતું; અને ત્યારપછી બીજા સિપાઈઓ વ્યવસ્થાસર કૂચ કરતા હતા. તેઓ હવે ઝાડીમાંથી બહાર આવ્યા હતા, અને મેદાનમાં ચાલતા હતા. અંગ્રેજ નાયકે પાંચસો ચુનંદા તીરંદાજો ચૂંટી કાઢી એક ઝાડી આગળ ગોઠવ્યા—એવું ધારીને કે તેનું બાકીનું લશ્કર આવી પહોંચે ત્યાંસુધી તેઓ અમને રોકી શકે. જોને અંગ્રેજ નાયકનો ઉદ્દેશ કળી જઇ એકદમ હાયરને તેઓના ઉપર ધસી જવા ફરમાવ્યું.

ડયુક અને સુબો, હાયરની પછવાડે જવાનું કરતા હતા પણ જોને કહ્યું:—"હજી નહિ, હજી વખત છે."

ત્યારે તેઓ આતુરતાથી તૈયાર થઈ જોનના હુકમની વાટ જોતા થંભી રહ્યા. જોન મક્કમ હતી. તે અવલોકન કરતી હતી, માપતી હતી, ગણતી હતી. તે મિનિટે મિનિટ અને સેકંડે સેકંડનું ધ્યાન રાખતી હતી. ઉંચી અને નીચી જતી તથા આમથી તેમ વળતી કલગીઓ તરફ તે તાકી તાકીને જોતી હતી.

હાયરના અતિ બળવાન યોદ્ધાઓ માથું મૂકીને લડતા હતા. જ્યાં ત્યાં તેઓ ઘૂમતા. અંગ્રેજોનો હુમલો આવ્યો તેને તુરતજ પાછો હઠાવી તેઓએ બમણા જોરથી પાછો તેમના ઉપર હુમલો કર્યો. અંગ્રેજોમાં ગેરવ્યવસ્થા ફેલાઇ.

ડયુકે અને સુબાએ તે જોયું. તેઓ એટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા કે તેઓના અંગમાં ધ્રૂજારી છૂટતી હતી. તેઓએ જોન તરફ વળીને કહ્યું:—"હવે?"

પણ જોન હજી જોતી હતી, વિચારતી હતી, ગણત્રી કરતી હતી. તે બોલી:—"હજી નહિ."

પોતાના બાકીના લશ્કર તરફ અંગ્રેજ નાયક વળ્યો. અંગ્રેજ સિપાઈઓએ ધાર્યું કે નાયક જોનના ભયથી નાસે છે, તેથી તેઓ એક પળમાં લડવાનું મૂકી દઈ નાઠા.

હવે વખત આવ્યો હતો. જોને અમને પોતાની તરવાર હલાવી નિશાની કરી કે પછવાડે ચાલ્યા આવો. કીકિયારી પાડી પવનને વેગે ઘોડો દોડાવી શત્રુઓ તરફ તે ધસી ગઈ.

અમે નાસતા લશ્કરને ત્રણ કલાકસુધી કાપ્યું. જ્યાં જોઈએ ત્યાં અમારો વિજય થયો. આ પ્રમાણે પેટેની લડાઈ અમે જીત્યાં હતાં.

જોન ઘોડા ઉપરથી ઉતરી અને ધ્યાનથી રણનો દેખાવ જોઇને બોલીઃ—

"પ્રભુનો આભાર માનો. આજે તેણે ઘણો ઘાણ વાળ્યો છે." પછી તેણે વિચારમાં—ઉંડા વિચારમાં માથું ઉંચકીને કહ્યુંઃ—

"એક હજાર વર્ષ—એક હજાર વર્ષ આ યુદ્ધને લીધે ફ્રાન્સમાંથી અંગ્રેજી સત્તા તૂટી પડશે." પોતાની આજુબાજુ ફરી વળેલા સરદારોને વળી તે વિચારમાં ને વિચારમાં સંબોધીને બોલીઃ—

"મિત્રો ! મારા મિત્રો ! શું તમે જાણતા નથી કે આજે ફ્રાન્સ સ્વતંત્ર થયું છે ?"

હાયરે સલામ કરીને કહ્યુંઃ "જો જોન ઑફ આર્ક ન હોત, તો ફ્રાન્સ કોઇ દિવસ સ્વતંત્ર થાતજ નહિ."

પછી આખા લશ્કરે હર્ષનાદ કર્યોઃ—"ઘણું જીવો ઓર્લિયન્સની કુમારિકા ! અનંતકાળ સુધી જીવો જોન ઑફ આર્ક!" જોને હસતાં હસતાં તરવારથી સલામ ઝીલી.

સાંજે મેં જોનને પેટેના રણ ઉપર ઘવાયેલાઓની અને મરેલાઓની વ્યવસ્થા કરતી જોઇ. એક અંગ્રેજ સિપાઇ બિચારો બહુ ગરીબ હતો—અને પોતાનો છૂટકારો પૈસાથી કરવા તે અશક્ત હતો. અમારા માણસોએ તેથી તેને ઘાયલ કર્યો હતો. જોને છેટેથી આ જોયું. તેણે તુરતજ એક પાદરીને બોલાવ્યો. જોને તે સિપાઈનું માથું પોતાના ખોળામાં લીધું, અને સગી બહેન માફક અંતકાળ સુધી તેની સેવા કરી. જોનની આંખમાં તે વખતે આંસુ વહેતાં હતાં. તે મનુષ્યમાત્ર ઉપર પ્રેમ રાખતી અને તે પણ માતા રાખે તેવો ઉત્કટ.

(૨૦)

આ સઘળાં યુદ્ધોએ રેમ્સનો માર્ગ ખુલ્લો કર્યો હતો. હવે

રાજ્યાભિષેકની ક્રિયા સામે કંઇ પણ પ્રતિબંધ નહોતો. રાજ્યાભિષેક થયા પછી જોનનું જીવનકાર્ય પરિપૂર્ણ થવાનું હતું.

રાજાને રેમ્સ જતાં ભય લાગતો હતો. કારણ કે માર્ગમાં માઇલે માઇલે અંગ્રેજી કિલ્લાઓ આવતા. રાજાને મન તો તે સર્વ અજિત હતા, પણ જોનને મન તે કંઇ નહોતું; તોપણ અમે જેમ તેમ બધાને સમજાવી ગીનથી બાર હજાર માણસ સાથે ચાલ્યા. આજે જુનની ઓગણત્રીસમી તારીખ હતી.

ઑાકસેરીમાં અમે ત્રણ દિવસ રોકાયા. તે શહેરે લશ્કરની ખોરાકી આપી, અને શરણે આવ્યું. અમે શહેરની બહારજ પડાવ નાખ્યો. સેન્ટ ફ્લોરન્ટીનના કિલ્લાએ પણ તાબે થવાનું ઉચિત ધાર્યું.

ચોથી જુલાઇએ અમે સેંટ ફાલ પહોંચ્યા. ત્યાંથી અમે ટ્રોય્સ તરફ પ્રયાણ કર્યું. જોને એ ગામને શરણે આવવા સૂચવ્યું, પણ તેની આજ્ઞા પળાઇ નહિ. જોને સાથે તોપખાનું લીધું નહોતું તેથી તેઓ પોતાને સહીસલામત ધારતા હતા. પાંચ દિવસ સુધી અમે કોલકરારો કરવા પ્રયત્ન કર્યો, પણ તે અફળ ગયો. રાજા આથી નિરાશ થઇ ગયો અને પાછા વળવા ધાર્યું; પણ હાયર સભામાં રાજાને પણ લાગુ પડે, એવાં વાકયો બોલ્યો: “ કુમારિકા જોને આ લશ્કરના ઉપરીનો હોદ્દો લીધો છે, તોપછી ગમે તે માણસને જોન સામે થવાનો અધિકારજ નથી.” અસ્તુ.

તેથી રાજાએ જોનને તેડાવી અને શું કરવું તે વિષે પૂછ્યું. જોને જરા પણ શંકા વિના કહ્યું:–

“ત્રણ દિવસમાં આ સ્થળ આપણું માની લેવું.”

“સાચું પૂછો તો છ દિવસ લાગશે.” એક અધિકારી બોલ્યો.

“છ દિવસ! પ્રભુનું નામ લઇને કહું છું કે, કાલે આપણે ટ્રોય્સના દરવાજામાં દાખલ થઈશું.”

પછી તે ઘોડા ઉપર સ્વાર થઈ. લશ્કરને તપાસી તેણે કહ્યું:–

“તૈયારી કરો, મારા મિત્રો! કામે લાગો. કાલે આપણે હલ્લો કરવાનો છે.”

જોને આખી રાત્રિ સાધારણ સિપાઈની માફક કામ કર્યાં કર્યું. પછી સવારે તેણે પોતાનો હોદ્દો સંભાળી હુમલો કરવા હુકમ આપ્યો. તેજ વખતે સામાવાળાઓએ સુલેહનો વાવટો બતાવ્યો. આવી રીતે કંઇ પણ લોહી રેડાયા વિના ટ્રોય્સ તાબે થયું.

ટ્રોયસવાળા અંગ્રેજો પોતાની સાથે ફ્રેન્ચ ગુલામોને લઈ જતા હતા, પણ જોને તેમના બદલામાં રાજા પાસેથી પૈસા અપાવ્યા અને તેમને છોડાવ્યા.

અમે અમારી કૂચ ચાલુ રાખી. કેલોન્સ તાબે થયું. એક સરદારે કેલોન્સ પાસે ભવિષ્ય કેવું રૂપ ધારણ કરશે, તેને માટે પૂછયું. જોને કહ્યું કે, મને એકજ વસ્તુનો ભય છે, અને તે દગો છે. અરે ! કોણ એ માને ? કોને એવું સ્વપ્નું પણ આવ્યું હોય ? તોપણ તે ભવિષ્યવાણી હતી.

કૂચ અમે ચાલુજ રાખી. સોળમી જુલાઇને દિવસે રેમ્સના બૂરજ અમારી નજરમાં આવ્યા. ચારે તરફથી હર્ષનાદો ગાજ્યા. જોન ધોળું બખ્તર પહેરી આનંદસમાધિમાં હોય—જાણે સ્વર્ગથી ઉતરી આવી હોય—એવા એવા તર્કવિતર્ક અમારા હૃદયમાં પ્રેરતી ઘોડા ઉપર બેસી રેમ્સનો દેખાવ જોતી હતી. હવે કાલે જોન ઑફ આર્ક એમ કહે તો ચાલે કે, મારૂં કામ પૂરૂં થયું છે—હવે મને જવાની રજા આપો.

અમે પડાવ નાખ્યો કે રાજ્યાભિષેકની તૈયારીઓ થવા લાગી. ધર્મમંડળનો વડો આવી પહોંચ્યો. ત્યારપછી નગરવાસી અને ગામવાસીઓનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. ચારે તરફ વાવટા ઉડી રહ્યા હતા. ઠેકાણે ઠેકાણે સંગીતના મધુર રણકારા કાને પડતા. આખી રાત્રિ લોકો શહેરને શણગારવામાં ગુંથાઇ રહ્યા હતા. સવારે લોકો વહેલા ઉઠયા. અમને ખબર હતી કે રાજ્યાભિષેકની ક્રિયા નવ વાગે શરૂ થશે, અને પાંચ કલાક પહોંચશે.

જોને હવે લશ્કરને છેલ્લી સલામ કરી દીધી. કારણ કે તે ધારતી હતી કે, હવે તેને લશ્કર સાથે કંઇ પણ કામ પડવાનું નહોતું. લશ્કરને તે છેલ્લીજ વેળા તપાસતી હતી. દરેકે દરેક સિપાઇ જોન પાસેથી જતો, જતાં જતાં સલામ કરતો, અને થોડાંક પગલાં આગળ ચાલ્યા પછી પણ અદબ વાળી ચાલતો. આ વખતે બધું શાંત હતું. વિજય મળ્યા પછી સિપાઇઓ ખુશી થાય છે, પણ આજે તેઓનાં વદન ઉપર હર્ષ નહોતો. કારણ કે જોન ઑફ આર્ક સેનાધિપતિનો હોદ્દો છોડી જાય છે, એ તેઓને ખબર હતી.

પછી અમે રાજાને મહેલ ગયા. તે તૈયારજ હતો. જોન લશ્કરને મોખરે ચાલી. ગામના લોકોનાં ટોળેટોળાં જોનનું દર્શન કરવા આવતાં હતાં. તેઓ અમારા માર્ગની બન્ને બાજુએ ગોઠવાઈ

ગયાં હતાં. જાણે કોઇ ગલીમાંથી કૂચ કરી જતા હોઈએ, એવું અમને લાગતું હતું. રસ્તામાં ચારે તરફ ફૂલ ઉગી. નીકળ્યાં હતાં, તે જાણે જોનના પગને ચુંબન કરતાં હોય એવાં લાગતાં હતાં. જોનને જોઇ કોઈ નમન ન કરે, એવું મેં આટલા મહીનાઓમાં કોઇ વખત જોયું નહોતું. લોકો જોનને પગે લાગતા. જોન જ્યારે દુશ્મનોના હાથમાં પકડાઇ અને જ્યારે તેનો મુકદ્દમો ચાલ્યો, ત્યારે આ મુદ્દો તેની વિરુદ્ધ લાવવામાં આવ્યો હતો.

અમે જેમ જેમ પાસે આવતા ગયા, તેમ તેમ લોકોની ગીરદી વધવા લાગી. તોપના અવાજોથી કાન ફૂટી જતા અને ધૂમાડાનો તો કંઇ પારજ રહ્યો નહિ. અમે પૂરભપકામાં શહેરના દરવાજામાં પેઠા. પછી મુખ્ય મુખ્ય માર્ગે થઇ અમારૂં સરઘસ ચાલ્યું. બારીઓમાં તો શું, પણ છાપરાંઓ ઉપર પણ જગ્યા ખાલી રહી નહોતી–એટલાં મનુષ્યો જોનનું દર્શન કરવા ભેગાં થયાં હતાં. પળે પળે હર્ષનાદો ગાજી ઉઠતા.

જોનનું નામ મંદિરની પ્રાર્થનાઓમાં દાખલ થયું હતું, પણ આથીએ વધુ માન જોનને લોકો તરફથી મળ્યું, અને તે એ કે, તેની છબી ચાંદ ઉપર કોતરાવી તેઓ તાવીજતરીકે પહેરતાં. જ્યાં ત્યાં આવાંજ તાવીજ જોવામાં આવતાં.

અમે ધર્મમંડળના વડાના મહેલ આગળ ઉતર્યા. ત્યાંથી રાજાએ સેંટ રેમ્સના દેવળમાંથી પવિત્ર તેલનો કૂજો મંગાવ્યો. અત્યાર સુધીના સઘળા રાજાઓ રાજ્યાભિષેક વખતે તે તેલ ચોળતા અને એ નિમિત્તે કેટલીક ખાસ ક્રિયાઓ કરાતી હતી. આ પ્રસંગે પણ તે કૂજો ખાસ ક્રિયાઓ અને ધામધૂમ સહિત દેવળમાંથી મંગાવવામાં આવ્યો. રસ્તામાં લોકો તે કૂજાને જોઇ સાષ્ટાંગ નમસ્કાર કરતા. કારણ કે તેઓ માનતા કે તે સ્વર્ગમાંથી ઉતરી આવ્યો છે.

આ કૂજો લઇ આવનારૂં ભવ્ય સરઘસ મંદિરના પશ્ચિમદ્વારમાં પેઠું. આર્કબીશપ દાખલ થયો કે પ્રાર્થનાસંગીત ગાજી ઉઠ્યું. તે મંદિર લાખો માણસોથી ભરાઇ ગયું હતું. વચમાં એક ચોગાનજ ખાલી રાખવામાં આવ્યું હતું. અહીં આર્કબીશપ પોતાના હાથ નીચેનાં માણસોસહિત આવી પહોંચ્યો. પછી તેના રક્ષણ માટે તેની સાથે ચાલનારા પાંચ ઉમરાવો ભવ્ય પોશાકમાં પોતાના ઘોડાઓ ઉપર બેસી વાવટાઓ ઉડાવતા ઉડાવતા આવ્યા. અહો !

તે કેટલું મનોહર લાગતું હતું ! આવો સરસ દેખાવ મેં આખી જીંદગીમાં જોયો નહોતો.

મંદિરના પગથિયાથી લગભગ ચારસો ફીટ તેઓ ચાલ્યા. પછી આર્કબીશપે તેઓને જવાની રજા આપી; અને તેઓએ કલગી ઘોડાની ડોકને લાગી ત્યાંસુધી ઝૂકીને સલામ કરી. ત્યારપછી ઘોડાઓને નચાવતા નચાવતા તેઓ ચાલી ગયા.

થોડીક પળસુધી તો શાંતિ વ્યાપી. લોકો ઉંઘતા હોય એમ લાગતું હતું. એટલામાં એકાએક ચારસો રણશિંગાંઓ ફૂંકાયાં. તુરતજ રાજા અને જોન પશ્ચિમના મોટા દરવાજેથી આવી પહોંચ્યાં. તેઓ ધીમે ધીમે ચાલતાં હતાં. હર્ષનાદ અને સંગીત–તે સિવાય કંઈ પણ કાને પડતું નહિ. જોનની બાજુમાં તેનો વાવટો લઇને એક માણસ ચાલતો હતો, અને તેની પાછળ રાજ્યના સેવકો પોતાના હોદ્દાસર ચાલતા હતા.

મુકરર કરેલા સ્થાને સરઘસ આવી પહોંચ્યું. પછી રાજ્યાભિષેકની ક્રિયાઓની શરૂઆત થઇ. આ ક્રિયાઓ ઘણી લાંબી હતી. પ્રાર્થના થઈ, પ્રાર્થનાસંગીત ગવાયું, ધર્મબોધ અપાયો અને એવી એવી બીજી બાબતો અમલમાં મૂકવામાં આવી. આ બધો વખત જોન પોતાનો વાવટો હાથમાં ઝાલી રાજા પાસે ઉભી હતી. પછી રાજાને સોગંદ આપવામાં આવ્યા, અને તેલનું મર્દન થયું. ત્યારપછી એક ઉમરાવે પગે લાગી રાજા આગળ ગાદી ઉપર રાજમુકુટ મૂકયો. રાજાએ થોડીક વાર તો વિચાર કર્યો; મુકુટને માત્ર અડકયો, પણ જોનની આંખો અને તેની આંખો મળી કે તે હસ્યો. જોને ફ્રાન્સનો મુકુટ હાથમાં લીધો, છાતી કાઢી તેને ઉંચકયો અને મલકાતે મોંએ તેના માથા ઉપર મૂકી દીધો.

પછી હર્ષનાદોનું તો પૂછવુંજ શું ! તોપના અવાજોથી તો જાણે અમે બહેરા થઈ ગયા.

જોન આ વખતે રાજા તરફ ફરી, અને ધીમે ધીમે ગદ્ગદ્ કંઠે તે બોલી:–

"ખુદાવિંદ! પ્રભુની કૃપાથી તમારો મુકુટ તમને મળ્યો છે. મારૂં કામ હવે પૂરૂં થયું છે. હવે મને શાન્તિમાં મારી મા પાસે જવા દો. તે ઘરડી છે, અશક્ત છે, તેને મારી સેવાની જરૂર છે."

રાજાએ તેને ઉભી કરી, અને ભરસભામાં તેનાં મહાભારત કાર્યોનાં વખાણ કર્યાં. પછી તેણે તેને ખિતાબો બક્ષી કાઉન્ટના પદે

ચઢાવી. વળી તેની ઉચ્ચસ્થિતિને અનુસરી ગ્રહમંડળ નીમી આપ્યું. ત્યારપછી તેણે કહ્યું:—

"તમે રાજ્યને બચાવ્યું છે. તમે તમારી મરજીમાં આવે તે વસ્તુ માગો. હું ગમે તેમ કરીને તમારી ઇચ્છા પરિપૂર્ણ કરીશ."

જોન પગે લાગી બોલી:—"મારા બાદશાહ! મારા ઉપર તમારી આટલી બધી મહેરબાની છે તો હુકમ કરો કે, મારા ગરીબ ગામડા ઉપરના બધા કર માફ થાય."

"જાઓ, તે માફ છે. પછી?"

"બસ."

"બસ? બીજું કંઇ નહિ?"

"નહિ, કંઇ નહિ. મને તાણ કરો નહિ. હું કંઇ નહિ માગું."

રાજા મુંઝાયો, નિરાશ થયો. પછી તેણે જોનની નિઃસ્વાર્થતાની ઘણી પ્રશંસા કરી. અમારા ગામડાનો કર તેણે હમેશને માટે માફ કર્યો. રાજાની મરજી હતી કે જોન કંઇ બીજું પણ માગે તો ઠીક, પણ તેને જોન માટે એટલું માન હતું કે તેણે જોનની મરજી વિરુદ્ધ જરા પણ દબાણ કર્યું નહિ.

તમને યાદ હશે કે, અમે બાલ્યાવસ્થામાં મશ્કરીમાં ને મશ્કરીમાં રાજા ખુશી થાય તો તું શું માગે? એવો જોનને પ્રશ્ન કર્યો હતો; અને "આપણા ગામના કર રાજા માફ કરે એવું હું માગું" એવો ઉત્તર પણ જોને તે સમયે આપ્યો હતો. જ્યારે જોન આ શબ્દો બોલી, ત્યારે તે અમે હસવામાંજ ગણી કાઢયું હતું, પણ આજે અમે જોનના મનની મોટાઇ સમજ્યા—તેના ઉચ્ચ હૃદયને આજે જાણ્યું.

જોને અમારા ગામનો કર સદાને માટે માફ કરાવ્યો. તે દિવસ પછી ત્રેસઠ વર્ષ ચાલી ગયાં છે. ડોમરેમીનાં આજુબાજુનાં ગામડાંઓનો કર ત્રેસઠ વખત લેવાયો છે, પણ કર ઉઘરાવનારા કોઇ વખત ડોમરેમીમાં આવ્યા નથી. હિસાબની ત્રેસઠ ચોપડીઓ ભરાઇ છે. કોઇ તે જોવા પણ ઇચ્છે. દરેક ગામના નામની નીચે તે ગામમાંથી કેટલો કર આવ્યો તે એક સ્થળ સિવાય બધે લખેલું છે. હું કહું છું તે સાચું છે, જ્યાં ડોમરેમીનું નામ છે ત્યાં તેના વેરાનો આંકડો નથી; પણ માત્ર ત્રણજ શબ્દ લખ્યા છે, અને તે નીચે પ્રમાણે:—

| ડોમરેમી |
|---|
| નહિઃ ઓર્લિયન્સની કુમારિકા. |

કંઇ નહિ! ઓલિંયન્સની કુમારિકા ! આ શબ્દો કેટલા ટુંકા છે, પણ આ શબ્દો આખી પ્રજા એકજ મતે—એકજ સાદે બોલી છે.

બે વાગે રાજ્યાભિષેકની ક્રિયાઓ પૂરી થઇ. પછી સરઘસ પાછું નીકળ્યું. લોકોના હર્ષની તો વાતજ ન પૂછવી.

જોન ઑફ આર્કના જીવનરૂપી નાટકનો ત્રીજો અંક અહીં પૂરો થાય છે.

(૨૧)

અમે અમારૂં સરઘસ પૂર દોરદમામથી કાઢયું. જોન આગળ વધતી, તેમ લોકો તેના ઘોડા આગળ આવી કુર્નિસો બજાવતા. ધીમે ધીમે અમે શહેરના મુખ્ય ભાગોમાં ફરી એક ધર્મશાળા આગળથી નીકળ્યા, ત્યારે અમે બે માણસોને જોયા. તેઓએ જોનને નમન કર્યું નહોતું, પણ અજાયબીની દૃષ્ટિથી તેના તરફ જોતા હતા. તે પાસેજ હતા, પણ તેઓ ઉપર કોઇએ જાદુ કર્યું હોય એમ પાષાણવત્ ઉભા હતા. સિપાઇઓ ગુસ્સે થઇ તેમને શિક્ષા કરવા ધસ્યા, પણ જોનની નજર જ્યારે ઉપર્યુક્ત બનાવ ઉપર પડી, ત્યારે તેણે કહ્યું કે, રહેવા દો. તે ઘોડા ઉપરથી ઉતરી, તે બન્નેને ગદ્ગદ્ હૃદયે ભેટી. આ બે પુરુષોમાં એક જોનનો પિતા અને બીજો તેનો મામો હતો.

શહેરવાસીઓએ રાજાને તથા જોનને બપોરે એક મિજબાની આપી. આ મિજલસમાં જોનના પિતાને તથા મામાને તેડાવવામાં આવ્યા, પણ તેઓને ત્યાં ઠીક ન પડ્યું; તેથી તેઓ માટે ખાસ એક જૂદીજ અગાશી ઉપર બેઠક ગોઠવવામાં આવી. ત્યાંથી તેઓ તે મિજબાનીનો દેખાવ અને જોનને મળતું સન્માન જોઇ ગળગળા થઇ ગયા. એવામાં રાજાએ સંગીતનો હુકમ કર્યો. જોનના મન ઉપર સંગીતની બહુજ ઉંડી અસર થઇ.

રાત્રે અમે ડોમરેમીના બધા રહેવાસીઓ ધર્મશાળામાં બેસવા ગયા. જોને પોતાના અંગરક્ષકોને રજા આપી અને કહ્યું કે, હું મારા પિતા સાથે અહીંજ સૂઈશ. ત્યારપછી પોતાના પિતા અને મામા વચ્ચે તે બેસી ગઇ, અને પોતાના હાથ તેઓના હાથમાં ભેરવી રમતમાં ને રમતમાં કહેવા લાગી:—

"અહીં આપણે કોઇ પણ જાતની રીતભાત જાળવવાની જરૂર નથી. હવે આપણી સ્થિતિ આગળના જેવીજ છે. કારણ કે બધાં યુદ્ધો પૂરાં થયાં છે, અને હવે હું ઘેર—" એવામાં તે અટકી. તેનું

મન તેની વાણીથી વિરુદ્ધ જતું હતું. પછી તે અત્યંત આતુરતાથી બોલી:–"અરે તે દિવસ ક્યારે આવશે ?" જોનનો પિતા આશ્ચર્ય-ચકિત થયો, અને બોલ્યો:–

"શું આવા સરસ યોદ્ધાઓ અને આવી કીર્તિ મૂકીને એક નાના ગામડામાં રાજકુંવરો અને સરદારોના સંગવગર તું એકલી રહીશ ?"

જોને હસતે મોંએ કહ્યું: "આ લડાઈઓ લડવાનો અને કેર વર્તાવવાનો મારો સ્વભાવ ન હતો, અને નથી. જ્યારે અમારા પક્ષનો કે સામા પક્ષનો કોઈ સિપાઈ ઘવાતો ત્યારે તેને જેટલું દુઃખ થતું, એટલુંજ મને થતું. હું તે સિપાઇનાં પિતામાતા તથા બાળબચ્ચાંનો વિચાર કરતી. હવે મારૂં કાર્ય પરિપૂર્ણ થયું છે, ત્યારે પછી શામાટે તે દુઃખમાં રીબાવાનું પસંદ કરૂં ? મારા ગામડામાં મને શું દુઃખ છે? મારી મા બિચારી મને સંભારતી હશે."

"અરે ! તારી મા ? તે બિચારી તો આખો દિવસ ચિંતાજ કર્યા કરે છે. તે ખાતી નથી, પીતી નથી. જ્યારે તોફાન ગાજતું હોય ત્યારે તે કહે છે કે 'અરે ! મારી દીકરી ગરીબ સિપાઇઓ સાથે ભીની જમીન ઉપર સૂતી હશે.' જ્યારે વિજળી ઝબકે અને ગડગડાટ થાય ત્યારે તે બોલે છે: 'આવાજ તોપના ગોળા સામે તે ઝઝુમતી હશે. તેનું રક્ષણ કરવા હું તેની પાસે નથી. પ્રભુ ! પ્રભુ ! દયા કરો ! મારી અનાથ દીકરીને બચાવો.' જ્યારે પણ વિજયના સમાચાર મળે છે ત્યારે તે પહેલાં તપાસ કરે છે કે તું સહીસલામત છે કે નહિ ! પછી તે પગે લાગે છે, અને પ્રભુની પ્રાર્થના કર્યા કરે છે. વારેઘડીએ તે કહે છે કે 'હવે બધું પૂરૂં થઇ ગયું છે–હવે ફ્રાન્સ સ્વતંત્ર થયું છે; હવે મારી દીકરી ઘેર આવશે.' વળી વારંવાર તે નિરાશ પણ થઈ જાય છે, અને રોયા કરે છે."

"પિતાશ્રી ! મહેરબાની કરી આ વાત મારી આગળ ન કાઢો; મારૂં હૃદય ચીરાઇ જાય છે. ઘેર આવી હું તેની એવી સેવા કરીશ–તેને ઉની આંચ નહિ આવવા દઉં–" ગદ્દગદ્દ કંઠે તે બોલી–વધુ તેનાથી ન બોલાયું.

ત્યારપછી તેના પિતાએ કહ્યું:–"બાપુ ! એ તો સાચી વાત, પણ રાજા તને નહિ આવવા દે તો ?. તેનો બધો આધાર તારા ઉપરજ છે. જો તને તે રજા ન આપે તો ?"

જોન મુંઝાઇ, થોડી વાર પછી સંતોષ ધરતી હોય તેમ બોલી:–

"તો પ્રભુની મરજી! પણ એ વિચાર શું કામ કરવો જોઇએ?"

પછી ગપ્પાં ચાલ્યાં. જોને અમારી સાથે હળી મળી વાત કરવા ઘણા પ્રયત્ન કર્યા, પણ અમે હવે તેની સાથે એટલી છૂટથી વાત ન કરી શકયા. તે એક સેનાધિપતિ હતી; અમે કંઇ પણ નહોતા. તેનું નામ જગજાહેર હતું; અમને કોઇ જાણતું પણ નહોતું. તે રાજકુંવરોમાં હરતી ફરતી હતી; અમે એ માનના અધિકારી નહોતા. પ્રભુનો સંદેશો ઝીલનારી તે પાત્રમાં પવિત્ર હતી; અમે પાપી હતા. ટુંકામાં કહું તો તે જોન ઑફ આર્ક હતી; અને અમે તો અમેજ હતા, કંઇ નહોતા; એટલે પછી તેની સાથે અમે કેમ છૂટથી વાત કરી શકીએ! તોપણ તે વિનયી હતી, તેને કશો ગર્વ નહોતો. તે અમને સર્વને ખરા હૃદયથી ચાહતી. અમે તો તેની પૂજા કરતાં ધરાતાજ ન હતા. વાતમાં ને વાતમાં જોનના મામાએ કહ્યું:—

"તારે લડાઇઓ લડવી હોય, તોપણ એક વખત તું ઘેર આવી જજે. લોકો તને બહુ ચાહે છે. દોઢ વર્ષ ઉપર તું અમારી પાસેથી ગઇ, તે પછી તારા નામ ઉપરથી ઘણાનાં નામ જોન રાખવામાં આવ્યાં છે. જો કોઇ બિલાડીને બોલાવવી હોય અને કોઇ બૂમ પાડે કે "જોન ઑફ આર્ક!" તો લાખો બિલાડીઓ એકઠી થાય, એટલી બધી બિલાડીઓનાં નામ પણ તારા નામ ઉપરથી છે. નાનપણમાં તેં જે બિલાડીનું બચ્ચું પાળ્યું હતું, તે હવે આખા ગામમાં બહુ વહાલું થઈ પડયું છે. લોકો તેને જોન ઑફ આર્કની બિલાડી માનીને પૂજે છે એમ કહીએ તોપણ ચાલે. એક વખત કોઇ અજાણ્યા પુરુષે તેના ઉપર પથ્થર ફેંકયો. આથી લોકો એના ઉપર એટલા ગુસ્સે થયા કે તેને ફાંસીએ લટકાવ્યો! સૌ તારા ઉપર ફિદા ફિદા છે—"

એવામાં રાજાનો દૂત જોન ઉપર ચિઠ્ઠી લઈ આવ્યો. તેમાં તેણે જોનનું રાજીનામું નાકબૂલ રાખ્યું હતું. વળી તેણે તેને ખાસ સલાહ માટે તુરતાતુરત બોલાવી હતી.

જોન નિરાશ થઈ ગઈ—દુઃખી થઇ, પણ તે માત્ર એકજ પળ. બીજી પળે ઘેર જવા તલસતી તે ખેડુતની છોકરી નહોતી; તે જોન ઑફ આર્ક હતી, ફ્રાન્સની સેનાધિપતિ હતી.

(૨૨)

હું જોનનો હજુરીઓ અને વળી તેનો ખાનગી કારભારી હતો, તેથી મને પણ જોન સાથે જવાનો અધિકાર હતો. જોન કોઈ

દુઃખી દેવીની માફક સભામાં ચાલી આવી. અજ્ઞાન ખેડુતો સાથે વાત કરતી તે જોન કંઈ આ જોન નહોતી. તે એકદમ સભાને મોખરે આવી ઉભી રહી. દરેકે દરેક ચહેરા ઉપર તેણે શાંતિથી નજર ફેરવી. કયાં ઘા કરવો, તે તેણે જાણી લીધું. નમન કરીને તે બોલીઃ—

"મને મારા સરદારો સાથે વિચાર કરવાનું કામ નથી, તેમ મારે મંત્રીમંડળ સાથે પણ કામ નથી. યુદ્ધસભા ! શાને માટે એ જોઇએ ? જ્યાં એકજ માર્ગ હોય ત્યાં શું વિચારવું ? આ સભા મળી છે, તેમાં વળી શેનો ઠરાવ કરવો ? આ બધું નકામું ધાંધલ અને બધી નકામી ચિંતા શામાટે વહોરી લેવી ?"

આટલું કહી તે અટકી. સભા સચેત થઇ. જોને વળી પાછું બોલવું શરૂ કર્યુંઃ—"જે માણસ બુદ્ધિશાળી છે, જે રાજ્યપ્રતિ વફાદાર છે. તેને ખબર છે કે હવે એકજ માર્ગ ખુલ્લો છે, અને તે એ કે પારીસ તરફ કૂચ કરવી !"

હાયરે તુરતજ ગુસ્સામાં મુક્કી પછાડી. સરદારોનું લોહી જોરથી વહેવા લાગ્યું. પોતાની વિરુદ્ધ કોઇ બોલે છે કે નહિ તે સાંભળવા જોન ઉભી રહી. એવામાં ન્યાયમંદિરના કારસ્તાનમાં પ્રવીણ વડાએ જાણે સમજાવતો હોય એમ હસતાં હસતાં કહ્યુંઃ—

"મહેરબાન સાહેબ ! ડયુક ઑફ બરગન્ડીને પછી આપણે શું ઉત્તર દઇશું ? તે આપણી સાથે વગર વિલંબે સલાહ કરવા તયાર છે, એટલુંજ નહિ પણ પારીસ આપણને આપવા માગે છે, પછી આપણે નકામી ખટપટમાં શું કામ પડવું જોઇએ ?"

જોન તુરતજ તેના તરફ ફરી ગંભીરતાથી બોલીઃ—

"તમારા કાવાદાવા અહીં ખુલ્લા પાડવાની જરૂર નથી."

"કાવાદાવા ?!"

"હા."

સરદારો ગાજી ઉઠયા. રાજા ખુશી થયો. ન્યાયમંદિરના વડાએ ઇન્સાફ માગ્યો, પણ રાજા બોલ્યોઃ—

"જોનને યુદ્ધની બાબતો અને રાજદ્વારી બાબતોમાં પોતાનો અભિપ્રાય આપવાનો હક્ક છે. આપણે તેનું કહ્યું પણ સાંભળીશું; હજી તો તે મત આપે છે."

પેલો બિચારો નિરાશ થઇ ગયો. જોને આગળ ચલાવ્યુંઃ— "હું તમારૂં બધું કારસ્તાન જાણું છું. જ્યારે ફ્રાન્સના હક્કમાં કંઇ ખરાબ થાય, ત્યારે કયા બે દુષ્ટોનાં નામ દેવાં તે સૌ જાણે છે."

"અરે! આવી નિંદા–"

"આ નિંદા નથી. આ આરોપ છે, આ ચોખ્ખો આરોપ છે. રાજાના મંત્રી સામે અને ન્યાયમંદિરના વડા સામે."

આ બન્ને પુરુષો તુરતજ ઉભા થયા, અને જોનની જીભને અટકાવવા રાજાને વિનતિ કરી, પણ રાજાએ તે માન્યું નહિ. તેના આત્મામાં પણ હવે શૌર્ય પ્રસરેલું હતું. તેની આંખ હવે ઉઘડી હતી, ને બોલ્યોઃ–"બેસો, જરા શાન્ત થાઓ. ઢાલની બન્ને બાજુ આપણે તપાસીશું. વિચાર કરો, તમારામાં અને એનામાં કેટલો ફેર છે! જોન મારી સમક્ષ ન હોય, ત્યારે પૂંઠ પાછળ તમે એની કુથલી કરો છો, પણ તે તો તમને મોઢામોઢજ કહે છે."

પેલાઓનાં મોં ઝંખવાઇ ગયાં. જોને શાંતિથી પાછું બોલવું ચાલુ રાખ્યું:–"પહેલેથીજ આપણે બધી બાબતો લંબાવતા આવ્યા છીએ, અને તેથી આપણને કેટલું નુકસાન ખમવું પડયું છે! જ્યાં મતજ ન લેવાતા હોય, ત્યાં સભાઓ શા માટે ભરવી અને નકામા કજીઆ શા માટે કરવા? આઠમી મેને દિવસે આપણે ઓર્લિયન્સ લીધું. ત્રણ દિવસમાં બધું કામ ઉકેલી પેટે ઉપર રેડાયેલું લોહી આપણે અટકાવી શકત. છ અઠવાડિયાં પહેલાં આપણે રેમ્સ ગયા હોત. પારીસ હમણાં આપણા તાબામાં આવી ગયેલું હોત. હજી પણ તરત જો આપણે ઉઠીને કામે લાગીશું તો સારૂં છે. હવે છ મહિનાનુંજ કામ રહ્યું છે. હમણાંની તક ગુમાવીશું, તો વીસ વર્ષે પણ તે પૂરૂં થશે નહિ. માટે કંઇક જરાક સમજો–"

વળી ન્યાયમંદિરનો વડો વચ્ચે પડયોઃ "સાહેબ! તમે ભૂલી જાઓ છો કે પારીસ જતાં જતાં ઠેકઠેકાણે અંગ્રેજી કિલ્લાઓ આવે છે."

જોન ધિક્કારથી બોલીઃ "તેથી થયું શું? આપણે જે કિલ્લા જીત્યા, તે અંગ્રેજોના હતા કે બીજા કોઇના? હવે તે બધા આપણા તાબામાં છે." અહીં મોટેથી સભાસદો જોનની પ્રશંસા કરવા લાગ્યા, અને તેથી જોનને ઘોંઘાટ નરમ પડે ત્યાંસુધી થોડીક વાર અટકવું પડ્યું. "પહેલાં અંગ્રેજી કિલ્લાઓ આપણી સામે હતા; હવે પીઠ પાછળ ફ્રેંચ કિલ્લાઓ છે. આપણે માત્ર કૂચ કરવી જોઇએ. એક પળમાં પારીસ આપણું છે–ફ્રાન્સ આપણું છે. શત્રુઓ આપણી સાથે સભ્યતાથી વર્તે છે તે કાંઈ પોતાની કુલીનતાથી નહિ, પણ આપણી ધાકથી. મને માત્ર રજા આપો–રજા આપો, એટલે બધું ફ્રાન્સ આપણુંજ છે."

ન્યાયમંદિરનો અધ્યક્ષ પાછો બોલ્યો: "અરે! એ ઘેલછા છે—ઘેલછા છે. આપણે જે કામ કર્યું, તે પાછું બગાડી ન નાખવું જોઈએ. આપણે ડયુક ઑફ બરગન્ડી સાથે સભ્યતાથીજ વર્તવું જોઈએ."

"અને આપણે વર્તીશું" જોન બોલી.

"કેમ ? કેવી રીતે ?"

"ભાલાની અણીએ !"

બધા ઉઠયા; ગાજ્યા. કેટલીક વાર સુધી ગર્જના ચાલુ રહી. રાજા ઉઠયો; ગાજ્યો. ખુલ્લી તરવાર જોનને આપી તેણે કહ્યું:—

"રાજા આ તને આપે છે. જાઓ, તમે તેને પારીસ લઇ જાઓ."

વળી પાછી વીરહાક ગાજી. આમ રાજ્યસભા જોનના વિજય સાથે વિસર્જન થઇ.

* * * *

અર્ધી રાત્રિ વીતી ગઈ હતી, પણ જોનને મન તો તે કંઈ નહોતું. જ્યારે કાંઈ પણ કામ હોય ત્યારે તે એમાંજ તલ્લીન રહેતી. તેણે સૂઇ જવાનો મનસુબો કર્યો નાહે. સર્વ સરદારોને જોને જૂદી જૂદી આજ્ઞાઓ આપી. હવે ભવિષ્યના યુદ્ધ માટે ધમધોકાર તૈયારીઓ થવા લાગી.

સરદારો ચાલ્યા ગયા, પણ હું જોનની પાસેજ હતો. ફરતાં ફરતાં જોને મને ડયુક ઑફ બરગન્ડી ઉપર એક પત્ર લખવા કહ્યું. એ પત્રમાં તેને જલદી તાબે થવા સૂચવ્યું હતું.

બીજે દિવસે જોને પિતાની અને મામાની રજા લીધી. તેઓ સાથે વળી તેણે ભાઇભાંડુઓને આપવા કંઈ કંઇ વસ્તુઓ મોકલી. તેઓ જૂદા પડયા ત્યારે દેખાવ ઘણો દયાજનક થઇ પડયો હતો.

સવારે અમે સર્વ વિજયધ્વજો ઉડાવતા ઉડાવતા ચાલ્યા. ત્યારપછી ડયુક ઑફ બરગન્ડી તરફથી એલચીઓ આવ્યા. તેઓએ અમારા બે દિવસ પાણીમાં મેળવ્યા. પછી જોન આવી પહોંચી. તેણે તેઓના કોઇ પણ સંદેશા સાંભળવા ના પાડી; પણ રાજા મંત્રીના તાબામાં હતો, પ્રાર્થના કરવાને બહાને તેણે તેને ત્રણ દિવસ સેન્ટ મારકોલમાં ખોટી કર્યો. શત્રુઓ આ સર્વ વખતનો ઉપયોગ કરતા હતા, પણ રાજાની આંખો ઉઘડી નહિ. રાજાવિના તો અમારાથી આગળ ચલાયજ કેમ ? જો એમ કરીએ તો વળી તે કાવત્રાંખોર મંડળીને વશ થઈ રહે. જોને જ્યારે ઘણા ઘણા પ્રયત્નો કર્યા, ત્યારે સરદારોએ આગળ કૂચ કરવાનું માન્ય રાખ્યું.

જોને જે ધારણાઓ ઘડી હતી, તે સાચી પડી. અમે યુદ્ધ કરવા જતા હોઈએ, એવું અમને જરાએ માલૂમ પડયું નહિ. સઘળું બાળબચ્ચાંની રમત જેવું હતું. અંગ્રેજી કિલ્લાઓ અમારા માર્ગમાં જ્યાં ત્યાં હતા; તેઓ અમને કંઇ પણ મહેનત આપ્યા વગર શરણે થતા. જે કિલ્લાઓ તાબે થતા, ત્યાં અમારાં માણસ રાખી અમે આગળ વધતા—અંગ્રેજ સરદાર અમારી સામે લડવા આવતો હતો; પણ તે બુદ્ધિશાળી હોવાથી પાછો પારીસ તરફ વળ્યો. વિજય ઉપર વિજય મેળવ્યાથી અમારા લશ્કરનો જુસ્સો વધતોજ ગયો.

પણ અમારૂં ધાર્યું કામ લાગ્યું નહિ. રાજાને અક્કલવિનાના હજુરીઆઓએ ગીન જવાની સલાહ આપી. અમારે પણ ગીન જવું પડયું. ડ્યુક ઑફ બરગન્ડી સાથે પંદર દિવસ સુધી સુલેહ રહી. સઘળા ધારતા કે પારીસ આમ આપણને અનાયાસે મળી જશે, પણ આ વાતમાં કેટલો વિશ્વાસ મૂકવો એ જોન જાણતી હતી.

પછી અમે તે તરફ ચાલ્યા. રાજાએ પોતાનો વિચાર પાછો ફેરવ્યો, અને પારીસ જવાની ઈચ્છા કરી. બરગન્ડીની ખોટી સુલેહ-થી જોન ભોળવાઇ નહોતી. તેણે તો પોતાનું લશ્કર જેવું ને તેવુંજ સ્વસ્થ રાખ્યું હતું.

ગરીબ બિચારી જોન ! તેને હવે એકલે હાથે ત્રણ શત્રુઓ સાથે યુદ્ધ કરવાનું હતું. એક તો અંગ્રેજ, બીજો દુશ્મન બરગન્ડી અને સૌથી મોટામાં મોટો ત્રીજો દુશ્મન પ્રપંચ હતો. તે પહેલા બેને તો પૂરી પડતી, પણ ત્રીજાથી તે કંટાળી જતી. પ્રપંચથી તે બહુ મુંઝાતી; દિવસ નકામા જતા, તે તેને ગમતું નહિ. ઘણી વાર તો તે મિત્રોનીજ બેવફાઇથી બહુજ શોકાતુર થતી. એક વખત તેણે વાતમાં ને વાતમાં કહ્યું:—

"અરે! ક્યારે હું શસ્ત્ર છોડી દઇ માતાપિતા આગળ જઇશ?! —અને ક્યારે મારા ભાઇ ને મારી બહેનો સાથે ઘેટાં ચારીશ?!"

બારમી ઑગસ્ટે અમે ડેમ્પમીરટીન આગળ છાવણી નાખી. પછી બોવે અમારે શરણે આવ્યું. કમ્પાએન તાબે થયું, અને તેના બૂરજ ઉપરનો અંગ્રેજી વાવટો ફરકતો બંધ થયો. ચૌદમીએ અમે સેન્લીસ પાસે આવ્યા. ત્રેવીસમીએ જોને પારીસ તરફ જવા હુકમ આપ્યો; પણ રાજા અને તેના ખુશામતીઆઓને ગળે આ વાત ઉતરી નહિ, અને તેઓ પાછા સેન્લીસ ગયા. થોડાક દિવસમાં ઘણા મજબૂત કિલ્લાઓ અમારે શરણે આવ્યા, તેમનાં નામ નીચે પ્રમાણે

છેઃ—ક્રેલ, પોન્ટ, સેન્ટ મૅાકસન્સ, કોઈસી, ગાઉર્ની—સુર—અરોન્ડી, રેમી, લા નેફ્વીલ—એન—હેઝ, મોગે, ફેન્ટીર્લા અને સેનટાઇન્સ. અંગ્રેજી સત્તા જ્યાં ત્યાં તૂટવા લાગી. છવીસમી ઑગસ્ટ ૧૪૨૯ના દિવસે તો અમે સેન્ટ ડેનીસના કિલ્લામાં—પેરીસ આગળજ ઉતર્યાં !

આટલું છતાં પણ રાજા બ્હીતો હતો—ડરતો હતો. હજી તે સેન્લીસના કિલ્લામાંજ ભરાઇ બેઠો હતો.

(૨૩)

દૂત ઉપર દૂત રાજાને મોકલવામાં આવ્યા. તે હમેશાં વચન આપતો, પણ પાળતો નહિ. ડયુક ઑફ એલેન્કોન એક દિવસ પોતે તેની આગળ ગયો અને વચન લીધું, પણ તે તેણે તોડયું. નવ દિવસ એમ ને એમ વહી ગયા. પછી તે સેન્ટ ડેનીસ આવ્યો. આ દિવસ સપ્ટેમ્બર સાતમીનો હતો.

દરમિયાન દુશ્મનોને હિંમત આવી. તેઓએ રાજાની વર્તણુંક જોઇ લીધી. શહેરનું રક્ષણ કરવા તૈયારીઓ થઇ. જોનને મન સમય એટલો સારો નહોતો, તોપણ તેણે બનતો લાભ લેવાનો પ્રયત્ન કર્યો. બીજે દિવસે આઠ વાગે કિલ્લા ઉપર હલ્લો શરૂ થયો. જોને તોપખાનું ગોઠવી સેન્ટ હોનરેના દરવાજા ઉપર મારો ચલાવ્યો. જ્યારે આ દરવાજાનો આગલો ભાગ ભાગ્યો, ત્યારે તેના ઉપર હલ્લો કરી તેને તાબે કરવામાં આવ્યો; પણ કિલ્લો હજી તાબે થવાનો બાકી હતો. જો એ તાબે થાત, તો અમે કયારના ફ્રાન્સના ધણી થઇ પડત; પણ જોન ઘવાઈ, તેથી અમારા માણસોમાં ભય ફેલાયો, કારણ કે તેના વિના લશ્કર શું કરી શકે એમ હતું ? તેજ લશ્કર પોતે હતી.

ઘવાઇ હતી તોપણ જોને પાછા ફરવા ના પાડી અને બીજો હલ્લો કરવાનો હુકમ આપ્યો. "હું પારીસ લઇશ અથવા મરીશ !" એમ તે વારંવાર બોલતી. તેને રણસંગ્રામ ઉપરથી પરાણે ઉપાડી જવામાં આવી, તોપણ તેનો જુસ્સો ઉછળતો હતો. સવારે તેણે બીજો હલ્લો કરવા ધાર્યું. જો આમ થયું હોત તો અર્ધા કલાકમાં પારીસ અમારૂં હતું; પણ રાજાએ તેને હુમલો કરવા ના પાડી.

બરગન્ડી તરફથી કૃત્રિમ સુલેહનો સંદેશો એક વાર ફરીથી આવ્યો. જોન હવે તદ્દન આશાભંગ થઇ ગઇ. ઘા ખૂબ દરદ કરતો હતો. ઉપરાંત તેને માનસિક વ્યથા પણ ઓછી ન હતી. પહેરેગીરો વારે ઘડીએ તેના શયનગૃહમાં એવી ચીસો સાંભળતા કે "અરે !

હું તે લઈ શકીશ—અરે ! તે તાબે કરી શકાત—"

એક દિવસ વહી ગયો. જોનના મનમાં નવી આશા આવી. સેન્ટ ડેનિસ પાસે સીન નદી ઉપર એક પૂલ હતો. આ પૂલને ઓળંગીને પારીસ ઉપર બીજેજ ઠેકાણે હુમલો કરી શકાય એમ હતું, પણ અમારા રાજાને આવી ખબર પડતાં તેણે આ પૂલ ભંગાવી નંખાવ્યો. પછી તેણે જાહેરનામું કાઢ્યું કે, હવે યુદ્ધ પૂરાં થયાં છે, માટે પારીસ છોડી સઘળાએ લુવાર તરફ પાછું જવું.

જોન પોતાના શત્રુઓથી કોઈ દિવસ હારી નહોતી, તે આજે મિત્રોથી હારી. તેણે પહેલેથીજ કહ્યું હતું કે, મને પ્રપંચનો ભય છે, અને તે ભય હવે સાચો ઠર્યો. તે કહેતી કે, તમારા મત પ્રમાણે યુદ્ધ પૂરાં થયાં છે, તો હવે તમારે મારૂં કામ નથી, તેથી મને જવા ઘો; પણ રાજાએ જોનનો વખત ખપ પડે એમ ધારી રજા આપી નહિ.

તેરમી સપ્ટેમ્બરના દિવસે લોઈર તરફ લશ્કર નિરાશામાં પાછું ફર્યું. કોઇ મૃત્યુ પામ્યું હોય એવી શોકાતુર શાંતિ જ્યાં ત્યાં પ્રસરી રહી. એકે હર્ષનાદ નહોતો. મિત્રોની આંખો આંસુથી ભરપૂર હતી. શત્રુઓ હસતા હતા. તે દિવસે ધીમો ધીમો વરસાદ પડયો. આકાશ કાળું થઇ ગયું. એમ બધું શોકાતુર ભાસવા લાગ્યું.

રાજાએ પછી તે વિજયી લશ્કરને પોતાની મરજીમાં આવે ત્યાં જવા રજા આપી. વાવટાઓ સંકેલી લેવામાં આવ્યા; હથીઆરોનો ગંજ ખડકવામાં આવ્યો. ફ્રાન્સની આબરૂ વેચાઇ.

(૨૪)

હા, મેં કહ્યું છે તે સત્ય છે. વિજયી જોન અવિજયી થઇ હતી.

આઠ મહિના સૌને મોજશોખના મળ્યા. એક કિલ્લાથી બીજે કિલ્લે સહેલગાહે જવાનુંજ રાજાને અને રાજાના મંડળને હવે કામ રહ્યું. જોનને આ જરા પણ પસંદ નહોતું. તે તેઓની સાથે રહેતી, પણ તેની જીંદગી તેઓના જેવી નહોતી. રાજાએ જોનને સુખી કરવા બનતી મહેનત લીધી. તેણે જોનને રાજ્યસભાની બાબતોમાં સ્વચ્છંદપણે વર્તવા છૂટ આપી. જોન હવે સાધુ જેવી જીંદગી ગાળતી. તે પોતાના ઓરડામાંજ પૂરાઇ રહેતી અને પ્રાર્થના કર્યા કરતી. પ્રભુભક્તિ તેને મન મોટો દિલાસો હતો. પ્રભુભક્તિજ તેને આવા દુ:ખમય સમયમાં શાંતિ આપતી.

તે કવચિત્ પણ ફરિયાદ ન કરતી, બધુંજ મૂંગે મોઢે સહન કરતી. ફરિયાદ કરવાનો તેનો સ્વભાવજ નહોતો. પ્રભુની મરજી-

ને તે પોતાની મરજી ગણી લેતી.

તોપણ જોન કોઇ કોઇ વખત નાની ટુકડીઓ લઇ મન મુંઝાય ત્યારે શત્રુઓ સામી જતી. સેંટ મીએરલી મુટીઅરનો કિલ્લો તેણે એવીજ રીતે લીધો હતો. જ્યારે બધા હિંમત હારી ગયા, ત્યારે દશબાર માણસને લઈ તેણે તે કિલ્લો સર કર્યો હતો.

લેગની આગળ પણ અમે ત્રણ વખત ન ફાવ્યા, પણ છેલ્લી ચોથી વખત દુશ્મનોને મારી જીત મેળવી.

આવી નાની નાની ઝપાઝપીઓ ચાલુ રહેતી. ઇ. સ. ૧૪૩૦ના મેની આખરમાં જોન કમપાએનના કિલ્લાનો બચાવ કરવા વિચાર કર્યો, કારણ કે ડયુક ઑફ બરગન્ડીએ તેને હમણાંજ ઘેરો ઘાલ્યો હતો. મને થોડી વાર પહેલાં જખમ થયો હતો, તોપણ હું બીજાઓની મદદ લઇ લશ્કર સાથે ગયો. અમે મધ્યરાત્રે ઉપડયા. આકાશમાં ગરમ બાફ ઝરતી હતી. સર્વત્ર શાંતિ હતી. ચોરી–છુપીથી અમે શત્રુઓની આગળથી નીકળી ગયા. સાડાત્રણ વાગે સૂર્યાસ્ત પહેલાં અમે કમપાએન પહોંચ્યા.

જોન એકદમ કામે લાગી. તેણે તે શહેરના નાયક સાથે દુશ્મનો ઉપર હુમલો કરવા ધાર્યું. અમારી છાવણી હતી ત્યાંથી એક પૂલ ઉપરથી શહેરમાં જવાતું હતું. અહીંથી એક ઉંચો માર્ગ દેખાતો હતો. આના ઉપર મોરગી નામનું ગામડું વસ્યું હતું. ત્યાં દુશ્મનોની એક છાવણી હતી. આ ઉંચા માર્ગપર બે માઇલને અંતરે કલેરોઇકસ નામના ગામમાં બીજી ટુકડી હતી. કલેરોઇકસ નીચે દોઢ માઇલ વેનીટી નામનું સ્થાન હતું. ત્યાં અંગ્રેજી લશ્કર હતું. આમ તીરકામઠાની માફક ત્રણ જગ્યાએ શત્રુઓએ ઉતારો કર્યો હતો.

આજે ચોવીસમી મે હતી. ચાર વાગે જોન છસો ઘોડેસવારોને લઇ શત્રુઓ ઉપર ચાલી. આ તેની છેલ્લી કૂચ હતી.

જ્યારે હું આ વર્ણન કરૂં છું, ત્યારે મારૂં હૈયું ચીરાઇ જાય છે. હું ઘવાયો હતો, તેથી બીજાઓની મદદ લઇ દિવાલો ઉપર ચઢયો, અને શું થતું હતું તે જોયું. જોને પૂલ ઓળંગી ઉચ્ચ માર્ગ તરફ પ્રયાણ કર્યું. જોનના ટોપની કલગી આગની જ્વાળાની માફક આમ તેમ નાચતી હતી, તે હું જોતો હતો.

અંગ્રેજી લશ્કર વ્યવસ્થાસર આગળ વધતું હતું.

જોને મોરગી ઉપર હુમલો કર્યો, પણ ત્યાં તે હારી. કલેરોઇકસથી વળી દુશ્મનોને મદદ આવી. જોને સિપાઇઓ એકઠા કરી

ફરીથી હલ્લો કર્યો, પણ તે હારી. આ બે હલ્લામાં ઘણો વખત ચાલ્યો ગયો. દરમિયાન અંગ્રેજ વેનીટીથી જોનની સામે આવતા હતા, પણ જોનના બંદુકવાળાઓએ તેમને અટકાવ્યા. જોન સિપાઇઓને હિંમત આપતી હતી. તુરતજ મોરગી જોનને તાબે થયું. ત્યારપછી તે જમણી તરફ વળી, અને ક્લેરોઈક્સિ ઉપર હલ્લો કર્યો. લડાઇ ખૂબ સખ્ત ચાલી. વિજય કોને મળશે, એ ધારી શકાતું નહોતું; પણ એકાએક અમારા લશ્કરમાં ભય પેઠો તેનું કારણ હજીસુધી ચોક્કસ રીતે જણાયું નથી. કેટલાક કહે છે કે, તોપચીઓ બીજી બાજુ વળ્યા અને લશ્કરે ધાર્યું કે, અંગ્રેજો આપણને ઘેરી લે છે; કેટલાક એમ પણ વાતો કરે છે કે, લશ્કરનાં પાછળનાં માણસો જોનને ન જોવાથી તેને મરી ગયેલી ધારતાં હતાં. ગમે તેમ હોય, પણ અમારા સિપાઇઓ બ્હીને નાઠા. જોને તેઓને એકત્ર કરવા પ્રયત્ન કર્યો, પણ આ વખતે તેનું ધાર્યું થયું નહિ. જોનના વિશ્વાસુ સેવકોએ તેને નાસવા વિનતિ કરી, પણ તેણે ના પાડી. તે થોડાક માણસોને લઇ શત્રુઓની વચ્ચે કૂદી પડી. તુરતજ બંને બાજુથી તેને ઘેરી લેવામાં આવી. તેના અંગરક્ષકો એક પછી એક ઓછા થવા લાગ્યા, અને પોતે પણ ઘવાઈ. ઘોડા ઉપરથી તેને નીચે ઘસડી લાવવામાં આવી. ડયુક ઑફ બરગન્ડીની છાવણીમાં તેને લઇ ગયા, દુશ્મનોના હર્ષનો તો પારજ રહ્યો નહિ. કેમકે હવે જોન ઑફ આર્ક તેઓના તાબામાં હતી!

તુરતજ ચારે તરફ આ ખબર ફેલાઇ ગઈ. એક માણસના મોઢામાંથી બીજાને, બીજાનામાંથી ત્રીજાને—એમ આખા દેશમાં આ વાત પસરી ગઇ. જ્યાં જ્યાં આ સમાચાર સંભળાતા, ત્યાં ત્યાં લોકો હબકી જતા. જોન ઑફ આર્ક કેદી? એ કેમ બને! પ્રભુ તેને કેમ કેદમાં પડવા દે? લોકો બહુ મહેનતે આ વાત માનતા. ફ્રાન્સના ખેડુતવર્ગમાં કેટલો શોક ફેલાયો, તેનો ખ્યાલ તમે કરી શકશો? નહિ! કોઈ તે ન કરી શકે. બિચારા ગરીબ ખેડુતો! તેઓ પોતે પણ ખ્યાલ ન કરી શકે, પણ તે શોક તેઓના વદનમાં સ્પષ્ટ હતો. આખી પ્રજા દુઃખમાં ડૂબી ગઇ હતી.

ચોવીસમી મેનો આ દિવસ હતો. દુનિયાના નાટકના તખ્તા ઉપર જોનના આ વિચિત્ર, કરુણાજનક અને અદ્‌ભુત વીરરસથી ભરપૂર નાટકનો આપણે આજ પડદો પાડીશું. જોન ઑફ આર્ક હવે કોઇ દિવસ કૂચ નહિ કરે.

## ૩–ચારિત્રનિરીક્ષણ–મૃત્યુ

(૧)

જોનને કેદ કરવામાં આવી. તે પછીના શિયાળા અને ઉનાળાનો ઇતિહાસ એટલો તો ધિક્કારયુક્ત છે, કે તે હું વર્ણવી શકતો નથી. થોડા દિવસસુધી તો મને એટલી બધી ચિંતા નહોતી. કારણ કે મને આશા હતી કે દુશ્મનો અમારી પાસેથી ચોક્કસ રકમ લઇ જોનને છૂટી કરશે, અને ફ્રાન્સનો રાજા–અરે નહિ–ઉપકૃત ફ્રાન્સ પોતે એ રકમ આપવા આનાકાની નહિ કરે. યુદ્ધકળાના નિયમો તપાસતાં એ તો સ્પષ્ટ હતું કે, પૈસા આપ્યેથી જોન છૂટી શકે એમ હતું. તે બળવાખોર નહોતી, તેમજ લશ્કરમાં જોડાવાનો તેને અધિકાર મળ્યો હતો. ફ્રાન્સના રાજાએ તેને પોતાના લશ્કરની સરદાર બનાવી હતી. વળી તે કંઈ ગુન્હામાં નહોતી; તેથી જો ફ્રાન્સ દ્રવ્ય આપવાની દુશ્મનોને માગણી કરે, તો દુશ્મનોથી જોનને કારાગૃહમાં રાખી શકાયજ નહિ.

દિવસ ઉપર દિવસ વહેતા ગયા, પણ કોઇએ તે રકમસંબંધી વાત ઉચ્ચારી નહિ. તમને કદાપિ આ અસત્ય લાગશે; પણ નહિ, તે સત્ય છે. શું રાજાના કોઇ કાન ભંભેરતું હતું ? ગમે તેમ હોય પણ જે વીરબાળાએ રાજા ઉપર આટલા ઉપકારો કર્યા હતા, તેને છોડવવા તેણે કંઈપણ પ્રયત્ન કર્યો નહિ.

શત્રુઓએ તે રાત્રિ આનંદમાં વ્યતીત કરી. આખી રાત્રિ તોપોના નાદ શાંત ન પડયા. બીજે દિવસે ઇંગ્લૅંડના ધર્મમંડળના વડાએ ડયુક ઑફ બરગન્ડી પાસે જોનની માગણી કરી. જોનની ઉપર મૂર્તિપૂજક તરીકે કામ ચાલવાનું હતું.

આ બાબતમાં ધર્મને લેશમાત્ર લાગતું–વળગતું નહોતું. અંગ્રેજોએ ડયુક ઑફ બરગન્ડીને ૬૧૧૨૫ ફ્રાન્ક આપવા માગણી કરી, અને તેણે તે કબૂલ રાખી. અંગ્રેજોએ કોશન નામના એક ફ્રેન્ચ પાદરીને આર્કબીશપ બનાવવાની લાલચ બતાવી જોનને ગુન્હેગાર ઠરાવી તેનો પ્રાણ લેવા નીમ્યો, અને તે આ લાલચને તાબે થયો.

૬૧૧૨૫ ફ્રાન્કની રકમ મોટી કહેવાય; અને અંગ્રેજોએ એ આપી. આ રકમને માટે જોન ઑફ આર્ક–ફ્રાન્સને બંધનમુક્ત કરનારને–વેચવામાં આવી, અને તે વળી દેશના દુશ્મનોને, કે જેમણે ફ્રાન્સને એક સૈકા સુધી મૂંઝાવ્યું હતું, જેઓ હમેશાં ફ્રેન્ચ લોકોની પૂંઠેજ લાગેલા રહેતા, જેમને જોન ઑફ આર્કે ફટકાવ્યા

હતા, તાબે કર્યા હતા; અને ફ્રાન્સને માન આપતાં શીખવ્યું હતું. આ જોન ઑફ આર્કને રાજકુટુંબના ફ્રેન્ચ કુંવરે ફ્રેન્ચ પાદરીને વેચી અને આ સઘળો વખત ફ્રેન્ચ રાજા તથા ફ્રેન્ચ પ્રજા ચૂપચાપ રહ્યાં. તેઓ ઉપકાર ન સંભાળતાં કંઈ પણ બોલતાં નહોતાં.

અને તે–તે શું બોલી ? કંઇ નહિ. તેણે એક પણ ધિક્કારનો શબ્દ ઉચ્ચાર્યો નહિ. તેનો આત્મા મહાન હતો; તે જોન ઑફ આર્ક હતી. બીજા તે બીજા, અને જોન તે જોન !

તેના ઉપર મુકદ્દમો ચલાવવા માટે રાઉન શહેર મુખ્ય મથક રાખવામાં આવ્યું. જોનને ત્યાં ૧૪૩૦ ના ડિસેમ્બરમાં લઇ જઇને કારાગૃહમાં પૂરવામાં આવી. હા ! તેને સાંકળ પહેરાવવામાં આવી હતી, જોન ઑફ આર્કને–તે કલ્લોલતા પંખીડાને !

તોપણ હજી ફ્રાન્સ ઉઠયું નહિ. જોનની સરદારી નીચે જે ફ્રાન્સબળ જમ જેટલું હતું; તે જોનવિહોણું ફ્રાન્સ હવે બકરૂં બની ગયું હતું. જ્યારે જોન ગઇ ત્યારે બધું ગયું. તે તેઓના હૈયાને પીગળાવનારો સૂર્ય હતો; તે પ્રભાકર આથમ્યો એટલે બધું ઠંડુગાર હીમ જેવું થઈ ગયું.

(૨)

કેસનો દિવસ પાસે આવતો હતો. બે મહિના અગાઉથી કોશન જ્યાં જ્યાં જોનની વિરુદ્ધ મુદ્દાઓ હોય, તે મેળવવામાં રોકાઇ રહ્યો. જોનના પક્ષમાં જે બાબતો હોય, તે એ દબાવી દેતો. પોતાનો પક્ષ પ્રબળ બનાવવા તેની પાસે ઘણાં સાધન અને ઘણા અધિકાર હતા, અને તે વાપરવામાં તેણે કશી પણ કચાશ ન રાખી.

આ તરફ મુકદ્દમા વખતે કિલ્લામાં પૂરવામાં આવેલી જોનને માર્ગ દર્શાવનારો કોઇ પણ મિત્ર નહોતો. તેના બચાવને અર્થે કોઇ પણ સાક્ષી નહોતો. જે હતા તે ફ્રેન્ચ વાવટા નીચે હતા, અને આ દરબાર તો અંગ્રેજોની હતી. રાઉનના દરવાજે કોઈ મોં દેખાડે તો તુરતજ તેને ફાંસી દેવામાં આવે તેમ હતું; તેથી કેદીનેજ પોતાનું સાક્ષી બનવું પડયું. કચેરી બેઠી તે પહેલાંજ તેને માટે મૃત્યુની સજા તો મુકરર થઈ ચૂકેલી હતી.

જોનની ઉંમર એકવીસની અંદર હતી; અને તેથી કાયદાકાનુનો પ્રમાણે તેને સલાહ આપવા, કૉર્ટ ઉત્તર માગે ત્યારે ઉત્તર આપવા અને યુક્તિપ્રયુક્તિથી સામાવાળા તેને દાવપેચમાં લે તો તેનાથી તેનો બચાવ કરવા જોનને કોઈ બાહોશ ધારાશાસ્ત્રીને

રાખવાનો અધિકાર હતો. જોનને આ નિયમની ખબર નહોતી અને તેવી ખબર તેને તે જણાવનારૂં પણ કોઇ નહોતું; તોપણ તેણે બીજી રીતે મદદ માગી. કોશને તે આપવા ના પાડી. જોને વિનતિ કરી, કાલાવાલા કર્યા. પોતાના કાયદાઓના અજ્ઞાનનો મુદ્દો રજુ કર્યો; પણ તે એકનો બે થયો નહિ. તેનું હૃદય પથ્થર જેવું હતું.

પછી તેણે જોનના ગુન્હાઓની યાદી તૈયાર કરી. ગુન્હાઓ ! ગુન્હાઓની નહિ, પણ વહેમોની અને લોકવાયકાઓની. જોનના ઉપર અધર્મનો અને સેતાની વિદ્યાનો આરોપ મૂકવામાં આવ્યો હતો.

ધર્મને બહાને તેનું નિકંદન કરવાનોજ તેનો આશય હતો. જોનને મૂર્તિપૂજક ઠરાવી મારી નાખવાથી તેના અપકીર્તિ થાય અને પોતાને માથે દોષ ન આવે એવી તેની ધારણા હતી.

ડયુક ઑફ બરગન્ડી સઘળું જાણતો હતો; પણ તેણે જોન ઉપર મુકદ્દમો ચલાવ્યો નહિ, કારણ કે તેની ખાત્રી હતી કે, ફ્રેન્ચ રાજા અથવા ફ્રેન્ચ પ્રજા તેને અંગ્રેજો કરતાં વધારે પૈસા આપશે.

વાટ જોતાં જોતાં અઠવાડીઆં ઉપર અઠવાડીઆં વહી ગયાં, પણ ફ્રાન્સ તરફથી કોઇ સળવળ્યું નહિ.

એક દિવસ જોન ચોકીદારને છેતરી છટકી ગઇ અને પોતાને બદલે તેને અંદર પૂરી રાખ્યો; પણ તેને એક સંત્રીએ નાસી જતાં જોઈ અને પાછી પકડી.

પછી તેને વધારે મજબૂત કિલ્લામાં પૂરવામાં આવી. તે કિલ્લો જમીનની સપાટીથી સાઠ ફીટ ઉંચો હતો. અહીં અઢી મહીના વીતી ગયા; પણ કંઇ મદદ આવી નહિ. આ અરસામાં તેને ખબર હતી કે અંગ્રેજો મારો વિનાશ ઈચ્છે છે અને કૃતઘ્ન ફ્રાન્સ તદ્દન ચૂપ છે—રાજા પણ ચૂપ છે—અરે ! મિત્રો, મિત્રો પણ ચૂપ છે. ખરેખર આ દયાજનક હતું; તોપણ જ્યારે જોનને વિદિત થયું કે, કમ્પાઅન ઉપર ફ્રાન્સ ઘેરો ઘાલે છે અને તેની સ્થિતિ સારી નથી, ત્યારે તેણે કારાગૃહમાંથી નાસી જવા પ્રયત્ન કર્યો. બિછાનાનાં વસ્ત્ર તાણી તોડી તેણે બાંધ્યાં અને રાત્રે કિલ્લા ઉપરથી ઉતરી; પણ દોરી વચ્ચેથી તૂટી અને તે નીચે પડી. આ બનાવ પછી ત્રણ દિવસ તે ખાધાપીધા વગર બેહોશ પડી રહી.

સારે નસીબે અમને કુમક આવી પહોંચી. કમ્પાઅન આગળ શત્રુઓ હાર્યા. બરગન્ડી હવે ખરી સંકડાસમાં આવ્યો, પણ અફસોસ ! ફ્રાન્સ બોલ્યું ચાલ્યું નહિ.

(૩)

તમને કદાચ શંકા થશે કે, લશ્કર છોડીને હું એકદમ રાઉન-માં કેમ આવી પહોંચ્યો ? અહીં તો કોઈ ફ્રેન્ચથી આવી શકાય એમ નહોતું, પણ હું છુપી રીતે મારો વેષ બદલી એક કારકુનના મુત્સદ્દીતરીકે કૉર્ટમાં નોકરીએ લાગ્યો હતો.

વીસમી ફેબ્રુઆરીને મંગળવારની સાંજે હું મારા કામ ઉપર હતો; ત્યારે મારો શેઠ મારી પાસે શોકાતુર ચહેરે આવ્યો, અને મને જણાવ્યું કે, બીજે દિવસે આઠ વાગે કૉર્ટનું કામ શરૂ થશે.

હું ઘડી બે ઘડીમાં આ સમાચાર સાંભળવાની આશા રાખતો હતો, પણ આ વખતે તો મને ધ્રૂજારી છૂટી. ફ્રાન્સ તરફથી કુમક આવી પહોંચે, તેની પહેલાં તો કંઇક આશા રાખી શકાતી; પણ હવે એ બધા તરંગો વ્યર્થ હતા.

કામ કિલ્લામાં ચાલવાનું હતું. લોકોને ત્યાં આવવાની રજા હતી. વાતોમાં મગ્ન થયેલા અને ઠઠ્ઠામશ્કરીમાં ખુશહાલ બનેલા અંગ્રેજ સિપાઇઓમાંથી મારે માર્ગ કરવો મુશ્કેલ પડયો. જ્યાં જોઇએ ત્યાં જોનનીજ વાત ચાલતી હતી:—

"તે લુચ્ચી ડાકણનું તો કાસળજ નીકળશે."

પણ ક્યાંક ક્યાંક દયા પણ પ્રદર્શિત થઈ આવતી. અંગ્રેજ સિપાઇઓ જોનથી ડરતા, અને સાથે સાથે તેની હિંમતનાં અને તેના શૌર્યનાં વખાણ કરતા.

સવારે અમે વહેલા જઈ જગ્યા મેળવી લીધી. સૌથી ઉંચે કોશન બોવેનો બીશપ પોતાનો જભ્ભો પહેરીને બેઠો હતો, અને તેની આજુબાજુ કચેરી હતી. વિદ્વાન, શિક્ષિત, કળાકૌશલ્યમાં પ્રવીણ અને અજ્ઞાન નિર્દોષ હૈયાને જાળમાં ઉતારવામાં શૂરા એવા પચાસ પાદરીઓ ત્યાં બેઠા હતા. જ્યારે મેં મારી દૃષ્ટિ બધે ફેરવી અને ધારાશાસ્ત્રીઓનું આ લશ્કર જોયું, ત્યારે હું ગભરાયો. ઓગણીસ વર્ષની અજ્ઞાન ખેડુતની છોકરી આ બધા સામે ટક્કર કેમ ઝીલી શકે ? મેં બીજી વાર આજુબાજુ જોયું, અને મારૂં હૈયું નિઃશ્વાસ નાખતું ઠંડુગાર થઇ ગયું. કોશેન જ્યારે આમથી તેમ નજર ફેરવતો, ત્યારે બધાને ભયથી કંપારી છૂટતી અને નીચું જોઈ જતા.

આ સભામાં એકજ જગ્યા ખાલી હતી. દરેક પ્રેક્ષકની નજરે આવે તેમ એ દિવાલની પાસે ગોઠવેલી હતી. ઓઠીંગણ વિનાનો

એકાંતમાં રાખેલો તે એક માંચડો હતો. સજ્જ થયેલા—શસ્ત્ર સજેલા—સિપાઇઓ આ માંચડાની બંને બાજુ ઉભા હતા. તે સિવાય ત્યાં બીજુ કોઇ નહોતું. આ નાનો બાંકડો જોઇ મારૂં હૈયું ચીરાઇ જતું હતું, કારણ કે હું જાણતો હતો કે તે કોને માટે છે.

હવે તે થાકી ગઇ હશે, લાંબી કેદખાનાની વેદનાથી તેનું વદન-કમળ કરમાઇ ગયું હશે. તેની શક્તિ જતી રહી હશે. હા ! હવે જોન ઑફ આર્કની શી વલે થશે ?

જ્યાં ત્યાં ઝીણી ઝીણી વાતો સંભળાતી હતી. જમીન સાથે શ્રોતાઓના પગ ઘસડાતા તેના નાદ કાને પડતા હતા. એવામાં અચાનક આજ્ઞા કરવામાં આવીઃ—

"ગુન્હેગારને હાજર કરો !"

મારો શ્વાસ રૂંધાઇ ગયો; મારૂં હૃદય હથોડાની માફક ધબકવા લાગ્યું.

શાંતિ હતી—સર્વત્ર શાંતિ હતી. અવાજ અટકયા. શાંતિ હજી વધારે ગંભીર થવા લાગી. લોકોનાં મન સ્તબ્ધ થઇ ગયાં. સઘળી આંખો બારણા તરફ વળી. ખરેખર ત્યાં ઉભેલી, બે શબ્દના નામવાળી, દુનિયાને ચકડોળે ચઢાવનારી તે મૂર્તિને જોવા તલપી રહેલા લોકો વધુ તલપવા લાગ્યા.

શાંતિ ચાલુ રહી. છેટેથી દાદર ઉપર ધબ ધબ અવાજ સંભળાયો. અવાજ પાસે આવ્યો અને જોન ઑફ આર્ક—ફ્રાન્સને સ્વતંત્ર કરનારી દેવી—કેદીતરીકે આવીને ઉભી રહી.

મારૂં મસ્તક ફરવા લાગ્યું; મને ચક્કર આવવા લાગ્યા.

લોકોનાં રૂવાં ઉભાં થયાં. શ્વાસોચ્છ્વાસ પણ સંભળાવા લાગ્યો.

બે પહેરેગીરો જોનથી થોડેક છેટે ચાલ્યા આવતા હતા. જોનનું માથું થોડુંક નમેલું હતું. તે ધીમેધીમે પગ ઉપાડતી હતી. કારણ કે અશક્ત હોવા ઉપરાંત તેના હાથ સાંકળથી બાંધેલા હતા. તેણે કાળો પુરુષનો પોશાક પહેરેલો હતો.

હજી બાંકડાથી તો તે છેટે હતી, એટલામાં તે અટકી અને ઉંચું જોયું. બીજી વાર બધું સ્તબ્ધ ! જોનના ચહેરા ઉપર રંગ નહોતો; તે બરફ જેવો ઉજળો હતો, મુગ્ધ હતો, પવિત્ર હતો, સુંદર હતો, મનોરમ હતો, શોકાતુર પણ મીઠો હતો. જ્યારે જોન-નો આ ચહેરો ન્યાયાધીશ તરફ વળ્યો, ત્યારે તે ચહેરા ઉપરની દિલગીરી જતી રહી. જોને હિંમતથી છાતી બહાર કાઢી.

મારૂં હૃદય ધબકારા મારવા લાગ્યું. હા ! હજી તે એજ જોન ઑફ્ આર્ક હતી ! હજીએ તે ભયને પીછાનતી નહોતી.

તે પોતાની જગ્યાએ પહોંચી કે સાંકળો ભેગી કરી, ખોળામાં લઇ તેમની સાથે ગેલ કરતી તે તુરત બેસી ગઇ અને અભિમાનથી ચારે તરફ જોયું. આ મંડળીમાં માત્ર તેનુંજ દિલ શાંત હતું. એક અંગ્રેજ યોદ્ધાથી રહેવાયું નહિ અને વીરની માફક તુરત તેણે જોનને સલામ ભરી. જોને હસતાં હસતાં તે ઝીલી. ચારે બાજુ હર્ષનાદો થયા, અને તે શાંત કરતાં ન્યાયાધીશને બહુજ મહેનત પડી.

હવે આ ઇતિહાસપ્રસિદ્ધ મુકદ્દમો શરૂ થયો. પચાસ પ્રવીણ ધારાશાસ્ત્રીઓ એક અજ્ઞાન બાળા સામે હતા. તે બાળાને મદદ કરવા કોઇ નહોતું !

ન્યાયાધીશે પહેલાં તો મુકદ્દમાની બાબત ટુંકમાં જણાવી. ત્યારપછી પોતે દરેક બીના સત્યનિષ્ઠાથી કહી જશે, એવી પ્રતિજ્ઞા જોન પાસે લેવરાવવા માટે તેને સોગંદ ખાવા કહ્યું.

જોન છેતરાઈ નહિ. આ નિર્દોષ દેખાતા શબ્દોની પાછળ કંઈ ભયંકરતા પણ છુપાઇ હોય, એમ તેને લાગ્યું. જોને ઉત્તર વાળ્યોઃ—

"નહિ; કારણ કે હું જાણતી નથી કે તમે મને શું પૂછશો; હું તમને જણાવી ન શકું એવી પણ બાબતો તમે મને પૂછો તો?"

જોનના આવા શબ્દોથી ન્યાયાધીશો ક્રોધે ભરાયા; પણ જોનને મન તો શાંતિજ હતી. કોશાન બોલવા મથ્યો; પણ ક્રોધને રોકી ન શકવાથી. તેનો સાદ ગુંગળાઈ ગયો. તેણે છેવટે કહ્યું:—

"પ્રભુનું નામ લઈને અમે તને કહીએ છીએ કે, તારા આત્મામાં હોય તે સાચેસાચું બોલી જા ! ધર્મપુસ્તક ઉપર હાથ મૂકીને તું કહે કે હું સર્વદા સત્યજ કથીશ." આમ કહી તેણે પોતાનો હાથ મેજ ઉપર જરાક ગુસ્સામાં પછાડયો, પણ જોને ડગ્યા વિનાજ ઉત્તર દીધોઃ—

"મારાં માતાપિતાની બાબતમાં તથા મારી પ્રવૃત્તિ અને કૃતિઓ વિષે હું સત્યનિષ્ઠાથી જવાબ આપીશ; પરંતુ પ્રભુ તરફથી મને જે જે પ્રેરણાઓ થઇ છે, તે રાજા સિવાય કોઇને પણ નહિ જણાવવા મને આજ્ઞા કરવામાં આવી છે—"

ન્યાયાધીશનો બીજી વાર ક્રોધનો ઉભરો બહાર આવ્યો; ને જ્યાંસુધી તે શાંત થાય ત્યાંસુધી તેણે બોલવાનું બંધ રાખ્યું. જોનના ગાલ ઉપર લાલી ચઢી આવી. તે જરાક ટટાર થઇ. ન્યાયાધીશના

મુખ ઉપર નજર ફેરવી અડગ હિંમતથી તેણે પોતાનું વાક્ય પૂરૂં કર્યું:—

"—અને મારૂં મસ્તક છેદી નાખો, તોપણ હું આ બાબતો જણાવીશ નહિ!"

થોડીક વાર સુધી તો ન્યાયાધીશ અને તેનું મંડળ હેબતાઇ ગયાં. જોન બાંકડા ઉપર શાંતિથી બેઠી હતી, તે જોઇ તેઓને વધુ ક્રોધ ચઢયો; છતાં હજી પણ જોન અવ્યગ્ર ચિત્તે હઠ પકડીને સુખેથી બેઠી હતી.

ત્રણ કલાક સુધી સોગંદ બાબત માથાકૂટ ચાલી. સઘળાઓ શ્રમિત થઇ ગયા અને છેવટે ન્યાયાધીશને જોનને આધીન રહી વર્તવું પડયું. જોને ધર્મપુસ્તક ઉપર હાથ મૂકી સોગંદ ખાધા, એવામાં એક યોદ્ધો ધીમેથી બોલ્યો:—

"જો તે અંગ્રેજ હોત, તો તે એક પળ પણ આ સ્થિતિમાં ન રહેત!" અહા! જો તે આવું એક વાક્ય ઓર્લિયન્સની પ્રજાના દેખતાં બોલ્યો હોત, તો તેને માટે આખું શહેર રાઉન તરફ કૂચ કરી ગયું હોત!

અરે! વાગ્બાણ મનુષ્યને નમ્ર બનાવી કેવાં વશ કરી લે છે! હજી એ શબ્દોના ભણકારા મારા દિલમાં વાગે છે.

જોને સોગંદ લીધા પછી કોશને તેને કેટલાક આવા પ્રશ્ન પૂછયા:—

"તારૂં નામ શું છે?"

"તું કયાં જન્મી હતી?"

"તારાં માતપિતાનો ઈતિહાસ શું છે?"

"તારી ઉંમર કેટલી છે?"

આ સવાલોના તેણે ઉત્તર આપ્યા. ફરીથી તેને પૂછવામાં આવ્યું:—

"તેં કેટલી કેળવણી લીધી છે?"

"હું જે શીખી છું તે મારી માતા પાસેથી અને ધર્મપુસ્તકોમાંથી શીખી છું."

આવા નિરર્થક પ્રશ્નોએ ઘણો વખત લીધો. જોન સિવાય સઘળા થાકી ગયા હતા. કૉર્ટે ઉઠવાનું કર્યું. કોશને કૉર્ટને બરખાસ્ત કરતાં જોનને કહ્યું:—

"તું નાસી જઇશ નહિ; નહિ તો ગુન્હેગાર ઠરીશ."

"હું બંધાતી નથી. મેં એવું વચન નથી આપ્યું."

ત્યારપછી જોને સાંકળના ભાર માટે ફરિયાદ કરી, અને

જણાવ્યું કે, એવા રાક્ષસી અને રક્ષિત કારાગૃહમાં એ વસ્તુની જરૂરિયાત નથી; પણ કોશને તે લઇ લેવા ના પાડી. જોનનો પિત્તો પણ ઉકળી આવ્યો, તે બોલી:–

"નાસી જવાશે તો હું નાસી જઇશ. દરેક કેદીનો એ હક્ક છે."

ફરીથી બધું સ્તબ્ધ થઇ ગયું ! ધબ ધબ અવાજો વચ્ચે તે પહેરેગીરો સાથે અદૃશ્ય થઈ ગઇ. કૉર્ટ બરખાસ્ત થઇ.

(૪)

બીજે દિવસે જોન સામે પચાસને બદલે બાસઠ ધારાશાસ્ત્રીઓ હતા. ગઇ કાલની માફક પાછું કામ શરૂ થયું.

"સત્યનિષ્ઠાના સોગંદ તારે લેવા પડશે. જે તને પૂછાય, તેના ઉત્તર સાચાજ આપજે."

"સાહેબ ! મેં કાલે સોગંદ લીધેલા છે, અને તે પૂરતા છે." પછી તેણે નિઃશ્વાસ નાખી કહ્યું "ખરેખર, તમે મને બહુજ હેરાન કરો છો."

કોશનનું કંઈ ન ચાલવાથી તેણે આ વાત પડતી મૂકી. પછી બીજા ન્યાયાધીશનો વારો આવ્યો. જાણે કંઇજ ન હોય એમ તે બોલ્યો:–

"જોન ! કંઇ નહિ; બધું બોલી દે, તેં સોગંદ ખાધા છે એમ–સાચું ને સાચું."

પણ જોન ઉંઘતી નહોતી, તેણે પ્રપંચ શોધી કાઢયો.

"નહિ, થોડાક વિષયોસંબંધી હું તમને કહી શકતી નથી."

ન્યાયાધીશે પાઘડી ફરીથી બાંધી.

"વારૂ, ઘેર તું કંઈ ધંધો શીખી હતી ?"

"હા, સીવવાનો અને કાંતવાનો." આમ કહી તે અજિત સિંહણે, પેટેના યુદ્ધમાં વિજય મેળવનારે, યોદ્ધાઓને આધીન રાખનારે, ઓર્લિયન્સને સ્વતંત્ર કરી રાજાને ગાદીએ બેસાડનારે અને પ્રજાના લશ્કરના સેનધિપતિએ અભિમાનથી છાતી કાઢી અને મસ્તક ઉંચું કરી આનંદથી જવાબ આપ્યો: "અને આ ધંધામાં તો હું રાઉનની કોઇ પણ સ્ત્રી સાથે ટક્કર ઝીલી શકું !"

શ્રોતાઓએ શાબાશીનો મોટો પોકાર ઉઠાવ્યો. જોનને ગર્વ ઉત્પન્ન થયો અને તેણે સ્મિત કર્યું; પણ કોશને લોકોને ધમકી આપી અદબ રાખવા ફરમાવ્યું. હવે બીજો સવાલ તેને પૂછાયો:–

"એ સિવાય અન્ય કંઇ ધંધો તારે હતો ?"

"હા, હું મારી માને કામ કરવા લાગતી, અને બકરાં તથા ઢોર-ઢાંખર ચારવા જતી."

તેનો સ્વર ધ્રૂજ્યો, પણ બહુ ઓછા તે કળી શક્યા. મારા દિલમાં બાલ્યાવસ્થાના ભણકારા વાગતા હતા.

પછી ન્યાયાધીશે તેની પ્રેરણાવિષે વાત કાઢી. ન્યાયાધીશને ઠરાવવું હતું કે, આ પ્રેરણા મલિન હતી; રાક્ષસો તરફની હતી; પિશાચી હતી. લોકોને આ વિષય વધારે રૂચતો હતો, તેથી તેઓ સચેત થયા.

"પહેલાં તને ક્યારે પ્રેરણા થઇ ?"

"હું તેર વર્ષની હતી ત્યારે પહેલાં મને ઈશ્વર તરફથી સાત્વિક જીવન ગાળવા ફરમાવવામાં આવ્યું. હું જરા બ્હીની. ત્યારે ખરો મધ્યાહ્ન હતો અને હું મારા પિતાની વાડીમાં રમતી હતી."

"ત્યારે તેં અપવાસ કર્યો હતો ?"

"હા."

"તે દિવસ પહેલાં ?"

"ના."

"કયી દિશાથી તે અવાજ આવ્યો ?"

"જમણી બાજુથી-દેવળની બાજુથી."

"સાથે સાથે કંઇક તેજ પણ દેખાયું ?"

"હા, તેજ બહુ પ્રકાશિત હતું. વખત જતાં અવાજો જોરથી સંભળાતા."

"અવાજ કેવા હતા ?"

"બુલંદ અને મધુર-જાણે ઈશ્વર તરફથી આવતા હોય. ત્રીજી વખત અવાજ આવ્યો; ત્યારે તે ફિરસ્તાનો છે, એમ મને જણાયું."

"તને તે સમજાતો ?"

"ઘણી સહેલાઇથી-બહુજ સ્પષ્ટ રીતે."

"આત્મમુક્તિ માટે તેણે તને શું સલાહ આપી ?"

"તેણે મને પવિત્ર જીવન ગાળવાનું અને શાસ્ત્રને અનુસરી ચાલવાનું કહ્યું. વળી તેણે મને કહ્યું કે તારે યુદ્ધમાં જવું."

"તે વ્યક્તિની આકૃતિ તથા દેખાવ કેવાં હતાં ?"

"તે હું તમને કહીશ નહિ."

"તે વ્યક્તિ વારંવાર દેખાતી ?"

"હા, અઠવાડીઆમાં બે-ત્રણ વખત. તે વ્યક્તિ મને કહેતી

કે, તું યુદ્ધમાં જા."

"તું ચાલી ગઇ તેની તારા પિતાને ખબર હતી ?"

"નહિ, મને હુકમ મળ્યા પછી હું ઘેર રહી શકું નહિ."

"તે વ્યક્તિએ બીજું શું કહ્યું ?"

"જઇને ઓર્લિયન્સનો ઘેરો ઉઠાવવો."

"એકદમ ઓર્લિયન્સ જઇને ?"

"નહિ, મારે વૉકેલીઅર જઇ સુબાની મદદ લેવાની હતી. મેં વિનતિ કરી કે 'હું બાળક છું; અજ્ઞાન છું; અશિક્ષિત છું'."

પછી તેણે વૉકેલીઅર ગયા પછીનો ઇતિહાસ કહ્યો.

"ત્યારે તારાં વસ્ત્ર કેવા પ્રકારનાં હતાં ?"

પોટીઅર્સની સભાએ મળી નક્કી કર્યું હતું કે, જોનને પુરુષનું કાર્ય કરવાનું હતું, તેથી જો તે પુરુષનાં વસ્ત્રો પહેરે તો ધર્મ તરફથી કંઇ પણ બાધ નથી; પણ નહિ, આ કૉર્ટ તો જોન વિરુદ્ધ કોઈ પણ મુદ્દો વાપરવા તૈયાર હતી.

"હું પુરુષના પોશાકમાં હતી, અને મારી પાસે તલવાર સિવાય બીજું કાંઈ પણ હથિયાર નહોતું."

"પુરુષનો પોશાક પહેરવાની તને કોણે સલાહ આપી ?"

જોન ચેતી ગઇ. તેણે જવાબ ન આપ્યો. સવાલ ફરી પૂછયો. વળી ઉત્તર ન મળ્યો.

"બોલને બાપુ !"

"તેની સાથે તમને કંઇ લાગતું-વળગતું નથી." એટલુંજ જોને કહ્યું.

બીજા વિષયોસંબંધી ઘણા પ્રશ્ન પૂછાયા, અને ઉત્તર પણ અપાયા. વળી પાછો તેનાં વસ્ત્રોનો સવાલ ઉભો થયો.

"મારે પુરુષનો પોશાક પહેરવાની આવશ્યકતા હતી."

"આ વિષે તારા ગેબી નાદોએ કંઇ પણ કહ્યું હતું ?"

જોને શાંતિથી ઉત્તર દીધો: "આ નાદો મને સારીજ સલાહ આપે છે."

આ સિવાય ન્યાયાધીશો તેની પાસેથી કંઈ વધુ કહેવડાવી શકયા નહિ.

"હજી એ ગેબી નાદો તને સંભળાય છે ?"

"હા, દરરોજ."

"તું તેઓને શું પૂછે છે ?"

"મારા આત્માની મુક્તિસંબંધી."

"ધર્મનો તહેવાર હતો તેજ દિવસે તેં પારીસ ઉપર હલ્લો કર્યો હતો તે સાચી વાત ?"

"હા."

"ત્યારે ઉત્તર દે કે એ વ્યાજબી છે !"

"હું તેનો ઉત્તર આપવા બંધાતી નથી."

કેટલાકે સ્મિત કર્યું. બીજા ખડખડ હસવા લાગ્યા. જાળ બહુ હુંશિયારીથી પથરાઈ હતી, પણ તે તૂટી પડી.

કૉર્ટ ઉઠી; કલાકના કલાક સુધી તે બેઠી હતી, અને હવે થ કી ગઇ હતી. દરમિયાન જોનને ઘણા પ્રશ્ન પૂછવામાં આવ્યા હતા; અને દરેકમાં લાખો જાળ પાથરવામાં આવી હતી, પણ જોન પોતાની નિર્દોષતાને લીધે તેમાંથી બચી ગઇ.

વિદ્વાન, અનુભવથી ઘડાયેલા અને બુદ્ધિશાળી આ ભયંકર બાસઠ પંડિતો એક અજ્ઞાન ગરીબ ખેડુતની છોકરીને ન છેતરી શક્યા ! પંડિતો આવ્યા હતા પારીસના વિદ્યામંડળમાંથી અને તે આવી હતી ઢોર–ઢાંખરોના વાડામાંથી. અહા ! તે કેટલી મહાન હતી ! કેટલી અદ્દભુત હતી !!

(૫)

બીજે દિવસે–ચોવીસમી ફેબ્રુઆરીએ કૉર્ટની બીજી સભા ભરાઈ. આ કૉર્ટે આગળનીજ રીતે કામ શરૂ કર્યું:–

"તું સોગંદ ખા કે, હું બધું સત્ય કહીશ."

"એક વખત સોગંદ ખાધા છે તે પૂરતા છે."

"જો તું સોગંદ નહિ ખાય તો તું ગુન્હેગાર છે, એમ ઠરીશ."

"ભલે, એક વાર સોગંદ મેં ખાધા છે; હવે નહિ ખાઉં."

બીશપ જોનને ધમકી આપવા લાગ્યો.

"ગમે તેમ હોય તોપણ હું સઘળું જણાવીશ નહિ. પરમેશ્વર પાસેથી હું આવી છું; મારે અહીં હવે કંઇ કામ રહ્યું નથી. મને પરમેશ્વર પાસે પાછી મોકલી દો. મારી જીંદગી જોઇએ તો લ્યો, પણ મને શાંતિમાં રહેવા દો."

અહા ! તે જોનના શબ્દ કેટલા કરુણાજનક હતા !

પછી તેને ધર્મસંબંધી અનેક પ્રશ્નો પૂછવામાં આવ્યા; પણ ધર્મનાં મૂળ તો તેના આત્મામાં ઉંડાં ઉતર્યાં હતાં, એટલે એમાં એ કંઇ પણ ભૂલ કેમ કરે ?

વળી પાછી પ્રેરણાની વાત નીકળી:–

"છેલ્લી પ્રેરણા તને ક્યારે થઇ હતી ?"

"કાલે અને આજે."

"કયા વખતે ?"

"કાલે સવારમાં."

"ત્યારે તું શું કરતી હતી ?"

"હું નિદ્રામાં હતી, અને તેણે મને જાગ્રત કરી."

"તારા અંગનો સ્પર્શ કરીને ?"

"નહિ, સ્પર્શ કર્યા વિના."

"તેં તેનો ઉપકાર માન્યો ? તું તેને પગે પડી ?"

ન્યાયાધીશના મનમાં પિશાચની વાત હતી. તેની પ્રેરણાને પિશાચની પ્રેરણા ઠરાવીને તે પિશાચનેજ પગે પડી હતી, એવો અંત લાવવાનો હતો.

"હા, હું તેને પગે લાગી; અને આ મુકદ્દમામાં ઉત્તર આપું, તેમાં ઈશ્વરને સહાય કરવા મેં તેને વિનતિ કરી."

"પછી તેણે શું ઉત્તર આપ્યો ?"

"તેણે કહ્યું કે "હિંમતથી જવાબ આપજે, અને ઈશ્વર તને સહાય આપશે."

"ત્યારે તારા આ ગેબી નાદો કોઇ વખત ખોટી સલાહ નથી આપતા ?"

"નહિ, કોઇ વખત નહિ."

"તેણે તને કહ્યું છે કે ચોક્કસ વિષયના ઉત્તર ન આપતી ?"

"કેટલીક વાતો ખાસ રાજાનેજ માટે છે."

"ત્યારે આ ગેબી નાદો સીધા રાજાનેજ કાને કેમ ન પડયા ?"

"તે હું જાણતી નથી; જેવી પ્રભુની ઇચ્છા."

"શું પ્રભુનો તારા ઉપર ખાસ પ્રેમ છે ?"

જોન આગળથીજ વિચારમાં પડી ગઇ હતી. તેનું મન સ્થિર નહોતું. ઉપરાંત તે થાકી ગઇ હતી. તેની આ સ્થિતિ જોઇ આવી પ્રપંચભરેલી જાળ પથરાઇ.

ન્યાયાધીશોમાં બે ત્રણ માણસો પ્રમાણિક હતા. તેઓમાંથી એકે ઉભા થઇ કહ્યું:–

"આ સવાલ ઘણો અઘરો છે. તે આ સવાલનો ઉત્તર આપવા બંધાતી નથી."

કોશને ગુસ્સે થઇ પોકાર કર્યો "તમારે એની સાથે લાગતું-વળગતું નથી. આરોપી પોતાની મેળેજ ઉત્તર આપશે."

જોન હા પાડે કે ના પાડે, પણ તે આ હુમલાથી બચે એમ નહોતું. કારણ કે ધર્મગ્રંથ કહે છે કે, કોઇ પણ મનુષ્ય આ વાત જાણી ન શકે. જોને ઉત્તર આપ્યો, એટલી વાર મારે થોભવું પડયું. આ પળ એક વર્ષ જેવી હતી. શ્રોતાઓનાં મન સચેત થઇ ગયાં. જોનના મુખમાંથી મધુર અને નમ્ર સ્વર નીકળ્યો:—

"હું પ્રભુની કૃપા નીચે ન હોઉં તો પ્રભુ મારા ઉપર કૃપા રાખો ! અને જો હું હોઉં તો પ્રભુ મને ચીરકાળ સુધી બક્ષો !"

પછી જોઇ લ્યો એ શબ્દોની અસર ! ઘણી વાર સુધી કોઇ બોલ્યું કે ચાલ્યું નહિ. સઘળાં એકબીજાનાં મો જોવા લાગ્યાં. આ આશ્ચર્યજનક ઉત્તર જોન કેમ ઘડી શકી ? બીજું કોઇ આવા પ્રપંચથી બચે નહિ.

ન્યાયાધીશે પછી બીજા પ્રશ્નો શરૂ કર્યા; પણ આ પ્રશ્નમાં તેને નિરાશા પ્રાપ્ત થઈ હતી, તેથી બહુ લાગી આવ્યું.

જોને પુરુષનો પોશાક કેમ પહેર્યો ? એ જૂનો ભયંકર સવાલ તેણે એક વાર ફરીથી કાઢયો.

"તને સ્ત્રીનાં વસ્ત્ર પસંદ છે ?"

"હા, પણ જો હું અહીંથી છૂટું તો—અહીં તો નહિજ."

× × × ×

બીજી વાર કૉર્ટ સત્તાવીસમી ને સોમવારે મળી, અને ઘણા પ્રશ્નોત્તરો થયા.

"તને વધારે શું વહાલું છે, તારી તરવાર કે તારો ધ્વજ ?"

"મારો ધ્વજ લાખો વાર ઉત્તમ છે. કોઈ વખત તો હું પોતે-જ તેને લડાઈમાં ઝાલી રાખતી હતી—એવી મુરાદથી કે મારા હાથથી કોઈનો વધ થતો અટકે."

કયાં યુદ્ધનો ગહન વિષય,અને કયાં આ નાની નિર્દોષ બાળા ! આ બે વચ્ચે કેટલો તફાવત હતો ! જોન પોતાનું માથું ઉંચું કરીને વળી ગર્વથી બોલી "અને હજી મેં યુદ્ધમાં કોઈનો પ્રાણ લીધો નથી."

આ ઉત્તરથી ઘણા હસ્યા. જ્યારે આ શબ્દો તે બોલી, ત્યારે તે કેવી નમ્ર, મધુર અને પવિત્ર દેખાતી હતી ! કોઈ ધારીજ શકે નહિ કે તેણે માણસોને કતલ થતાં જોયાં છે; એટલી બધી તેની આકૃતિ રણસંગ્રામ માટે અયોગ્ય દેખાતી.

આટલા દિવસ કૉર્ટ ચાલી. શું તેનું કંઈ અમુક પરિણામ આવ્યું હતું ? હા, આમ તેમ ફાંફાં મારતાં તેને ખબર પડી હતી કે, બે ત્રણ વિષયોમાં જોનને ફસાવી શકાય. દાખલાતરીકે તેનો પુરુષ જેવો પોશાક, ગેબી સ્વપ્નાં અને અવાજો વગેરે. આ બધી કૃતિ ઈશ્વરની નહિ, પણ સેતાનની છે, એમ ઠરાવવાનું હતું. જો કે હજીસુધી તપાસ કોઇ અમુક નિર્ણય ઉપર આવી નહોતી, પણ વહેલીમોડી આવશે, એવી આશા રખાતી; અને તેથીજ વારેઘડીએ ઉપલી બે ત્રણ વાતોનું પીંજણ ચાલતું.

(૬)

બીજે દિવસે અઠ્ઠાવન ન્યાયાધીશો હાજર હતા.

સોગંદ માટે સ્વાભાવિક રીતે માથાકૂટ થઇ, પણ જોન તો પોતાના નિશ્ચયનેજ વળગી રહી.

પ્રશ્ન શરૂ થયાઃ—

"તને કેમ ખબર પડતી કે, ચોક્કસ બનાવો બનવાનાજ છે?"

"મને પ્રેરણા થતી. તમે મારી સામે બેસો અને હું જાણું કે તમે બેઠા છો, એમ બધું જણાતું."

આવા ઉત્તરોથી બિચારો ન્યાયાધીશ નિરાશ બની અન્ય કોઇ વિષય ઉપાડતો.

"તારા દેવદૂતો કયી ભાષા બોલતા ?"

"ફ્રેંચ."

"બીજા મહાત્માઓ પણ ?"

"હા, તેઓ અમારા પક્ષમાં છે."

જોનના આ શબ્દોની ખાસ નોંધ કરવામાં આવી.

"ફિરિસ્તાઓ ઝવેરાત પહેરે છે—મુકુટો, હારો, વિંટીઓ વગેરે ?"

આ સવાલો નિરર્થક હતા. જોન આકૂળાફાકૂળા ઉત્તર આપતી, પણ તેમાંથી એક નવો પ્રશ્ન ઉપસ્થિત થયો. જોનને એમાંથી પોતાની વાત યાદ આવી.

"મારી પાસે બે વિંટીઓ હતી. મને કેદ કરી, ત્યારે મારી પાસેથી એ છીનવી લેવામાં આવી હતી. તેમાં એક તમારી પાસે છે, એ મારા ભાઇએ મને આપી છે. મને એ પાછી મળવી જોઇએ, અને જો મનેજ તે ન આપવામાં આવે તો ધર્મમંદિરમાં તે ભેટ કરવી જોઇએ."

ન્યાયાધીશોને સ્ફૂરી આવ્યું કે આથી કદાચ જાદુ કરાતું હશે, અને જોનને કદાચ હાનિ પણ પહોંચાડી શકાય.

"વારૂ, બીજી વિંટી ક્યાં છે ?"

"બરગન્ડીવાળા મારી પાસેથી લઈ ગયા."

"તને તે ક્યાંથી મળી હતી ?"

"મારાં માબાપે આપી હતી."

"એ કેવી છે ?"

"સાદી—તેના ઉપર 'ઇસુમેરી' એવા શબ્દ કોતરેલા છે."

લોકોએ જાણ્યું કે આથી કંઇ જાદુ ન કરી શકાય.

"સાધુઓએ અને ફિરિસ્તાઓએ તને શું કહ્યું ?"

"તેઓએ કહ્યું કે, ફ્રાન્સનો રાજા વિજયી થશે."

"બીજું શું ?"

જોન શાંત રહી. થોડી વાર પછી નમ્રતાથી તે બોલી:—

"તેઓ મને સ્વર્ગમાં લઇ જશે."

જો મુખ હૃદયની વાત બતાવતાં હોય, તો ઘણાઓનાં મુખ જોતાં તેઓ એમ ધારતા હતા કે, અમે ઈશ્વરના એક બંદાનો પ્રાણ લેવા પ્રયત્ન કરીએ છીએ.

"તારા ગેબી નાદોએ તું ત્રણ મહિના પહેલાં છૂટી થઇશ કે નહિ, તે વિષે કંઇ કહ્યું છે ?"

જોન આ ત્રણ મહિનાની અવધિથી આશ્ચર્ય પામી. તે બોલી:-

"હું તે કહેવા બંધાયેલી નથી. હું ક્યારે છૂટી થઇશ, એ હું જાણુતી નથી. આ સભામાંથી કેટલાક મને મૃત્યુ પામેલી જોવા ઈચ્છે છે; પણ હું મરીશ તે પહેલાં તેઓ મરી જશે."

આ ઉત્તરથી ઘણા ધ્રૂજ્યા.

"તું કારાગૃહમાંથી ક્યારે છૂટી થઇશ, એ વિષે તારા ગેબી-નાદોએ કંઇ કહ્યું છે ?"

ન્યાયાધીશે પ્રશ્ન પૂછયો, એ પહેલાંજ આ વાત તે પોતે જાણતો હતો.

"ત્રણ મહિના પછી મને પૂછજો—અને હું પ્રત્યુત્તર દઈશ."

જ્યારે તેણે આ કહ્યું, ત્યારે તે કેવી સુખી દેખાતી હતી !

ત્રણ મહિના પછી પોતે છૂટી થશે—જોનનો કહેવાનો ભાવાર્થ આ હતો. મને પણ એ ભાવાર્થ સ્પષ્ટ લાગ્યો. મે મહિનાની ત્રીસમી તારીખ સુધી—છેલ્લે સુધી આ ખરૂં પડયું; પણ તે કેવી

રીતે છૂટવાની હતી, તેનાથી તે અજ્ઞાત હતી. મને તો એમ લાગતું હતું કે ત્રણ મહિનામાં અમે ઘેર જઇશું, અને દુનિયાની જંજાળોથી છૂટી અમે અમારે ગામડે જઇ એકાંતમાં જીવન વ્યતીત કરીશું; પણ ખરી વાત તો હવે પછી જણાવાની હતી.

એક દિવસ આરામ લઈ પાછી કોર્ટ શરૂ થઇ.

આ દિવસ શાંતિભર્યો નહોતો. આખી કૉર્ટ થાકી ગઇ હતી—અને થાકી જાય એ સ્વાભાવિક પણ હતું. આ સાઠ વિદ્વાન પંડિતો ઘણે દૂરથી પોતાનાં કામ છોડીને આવ્યા હતા; અને તે શાને માટે? ઓગણીસ વર્ષની, અભણ, કાયદાનો અક્ષર ન જાણનારી, સાક્ષીવગરની, સલાહકાર વિનાની અને નિર્દોષ છોકરીને ગુન્હેગાર ઠરાવી યમશરણે પહોંચાડવા માટે. તેઓ ધારતા કે, આ કામ તો બે કલાકનું છે; પણ કલાકને બદલે દિવસોના દિવસ વહી ગયા હતા. આખું ગામ કૉર્ટ તરફ હસતું હતું, કૉર્ટ તે જાણતી હતી; પણ તેમાં એનો ઉપાય નહોતો. કૉર્ટના મરતબાને મોટો ધક્કો લાગ્યો હતો. ન્યાયાધીશો પણ ક્રોધે ભરાયા હતા. ટુંકું અને ટચ કરવા તેઓ ગમે તે રીતે તૈયાર હતા.

હવે વસ્ત્રનો સવાલ છેડાયો.

"રાજા અને રાણીએ તને પુરુષનો પોષાક છોડી દેવા કોઇ વખત કહ્યું હતું ?"

"હું આ પ્રશ્નનો ઉત્તર આપવા બંધાતી નથી."

"તેં સ્ત્રીજાતિનો પોશાક પહેર્યો હોત, તો કંઈ પાપ હતું ?"

"મેં માત્ર મારા રાજાની સેવા કરવા માટે બનતું કર્યું છે."

પછી વાવટાની વાત નીકળી.

"તારા સિપાઇઓ પોતાનાં વસ્ત્રમાં તારા વાવટા ઉપરનાં ચિહ્નો કોતરી લેતા ?"

"ભાલાવાળા મારા અંગરક્ષકો કોતરી લેતા. બીજી ટુકડીઓથી પોતે જલદી ઓળખાઇ આવે, તેને માટે આમ કરવાની તેઓને ઇચ્છા થઈ હતી."

"બે વાર પણ તેઓ કોતરતા ?"

"હા; જ્યારે ભાલાઓ તૂટી જતા, ત્યારે ફરી વાર કોતરતા."

"શું તેં તારા માણસોને એમ નથી કહ્યું કે તમે આ ચિહ્ન કરશો, તો વિજયી થશો ?"

આવી છોકરવાદી વાતોથી જોનૂમાં પિત્તો ઉકળી આવ્યો. તે

છાતી કાઢી, સાવધ થઇ, અભિમાનથી બોલીઃ—

"મેં તેઓને કહ્યું કે શત્રુઓને તોડી પાડો!"

અંગ્રેજી નોકરીમાં રહેલા ફ્રેન્ચ સિપાઇઓએ ખળભળાટ મચાવી મૂક્યો. ધીમે ધીમે શાંતિ પ્રસરી, અને મુકદ્દમો આગળ વધ્યો.

"પ્રાર્થનામાં તારૂં નામ બોલાતું?"

"બોલાતું તો તે મારા હુકમથી નહિ."

"ફ્રેન્ચ લોકો માનતા કે તું ઈશ્વર તરફથી આવી છે?"

"હું તે જાણતી નથી."

"જો તેઓ એમ ધારે કે તું ઈશ્વર તરફથી આવી છે, તો એમાં કંઇ પણ ખોટું છે?"

"શ્રદ્ધા હોય તો ફળે."

"લોકો તારાં વસ્ત્ર, તારા હાથ અને તારા પગ શું કામ ચૂમતા?"

"તેઓ મને જોઇને ખુશી થતા."

"લેગનીમાં તેં એક બાળકને જીવતું કર્યું, એ સાચી વાત? શું તે બાળક તારી પ્રાર્થનાથી જીવતું થયું હતું?"

"તેની મને ખબર નથી. બીજી છોકરીઓ પણ મારી સાથે પ્રાર્થના કરતી હતી. જ્યારે અમે પ્રાર્થના કરતાં હતાં, ત્યારે તે જીવતું થયું અને રડયું. તેને મરી ગયાને ત્રણ દિવસ થયા હતા. રડીને તે પાછું ફરીને મરી ગયું."

"તેં એમ કહ્યું છે કે અંગ્રેજોના હાથમાં પડવા કરતાં હું મરી જવાનું વધારે પસંદ કરૂં છું?"

જોને પ્રમાણિકપણાથીજ ઉત્તર આપ્યોઃ "હા."

પછી જોન ઉપર એવું તહોમત લાવવામાં આવ્યું કે, જ્યારે તે કેદખાનામાંથી નાસી જવા મથતી હતી, અને જ્યારે તે નીચે પડી, ત્યારે તેણે પરમેશ્વરને ગાળો દીધી હતી.

જોને આવા આળથી ક્રોધે ભરાઇ ઉત્તર દીધોઃ—

"નહિ, એ સત્ય નથી. હું કોઇ દિવસ કોઇને શાપ આપતી નથી."

(૭)

પછી થોડીક વાર કૉર્ટે વિસામો લીધો. એ તો સ્પષ્ટ હતું કે, કોશન હારતો જતો હતો, અને જોન જીતતી જતી હતી. વળી કેટલાક ન્યાયાધીશો જોનની કોમળતા, પવિત્રતા, બુદ્ધિ અને ઉચ્ચ જીવનથી અંજાઇ ગયા હતા; અને તેઓ કોશનની સામા થાય એવો સંભવ હતો.

કોઈ પણ રીતે માર્ગ તો કરવોજ જોઇએ. કોશનને દયા નહોતી; છતાં હવે તેણે દયા દર્શાવવાનો ડોળ કર્યો. આટલા બધા ન્યાયાધીશોએ નિરર્થક શું કામ હેરાન થવું જોઇએ? તેણે થોડાક પોતાના જેવા વિચારવાળા ન્યાયાધીશો પસંદ કરી બાકીનાને રજા આપી, કે જેથી તે હવે જોનનું કાસળ નિરાંતે કાઢી શકે. વળી શ્રોતાઓ અંદર દાખલ થતા તેનો હવે પ્રતિબંધ થયો. લોકો કોશનને નિરાશ થઈ ગયેલો જોઈ તેના તરફ હસતા; તેથી હવે તેઓને આવતા રોકયા એટલે કોશનને તો નહિ દેખવું ને નહિ દાઝવું.

દશમી માર્ચને દિવસે આ છુપી તપાસ શરૂ થઇ. આ વખતના જોનના દેખાવથી મને બહુ લાગી આવતું. તે અશક્ત થઈ ગઇ હતી, અને તેથી તેનું મન સ્થિર રહી શકતું નહોતું. બીજી કોઈ કોર્ટે તેની આવી નિર્બળ સ્થિતિનો લાભ ન લીધો હોત; પણ આ લોકો તો તેને કલાકના કલાકસુધી પ્રશ્ન પૂછી થકવી નાખતા.

જોને પ્રેરણાની વાત પોતાનાં માબાપથી ગુપ્ત રાખી હતી. આ મુદ્દાપરથી તેની પ્રેરણા પિશાચી પ્રેરણા હતી, એમ સિદ્ધ કરી શકાય. કેમકે જોને પોતાનાં માબાપથી પણ આ વાત ગુપ્ત રાખીને તેમને છેતર્યાં હતાં.

"શાસ્ત્રમાં લખ્યું છે કે, સૌએ પોતાનાં માતાપિતાની ઇચ્છા પ્રમાણે ચાલવું જોઈએ. છતાં તું તારાં માબાપને જણાવ્યા વિના ચાલી ગઈ, તે શું ઉચિત હતું?"

"આ વિષયસિવાય બીજા બધા વિષયોમાં હું તેમની આજ્ઞા પાળતી આવી છું. મારા દોષ માટે મેં તેમની આગળ માફી યાચી છે અને માફી મેળવવા હું ભાગ્યશાળી થઇ છું."

"માફી માગી? ત્યારે તું જાણે છે કે તારૂં પગલું પાપી હતું?"

જોનનો ક્રોધ ન સમાયો—તેની આંખો બળવા લાગી.

"મને ઈશ્વર તરફથી હુકમ હતો, અને ત્યાં જવા મેં યોગ્ય ધાર્યું."

"મારાં માબાપને પ્રેરણા સંબંધી કહું કે નહિ? એવું તેં તારા ગેબી નાદોને નહોતું પૂછ્યું?"

"દેવો સંમતિ દર્શાવતા; પણ મારાં માબાપને આ વાતથી દુ:ખ થાય, તેને માટે મેં તેમને તે ન જણાવ્યું."

હવે કોશને એક અપરાધ ઠોકી બેસાડયો. બાકી ખરી રીતે તો આ જોનના આત્મગૌરવને લીધે હતું.

"તું પ્રભુની પુત્રી છે, એમ તારા નાદો તને કહેતા ?"

નિર્દોષ જોને હા પાડી.

આત્મગૌરવનો આ બીજો દાખલો હતો.

"તારો ઘોડો તને કોણે આપ્યો હતો ?"

"રાજાએ."

"એ સિવાય તારી પાસે કંઇ પણ દ્રવ્ય હતું ?"

"હતું; પણ મારે માટે નહિ, લશ્કરના પગાર માટે."

"તારૂં બખ્તર અને તારી તરવાર એ બન્ને વસ્તુ તેં ધર્મ-મંદિરમાં મૂકી હતી ?"

"હા."

"પૂજા કરવામાં આવે તેને માટે ?"

"નહિ, જે યોદ્ધાઓ ઘવાય તેણે આ વસ્તુઓ ધર્મમંદિરમાં ધરવી, એવો ધારો છે. હું પારીસ આગળ ઘવાઇ હતી."

અહા ! આ લોકોનાં હૃદય ન પીગળ્યાં. આવી નિર્દોષ બાળા ઘવાય એ શું કરુણાજનક નહોતું ?

"તારો વાવટો તારા આત્માને સહાય આપતો કે તારો આત્મા તારા વાવટાને સહાય આપતો ?"

"એની મને ખબર નથી, પણ એ તો ચોક્કસ છે કે, સઘળા વિજયો પ્રભુ તરફથી મને મળતા. પ્રભુ સિવાય મેં કોઇમાં શ્રદ્ધા રાખી નથી."

"રાજાએ મુકુટ પહેર્યો, ત્યારે તારોજ વાવટો રાજા પાસે રાખવામાં આવ્યો હતો અને બીજા કોઇનો કેમ નહિ ?"

"કારણ કે વિજય મેળવવાનો બધો ભાર તેણે એ'ચ્યો હતો."

કેટલું સરળ ! કેટલું સુંદર ! જોન વકતૃત્વની સ્વામિની હતી. તેનું જીવન ઉચ્ચ હતું; અને જેવું તેનું ચારિત્ર ઉચ્ચ હતું, તેવીજ ઉચ્ચ તેની વાણી હતી.

(૮)

આ છુપી તપાસ આમ પૂરી થઈ. બીજી વખત પણ કંઇ પરિણામ આવ્યું નહિ. આ છેલ્લી તપાસ બહુ અધમ પ્રકારની હતી. જોનને અત્યાર અગાઉ જે થોડીઘણી અનુકૂળતાઓ હતી, તે પણ હવે છીનવી લેવામાં આવી. બિચારી નિર્દોષ, નિરાધાર બાળા ઉપર કેટલો જુલમ !

તેઓ જ્યાં ત્યાં છિદ્રો શોધવા લાગ્યા. જોનની જુબાનીમાં

પ્રપંચ મેળવી તેઓએ જોન ઉપર છાસઠ આરોપવાળું એક પત્રક ઘડી કાઢ્યું. આ પત્રક ઘડતાંજ નવ દિવસ થયા હતા ! બીજે દિવસે આ મોટો ચોપડો કિલ્લામાં લઈ જવામાં આવ્યો, અને બાર ચુનંદા ન્યાયાધીશો નવી તપાસ માટે પસંદ કરવામાં આવ્યા. જોન ઉપર કયા કયા આરોપ છે, તે તેને સંભળાવતાં કેટલાક તો દિવસો ગયા. ન્યાયાધીશોએ નિર્ણય કરી રાખ્યો હતો કે, જોને પ્રત્યેક મુદ્દાનો ઉત્તર આપવો; અને જો તે ઉત્તર આપવા ના કહે, તો તેને ગુન્હેગાર ઠરાવવી. તેઓ જોન સામે જૂઠા આરોપો ઘડી તેને બચવાનો માર્ગ પગલે પગલે ટુંકો કરી નાંખતા હતા.

પછી ચોપડો વંચાવો શરૂ થયો; અને જોન દરેકે દરેક કલમના ઉત્તર આપતી ગઈ. ચોપડામાં તેને ડાકણ, સેતાનની સાથી, મૂર્તિપૂજક, નાસ્તિક, અશાંતિ ઉપજાવનાર, લોહી રેડાવનાર, જાતિનો ભેદ ન જાણનાર, ઠગનાર, પાપ ફેલાવનાર અને પોતાને ગુરુ મનાવનાર ઇત્યાદિ ઇત્યાદિ વિશેષણો લગાડવામાં આવ્યાં હતાં. આમ તેના જીવનના પ્રત્યેક બનાવનો આ પાપાત્માઓએ ઉંધો અર્થ કરી પોતાનો કક્કો ખરો મનાવ્યો હતો. આ છાસઠ આરોપો ગઈ તપાસોમાં ધ્યાનમાં લેવામાં આવ્યા હતા, એટલે આ તપાસનું વર્ણન કરતો નથી.

જોને પોતાના સ્વર્ગીય સંદેશા પૃથ્વી ઉપર તપાસ માટે મૂકવા ના પાડી; પોતે પોતાને ગુરુતરીકે મનાવતી એ આરોપનો ઇન્કાર કર્યો; તેમજ હાલ તુરતમાં સ્ત્રીનાં વસ્ત્ર પહેરવા ના પાડી. વળી તેણે કહ્યું કે 'મેં શાંતિજ ઇચ્છી સુલેહ કરવાનું યુદ્ધ પહેલાં ધાર્યું હતું, પણ તેમ નહિ થતાં અનિચ્છાએ મારે લડવું પડયું હતું.' અંગ્રેજો સાથે અસભ્યતાથી વર્તવાનો આરોપ તેના ઉપર મૂકવામાં આવ્યો, ત્યારે તે બોલીઃ—

" મારૂં કહ્યું તેઓએ માન્યું હોત તો વધારે ઠીક થાત. સાત વર્ષમાં પોતાની કૃતિનું પરિણામ તેઓ પોતેજ નજરોનજર જોશે." જોનની આ પ્રખ્યાત ભવિષ્યવાણી હતી.

પછી તેઓએ એક નવોજ સવાલ ઉભો કર્યો.

"પરમેશ્વરે પેગંબરતરીકે તનેજ પસંદ કરી, અને બીજા કોઇને કેમ નહિ ?"

"પોતાનું સાધન ગમે ત્યાં શોધી લેવાનો ઈશ્વરને હક્ક છે."

"માણસો ઉપર સત્તા મેળવીને સેનાધિપતિ થઈ તેં સ્ત્રીજાતિ-

ને અનુચિત કાર્ય શામાટે કર્યું ?”

જોનનો ગુસ્સો હવે ઉછળી આવ્યો.

“શત્રુઓને પંદરમું રત્ન દેખાડવા !”

આ શબ્દો બોલતી વખતે તે યમને દેખતી હતી; આ શબ્દો-નું પરિણામ તે જાણતી હતી; પણ સત્ય બોલવામાં ભય શાનો ?

જોનનાં સગાંસંબંધીઓને ઉચ્ચ હોદ્દાઓ બક્ષવામાં આવ્યા હતા; તેથી એમ ઠરાવવામાં આવ્યું કે, તે જે જે કામ કરતી હતી, તે સ્વાર્થ માટેજ કરતી હતી.

“મેં તત્સંબંધી રાજાને કંઇ પણ કહ્યું નથી. રાજાએ જે કર્યું છે, તે પોતાની રાજી–ખુશીથીજ કર્યું છે.”

આમ ત્રીજી તપાસ પૂરી થઈ, અને તેનું પરિણામ પણ કંઈ આવ્યું નહિ.

ચોથી તપાસ જલદી શરૂ થવી જોઇએ. આ છાસઠ આરોપો-માંથી કેટલાક કાઢી નાખવામાં આવ્યા; અને કેટલાકને ટુંકા કરી નાખવામાં આવ્યા. આમ બાર આરોપોનું એક નવું પત્રક તૈયાર કરવામાં આવ્યું. આ પત્રક તૈયાર થતાં ઘણા દિવસ ગયા.

જોન વિરુદ્ધની સઘળી બાબતો આમાં એકઠી કરવામાં આવી હતી–જાણે જોનની એકે પણ વાત સાચીજ ન હોય !

ખરેખર, આ દયાજનક હતું.

(૯)

બે અઠવાડીઆં સહેજે વહી ગયાં. મે મહિનાની બીજી તારીખ આવી. ઠંડી નાસી ગઇ. પર્વતો અને ખીણોમાં ફૂલ ઉગી નીકળ્યાં. પંખીઓ ઝીણા ઝીણા તડકામાં અહીંથી તહીં કલ્લોલ કરતાં રમતાં હતાં; સર્વ પ્રાણીઓમે વિશ્રામ હતો. દુનિયા આનંદિત જણાતી. નદીઓ વાંકી ચૂકી ઝૂલતી ઝૂલતી ચાલી રહી હતી. હરિયાળી પણ ખૂબ ખીલી હતી; નદીતટનાં વૃક્ષોનું પ્રતિબિંબ સ્વચ્છ જળમાં પડી રહ્યું હતું.

સૌ આનંદમાં હતાં; પણ જોન અને તેના મિત્રોનાં મન ઉદ્વેગમાં હતાં.

કોશનને હવે નવી યુક્તિ સૂઝી. પોતાની મુરાદ પાર પડે તેને માટે તે જોનને બહુ બહુ સમજાવવા લાગ્યો.

મેની બીજી તારીખે ઉપર વર્ણવેલા સુંદર દિવસે કોશન અને તેના ખાસ અનુચરો ભેગા થયા. આ સિવાય એક વક્તા પણ આવ્યો હતો.

તુરતજ સાંકળોના અવાજ સંભળાયા અને જોન પહેરેગીરો વચ્ચે દાખલ થઇ. આ વખતે તેની તબિયત ઘણી સારી દેખાતી હતી. પંદર દિવસના આરામ પછી તેનું રૂપ ખીલી નીકળ્યું હતું, તેણે આજુબાજુ નજર ફેરવી વક્તાને જોયો અને જોતાંની વારજ તે વસ્તુસ્થિતિ કળી ગઈ.

વક્તાએ પોતાનું ભાષણ આખું લખી રાખ્યું હતું. તે એટલું મોટું હતું કે ચોપડી જેવું દેખાતું હતું. તેણે પોતાની પીઠ પછવાડે હાથ રાખી પાનાં છાનાંમાનાં ઝાલી રાખ્યાં હતાં.

તેણે બોલવું શરૂ કર્યું. થોડોક વખત તો ઠીક ઝપટ ચલાવી, પણ એટલામાં તે કંઇક ભૂલી ગયો. આથી તેને પાછી નજર ફેરવી ગુપ્ત રીતે પોતાનાં કાગળિયાંમાં જોવું પડયું; વળી બીજી વખત જોવું પડયું—અને ત્રીજી વખત પણ. આથી તે બિચારાની રેવડી દાણાદાણ થવા લાગી. જોને પછી તેને ધીમે રહીને કહ્યું:—

"બાપુ! તું તારી ચોપડી વાંચી લે; પછી હું તેના ઉત્તર આપીશ."

બધે હસાહસ થઇ રહી. વક્તા ઘણો ઝંખવાઇ ગયો; પણ થોડીક વાર પછી તેને સારો રસ્તો સૂઝયો, અને તેણે જોનના કહ્યા પ્રમાણે કર્યું. તેણે તે બાર આરોપોને ટુંકા કરી છજ આરોપ રહેવા દીધા હતા.

વાંચતાં વાંચતાં તે થોભતો, અને જોનને પ્રશ્નો પૂછતો.

"તું ધર્મમંદિરના હાથમાં તારી તપાસ સોંપ."

"નહિ, એમ નહિ બને."

"શું ધર્મમંદિર સાચો ન્યાય નહિ આપે?"

"આપશે એમ ધારૂં છું; પણ મને દિવ્ય સંદેશાઓ મળે છે, તેનો તો હું ઉત્તર નહિજ આપું—લાખવાર કહું છું કે નહિ આપું!"

ત્યારપછી આ ભયંકર શબ્દો સંભળાયા:—

"જો તું ધર્મમંદિરને શરણે નહિ જાય, તો અમે તને ગુન્હેગાર ઠરાવી બાળી મૂકીશું!"

જોનને બદલે બીજું કોઇ હોત, તો આવા શબ્દોથી આકુળવ્યાકુળ થઇ ગયું હોત; પણ જોનને તો હિંમત આવી. સિપાઇઓને જે વીરનાદથી તે પાનો ચઢાવતી, તે વીરનાદ હવે ગર્જી ઉઠયો:—

"મેં જે કહ્યું છે, તેનાથી ઉલટું હું કહીશજ નહિ. મારી સમક્ષ અગ્નિ બળતો હશે તોપણ હું એજ ઉત્તર આપીશ!"

રાક્ષસોનાં હૈયાં પણ કોઇ કોઇ વાર પીગળે છે. કોશન આ

ઉત્તરથી છક્ક થઇ ગયો; અને પોતાની નોંધમાં આ ઉત્તર ઉત્તમમાં ઉત્તમ છે, એમ લખ્યું.

"ઉત્તમમાં ઉત્તમ !" "ઉત્તમમાં ઉત્તમ !" કારણ કે આ ઉત્તર મૃત્યુથી ઘેરાયેલી એક ઓગણીસ વર્ષની બાળાના મુખમાંથી આવ્યો હતો !

(૧૦)

કોશનને લોકો ચાહતા ન હતા, કારણ કે તે દુષ્ટ હતો. જ્યારે તેની હાર થઈ, ત્યારે તેઓ ખુશી થવા લાગ્યા. કોશનને આથી ક્રોધ ચઢતો. હવે જોનને માટે કંઇ ને કંઈ રસ્તો તો કરવોજ જોઈએ. એક પણ રીતે તે ફાવ્યો નહિ, તેથી બળાત્કાર વાપરવાનો તેણે વિચાર કર્યો. નવમી મેને દિવસે તેણે બધી સામગ્રી તૈયાર રાખી. એક ફાંસી દેનારને પણ ઉભો કરવામાં આવ્યો. જોનને ત્યાં લઈ જવામાં આવી. કોશન ક્રોધથી બોલ્યોઃ—

"બોલી દે છોકરી ! જો, આ સઘળું તારા મોં આગળ છે. સાચું કહે છે કે નહિ ?"

આ ધમકીનો જોને ઉત્તર વાળ્યો. આ જવાબ ઇતિહાસમાં કાયમ રહેશે. જોને કહ્યું:—

"મેં તમને જે જણાવ્યું છે, તેનાથી વધારે હું જણાવીશ નહિ. અરે ! મારાં અવયવે અવયવને વીંખી-પીંખી નાખશો તો તે દરદમાં કવચિત્ મારાથી ઉલટું બોલાઇ જશે, પણ તે શબ્દો હું મારા આત્મામાંથી—મારા ખરા દિલથી કહું છું, એમ તમારે કોઇ પણ દિવસ માનવું નહિ."

કોશને આવા ઉત્તરની સ્વપ્નામાં પણ આશા રાખી નહોતી. તેને મન હતું કે નાની છોકરી કેટલી વાર ટકશે ? નહિ, પણ નહિ, નાની તોપણ તે કોણ હતી ? જોન ઑફ્ આર્ક !

કોશને ધાર્યું કે, હવે તો હદ વળી. હવે જોન માટે કોઈ બીજો રસ્તો શોધી કાઢવો જોઇએ.

વળી દશ દિવસની મુદત પડી. પારીસનું વિદ્યામંડળ જોનના બાર આરોપો ઉપર વિચાર ચલાવતું હતું.

આ સંશયનો સમય તેના જીવનમાં મૃત્યુ જેવો હતો, પણ આથી વધારે જોનને એક બીજું દુઃખ હતું. કોઈ નાની છોકરી દુઃખમાં હોય તો તેને દિલાસો આપવા કોઇ સ્ત્રી જોઇએ, સ્ત્રીની સોબત સિવાય દુઃખમાં સ્ત્રીને આનંદ મળી શકે નહિ; પણ આ

ત્રણ મહિનાની કેદના અરસામાં જોને કોઈ છોકરીનું અથવા સ્ત્રીનું મોં પણ જોયું નહોતું. અહા ! કોઈ સ્ત્રીને તેણે જોઈ હોત, તો તેનું મન કેટલું પ્રફુલ્લ થાત !

વિચાર કરો કે જોન કેટલી મહાન હતી. પોતે એકલી, અને બીજી બાજુ આખા ફ્રાન્સના પ્રતિભાશાળી પુરુષો ! તોપણ તેણે એ સર્વને હરાવ્યા; તેઓની યુક્તિ તોડી પાડી; તેઓના છળભેદને તે કળી ગઈ. તેનું અંતઃકરણ સુદૃઢ રહેતું અને વિપત્તિઓની અવગણના કરતું. તે મૃત્યુને પણ નહિ ગણકારી અડગ હિંમતથી કહેતીઃ "જે થવું હોય, તે થવા દો; હું કહું છું, તેનાથી ઉલટું કહીશજ નહિ."

હા ! તેનો આત્મા કેટલો ઉચ્ચ હતો ! તેની બુદ્ધિ કેટલી સતેજ હતી ! તેનું જ્ઞાન કેટલું વિશાળ હતું ! તેને પંડિતો સામે લડવાનું હતું, એટલુંજ નહિ પણ પાષાણ હૃદયના રાક્ષસો સાથે.

રણસંગ્રામમાં તે મહાન હતી, એ આપણે જાણીએ છીએ. તેની પ્રતિભાશક્તિ અજબ હતી. તેનું સ્વદેશાભિમાન અજબ હતું. સુલેહ કરવામાં તેના જેટલું કોઈ પ્રવીણ નહોતું. બુદ્ધિશાળી હોય, તેને તે બુદ્ધિશાળીતરીકે જાણી લેતી. વક્તૃત્વમાં કોઈ તેને ન પહોંચી વળતું. નિરાશ બનેલાંને ઉત્સાહ આપવામાં તે નિપુણ હતી. વળી તે ભીરુઓને વીરપુરુષ બનાવી શકતી. જોનમાં નિરૂત્સાહ, થાક અને આલસ્ય કોઈ વખત જણાયાં નહોતાં.

હા ! જોન ઑફ આર્ક સર્વ કાળે અને સર્વ સ્થાને ઉચ્ચ હતી; પણ આ મુકદ્દમાઓમાં તો તેનું ચારિત્ર વધારે ખીલી નીકળ્યું. માણસની ખરી કસોટી દુઃખમાં થાય છે, અને એ કસોટીમાં જોનની કિંમત અમૂલ્ય છે, એમ માલૂમ પડી આવ્યું.

દશ દિવસના અરસામાં પારીસના વિદ્યામંડળે આ બાર આરોપોનું નિરાકરણ કરી નાખ્યું. તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા કે, જોને સઘળી બાબતોના ખુલાસા કરવા જોઈએ, અથવા તો શિક્ષાને આધીન થવું જોઈએ.

જોનને કેવી શિક્ષા કરવી, એ તો તે પકડાઈ તે દિવસેજ ચોક્કસ કરવામાં આવ્યું હતું અને તે એજ કે, ગમે તેમ કરીને તેના પ્રાણ લેવા.

આ શિક્ષાપત્ર રાઉન લઈ જવામાં આવ્યું. તેમાં એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે, જોન જેને ફિરિસ્તાઓ લેખતી તે સેતાનો

હતા, અને આવા અધર્મ માટે તે શિક્ષાને પાત્ર હતી.

જોનનું શું કરવું એ સંબંધી ઠરાવ કરવા ઓગણીસમી મેને દિવસે પચાસ ન્યાયાધીશો મળ્યા. કેટલાકનો વિચાર એવો હતો કે, જોનને તુરતમાંજ શિક્ષા કરવી. કેટલાકનો એવો મત પડયો કે તેને એક વાર ફરી ચેતવણી આપવી.

તેથીજ એ કોર્ટ ચાર દિવસ પછી પાછી મળી, અને જોનને ત્યાં બોલાવવામાં આવી. જોન ધર્મમંદિરને પોતાના ગુન્હાની તપાસ ન સોંપી દે, તો તેનો જીવ લેવામાં આવશે, એવી ધમકી પણ અપાઈ; પણ જોને અપ્રતિમ શાંતિથી ઉત્તર વાળ્યોઃ—

"મને શિક્ષા થઈ ચૂકી હોય, કદાચ ધગધગતી આગ મારી સામે બળતી હોય, એટલુંજ નહિ પણ જો હું આગમાંજ બળી મરતી હોઉં તોપણ મેં જે કહ્યું છે, તે સિવાય વધારે હું કહીશ નહિ."

સઘળે શાંતિ પ્રસરી. સર્વના મન ઉપર કંઇક ઉદ્વેગ ભાસતો હતો. આ અપશુકન છે એમ મને લાગ્યું. છેવટે ગંભીરતાપૂર્વક કોશને જોનને કહ્યુંઃ—

"તારે આ સિવાય કંઈ કહેવું છે ?"

"નહિ."

"ત્યારે હવે આ તપાસ પૂરી થાય છે, તારી શિક્ષા તને કાલે જણાવવામાં આવશે. કેદીને લઇ જાઓ !"

જોન છાતી કાઢી હિંમતથી ચાલી ગઇ એમ મને લાગ્યું, તોપણ મારૂં ધ્યાન ત્યાં નહોતું. મારી આંખો આંસુથી ભરપૂર હતી.

(૧૧)

જોન ઑફ આર્કની જીંદગી હવે કોશનના હાથમાં હતી, પણ જોનનો એકદમ પ્રાણ લઇ શકાય કે નહિ તેને માટે તેને શંકા હતી. પોતાના માથા ઉપર અપયશ વહોરી લઈ, જો તે જોનનો જીવ લે, તો લોકોમે જોનને માટે વધારે માન ઉત્પન્ન થાય; ને જોન નિર્દોષ હતી, છતાં મારી નાખવામાં આવી છે, એવું જો જાણવામાં આવે તો અંગ્રેજી સત્તાને પણ ધકકો લાગે. જોન જો પ્રજાની સમક્ષ પોતાને હાથે પોતાનો દોષ કબૂલ કરે, તોજ સીધેસીધું ઉતરે; પણ એ બને કેમ ?

મોટો વિચાર આ થઇ પડયો. કબૂલ કરે તે માટે દિવસોના દિવસ સુધી તેને સમજાવવામાં આવી હતી; પણ સઘળું અફળ ગયું હતું. બળાત્કાર કરવામાં આવ્યો હતો; અગ્નિ સમક્ષ લઈ

જવામાં આવી હતી. હવે શું રહ્યું હતું ? માંદી હોય, થાક ચઢયો હોય અને આગ સમક્ષ લઈ જવામાં આવે તોયે તે માને ખરી ?

વિચાર ઘણો સારો હતો; ગમે તેમ તોય તે અબળા હતી. મંદવાડ અને થાકની સામે તે યુદ્ધ કરી શકે નહિ.

હા, વિચાર સારો હતો. જોન પોતેજ બોલી ગઇ હતી કે, જો તમે મને દુઃખી કરશો, તો હું કદાપિ બોલી છું તેથી ઉલટું બોલીશ. આ વાત કોશને બરાબર સ્મરણમાં રાખી હતી.

પછી શું કરવું, તે કોશન જાણતો હતો. જો તેને અશક્ત કરી અગ્નિનો ભય દર્શાવવામાં આવે, તો ચોરી–છુપીથી કદાચ એક કાગળને બદલે બીજો કાગળ તેને ખબર ન પડે તેમ સેરવી દેવાય.

પણ જોન પોતાનો દોષ કબૂલ કરે તોપણ તેને જીવતી રાખવી પડે, તેનું કેમ કરવું ? આ બધી મહેનત તો તેનો જીવ લેવા માટેજ થતી હતી.

આની પણ બારી શોધી કઢાઈ. તેને ખોટી આશાઓ બતાવવામાં આવે, તો કદાચ તે પુરુષનાં વસ્ત્ર ત્યજી દે. આ વચનો તોડી શકાય, પછી યમરાજ તો તેને માટે તૈયારજ હતા.

વખત પણ અનુકૂળ હતો. જોનનો આત્મા જો કે હજી એવો ને એવો સબળ હતો, તોપણ તેની શારીરિક શક્તિ બહુ ઘટી ગઈ હતી.

આ જમાનાના લોકો જાણે છે કે, કોશનની યુક્તિઓ ઉપર પ્રમાણે હતી; પણ તે જમાનામાં લોકો આવું કંઈ પણ જાણતા નહોતા.

કેદીને પોતાના છેલ્લા દિવસની રાત્રિ શાંતિમાં ગુજારવા દેવી, એ સાધારણ નિયમ હોય છે; પણ કોશનના પક્ષના એક ધર્માધ્યક્ષને રાત્રે જોન પાસે લઈ જવામાં આવ્યો. તેણે કહ્યું કે, જો તું ધર્મમંદિરને તારી તપાસ સોંપી દે, તો તને કોઇ સોઇવાળા કારાગૃહમાં લઇ જવામાં આવે અને ત્યાં સ્ત્રીઓને પણ સાથે રાખવામાં આવે. આમાં પણ કોશનનો સ્વાર્થ હતો. આ તો ખોટો ડોળ હતો. જો જોનનું અશક્ત શરીર નિદ્રા અને વિશ્રાન્તિરહિત કરી નાખવામાં આવે તો બીજે દિવસે તે સુસ્ત અને નિર્બળ થઇ જાય—જેથી તે આવતા બપોરની ગરમી, ભય અને અગ્નિ સહન ન કરી શકે. જો આમ થાય તો ધારેલું કામ મુશ્કેલીવિના જલદીથી પાર પડે.

રસ્તાઓ ઉશ્કેરાઇ ગયેલાં માણસોથી ઉભરાતા હતા. ત્યાંથી માર્ગ કરવો, એ બહુજ દુર્ઘટ કાર્ય હતું. અર્ધી રાત્રિ થઇ હશે કે અમે એક મંદિર પાસે આવ્યા. અહીં બહુજ ઘોંઘાટ ચાલો

હતો. આખું મેદાન મસાલોથી ઉભરાઈ જતું હતું. આ મેદની વચ્ચે એક નાનકડો માર્ગ હતો, અમે ત્યાંથી મજુરો લાકડાં અને પાટીઆં લઇ જતાં હતાં. શું થાય છે, તે અમે પૂછયું. ઉત્તર મળ્યોઃ—

"આની ચિતા ખડકાશે. તમને ખબર નથી કે કાલે પેલી ફ્રેન્ચ ડાકણને બાળી નાખવામાં આવશે?"

અમે ચાલ્યા ગયા. ત્યાં ઉભા રહેવાની અમારામાં શક્તિ નહોતી.

હજી કંઈ મદદ આવી પહોંચશે, એવું હું ધારતો હતો; પણ હું કેટલો મૂર્ખ હતો! પણ ત્યારે મારી યુવાની હતી. યુવાન પુરુષો આશાજ રાખે છે, તેઓ શ્રદ્ધાળુજ હોય છે.

સવારે મેં જોયું તો એક મોટા ચોગાનમાં ચારે બાજુ માંચડા ઉભા કરવામાં આવ્યા હતા. મુખ્ય જગ્યાએ કોશન, તેના ન્યાયાધીશો, બીજા ધર્માધ્યક્ષો અને શહેરના બીજા મુખ્ય લોકો બિરાજમાન થયા હતા. વીસેક કદમ છેટે સીડીના આકારનો બીજો માંચડો હતો. આની ઉપર ચઢયા કે ચિતા આવતી હતી. આ ચિતા ઉપર લાકડાંનો મોટો ઢગલો હતો. ચિતાની નીચે તેને પ્રગટાવનાર તથા તેના બે મદદનીશો ઉભા હતા. તેઓના પગ પાસે થોડાંક અંબાડિયાં પડયાં હતાં. થોડેક છેટે લાકડાંનો બીજો જથ્થો પડયો હતો. આપણું શરીર આટલું બધું નાજુક, આટલું બધું કોમળ લાગે છે; પણ તેનો વિનાશ સહેલાઇથી થઇ શકતો નથી. શરીરથી પ્રાણને છૂટા કરવા એ બહુજ અઘરૂં છે.

ચિતાને જોઇ મારા આખા શરીરની નાડીઓ તૂટવા લાગી; તોપણ મને એમાં એટલી મોહની લાગી હતી કે વારંવાર મારી ઇચ્છા ન હોવા છતાં પણ તેની સામે હું જોતો.

માંચડા અને ચિતાની આસપાસ અંગ્રેજી લશ્કર ઉભું હતું, અને તેની પછવાડે લાખો પ્રેક્ષકોનાં મસ્તક દેખાતાં હતાં.

તોપણ ત્યાં જરાય અવાજ થતો નહોતો; જરાય હીલચાલ નહોતી—જાણે આખી સૃષ્ટિ મૃત્યુવશ થઇ ગઇ હોય! સૂર્યનાં કિરણો ચિતાની પાછળ ધીમે ધીમે ઉગતાં હતાં, અને મટમટતાં હતાં.

છેવટે શાંતિનો ભંગ થયો. માથાં બે હારમાં વહેંચાઇ ગયાં અને વચ્ચે કોઈ કૂચ કરતું હોય એમ લાગ્યું. શું એ અમારા પક્ષનાં માણસો હતાં? નહિ, એ તો કેદી અને તેનો પહેરો હતો; એ તો જોન ઑફ આર્ક હતી. અશક્ત હોવા છતાં તેને પગે ચલાવવામાં આવતી હતી. કેદમાં ભેજવાળી ઠંડી હવા હતી, અને હમણાં

તે ઉનાળાના ઉગ્ર તાપમાં ચાલતી હતી. લાંબો વખત કેદખાનામાં પડી રહેવાથી તેની ચાલવાની શક્તિ નષ્ટ થઇ હતી. દરવાજામાં તે દાખલ થઇ કે કોશનના એક મદદનીશે તેને સમજાવવા માંડી. આથી તેની મુંઝવણ અને થાક બંને વધ્યાં.

જેવી તે માંચડા ઉપર આવી કે આંખો બંધ કરી અને મોં નીચું ઘાલી તે પડી ગઇ. તેના હાથ ખોળામાં હતા. આરામ સિવાય તેને બીજા કશાની જરૂર નહોતી. દુઃખથી તેનું મોં આરસપહાણ જેવું ઉજળું થઇ ગયું હતું.

જોનની આવી સ્થિતિ જોઈ આ ભૂખ્યાં વરૂઓ કેટલાં રાજી થતાં હતાં! અહા! આ જોન ઑફ આર્ક હતી! તેની કીર્તિ આખા યૂરોપખંડમાં પ્રસરી રહી હતી. જગતના ઇતિહાસમાં તેના જેવું અદ્ભુત મનુષ્ય હજી કોઇ થયું નહોતું. શું એ સાચુંજ હશે કે, આ નાજુક પ્રાણીએ—આ નાનકડી છોકરીએ—આ સુંદર બાળાએ—આ કોમળ બાળાએ હલ્લો કરી કિલ્લાઓ જીત્યા હતા? અરે એટલુંજ નહિ, પણ પોતે એકલીએ ભલભલાને હંફાવી ફ્રાન્સની બુદ્ધિ અને વિદ્યાથી જે કામ પૂરૂં ન પડયું, તે તેણે પૂરૂં કર્યું હતું!

જોનને અશક્ત કરી નાખવા કોશને પોતાથી બનતું કર્યું; તોપણ હજી એક વસ્તુ બાકી રહી હતી—અને તે એ કે, આવા સખ્ત તાપમાં તેની આગળ ભાષણ કરી તેને વધારે મુંઝવવી.

ઉપદેશક આવ્યો કે જોને કંટાળી તેના તરફ જોયું; અને નીચું ઘાલી દીધું. ઉપદેશકે પોતાનું ભાષણ ચલાવ્યું. ઘણી વાર સુધી તે ચાલ્યું. એ ભાષણમાં તેણે અમારા રાજાને ઘણી ગાળો દીધી. જોને આથી ક્રોધે ભરાઇને કહ્યું:—

"તારી લવારી બંધ રાખ; તું નકામાં ચીંથરાં ફાડે છે."

લોકો આથી હસવા લાગ્યા. બિચારો ઉપદેશક કોડીનો થઇ ગયો હતો.

અહા! લોકો કેવાં અસ્થિર હોય છે! મૂર્ખ હોય છે! તેઓ જોનને બાળી નાખવા ઇચ્છતા. કારણકે તેમાં તેમને તમાસો જોવા મળતો; પણ તેની સાથે તેની સમયસૂચકતા અને તેની બહાદુરીનાં પણ વખાણ કરવા તેઓ ન ચૂકતા. ગમે તેમ હોય—ઇચ્છા ન હોય તોપણ મહાત્માને વંદન કરવું ને કરવુંજ જોઇએ.

ધર્મમંદિરને શરણે જવા માટે જોનને ઉપદેશકે પાછી સમજાવી, અને તેને મુંઝવી મુંઝવી તદ્દન અશક્ત કરી નાખી.

જ્યારે તેના મિત્રો ઉપર દોષ મૂકવામાં આવ્યો ત્યારે તે બોલી: "જે કર્યું છે તે મેં કર્યું છે; એમાં કોઇનો વાંક નથી. હુંજ સઘળાં કામો માટે જવાબદાર છું."

દરમિયાન ન્યાયાધીશો પરસ્પર યુક્તિઓ ઘડતા હતા, પણ હવે લોકો અધીરા થવા લાગ્યા. ઉભા રહેવાથી અને સખ્ત તાપથી તેઓ કંટાળી ગયા હતા. હવે કામ બને તેટલી ઉતાવળથી ઉકેલવાની આવશ્યકતા હતી. છેવટે એક ન્યાયાધીશને જોન પાસે મોકલવામાં આવ્યો. તેણે જોનને કહ્યું:–

"તારે તારો બચાવ ખેંચી લેવો છે?"

"શું?"

"તારો દાવો ખોટો છે, એમ તું કહે છે?"

"શું?"

જોન સાંભળતી નહોતી. તેની ઇંદ્રિયો થાકથી સૂઇ ગઇ હતી. તેણે સાંભળવા પ્રયત્ન કર્યો, પણ આખા વાકયનો તે અર્થ સમજી શકી નહિ. દુઃખથી–મુંઝવણથી–ગભરાટથી તે ચીસ પાડી ઉઠી–

"ગમે તેમ હોય, તોપણ મારો ન્યાય હું સૃષ્ટિના સનાતન ધર્મને સોંપું છું."

એવામાં અવાજ આવ્યો:–

"તારે તારો બચાવ પાછો ખેંચી લેવો પડશે, નહિ તો તને બાળી નાખવામાં આવશે. આ તું નક્કી જાણજે."

જોને આ ભયંકર શબ્દો સાંભળી ઉંચું જોયું. તેણે પહેલીજ વાર ધગધગતી ચિતા જોઇ. તેનો શ્વાસ ઉંચે ચઢવા લાગ્યો, શરીર લથડીઆં ખાવા લાગ્યું, ચિતાને અને લોકોને જાણે તે સ્વપ્નામાં જોતી હોય, એવા આશ્ચર્યથી કંઇ પણ વિચાર વિના શૂન્ય વૃત્તિથી જોવા લાગી.

થોડીક વારમાં પાદરીઓનું એક ટોળું તેને સમજાવવા લાગ્યું. લોકોમાં ચારે તરફ ઉશ્કેરણી ફેલાઇ.

"સહી કર, અમે કહીએ છીએ એમ કર. ખાલી મફતની શું કામ બળી મરે છે?" જોનને કાને વિનતિ અને આજીજીના અવાજ આવ્યા, અને એવામાં એક બીજો અવાજ આવ્યો. કોશન જોનને થવાની શિક્ષા વાંચવાની તૈયારીમાં હતો.

જોનની શક્તિ ગુમ થઇ ગઈ. ગભરાટથી તે આમતેમ જોવા લાગી. પછી ઘુંટણ ઉપર બેસી માથું નીચે ઝૂકાવીને તે બોલી:

"તમે કહો તેમ હું કરૂં છું."

જ્યારે એક પાદરી સંમતિપત્ર વાંચતો હતો, ત્યારે જોન તેના શબ્દોનો ફરી ફરી ઉચ્ચાર કરતી હસતી હતી. તેનો આત્મા અન્ય ભૂમિમાં ભમતો હતો.

પછી પેલો નાનો કાગળ દૂર કરી તેને બદલે અસંખ્ય પાનાંનો પોથો ત્યાં સેરવી દેવામાં આવ્યો. જોને કહ્યું કે, મને લખતાં આવડતું નથી, તેથી એક જણાએ તેનો હાથ ઝાલી "જીની" એવા ઘુંટરડા કર્યા.

ધારેલું કાર્ય પરિપૂર્ણ થયું; જોને સહી કરી હતી? શેના ઉપર? પોતે તે જાણતી નહોતી, પણ બીજા તે જાણતા હતા. પોતે ડાકણ છે, જાદુગરણ છે, પિશાચો સાથે વ્યવહાર રાખે છે, ખોટી છે, ધૂતારી છે, પ્રભુને નિંદનારી છે, લોહીની તરસી છે, અશાન્તિની ઉપાસક છે, ક્રૂર છે, ઘાતકી છે, સેતાન તરફથી આવેલી છે વગેરે વગેરે એ સહી કર્યાથી તેણે કબૂલ રાખ્યું હતું અને પુરુષનાં વસ્ત્ર ત્યજી દેવા વચન આપ્યું હતું. બીજાં અગણિત વચન દીધાં હતાં, પણ આ એકજ તેના વિનાશ માટે સંપૂર્ણ હતું.

પછી કોશને પત્ર વાંચી તેને ધર્મમાં લીધી, અને પૂજાપાઠના હકક આપ્યા. જોને આ સાંભળ્યું. તેને કેટલો આનંદ થયો હશે! પણ નહિ; હું છેતરાયો હતો. જોનને જે હકક આપ્યા હતા, તે તુરતજ છીનવી લેવામાં આવ્યા. કોશને લેશ પણ દયા વિના આ પ્રાણઘાતક શબ્દો ઉચ્ચાર્યા:–

"હવે તું તારા ગુન્હાઓનું પ્રાયશ્ચિત્ત કરે, તેને માટે હું તને જીવનકેદની શિક્ષા કરૂં છું!"

જોનને કેદમાંથી છોડી મૂકવાનું અગાઉ સ્પષ્ટ વચન અપાયું હતું. "જીવનકેદ" જોને આ વાત સ્વપ્નમાં પણ ધારી નહોતી.

જોન પાષાણવત થઇ ગઈ! સ્તબ્ધ, શાન્ત તે ઉભી રહી; પૂતળું થઇ ગઈ! તેણે આ સાંભળ્યું, એવામાં તેને કંઈક સાંભર્યું. તે બોલી:–

"તમે મને ધર્મમંદિરમાં દાખલ કરી છે, તો હવે તમારા કેદખાનામાં મને લઇ જાઓ." સાંકળો ભેગી કરી તે ત્યાંથી ચાલવા મથી. તેની સાથે ત્યાં સ્ત્રીઓને રાખવામાં આવશે, એમ તે ધારતી હતી.

પણ કોશને હસીને મશ્કરી કરીને કહ્યું:–

"જ્યાંથી તે આવી, ત્યાં તેને પાછી લઈ જાઓ."

ગરીબ બાળા ! આ દેખાવ બહુજ દયાજનક હતો. મૂંગી, નિઃશબ્દ તે ઉભી હતી. હા, તેને છેતરવામાં આવી હતી. હવે તેને બધી ખબર પડી.

જીગર તૂટી ગયું હોય, તેમ મોં આગળ હાથ રાખી ઝારઝાર રોતી રોતી અકળાતી અકળાતી તે ચાલી.

આવી સ્થિતિમાં જોન ઑફ આર્કને ઘસડી જવામાં આવી.

(૧૨)

અમને એમ લાગ્યું કે, છેવટે જોન મૃત્યુના પંઝામાંથી છટકી ગઇ હતી. લોકો નિરાશ થઇ કોશનને ગાળો ભાંડવા લાગ્યાં, અને મારી પણ નાખત.

પણ નહિ, ત્યારે હું નાનો હતો, ઘણો નાનો હતો.

કોશને શું જોનને શાંતિમાં રહેવા દીધી ? નહિ. તુરતજ તે જોનની પછવાડે સીધો ગયો. જઇને તેણે જોનને કહ્યું કે, તેં સ્ત્રીનો પોશાક પહેરવાનું વચન આપ્યું છે, તેથી આ વસ્ત્ર કાઢી નાખ. શું જોન આ સાંભળતી હતી ? નહિ. ઉજાગરા અને બગાસાંની પીડાથી તે બેશુદ્ધ જેવી થઇ ગઇ હતી. તેની ઇંદ્રિયો સચેત નહોતી. તેને પોતાના અંગ ઉપર કાબુ નહોતો. અજાણપણે તેણે કોશને આપેલાં વસ્ત્ર પહેરી લીધાં.

કોશનને હવે સંતોષ વળ્યો. તે ગયો. જોને સ્ત્રીનો પોશાક પહેર્યો હતો. વળી આ બાબત તેણે સાક્ષીઓ રાખ્યા હતા. આથી વધારે શેની જરૂર હતી ?

જોનના ઉપર હવે વધુ જાપ્તો રાખવામાં આવ્યો.

રવિવારનું સવાર આવ્યું; હું પથારીમાં પડયો પડયો વિચાર કરતો હતો. કંઇ પણ કુમક આવી પહોંચશે એવી હજી મને આશા હતી.

અફીણ, દારૂ, ગાંજો વગેરેથી નશો આવે છે, તેમ વિચારથી પણ નશો આવે છે. ઘણી વાર હું પડયો રહ્યો. એવામાં એક બુલંદ અવાજ રસ્તા ઉપર કિલબિલાટ કરતા લોકોમાંથી મારે કાને પડયો.

"જોન ઑફ આર્ક ફરી ગઇ છે ! વખત આવી પહોંચ્યો છે!" એટલે શું ? મારૂં હૃદય થંભી ગયું.

આ ઇતિહાસ લખું છું તે બનાવને ત્રેસઠ વર્ષ ચાલી ગયાં છે. પણ હજી આ અવાજના ભણકારા મારા ભીતરમાં વાગ્યા કરે

છે. પ્રભુએ મનુષ્યની બનાવટ કેવી કરી છે ! સુખનાં બધાં સંભારણાં ચાલ્યાં જાય છે અને દુઃખનાં સંભારણાં કાયમ રહે છે.

ધીમે ધીમે અવાજો વધ્યા. જાણે દુનિયાજ તેથી ભરી હોયને!

મેં તપાસ કરી. વાત સાચી હતી. જોન વળી પાછી ફરી ગઈ હતી. તેણે પહેરેલો સ્ત્રીનો પોશાક પડતો મૂકી પાછો પુરુષનો પોશાક પહેર્યો હતો.

જોને કોઈ ઉપર આરોપ ન મૂકયો. આરોપ મૂકવાનો તેનો સ્વભાવજ નહોતો. જોનને ખબર હતી કે, આ સઘળા છળકપટનો કર્તા કોશનજ છે. જોને પુરુષનો પોશાક પાછો રાજીખુશીથી પહેર્યો નહોતો. જોન જ્યારે રાત્રે ઉંઘી ગઈ હતી, ત્યારે તેના એક પહેરેગીરે તેનો સ્ત્રીનો પહેરવેશ ચોરી લઈ તેને બદલે પુરુષનો પહેરવેશ કોશનની શીખવણીથી મૂકી દીધો હતો. જ્યારે તે જાગી, ત્યારે પોતાનાં અસલ વસ્ત્રની માગણી કરી; પણ તેને તે આપવામાં આવ્યાંજ નહિ. પછી આ પહેર્યા વગર છૂટકોજ નહોતો.

જોનને લાગ્યું કે, હું આવા જુલમ અને પ્રપંચ સામે ટકી શકીશ નહિ; અને તેથીજ તેણે તે પોશાક પહેર્યો હતો. તે હવે જીંદગીથી કંટાળી ગઈ હતી.

કોશનને પૂરો વિજય મળ્યો. જોનને નિરાધાર સ્થિતિમાં જોઇને આ રાક્ષસ આનંદના ઘુંટડા ભરતો હતો.

એક ન્યાયાધીશે જોનને પૂછયું:—

"પાછાં વસ્ત્ર તેં શું કામ બદલ્યાં ?"

જોને શાંતિથી કહ્યું:—

"વસ્ત્ર ન બદલવા મેં સોગંદ ખાધા હોય, એમ મને સાંભરતું નથી; અને ખાધા હોય તો મારી એવી ઇચ્છા નહોતી. પણ મને તેમ કરવાનો અધિકાર છે, કારણ કે મને જે વચન અપાયાં છે તે પળાયાં નથી."

"એ ગમે તેમ હોય, પણ તેં પુરુષનો પોશાક ત્યજી દેવા વચન આપ્યું છે."

જોને તે ક્રૂર પુરુષ તરફ જોઈ કહ્યું:—"આ કરતાં તો મરવું ભલું. મેં કદાચ કંઇ કબૂલ કર્યું હોય તો તે અગ્નિના ભયથી કબૂલ કર્યું હશે."

જોન હવે શુદ્ધિમાં હતી, હજી તે થાકી નહોતી. તેની હિંમત અને સત્યનિષ્ઠા પુનઃ પ્રકટી નીકળ્યાં હતાં. તે હવે નિર્ભયતા

થી અને ગંભીરતાથી બોલતી હતી. કારણ કે તેને ખબર હતી કે, આમ કરવાથી મૃત્યુ વહેલું આવશે—અને મૃત્યુ વહેલું આવે એમ વધારે સારૂં હતું.

જોનનો ઉત્તર તદ્દન સત્ય હતો. હું રોમાંચ અનુભવતો હતો. જ્યારે તે બોલતી હતી, ત્યારે મને લાગ્યું કે તે પોતાનેજ મૃત્યુની શિક્ષા કરતી હતી.

"મેં ચિતા ઉપર જે જે કબૂલ કર્યું હતું, તે સર્વ મારી મરજી વિરુદ્ધ અને સત્ય વિરુદ્ધ છે. મને એ કબૂલ કરવાની જરા પણ ઇચ્છા નહોતી. મને હવે આ સઘળાનું પ્રાયશ્ચિત્ત કરવા દો, મને મરવા દો. હવે મારાથી કેદખાનાની પીડા સહન થતી નથી."

આ શબ્દ સાંભળવા ખરેખર દયાજનક હતા. જોનનો સ્વતંત્ર આત્મા પરતંત્ર દેહથી છૂટવા માગતો હતો. કેટલાક ન્યાયાધીશો ગંભીર હતા. કેટલાક શોકગ્રસ્ત હતા. પાષાણહૃદયનો કોશન હસતાં હસતાં બોલ્યોઃ—

"હવે સુખમાં રહો. તે ખલાસજ થઇ ગઇ, એમ સમજજો!"

અનાથ ગરીબ બાળાને મારવામાં તારી શું વીરતા? ઓ ક્રૂર કોશન!

× × × ×

બીજે દિવસે બુધવારે સવારે જોનને મૃત્યુ માટે તૈયાર કરવા એક પાદરી મોકલવામાં આવ્યો. આ વખતે જોનનો ચહેરો શોકાતુર હતો. તે વિચાર કરતી હતી.

શું તે પોતાના વતન માટે વિચાર કરતી હતી? પોતાની બાલ્યાવસ્થા માટે? પોતાનાં માબાપ માટે? પોતાને થયેલા ગેરઈન્સાફ માટે? કે કેવી રીતે તેનું મૃત્યુ થશે તેને માટે?

અમે થોડીક વાર છેટે ઉભા રહ્યા. તેણે હજી અમને જોયા નહોતા—એટલી તે વિચારમગ્ન હતી. થોડીક વાર પછી પાદરીએ ધીમેથી કહ્યું:—

"જોન!"

તેણે ઉંચે જોઈ હાસ્ય કર્યું. હાસ્ય ફિક્કું હતું. તે બોલીઃ—

"બોલો, શું સંદેશો લાવ્યા છો?"

"મારા શબ્દો તમે સહન કરી શકશો?"

માથું નીચે નમાવી જોને કહ્યું: "હા."

"હું તમને મૃત્યુ માટે તૈયાર કરવા આવ્યો છું."

જોનના નિર્બળ અંગમાં ધ્રૂજારી છૂટી. બધું સ્તબ્ધ હતું.

થોડી વાર પછી જોને ધીમેથી કહ્યું:–

"મારૂં મોત ક્યારે છે ?"

"હમણાંજ."

ફરીથી જોનનાં રૂંવાડાં ઉભાં થયાં.

"અહા ! એટલું વહેલું મારૂં મોત છે ? !"

લાંબો વખત શાંતિ પ્રસરી. ઘંટ દૂરથી ફરી સંભળાયો. અમે ત્યાં ધ્યાન આપતાં બેઠાં હતાં. છેવટે જોને શાંતિ ભાંગી:–

"કેવી રીતે મારૂં મોત થવાનું છે ?"

"અગ્નિથી."

ચિત્તભ્રમની માફક તે એકદમ ઉભી થઇ, માથાના વાળ ખેંચવા લાગી અને ખેંચતાં ખેંચતાં રડવા લાગી. અરે ! કેવો દયાજનક તેનો સ્વર હતો ! અમારાં મોં સામે તે વારે ઘડીએ જોયા કરતી હતી–જાણે અમે તેને કંઇક આશ્વાસન આપીએ. રણસંગ્રામમાં પણ તે દયા દર્શાવ્યા વિના રહી નહોતી. હવે તે બીજા તરફથી દયા ઇચ્છતી હતી. રોતી રોતી તે બોલી:–

"હા ! હા ! તેની મને આગળથીજ ખબર હતી. અરે ! મારી સાથે આવું ક્રૂર વર્તન ! કેટલું ઘાતકીપણું ! મારૂં આ શરીર બળીને ખાક થશે ? મારૂં માથું સાત વાર કાપી નાખ્યું હોત, તોપણ તે આવા ક્રૂર મૃત્યુ કરતાં બહેતર હતું. મને અપાયેલાં બધાં વચનનો ભંગ કરવામાં આવ્યો છે. મને અન્યાય થયો છે. ન્યાય ચૂકવવા હું પ્રભુને વીનવું છું ! પ્રભુ ! પ્રભુ !" અમે આ શબ્દો સાંભળી ન શક્યા. કારણ કે અમારા કાનો જડ બની ગયા હતા. અમારી આંખો આંસુથી ભરપૂર હતી. અમે અમારાં મોં ફેરવી ગયા. હું ઉભો થયો. તેણે મને ઓળખ્યો. હું ઉભો થયો તેનું પરિણામ શું આવશે, તે તેણે જાણી લીધું; તે કોઈ ન સાંભળે તેમ મારા કાનમાં બોલી: "ઉછાંછળો થઈ તારા જીવને તું જોખમમાં નાખ નહિ. પરમેશ્વર તને સુખી રાખે !" તેણે આમ કહી મારા હાથને પોતાનો હાથ અડાડયો. જોન સૌથી છેલ્લે કોઇને અડકી હોય, તો તે મનેજ અડકી હતી. કોઈએ આ જોયું નહિ. ઈતિહાસ આ વાત જાણતો નથી; પણ હું તમને જે કહું છું, તે સાચુંજ છે.

એટલામાં દૂરથી કોશન આવતો દેખાયો. જોને તેની પાસે જઇ કહ્યું:–

"બીશપ ! તમારા પ્રપંચને લીધેજ હું મરૂં છું;—"

કોશને તે હસી કાઢયું.

"અને આ અન્યાય માટે હું તમને પરમેશ્વર આગળ જવાબદાર ગણું !"

કોશનને આ વાકય પસંદ ન આવ્યાં, તે મોં ફેરવી ડંખતાદિલે શોકમાં ચાલ્યો ગયો.

જોન થોડીકવાર વિચાર કરતી ઉભી રહી. પછી તે શાન્ત પડી આંખો લૂછવા લાગી. રોવાને બદલે હવે તે ડૂસકાંજ ભરતી હતી. ધીમે ધીમે તેનું હૃદય શાન્ત પડયું. પાદરી સામે જોઇ તે બોલી:—

"આજે રાત્રે હું ક્યાં હોઇશ ?"

"તમને પરમેશ્વરમાં શ્રદ્ધા નથી ?"

"હા છે; તેની કૃપાથી હું સ્વર્ગમાં બિરાજીશ."

પછી જોનને પાઠપૂજાની વિધિ કરાવવામાં આવી.

હવે જોનના હૃદયમાંથી બળી મરવાનો ભય જતો રહ્યો. ફરીથી અંતકાળ સુધી તે ભય દેખાયોજ નહિ. માત્ર એક પળ સિવાય અને તે પળ પણ વહી ગઇ.

જોન હવે દૃઢ હતી.

નવ વાગે ફ્રાન્સને સ્વતંત્ર કરનાર, ઓર્લિયન્સની નિર્દોષ યુવાન કુમારિકા, પોતાના સ્વદેશ માટે પોતાની જીંદગીની આહુતિ આપવા ચાલી. તેને ગુન્હેગારની ગાડીમાં બેસાડવામાં આવી.

જોને સફેદ જભ્ભો પહેર્યો હતો. સાધુના જેવી તે પવિત્ર લાગતી હતી. તેનું વદન ઘણુંજ સુંદર અને કાંતિમાન હતું. કેદખાનામાંથી તેને બહાર લાવવામાં આવી કે તેના ગાલોને ભગવાન સૂર્યનારાયણના તેજે રંગી દીધા. લોકો તેના લાલિત્યથી છક્ક થઇ પગે લાગવા લાગ્યા. તે ગેબી સ્વપ્નામાં છે, એવું તેઓને લાગ્યું. સ્ત્રીઓ રડતી હતી. સૌ જોન માટે પ્રાર્થના કરતાં હતાં. આ પ્રાર્થનાથી જોનને દિલાસો મળવા લાગ્યો.

"પરમેશ્વર ! એના ઉપર દયા કરો !" ગંભીર અવાજ ઉઠયો.

આ સાચુંજ છે. એક ઇતિહાસકાર લખે છે કે:—

"જે લોકો ગરીબ હતાં, તેઓની પાસે જોનને આપવા પ્રાર્થના સિવાય બીજું કંઇ પણ હતું નહિ; પણ આ પ્રાર્થના નિરર્થક નહોતી. લોકો રડતાં હતાં. મીણબત્તીઓ સળગાવી પગે લાગી તેઓ પ્રાર્થના કરતાં હતાં. આ લોકોની બે હાર વચ્ચે જોન ચાલી

જતી હતી. આવો દયાજનક બનાવ ક્યાંકજ મળી આવશે. ”

આખે માર્ગે આમ ને આમ ચાલ્યું. હજારો–લાખો ઘુંટણીયે પડી પગે લાગતા. ઝીણી પીળી મીણબત્તીઓ મેદાન ઉપર ખીલતાં ફૂલ જેવી લાગતી હતી.

એક મોટા ચોગાનમાં એ ને એ બે માંચડા અને ચિતા ગોઠવવામાં આવ્યાં હતાં. પહેલા ઉપર જોન અને તેના ન્યાયાધીશો હતા; બીજા ઉપર મુખ્ય મુખ્ય હોદ્દેદારો હતા. આખું મેદાન લોકોથી ભરચક હતું. માળા ઉપરની બારીઓ અને માળા ઉપરનાં બારણાં પણ લોકોની ઠઠથી ભરપૂર હતાં.

જ્યારે સઘળી તૈયારીઓ થઇ રહી, ત્યારે ઘોંઘાટ ધીમે ધીમે શાન્ત પડવા લાગ્યો. મનોવેધક ગંભીરતા ફેલાઇ.

સૌ દેખી શકે, એવા ઉચ્ચ સ્થાને જોનને લાવવામાં આવી. તેને છૂટી બેસાડવામાં આવી. એનો અર્થ એવો હતો કે, ધર્મ-મંદિરે તેને ત્યજી હતી. એકાન્તમાં બેઠી બેઠી દેહાંતની તે રાહ જોતી હતી.

એવું એક પણ હૈયું નહોતું કે જેના ઉપર આ દેખાવની અસર ન થાય. અસંખ્ય આંખો આંસુથી ભરપૂર હતી. અસંખ્ય હૈયાં પીગળતાં હતાં. આ હૈયાં પથ્થરનાં હતાં, તોપણ તે મનુષ્યનાં હતાં.

ન્યાયાધીશ પણ શિક્ષાપત્ર વાંચી ન શકયો. માત્ર તે આજ શબ્દ બોલ્યોઃ “તેને પકડો.” પછી ચિતા પ્રગટાવનારને કહ્યુંઃ “તારી ફરજ બજાવ.” એક સિપાઇએ લાકડીના ટુકડા કરી તેનો ક્રૉસ જેવો આકાર બાંધીને કર્યો, અને આ ક્રૉસ જોનને આપ્યો. જોને આ ક્રૉસ ચૂમી પોતાની છાતી સરસો ચાંપ્યો. પછી પાસેના મંદિરમાંથી એક ક્રૉસ લાવવામાં આવ્યો. આ ક્રૉસને પણ તેણે ચુંબન કરી આહ્‌લાદથી હૈયે ચાંપ્યો અને તેને ફરી ફરીને ચૂમી લઇને રોતી રોતી ઈશ્વર તથા તેના ભક્તોનાં વખાણ કરવા લાગી. આમ ક્રૉસને હોઠ પાસે લાવી રડતી રડતી તે ચિતાનાં પગથીઆં ચઢી. ચિતા પ્રગટાવનાર પણ ચઢયો. તેના કોમળ શરીરની આસ-પાસ સાંકળો વિંટી દઇ તેને જકડી લેવામાં આવ્યું અને પછી ચિતા ઉપર તેને એકલી મૂકી ચિતા પ્રકટાવનાર નીચે ઉતર્યો. અફસોસ ! જેના લાખો મિત્ર હતા તે આજે એકલીજ હતી !

મારી આંખો આંસુથી ઝાંખી થઇ ગઈ હતી તોપણ આ મેં જોયું. મારી આંખની કીકીઓ હજી સાક્ષી પૂરે છે કે, છેલ્લે સુધી

જોન ઑફ્ આર્કના અંગનું લાલિત્ય ઝંખવાયું નહોતું.

જોન આ વખતે પોતાનો અને પોતાના દુઃખનો વિચાર કરતી હોતી; પણ પોતાની પાછળ બીજાંનું શું થશે, તેને માટે તે શોચતી હતી. ચિતા ઉપરથી તે સુંદર શહેરના મિનારા જોઇને બોલીઃ—

"રાઉન ! રાઉન ! હું મરૂં છું. હવે તો તારા ઉદરમાંજ કબર થશે ! ! રાઉન ! રાઉન ! મને ભય રહે છે કે, નિરપરાધીનો જીવ લેવા માટે તારાં બાલુડાંને મોટું પ્રાયશ્ચિત્ત કરવું પડશે !"

એક ધૂમાડાનો ગોટો જોનના મોં પાસે થઇને ચાલ્યો ગયો. જોન પાણી ! પાણી ! કરવા લાગી; પણ બીજીજ પળે તેનો તે ભય જતો રહ્યો. હવે તે શાંતિથી ત્યાં ઉભી.

પોતાની નીચે બળતા અગ્નિનો સૂસવાટ તેણે સાંભળ્યો. તેની નજર ક્રૉસ ઉપર હતી. પછી તે કાળો ધૂમાડો અગ્નિની રાતી જ્વાળા પ્રકટાવતો જોનની આસપાસ વિંટાવા લાગ્યો અને તેને પોતાના વિશાળ ઉદરની અંદર છુપાવી વધારે ને વધારે પ્રચંડ થતો ગયો. ચિતામાંથી હજી જોનની પ્રાર્થનાનો મધુર અને સ્વચ્છ સ્વર સંભળાતો હતો. એક પવનના ઝપાટાએ જ્વાળાને બીજી બાજુ ફેરવી દીધી, અને તેમાં જોનના હાલતા હોઠ ઝાંખા ઝાંખા જોવામાં આવ્યા ! છેલ્લે એક મોટી જ્વાળા ઉછળી આવી અને તે વદનકમળ તેમાં લુપ્ત થઇ જઇને ફરીથી તેને કોઈ જોવા પામ્યું નહિ !

આહા ! હવે તે અમારાથી છૂટી પડી લાંબી મુસાફરીએ નીકળી પડી હતી ! જોન ઑફ્ આર્ક ! કેટલા નાનકડા નાજુક આ શબ્દો છે ! પણ તે પવિત્ર નામાભિધાનની અધિકારી વ્યક્તિ આ વિચિત્ર જગત ઉપરથી ચાલી ગઇ છે !



# उत्तम चरित्रोना फायदा

## (અનુભવીઓના ઉદ્‌ગાર)

"જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવામાટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી-વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ—ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમ-શૌર્ય દાખવો એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઉંડી છાપ પડે છે, અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઈ આગળ વધે છે."

*    *    *    *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ; અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગી-દાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહ-વાસમાં રહેવું. જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

*    *    *    *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

*    *    *    *

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે,ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે મહત્તાનો દરવાજો સર્વ કોઇ માટે ઉઘાડો છે."

*    *    *    *

આવું છે તેથીજ આ સંસ્થા તરફથી ઉત્તમ ચરિત્રો નીકળે છે, જેની વિગત અન્યત્ર આપી છે.